શ્રીમદ્ રાજચંદ્રના વિચારોએ જે સૃષ્ટિ સન્મુખ તે સ્થિર થયા છે તે સૃષ્ટિમાં જે કંઇ સ્ફુરણા ઉત્પન્ન કરી હોય તે શોધકબુદ્ધિદ્વારા જાણવા જગત્ ઇચ્છે એ સ્વભાવિક છે.

શ્રીમદ્ રાજચંદ્રની વિચારશ્રેણિનો ઇતિહાસ યથાયોગ્ય આ લેખવામાં આવે, તોજ તેઓના જીવનનો પરિચય નિર્ધારી શકાય. આમ થવા અર્થે તેઓના વિચાર સમૂહને પૃથક્કરણપૂર્વક શોધવાની અગત્ય છે. પૃથક્કરણપૂર્વક શોધાયા પછી જે શોધનતત્ત્વો નીકળે તેને અનુક્રમ આપ્યાથી વિચારશ્રેણિનો ઇતિહાસ આલેખી શકાવા યોગ્ય છે.

અમદાવાદ,
કાર્તિક પૂર્ણિમા, **મનસુખલાલ.**
૧૯૭૦.

[ દ્વિતીયાવૃત્તિ. ]

શ્રીમદ્ રાજચંદ્રની સોળ
ની વય પહેલાંથી તે દેહો
ચેતના વિચારોનો વર્તમ
એકત્ર થયેલો સંગ્રહ અત્ર
થાય છે.

શ્રીમદ્નું જીવન ગ્રંથારૂઢ
જોવાની પ્રબળ ઇચ્છા ઘણ
જ્ઞાસુઓની છે, તથાપિ તે ઇ
અનુકૂળ થવું શક્ય જણાયું
કેમકે તેઓશ્રીનું જીવન
કરી આભ્યંતર દશાનો વિષ
અને તેવી આભ્યંતર દશાનું
આલેખવું તે વિશેષ નહીંતો
રૂપ દશા અને સામર્થ્યના
મહાશયોનું કાર્ય છે; સા
બુદ્ધિનું નથી.

પરમાર્થપ્રવૃત્તિ પૌદ્ગલિક
ણોને હાનિરૂપ થતી ભાસે તે
પ્રત્યક્ષ અજ્ઞાન છે એમ જ્ઞાનુ
આ ગ્રંથ શોધનવૃત્તિ પૌદ્ગ
કારણોને હાનિરૂપ નિમિત્ત થ
છે એવી કલ્પના રહા કરવી
આત્મશિથિલતા જ છે.

રાગભાવ, પ્રમાદ, મંદક્ષયો
શમ શારીરિક અને માન
અસ્વસ્થતા આદિ કારણો
શોધનને વિઘ્નરૂપ પરિણમ્યાં હ
અને તેથી જે શોધનદોષ રહ્યા હ
તે માટે ક્ષમા ઇચ્છું છું.

મુંબઇ,
આશાઢ વદ ૫, **એક આત્માર્**
વિ. સં. ૧૯૬૧.

( પ્રથમાવૃત્તિ. )

આ ત્રીજી આવૃત્તિ સંશોધિત સ્વરૂપમાં બહાર પાડવાના આશયથીજ સદ્‌ગત મનઃસુખભાઇએ આ કામ હાથ ધરેલું. પણ કુદરતની ઇચ્છા એ નિર્માણની વિરૂદ્ધની જણાઇ અને બીજી આવૃતિનું પુનઃમુદ્રણ પૂરૂં થયું અને વિશેષ પત્રો ઈત્યાદિ સંશોધિત કરવાનું આવ્યું ત્યાં તો મનઃસુખભાઈ ચાલ્યા ગયા એટલે એ કામ અધુરૂં રહે છે તેને માટે તેમજ આ પુસ્તકમાં જે કાંઈ મુદ્રણના કે અન્ય દોષો રહ્યા હોય તેને માટે વાંકચવૃંદને ક્ષમા માંગીનેજ વિરમવાનું રહે છે.

રાજકોટ,
મહા શુદ ૧૦ શુક્રવાર.
સંવત ૧૯૮૦.

હેમચંદ ટોકરશી
મહેતા.

# પ્રસ્તાવિક બે બોલ.

---

આ પુસ્તકની નવી આવૃત્તિની પ્રસ્તાવના લખી આપવાનો આગ્રહ ભાઇ હેમચંદે મારી પાસે કર્યો. હું યોગ્ય પ્રસ્તાવના લખવા તૈયાર નહોતો અને હજુ નથી. મારા વ્યવસાયો મને બીજાં મનપસંદ કાર્યો કરવા દેતાજ નથી. તેમાં મારો મોહ હશે કે એજ મારૂં કર્તવ્ય છે એ વિષે મતભેદ હોય, પણ વસ્તુસ્થિતિ આવી છે. હું તો કર્તવ્ય સમજી વ્યવસાયોને વળગી રહ્યો છું. વાંચનાર તેને મોહદશા માને તો મારી દયા ખાય પણ મારી આવી સ્થિતિમાં હું શ્રીમદ્ રાજચંદ્રના લખાણોની પ્રસ્તાવના કેમ લખી શકું? આ વિચારો કર્યા કરતો હતો તેટલામાં મને ખ્યાલ આવ્યો કે મેં યરોડાની જેલમાં તેમનાં કેટલાંક સ્મરણો લખવાનો આરંભ કરેલો. તેમાંનું પહેલું પ્રકરણજ પ્રસ્તાવના રૂપેજ મૂકું તો તે કદાચ પ્રસ્તાવનાનો અર્થ સારે. આ દૃષ્ટિયે હું તે સ્મરણોનું પહેલું પ્રકરણ વાંચી ગયો ને મને તે પ્રકરણ ઠીક લાગવાથી નીચે આપું છું.

"જેના પવિત્ર સ્મરણો લખવાનો હું આદર કરૂં છું તે સ્વ૦ શ્રીમદ્ રાજચંદ્રની જન્મ તિથિનો આ દિવસ છે, એટલે કાર્તિક પુર્ણિમા, સં. ૧૯૭૯. મારો પ્રયત્ન શ્રીમદ્ રાજચંદ્રનું જીવનચરિત્ર લખવાનો નથી એ કાર્ય મારી શક્તિ બહાર છે. મારી પાસે સામગ્રી નથી. જીવનચરિત્ર લખવું હોય તો હું તેમની જન્મ ભૂમિ વવાણિઆમાં કેટલીક વખત ગાળું, તેમનું રહેવાનું મકાન તપાસું, તેમના રમવા ભમવાનાં સ્થાનો જોઉં, તેમના બાળમિત્રોને મળું, તેમની નિશાળમાં જઇ આવું, તેમના મિત્રો, અનુયાયીઓ, સગાંસંબંધીઓને મળું, તેમની પાસેથી જાણવાનું જાણી લઉં ને પછીજ લખવાનો આરંભ કરૂં. આમાંની કોઇ વસ્તુનો મને પરિચય નથી. પણ સ્મરણો લખવાની પણ મારી શક્તિ અથવા યોગ્યતા વિષે મને શંકા ઉત્પન્ન થઇ છે. અવકાશ હોય તો તેમના સ્મરણો લખું એવો ઉદ્ગાર મેં એકથી વધારે વખત કહાડેલો મને યાદ છે. તેમના એક શિષ્ય કે જેમને સારૂં મારા મનમાં ઘણું માન છે, તેમણે તે સાંભળેલ અને આ આરંભ મુખ્યત્વે તેમને સંતોષવાને ખાતર છે. શ્રીમદ્ રાજચંદ્ર જેમને હું રાયચંદભાઇ

અથવા કવિ એવા નામથી પ્રેમ અને માનપૂર્વક બોલાવતો તેમના સ્મરણો લખી તેનું રહસ્ય મુમુક્ષુ પાસે મૂકવું એ મને ગમે, પણ મારી યોગ્યતા વિષે મને શંકા થઈ છે, એટલે હવે તો મારો પ્રયાસ કેવળ મિત્રને સંતોષવા પુરતો છે. તેમના સ્મરણોને હું ન્યાય આપી શકું તેને સારૂ મને જૈન માર્ગનો સારો પરિચય હોવો જોઇએ. મારે કબુલ કરવું જોઇએ કે તે નથી. તેથી મારૂં દૃષ્ટિબિંદુ હું અત્યંત સંકુચિત રાખવાનો છું. જે જે સ્મરણોની મારા જીવન ઉપર છાપ પડી છે તેની નોંધ અને તેમાંથી જે શિક્ષણ મને મળ્યું છે તેજ આપી હું સંતોષ માનીશ. કદાચ જે લાભ મને મળ્યો છે તે અથવા તેવો તે સ્મરણોમાંથી વાંચનાર મુમુક્ષુને પણ મળે.

મુમુક્ષુ શબ્દ મેં ઇરાદાપૂર્વક વાપર્યો છે. બધી જાતના વાંચનારને સારૂ આ પ્રયાસ નથી

મારી ઉપર ત્રણ પુરૂષોએ ઉંડી છાપ પાડી છે. તે ટૉલસ્ટોય, રસ્કિન અને રાયચંદભાઇ. ટૉલસ્ટોયની તેમના અમુક પુસ્તકદ્વારા અને તેમની સાથેના થોડા પત્ર વ્યવહારથી, રસ્કિનને તેના એકજ પુસ્તકથી જેનું ગુજરાતી નામ 'સર્વોદય' * એવું મેં પાડ્યું છે અને રાયચંદભાઇએ તેમની સાથેના ગાઢ પરિચયથી. હિંદુ ધર્મમાં મને શંકા પેદા થઈ તે સમયે મદદ કરનાર રાયચંદભાઇ હતા. સન ૧૮૯૩ ની સાલમાં દક્ષિણ આફ્રીકામાં ખ્રીસ્તી સજ્જનોના ખાસ સંબંધમાં હું આવેલો. તેમનું જીવન સ્વચ્છ હતું. તે ધર્મ ચુસ્ત હતા. બીજા ધર્મવાલાને ખ્રીસ્તી થવા સમજાવવા એ તેમનો મુખ્ય વ્યવસાય હતો. જો કે મારો તેમની સાથે સંબંધ વ્યવહારિક કાર્યનેજ અંગે થયેલો તો પણ તેમણે મારા આત્માના કલ્યાણને અર્થે ચિંતા કરવા માંડી. મારૂં એક કર્તવ્ય હું સમજી શક્યો. જ્યાં સુધી હિંદુધર્મનું રહસ્ય હું પુરેપુરૂં જાણી ન લઉં ને તેમાંથી મારા આત્માને અસંતોષ ન થાય ત્યાં સુધી મારા જન્મનો ધર્મ મારે નજ તજવો જોઇએ. તેથી મેં ધર્મ પુસ્તક વાંચવાં શરૂ કર્યાં. ખ્રિસ્તિ તથા મુસલમાની ધર્મ પુસ્તકો વાંચ્યા. હિંદુ ધર્મ પુસ્તકો વાંચ્યા. લંડનમાં થયેલા ઇંગ્રેજી મિત્રો સાથે પત્ર વ્યવહાર ચલાવ્યો. તેમની આગળ મારી શંકાઓ મૂકી, તેમજ હિંદુસ્થાનમાં જેઓની ઉપર મારી કંઈ પણ આસ્થા હતી તેમની સાથે પત્ર વ્યવહાર ચલાવ્યો એમાં રાયચંદભાઇ

* Unto This Last.

મુખ્ય હતા. તેમની સાથે તો મને સરસ સંબંધ હતો. તેમના પ્રત્યે માન હતું તેથી તેમની મારફતે જે મળી શકે તે મેળવવા વિચાર કર્યો. તેનું પરિણામ એ આવ્યું કે હું શાંતિ પામ્યો. હિંદુ ધર્મમાં મને જે જોઇએ તે મળે એમ છે એવો મનને વિશ્વાસ આવ્યો. આ સ્થિતિને સારૂ રાયચંદભાઈ જવાબદાર થયા એટલે મારૂં માન તેમના પ્રત્યે કેટલું હોવું જોઇએ તેનો ખ્યાલ વાંચનારને કંઇક આવશે.

એમ છતા મેં એમને મારા ધર્મગુરૂ નથી માન્યા. ધર્મગુરૂની તો શોધજ કર્યા કરૂં છું અને હજી સુધી મને જવાબ બધાને વિષે 'આ નહિ' એમજ મળ્યો છે. એવા સંપૂર્ણ ગુરૂ મેળવવાને સારૂ પણ અધિકાર જોઇએ.

આ છેલ્લો પારિગ્રાફ છેક અપ્રાસંગિક નથી એમ વાંચનાર મુમુક્ષુ હવે પછીના પ્રકરણોમાંથી જોઈ શકશે."

ગુરૂ મળવા સારૂ જેમ અધિકારની આવશ્યકતા છે તેમજ રાયચંદભાઇનાં લખાણો વાંચનારને પણ અધિકાર આવશ્યક છે. ટીકાકારને તેમાંથી ટીકાનું કારણ મળશે, શ્રધ્ધાવાન તેમાંથી રસ લૂટી શકશે. શ્રીમદ્ રાજચંદ્રના લખાણમા સત્ય નીતરી રહ્યું છે એવો મને હમેશાં ભાસ આવ્યો છે. તેમણે જ્ઞાન બતાવવા સારૂ એક પણ અક્ષર નથી લખ્યો. લખવાનો હેતુ વાંચનારને પોતાના આત્માનંદમાં ભાગીદાર બનાવવાનો હતો. જેને આત્માનંદ જોઇએ છે, જે આત્મક્લેશ ટાળવા ઇચ્છે છે, જે પોતાનું કર્તવ્ય જાણવા ઇચ્છે છે તેને શ્રીમદ્ રાજચંદ્રના લખાણોમાં બહુ મળી રહેશે એવી મારી ખાત્રી છે-પછી તે ભલે હિંદુ હો કે અન્ય ધર્મી હો.

સત્યાગ્રહ આશ્રમ.<br>સાબરમતી.<br>સંવત ૧૯૮૦ ના<br>જેઠ સુદ ૧૦

મોહનદાસ કરમચંદ ગાંધી.

## રાજચંદ્રગુણસ્થાનકક્રમારોહણ.

અપૂર્વ અવસર એવો ક્યારે આવશે ?
ક્યારે થઇશું બાહ્યાંતર નિર્ગ્રંથ જો ?
સર્વ સંબંધનું બંધન તિક્ષણ છેદીને,
વિચરશું કવ મહત્પુરુષને પંથ જો ? અપૂર્વ.

સર્વ ભાવથી ઔદાસીન્યવૃત્તિ કરી,
માત્ર દેહ તે સંયમહેતુ હોય જો;
અન્ય કારણે અન્ય કશું કલ્પે નહીં,
દેહે પણ કિંચિત્ મૂર્છા નવ હોય જો. અપૂર્વ.

દર્શન મોહ વ્યતીત થઇ ઉપજ્યો બોધ જો,
દેહ ભિન્ન કેવલ ચૈતન્યનું જ્ઞાન જો;
તેથી પ્રક્ષીણ ચારિત્ર મોહ વિલોકિયે,
વર્તે એવું શુદ્ધસ્વરૂપનું ધ્યાન જો. અપૂર્વ.

આત્મસ્થિરતા ત્રણ સંક્ષિપ્ત યોગની,
મુખ્યપણે તો વર્તે દેહ પર્યંત જો;
ઘોર પરિસહ કે ઉપસર્ગ ભયે કરી,
આવી શકે નહીં તે સ્થિરતાનો અંત જો. અપૂર્વ.

સંયમના હેતુથી યોગ પ્રવર્ત્તના,
સ્વરૂપ લક્ષે જિન આજ્ઞા આધિન જો;
તે પણ ક્ષણ ક્ષણ ઘટતી જાતી સ્થિતિમાં,
અંતે થાયે નિજસ્વરૂપમાં લીન જો. અપૂર્વ.

પંચ વિષયમાં રાગદ્વેષ વિરહિતતા,
પંચ પ્રમાદે ન મળે મનનો ક્ષોભ જો;
દ્રવ્ય, ક્ષેત્ર ને કાળ ભાવ પ્રતિબંધવણ,
વિચરવું ઉદયાધિન પણ વીત લોભ જો. અપૂર્વ.

ક્રોધપ્રત્યે તો વર્તે ક્રોધ સ્વભાવતા,
માન પ્રત્યે તો દીનપણાનું માન જો;
માયા પ્રત્યે માયા સાક્ષી ભાવની,
લોભ પ્રત્યે નહીં લોભ સમાન જો. અપૂર્વ.

બહુ ઉપસર્ગ કર્ત્તા પ્રત્યે પણ ક્રોધ નહીં,
વંદે ચક્રિ તથાપિ ન મળે માન જો;
દેહ જાય પણ માયા થાય ન રોમમાં,
લોભ નહીં છો પ્રબળ સિદ્ધિ નિદાન જો. અપૂર્વ.

નગ્નભાવ, મુંડભાવ સહઅસ્નાનતા,
અદંતધોવન આદિ પરમ પ્રસિદ્ધ જો;
કેશ, રોમ, નખ, કે અંગે શૃંગાર નહીં,
દ્રવ્યભાવ સંયમમય નિગ્રંથ સિદ્ધ જો. અપૂર્વ.

શત્રુ મિત્ર પ્રત્યે વર્તે સમદર્શિતા,
માન અમાને વર્તે તેજ સ્વભાવ જો;
જીવિત, કે મરણે નહીં ન્યુનાધિકતા,
ભવ મોક્ષે પણ શુદ્ધ વર્તે સમભાવ જો. અપૂર્વ.

એકાકી વિચરતો વળી સ્મશાનમાં,
વળી પર્વતમાં વાઘ સિંહ સંયોગ જો;
અડોલ આસનને મનમા નહી ક્ષોભતા,
પરમ મિત્રનો જાણે પામ્યા યોગ જો. અપૂર્વ.

ઘોર તપશ્ચર્યામાં પણ મનને તાપ નહી,
સરસ અન્ને નહીં મનને પ્રસન્ન ભાવજો;
રજકણ, કે રિદ્ધિ વૈમાનિક દેવની,
સર્વે માન્યા પુદ્ગલ એક સ્વભાવ જો. અપૂર્વ.

એમ પરાજય કરીને ચારિત્રમોહનો,
આવું ત્યાં જ્યાં કરણ અપૂર્વ ભાવ જો;
શ્રેણી ક્ષપકતણી કરીને આરૂઢતા,
અનન્ય ચિંતન અતિશય શુદ્ધ સ્વભાવજો. અપૂર્વ.

મોહસ્વયંભૂરમણ સમુદ્ર તરી કરી,
સ્થિતિ ત્યાં જ્યાં ક્ષીણમોહગુણસ્થાન જો;
અંત સમય ત્યાં પૂર્ણ સ્વરૂપ વીતરાગ થઇ,
પ્રગટાવું નિજ કેવળજ્ઞાન નિધાન જો. અપૂર્વ.

ચાર કર્મ ઘનઘાતી તે વ્યવચ્છેદ જ્યાં,
ભવના બીજતણો આત્યંતિક નાશ જો;

સર્વભાવ જ્ઞાતા દ્રષ્ટા સહ શુદ્ધતા,
કૃતકૃત્ય પ્રભુ વીર્ય અનંત પ્રકાશ જો. અપૂર્વ.

વેદનીયાદિ ચાર કર્મ વર્તે જહાં,
બળી સીંદરિવત્ આકૃતિ માત્ર જો;
તે દેહાયુષ આધિન જેની સ્થિતિ છે,
આયુષ્ પૂર્ણે મટિયે દૈહિકપાત્ર જો. અપૂર્વ.

મન વચન કાયાને કર્મની વર્ગણા,
છુટે જહાં સકળ પુદ્ગલ સંબંધ જો;
એવું અયોગીગુણસ્થાનક ત્યાં વર્તતું,
મહાભાગ્ય સુખદાયક પૂર્ણ અબંધ જો. અપૂર્વ.

એક પરમાણુંમાત્રની મળે ન સ્પર્શતા,
પૂર્ણકલંક રહિત અડોલ સ્વરૂપ જો;
શુદ્ધ નિરંજન ચૈતન્યમૂર્ત્તિ અનન્યમય,
અગુરૂ લઘુ અમૂર્ત સહજપદરૂપ જો. અપૂર્વ.

પૂર્વ પ્રયોગાદિ કારણના યોગથી,
ઉર્ધ્વગમન સિદ્ધાલય પ્રાપ્ત સુસ્થિત જો;
સાદિ અનંત અનંત સમાધિ સુખમાં,
અનંત દર્શન, જ્ઞાન અનંત સહિત જો. અપૂર્વ.

જે પદ શ્રી સર્વજ્ઞે દીઠું જ્ઞાનમાં,
કહી શકયા નહીં પણ તે શ્રીભગવાન્ જો;
તેહ સ્વરૂપને અન્યવાણી તે શું કહે?
અનુભવગોચર માત્ર રહ્યું તે જ્ઞાન જો. અપૂર્વ.

એહ પરમપદપ્રાપ્તિનું કર્યું ધ્યાન મેં,
ગજાવગર ને હાલ મનોરથ રૂપ જો;
તોપણ નિશ્ચય રાજચંદ્ર મનને રહ્યો,
પ્રભુ આજ્ઞાએ થાશું તેજ સ્વરૂપ જો. અપૂર્વ.

## અંતિમ વચનો.



ઘણી ત્વરાથી પ્રવાસ પૂરો કરવાનો હતો; ત્યાં વચ્ચે સહરાનુ રણ સંપ્રાપ્ત થયું. માથે ઘણો બોજો રહ્યો હતો તે આત્મવીર્ય કરી જેમ અલ્પકાળે વેદી લેવાય તેમ પ્રયત્ના કરતાં પગે નિકાચિત ઉદયમાન થાક ગ્રહણ કર્યો.

જે સ્વરૂપ છે તે અન્યથા થતું નથી; એજ અદ્ભુત આશ્ચર્ય છે. અવ્યાબાધ સ્થિરતા છે.

પ્રકૃતિ ઉદયાનુસાર કંઇક અસાતા મુખ્યત્વે વેદી સાતા પ્રત્યે.

રાજકોટ,
ફાગણુવદ ૩, ॐ શાંતિ:
શુક્ર, ૧૯૫૭.

## *INDIANS OF TO-DAY.*

We have already quoted a short account from the Bombay papers of Shrimad Rajchandra Ravjibhai, a rising Jain reformer, who died on April 9th, 1901, in Rajkot, Kathiawar, at the premature age of 33. Shrimad had the reputation of being the only *Shatavadhani* poet of India, when he was only nineteen. *Avadhana* means attention. *Shatavadhani* means attention to a hundred things at a time. A poet is styled *Shatavadhani*, when he stores up a hundred things in his memory,—be they verses in different languages whose words are recited to him at random, or some games such as chess, cards, &c., or any other things, and reproduces them in their proper order from memory. During the performance the strokes of a bell are counted and arithmetical problems are solved by the poet, This feat of memory power, coupled with poetic gifts,—for the *Shatavadhani* poet has also to compose poetry *extempore*,—can be realised better by sight than description.

Shrimad Rajchandra was a living psychological instance of how far memory can be developed. He was considered by his admirers to be one of the greatest moral teachers of our time and country, and the enlightened portion of the Jain community regarded him as its youngest great philosopher in this *Pancham Kal* ( the fifth *yuga*). He was born in Vavanya, Kathiawar, in 1867, of *Vanika* parentage,

As a boy at school he showed extraordinary powers of memory. He finished within two years the vernacular course of his studies, which generally requires six years to complete His teachers regarded him as a prodigy of intellect and memory. At a very early age he showed a predilection foe poetry. At the Age of nine, he wrote small *Ramayana* and *Mahabharata* in Padya ( poetry. ) At the age of twelve, he wrote three hundred stanzas on a clock, in three days. This shows that Shrimad was a born poet. He also began to contribute to several monthly magazines and newspapers and wrote an essay on the importance of female education. When he was thirteen he went to Rajkot to study English. At the age of fourteen or fifteen he went to Morvi, and performed an *Ashtavadhana* ( in which eight things are attended to at a time ) feat before a circle of friends He then increased the *Avadhanas* from eight to twelve, and gave a public performance of the same He grandually increased his powers of memory to such an extent that from twelve *Avadhanas* he began to perform sixteen and from sixteen fifty two and lastly, one hundred, and thus at the age of nineteen he became a *Shatavadhani* poet. He went to Bombay and gave a public performance of his *Shatavadhans*, in the Framji Cowasji Institute and other places. For these wonderful feats of memory he was awarded a gold medal by the Bombay public, and was given the name of *Sakshat Saraswati* ( साक्षात् सरस्वति ) Mr. Malabari, the well known social reformer, after witnessing the

performance wrote in his paper, the *Indian Spectator*, a very admirable article calling Shrimat, '*a prodigy of intellect and memory.*' Shortly after this, at the instance of the late Sir Charles Sargeant, the then Chief Justice of the High Court of Bombay, Dr. Peterson, Mr. Yajnik, and such other well-known citizens, a big public meeting was arranged to witness Shrimad's *Shatavadhana.* The public and the Press expressed their high appreciation and admiration of the young prodigy, Sir Charles advised him to visit Europe and exhibit his powers there, but he could not do so, as he thought, he could not live in Europe as a pure Jain ought to live.

After such public recognition a sudden change seemed to come over him. At the age of twenty, he completely disappeared from the public gaze. He determined to use his powers and abilities for the instruction and enlightment of his community and people at large. From his very early age he was a voracious reader. He studied the six schools of religions (षड्दर्शन) and other systems of Oriental and Western philosophy. Strange though it might seem it was a fact that a book was required to be read only once in order to be digested, and without any regular study of Sanskrit and Prakrit, he could accurately understand works in those languages and explain them to others, as only learned scholars could be expected to do. Shrimad now began to inculcate his taste for knowledge in others and soon attracted a large number of disciples, whom

he guided to the proper study of the Jain philosophy. He found that the *Acharayas* (religious teachers) of the time held narrow and sectarian views, and did not appreciate the change of times. Again those who renounced the world were generally lacking in some of the good things of the world, and had some reason or other to be dissatisfied with their lot in the world, Such men could not impress their congregations by their example. He believed that if a man of wealth, and social position renounced the world, he could work real good by his example, convinced of his sincerity and disinterestedness, the people would more readily follow his guidance and profit by his preaching. Holding such views, he had believed that he had not sufficiently qualified himself to appear befor the public as an ascetic and a spiritual guide, and he continued steadily a man of the world, though his inclinations were all the other way.

When he was twenty-one, he took to business and in a very short time gained the credit of being a capable jeweller. The cares of a flourishing business however, did not keep him from his favourite study of religion and philosophy. In the midst of his busy life, he was quietly extending his studies and was always found surrounded by his books. Again for some months of the year, he would leave Bombay with instructions to the members of the firm not to correspond with him, unless he wrote to them. He used to retire into the forests of Gujerat and there pass days and weeks in meditation

and *yoga.* He always tried to conceal his identity and whereabouts and, in spite, of that, he was often found out followed dy a large number of people eager to listen to his preaching and advice.

After ten years of business life, he felt that he had accomplished the object with which he had entered business. He expressed his desire to sever his connection with it. Knowledge, possession of wealth, social position, the enjoyment of family happiness ( for Shrimad had parents, one married brother, four married sisters, a wife, two sons and two daughters, all living. ) he was preparing to renounce the world and lead the life of an ascetic. In the meantime, in his 32nd year, his health gave way. He was treatment there was a change for the better. A relapse however, followed, and after an illness of more than a year, in spite of competent medical treatment and good nursing by devoted disciples, he quietly passed away on the 9th ultimo, at Rajkot. During his long and painful illness he never uttered a sigh or a groan He was cheerful while all others around him were despondent.

Besides scattered poems he has written several works. His *Moksha Mala* has already been publised. This work is the keynote of Jainism. this, he had written at the age of seventeen. Among his unpublished works there are *Atma-Siddhi-Upayă* and *Panchastikaya,* and several essays on the *Atma* or soul. The corner-stone of the Jain religion and philosophy is the theory of Karma, in which h

strongly believed. He thought of writing a convincing treatise on this theory, and a series of works on the principles taught by the Great Mahavira, but unfortunately he was prevented from doing so, by his long illness. He had also solved several difficult problems of religion. After careful study of the Jain and the Buddhist literature, he had come to the conclusion that both Mahavira and Buddha were different personages, their principles were quite different and the belief of European scholars that Jainism was the offspring of Buddhism was not well founded. He said that in the Jain manuscripts of more than two thousond years old, it was clearly stated that the great Mahavira and the Great Buddha were hard religious competitors.

Shrimad had also maintained that the two chief sects of Jainism,—the Digambara and the the Swetambara—were the outcome of irregular condition of the country.

The above short sketch of his life is sufficient to show that Shrimad Rajchandra was in every way a remarkable man. His mental powers were extraordinary. At the same time the moral elevation of his character was equally striking. His regard for truth, his adherance to the strictest moral principles in business, his determination to do what he believed to be right, in spite of all opposition and his lofty ideal of duty, inspired and elevated those who came in contact with him. His exterior was not imposing, but he had a serenity and gra-

all his own. On account of his vast and accu- knowledge of religions and philosophy, his derful powers of exposition and his lucid delivery, discourses were listened with the utmost atten- His self-control under irritating circumstances so complete, his persuasive powers so great, his presence so inspiring that those who came discuss with him in a defiant and combativo me of mind returned quite humuliated and full admiration.

Shrimad Rajchandra deplored the present con- ion of Indio, and was always solicitous for its elioration. His views on the social and political stions of the day were liberal. He said that there ght not to be anything like caste-distinction ongst the Jains, as those who were Jains were ordered to lead similar life. Among all the encies for reform, he assigned the highest place the religious reformer, working with the purest motives and without ostentation. He found fault th the religious teachers of the present day ause they preached sectarianism, did not realise change of the times, and often forgot their real nero in the desire to proclaim themselves as *atars* of God, and arrogated to themselves powers ich they did not possess. In his later years, it s clear that he was preparing to fulfil his life's ssion in that capacity. But unfortunately death ervened and the mission remained unfulfilled. rimad had, however, succeeded in creating a new

spirit among the Jains in the Bombay Presidency. It is generally belived that and he lived long, he would have revolutionised the whole system of the present Jain religion, and would have taught the people what the Great Mahavira had actually taught. He wanted to do away with the numerous sects of the Jain religion in order to establish one common religion, founded by Mahavira That such an useful life shoud have been cut short at this premature age was a distinct loss to the country.

His admirers have already collected about Rs 11,000 to perpetuate his memory A movement is still going on to increase the fund. It is expected that either an institution to collect old manuscripts and to publish the works of the Jain religion, which remain unpublished, in several *Bhndaras*, will be started, or a complete library of the Jain philosophy and literature will be established bearing his honoured name

It is hoped that some one of his numerous disciples may give the public a comprehensive account of his life and work.—*The Pioneer, 22nd May 1901.*

---

# આજના ભારતવાસીઓ.

——:o:——

[ અલાહબાદના 'પાયોનિયર' ( ૨૯મે ૧૯૦૧ ) પત્ર ઉપરથી. ]

અમે મુંબઇના વર્તમાનપત્રોમાંથી શ્રીમદ્ રાજ્યંદ્ર રવજીભાઇ (પ્રસિદ્ધિમાં કવિ તરીકે જ્ઞાત થયેલા) એક ઉગતા જૈન સુધારક કે જે કાઠિયાવાડમાં આવેલ રાજકોટમાં ૩૩ વર્ષની અકાલ ઉમ્મરે ૧૯૦૧ ના એપ્રિલની નવમીયે ગત થયા તેનું ટુંક વર્ણન ક્યારનું ટાંકેલ છે. જ્યારે ૧૯ વર્ષના હતા ત્યારે હિંદના શતાવધાની કવિ તેઓ એક જ છે એવું માન શ્રીમદ્‌ને મળ્યું હતું. અવધાન એટલે લક્ષ; શતાવધાન એટલે એકી વખતે સો વસ્તુપર ધ્યાન આપવું તે. એક કવિ જ્યારે પોતાની સ્મરણશક્તિમાં એક સો બાબતોનો સંગ્રહ કરી રાખે છે ત્યારે તે શતાવધાની કહેવાય છે. આ બાબતોમાં જુદી જુદી ભાષાઓની કવિતાઓ કે જેમાંના શબ્દો આડાઅવળા ક્રમમાં ગમે તેમ કહેવામાં આવે છે, અથવા શેતરંજ પાનાં આદિ કેટલીક રમતો અને બીજી કેટલીક બાબતોનો સમાવેશ થાય છે. આ અવધાન ક્રિયામાં ઘંટ વગાડવામાં આવે છે, તેના ટંકારા ગણતાં ગણતાં ગણિતના દાખલાઓ કરી આપે છે. આ કવિત્વની બક્ષીસ સાથેની–કારણકે શતાવધાની કવિને પૂછેલી કવિતા તાત્કાળિક અને શીઘ્ર રીતે કરવી પડે છે,–સ્મરણશક્તિનું આવી રીતે વ્યક્તત્વ વર્ણન કરતાં દૃષ્ટિએ જોયાથી જ તેનો ખરો ખ્યાલ આવી શકે છે.

શ્રીમદ્ રાજ્યંદ્ર, સ્મરણશક્તિનો કેટલો બધો વિકાસ કરી શકાય છે તેના માનસશાસ્ત્રદૃષ્ટયા પ્રત્યક્ષ ઉદાહરણરૂપ હતા. તેમના સ્તુતિકારો તેઓ આપણા સમય અને દેશના મહત્તમ નીતિશાસ્ત્રના ઉપદેશકોમાંના એક હતા એમ ગણતા અને જૈન સમુદાયના સુશિક્ષિત પુરુષો તેઓને આ પંચમકાળના એક ઉજ્જ્વળ મહાન ફિલસુફ તરીકે લેખતા; તેમનો જન્મ કાઠિયાવાડના વવાણિયા ગામમાં વણિક જ્ઞાતિમાં ૧૮૬૭ માં થયો હતો. નાનપણમાં જ્યારે તેઓ શાળામાં જતા ત્યારે તેઓએ અદ્ભુત સ્મરણશક્તિ દર્શાવી હતી. ગુજરાતી ભાષામાંનો અભ્યાસક્રમ કે જે પૂરો કરવાને ૭ વર્ષ લાગતાં હતાં તે તેમણે બે વર્ષની અંદર પૂરો કર્યો. તેમના શિક્ષકો બુદ્ધિ અને સ્મરણશક્તિ વિષયે તેઓને અસાધારણ લેખતા; ઘણી જ નાની ઉમ્મરથી તેમને કવિતા પ્રત્યે અનુરાગ હતો. નવ વર્ષની વયમાં તેમણે પદ્યમાં નાના રામાયણ અને

મહાભારત લખ્યાં હતાં. બાર વર્ષની વયમાં ત્રણ દિવસમાં ઘટિકાયંત્રપર ત્રણસો વૃત્ત લખ્યા હતા. આ દર્શાવે છે કે શ્રીમદ્ આજન્મસિદ્ધ કવિ હતા. તેમણે કેટલાક માસિક અને જાહેર વર્તમાનપત્રોમાં લખાણ લખવા માંડયાં હતાં, અને સ્ત્રી કેળવણીની ઉપયોગિતા ઉપર એક નિબંધ લખ્યો હતો. તેર વર્ષની ઉમરે તેઓ ઇંગ્લિશ ભાષાનો અભ્યાસ કરવા રાજકોટ ગયા. ૧૪ કે ૧૫ વર્ષની ઉમરે તેઓએ મોરબી જઇ મિત્રમંડળ પાસે અષ્ટાવધાન (એકી વખતે આઠ બાબતોમા ચિત્ત રાખવાની ક્રિયા) કર્યાં. પછી આઠમાંથી બાર અવધાન કરવાની શક્તિ વધારી અને પછી તે બાર અવધાનો પ્રજા સમક્ષ કર્યાં. તેઓએ ધીમે ધીમે પોતાની સ્મરણશક્તિ એટલાં બધાં પ્રમાણમાં વધારી કે બારપરથી સોળ અવધાન કર્યાં. સોળમાંથી બાવન અવધાન કર્યાં. અને અંતે સો અવધાન કર્યાં. અને આવી રીતે ઓગણીશ વર્ષની ઉમરે તેઓ શતાવધાની કવિ થયા. તેઓએ મુંબઇ જઇ પોતાની શતાવધાન કરવાની શક્તિ ફ્રામજી કાવસજી ઇન્સ્ટીટ્યુટમાં અને અન્ય સ્થળોએ પ્રજા સંમુખ બતાવી. આ આશ્ચર્યભૂત સ્મરણ શક્તિની ક્રિયાઓથી તેઓને પ્રજાએ એક સુવર્ણચંદ્ર (ચાંદ) આપ્યો; અને 'સાક્ષાત્ સરસ્વતિ' નું બિરૂદ આપવામાં આવ્યું. પ્રસિદ્ધ સુધારક મી. મલબારીએ ઉપરોક્ત શતાવધાન-ક્રિયા જોઇ પોતાના પત્ર નામે 'ધી ઇંડિયન સ્પેક્ટટર' માં તે વિષયે ઘણોજ સ્તુતિ-પ્રદર્શક લેખ લખ્યો; અને તેમાં શ્રીમદ્‌ને, 'બુદ્ધિ અને સ્મરણશક્તિ અદ્દભુત રીતે ધરાવનાર'–Prodigy of intellect and memory–કહ્યા. આ પછી થોડાક વખતમાં મુમ્બઇની હાઇકોર્ટના મુખ્ય ન્યાયમૂર્તિ સર ચાર્લ્સ સારજન્ટ, ડૉક્ટર પીટર્સન, મી. યાજ્ઞિક, અને અન્ય પ્રતિષ્ઠિત પુરુષોની પ્રેરણાથી શ્રીમદ્‌ના શતાવધાન જોવાને માટે એક મહાન્ લોક સભા મેળવવાને વ્યવસ્થા કરવામાં આવી. આ અસાધારણ શક્તિવાળા યુવકની સ્તુતિ અને કદર લોકોએ અને પત્રકારોએ ઉત્તમ રીતે પ્રદર્શિત કરી. સર ચાર્લ્સે યુરપમાં જઇ ત્યાં પોતાની શક્તિઓ દર્શાવવાને ભલામણ કરી; પણ તેઓ તેમ કરી શક્યા નહીં, કારણ કે તેઓએ વિચાર્યું કે, યુરપમાં પોતે જૈન-ધર્માનુસાર રહી શકે નહીં.

આવી રીતે સમગ્ર પ્રજામાં ખ્યાતિ થયા પછી તેઓના પર એકાએક નવું પરિવર્તન આવ્યું હોય એમ જણાયું. વીશ વર્ષની વયે પ્રજાની દૃષ્ટિમાં પૂર્ણ રીતે તેઓ અદૃશ્ય થયા. પોતાની શક્તિ અને બુદ્ધિબળનો ઉપયોગ પોતાના સમુદાય વર્ગમાં અને વિસ્તારથી સમગ્ર લોકને શિક્ષા અને જ્ઞાનબોધ

આપવામાં કરવા માટે તેઓએ નિશ્ચય કર્યો. તેઓ ઘણી નાની ઉમરથી અતિશય પ્રમાણમાં વાંચનાર હતા. તેઓએ ષડ્દર્શનની પર્યાલોચના કરી. અને તેની સાથે પૂર્વ તેમજ પશ્ચિમની ફીલસુફીનાં દર્શનો જોયાં. જો કે આશ્ચર્યકારક લાગશે પરંતુ આ તો વાસ્તવિક સત્ય છે કે, તેઓને પુસ્તકને પૂર્ણ રીતે ગ્રહણ કરવાને માત્ર એકજ વખત વાંચવાની જરૂર રહેતી અને સંસ્કૃત તથા પ્રાકૃતના નિયમિત અભ્યાસ વગર તેઓ તે ભાષાઓમાંનાં પુસ્તકો મોટા પંડિતોની પેઠે સમજી શકતા અને બીજાઓને સમજાવી શકતા.

તેઓએ જોયું કે, ધર્મગુરૂઓ વર્તમાનમાં સાંપ્રદાયિક દૃષ્ટિથી સંકુચિત —ટુંક મર્યાદાવાળા વિચારો ધરાવે છે અને કાળના પરિવર્તન અનુસાર કેવી રીતે વર્તન કરવું જોઇએ તે ધ્યાનમાં લેતાં નથી. વિશેષ, જેઓ આ સંસારનો ત્યાગ કરી ત્યાગવૃત સ્વીકારે છે તેઓમાં કેટલાક સાંસારિક સંપત્તિઓના અભાવે તથા સંસારથી એક વા બીજા કારણથી થયેલ અસંતોષને પરિણામે તેમ કરે છે. આવા પુરૂષો પોતાના ચારિત્ર્યની અસર તેઓના સમુદાય પ્રત્યે પાડી શકતા નથી. શ્રીમદ્‌ની એવી માનીનતા હતી કે, ધનવાન અને સાંસારિક સારી સ્થિતિવાળો પુરૂષ સંસારનો ત્યાગ કરે તો પોતાના ચારિત્ર્યથી સંગીન હિત કરી શકે. જનસમાજ તેનાં સુહૃદય અને નિઃસ્વાર્થના સદ્ગુણોની ખાત્રી થવાથી તેના કહેવા પ્રમાણે દોરાવવામાં ઘણી જ તત્પર રહે અને તેના ઉપદેશથી લાભ મેળવતી થાય. આવા વિચારો શ્રીમદ્‌ના હતા. અને તેની સાથે જનસમાજ આગળ એક સાધુ અને ધાર્મિક નાયક તરીકે રજુ થવા યોગ્ય સ્થિતિમા મૂકાયા નથી એમ તેઓ માનતા હતા અને તેથી જ ગૃહસ્થદશાએ જ જીવન ગાળવાનુ ચાલુ રાખ્યુ હતું. જ્યારે તેઓના આંતરિક વિચારો સંસાર પ્રત્યે તદ્દન ઉદાસીન વર્તતા હતા.

જ્યારે શ્રીમદ્ એકવીશ વર્ષના હતા ત્યારે તેઓએ ધંધામાં પ્રયાણ કર્યું અને ઘણા ટુંક વખતમાં એક સારા ઝવેરી તરીકેની નામના મેળવી વધતા જતા વ્યાપારની ઉપાધિઓમાં પણ ધર્મ અને તત્વજ્ઞાનનાં પોતાના પ્રિય અભ્યાસમાં તેઓએ ખલલ આવવા દીધી નહીં. પોતાના ઉદ્યોગીત જીવનમાં ચૂપકીદીથી જ્ઞાનવૃદ્ધિ કરતા હતા, તેમજ હમેમાં પુસ્તકોમાં ગુંથાયેલા રહેતા હતા. વળી, વર્ષમાં કેટલાક મહિનાઓ તો પોતે મુમ્બઇ છોડી ચાલ્યા જતા અને પોતાની પેઢીએ કહી જતા કે જ્યાં સુધી પોતે લખે નહીં ત્યાં સુધી કોઇએ તેઓની સાથે પત્રવ્યવહાર પણ ચલાવવો નહીં. ગુજરાતના વનોમાં તેઓ એકાન્તવાસ ગાળતા અને ત્યાં રહી ચિંતવન અને યોગમાં દહાડાઓ

અને અડવાડ્યાઓ વ્યતીત કરતા. તેઓ રખેને પોતે ઓળખાઇ જાય અથવા પોતાના સ્થાનની ખબર પડી જાય તેવી ધાસ્તીથી ઘણા ગુપ્ત રહેવાનો પ્રયાગ કરતા; છતાં તેઓ વારંવાર ઓળખાઇ જતા અને લોકોની મોટી સંખ્યા તેઓના ઉપદેશ અને શિક્ષાવચનો શ્રવણ કરવાની જિજ્ઞાસાપૂર્વક તેઓની પાછળ આવતા.

વ્યાપાર કર્યાને દશ વર્ષ થયાં પછી તેઓને લાગ્યું કે, જે હેતુથી વ્યાપાર-ધંધામાં પ્રયાણ કર્યું હતુ તે હેતુ પોતે પૂર્ણ કર્યો હતો તેથી વ્યાપારની સાથેનો પોતાનો સંબંધ નિવૃત્તવાની ઇચ્છા તેઓએ જણાવી. જ્ઞાન, ધનસંપત્તિ, સાંસારિક પદવી, કૌટુમ્બિક સુખ ( કારણકે તેઓને હૈયાત માતા, પિતા, એક પરિણિત બંધુ, ચાર પરિણિત બહેનો, સ્ત્રી, બે પુત્રો અને બે પુત્રીઓ હતાં ) પ્રાપ્ત કરી સંસારનો ત્યાગ કરી સાધુ-મુનિનું જીવન ગાળવાની તેઓએ તૈયારી કરી. એટલામાં બત્રીશમા વર્ષની વયે તેઓની શારીરિક પ્રકૃતિ નબળી પડી. અનેક કુશળ ડૉકટરોની સારવાર નીચે રાખવામાં આવ્યા અને એક વખત તો તેઓની પ્રકૃતિ સુધરી જવાની આશા રખાઇ પરંતુ વ્યાધિએ ફરીવાર દેખાવ દીધો; અને કાળજીવાળી સારવાર તથા તેઓના પ્રશસકોની માવજત છતાં એક વર્ષ કરતાં વધારે વખત બીમારીના વશ રહીને કાઠિયાવાડના રાજકોટ શહેરમાં ગયા માસની નવમી તારીખે ( ૧૯૦૧ ના એપ્રીલ માસમાં ) તેઓએ શાંતિથી દેહવિલય કર્યો.

તેઓની લાંબી અને તીવ્ર માંદગી દરમ્યાન તેઓએ કદીપણ નિશ્વાસ અથવા આર્તતા દાખવી નહોતી. જ્યારે તેઓના બીમારીની આસપાસના બીજા બધાઓ ખેદયુક્ત થતાં ત્યારે પણ તેઓ આનંદ સમેત રહેતા.

છુટાછવાયા કવિતા ઉપરાંત તેઓએ કેટલાંક પુસ્તકો લખ્યાં છે. તેઓની 'મોક્ષમાળા' ક્યારની પ્રસિદ્ધ પામી ગઇ છે. આ ગ્રંથ જૈનધર્મની ચી સમાન છે. આ તેઓએ સત્તર વર્ષની વયે રચ્યો હતો. તેઓના અપ્રસિદ્ધ ગ્રંથોમાં 'આત્મસિદ્ધિશાસ્ત્ર' તથા 'પંચાસ્તિકાય' અને આત્માના વિષય પર કેટલાક નિબંધો છે. જૈનધર્મ તથા તેના તત્ત્વજ્ઞાનનો મુખ્ય સિદ્ધાંત કર્મવાદ છે. કર્મવાદમાં તેઓને અખંડ શ્રદ્ધા હતી. તેઓએ આ કર્મવાદ પર પ્રમાણો સાથે એક કૃતિ લખવાનો અને ભગવાન્ મહાવીરે પ્રકાશેલા સિદ્ધાંતો પર ગ્રન્થમાળા લખવાનો વિચાર હતો; પરંતુ દુર્ભાગ્યે તેઓથી તેમ, લાંબી માંદગીના સબબે થઇ શક્યું નહીં. વળી તેઓએ ધર્મના કેટલાક કઠિન સિદ્ધાંતો

પ્રતિપાદીત કર્યા હતા. જૈન અને બૌદ્ધ સાહિત્ય સંભાળપૂર્વક નિરીક્ષિત કર્યા પછી તેઓ એવા નિર્ણયપર આવ્યા હતા કે, મહાવીર અને બુદ્ધ બન્ને ભિન્ન મહાન્ પુરુષો હતા. તેઓના તત્ત્વજ્ઞાનના સિદ્ધાંતો તદ્દન જુદા હતા. અને જૈનધર્મ એ બૌદ્ધધર્મની શાખા છે એવી યુરપીય પંડિતોની જે માનીનતા હતી તે બરાબર પ્રમાણ સહિત નથી. તેઓ કહેતા હતા કે જૈનોના બે હજાર વર્ષનાં પ્રાચીન હસ્ત લિખિત પુસ્તકોમાં સ્પષ્ટ રીતે જણાવે છે કે, મહાન્ મહાવીર અને મહાન્ બુદ્ધ એ ધાર્મીક પ્રતિસ્પર્ધિઓ હતા. શ્રીમદ્ આ પણ નિશ્ચિત રીતે પ્રતિપાદિત કરતા કે, જૈનની બે મુખ્ય શાખાઓ નામે દિગમ્બર અને શ્વેતામ્બર દેશની અનિયમિત સ્થિતિને લઇને જન્મ પામેલ છે.

શ્રીમદ્ રાજચંદ્ર દરેક રીતે લાક્ષણિક ચિન્હથી અંકિત પુરુષ હતા એ દર્શાવવાને તેઓના જીવનની ઉપર દર્શાવેલી રૂપરેખા પુરતી છે. તેઓની માનસિક શક્તિઓ અદ્ભૂત રીતે ચમત્કૃતિવાળી હતી તેમજ તેઓના ચરિત્રની નૈતિક ઉન્નતિ ચકિત કરાવનાર હતી. સત્ય પ્રત્યે તેઓનો આદર, વ્યાપારમાં અત્યંત ચીવટથી નૈતિક તત્ત્વોને વળગી રહેવાનું વર્તન, ગમે તેટલી વિરૂદ્ધતા છતાં જે ખરૂં તેઓ માનતા તે કરવાની તેઓની નિશ્ચયવૃત્તિ અને તેઓનો કર્તવ્ય સંબંધી ઉચ્ચ આદર્શ જેઓ તેઓના સહવાસમાં આવતા તેઓનામાં પ્રેરણા કરી તેઓને ઉન્નતિ શ્રેણી પર ચઢાવતા. તેઓની બાહ્યાકૃતિ ટીમાકવાળી ન હતી, પરંતુ આંતરિક શાન્તિ અને ગાંભીર્ય તો તેઓનાં જ હતાં. તેઓનું ધર્મો તથા તત્ત્વજ્ઞાન સંબંધી વિશાળ અને યથાસ્થિત જ્ઞાન, તેઓની સમજાવવાની અદ્ભુત શક્તિ અને ઉપદેશ કરવાની તેઓની દીવ્ય પદ્ધતિ હોવાથી તેઓના ઉપદેશો પૂર્ણ લક્ષપૂર્વક સાંભળવામા આવતાં હતાં. ઉશ્કેરનાર સંજોગો હોય ત્યારે પણ તેઓનો આત્મસંયમ એટલો બધો પૂર્ણ હતો, તેઓની મધ્યસ્થ રીતે સમજાવવાની શક્તિ એટલી બધી મહાન્ હતી અને તેઓની હાજરી એટલી બધી પ્રેરણાત્મક હતી, કે જેઓ તેઓની સાથે વાદવિવાદ કરી તેઓના ઉપર જય મેળવવાની બુદ્ધિએ આવતા તેઓ તદ્દન તેઓથી વશ થઇને તેઓની આદરપૂર્વક સ્તુતિ કરતા જતા હતા.

હિંદની વર્તમાન દશાપર શ્રીમદ્ રાજચંદ્રને ખેદ થતો અને તે દૂર કરવાને હમેશાં ઇચ્છા ધરાવતા હતા. વર્તમાન સામાજિક અને રાજકીય પ્રશ્નોપરના તેઓના વિચારો ઉદાર હતા. તેઓ કહેતા કે, જૈનમાં જ્ઞાતિભેદ જેવું કાંઇ પણ હોવું જોઇએ નહીં, કારણ કે જેટલા જૈનો છે તેઓને એક

જ પ્રકારનુ જીવનવર્તન રાખવાનુ હોય છે બધા સુધારકોમા જે સુધારક પવિત્રતમ આશયથી અને દાક્ષિકવૃત્તિ વગર સુધારાનું કાર્ય કર્યા જાય છે તેઓને શ્રીમદ્ ઉચ્ચતમ પંક્તિ આપતા વર્તમાનકાળના ધર્મગુરૂઓની ભૂલ એ કારણથી તેઓ માનતા હતા કે તેઓ સ્વમપ્રાયના મોહથી આગ્રહી ઉપદેશ કરી કાળના ફેરફારનો લક્ષ રાખતા નથી પોતાને પ્રભુના અવતાર તરીકે ન્હેવડાવવાની ઇચ્છાથી પોતાનુ ખરૂ કર્તવ્ય વારંવાર ભૂલી જાય છે અને જે શક્તિ પોતામા ન હોય છતા તેનો દાવો કરવાનો ગર્વ રાખે છે તેઓના પાઠના વચનોમા એ તો સ્પષ્ટ જણાતુ હતુ કે, શ્રીમદ્ પોતાના જીવનનો સ્રેશ ધર્મશિક્ષક તરીકે આપવાની તૈયારી કરતા હતા પરંતુ દુર્ભાગ્યે મરણે વચમા પડી તે મ્રેશ પૂર્ણ થતા અટકાવ્યો છે, છતા મુમ્બઇ ઈલાકાના જૈનોમા એક નવીન જીવન ઉત્પન્ન કરવામા શ્રીમદ્ વિજય પામ્યા છે. સાધારણ રીતે એવુ મનાય છે કે, જો તેઓ વધુ વખત જીવ્યા હોત તો હાલના જૈનમાર્ગની સંપૂર્ણ દર્શનક્રાંતિ કરી હોત અને મહાન્ મહાવીરે જે વાસ્તવિક ઉપદેશ આપ્યો છે તે ઉપદેશ લોકોને શીખવ્યો હોત જૈનોના અનેક ગચ્છ ભેદ દૂર કરી મહાવીરે સ્થાપેલો એક સામાન્ય ધર્મ સ્થાપવાનો તેઓનો વિચાર હતો આવુ ઉપયોગી જીવન અપરિપક્વ વયે ઉપયોગમા આવતુ બંધ પડ્યુ તેથી દેશનો મોટો ગેરલાભ થયો છે

તેઓનુ નામ ચિરંજીવ રાખવાને તેઓના સ્તુતિપાઠકોએ આશરે રૂપીઆ ૧૧,૦૦૦ કયારનાય એકઠા કર્યા છે તે ફંડને વધારવાની હીલચાલ હજી પણ ચાલી રહી છે અને એવી આશા રખાય છે કે, જૂના હસ્ત લિખિત પુસ્તકોને એકઠા કરી જૈનધર્મ-વિષયક પુસ્તકો કે જે કેટલાક ભંડારોમા અપ્રકટ દશામા પડ્યા છે તેને પ્રકટ કરનારી સંસ્થા તેઓના માનના નામ સાથે સ્થાપવામા આવશે આશા રહે છે કે, તેઓના અનુયાયીઓમાના કોઇ શ્રીમદ્ના જીવન-વૃતાંત અને કાર્યનો સવિસ્તર અને સમજી શકાય તેવો હેવાલ પ્રજા સમક્ષ રજુ કરશે ”

---



શ્રીમદ્‌ના લઘુબંધુ અને પ્રકાશક
સ્વર્ગસ્થ **શ્રી મનસુખલાલ રવજીભાઈ મહેતા.**



શ્રીમદ્ રાજચંદ્ર

જન્મ-વવાણીઆ. કાર્તિક શુકલ પુર્ણિમા, સંવત્ ૧૯૨૪, વિક્રમ

દેહોત્સર્ગ-રાજકોટ ચૈત્ર કૃષ્ણા પંચમી, સંવત્ ૧૯૫૭, વિક્રમ



શ્રીમદ્દના પિતાશ્રી

સ્વર્ગસ્થ શ્રી રવજીભાઈ પચાણ.



શ્રીમદ્દના માતુશ્રી સ્વર્ગસ્થ શ્રી દેવબાઈ.

# શ્રીમદ્ રાજચંદ્ર.

## વર્ષ ૧૬ મા પહેલાં.[૧]

### ૧

### પુષ્પમાળા.

૧. રાત્રિ વ્યતીક્રમી ગઇ, પ્રભાત થયો, નિદ્રાથી મુક્ત થયા ભાવનિદ્રા ટાળવાનો પ્રયત્ન કરજો.

૨. વ્યતીત રાત્રિ અને ગઇ જીંદગી પર દૃષ્ટિ ફેરવી જાઓ.

૩. સફળ થયેલા વખતને માટે આનંદ માનો, અને આજનો દિવસ પણ સફળ કરો. નિષ્ફળ થયેલા દિવસને માટે પશ્ચાત્તાપ કરી નિષ્ફળતા વિસ્મૃત કરો.

૪. ક્ષણ ક્ષણ જતાં અનંતકાળ વ્યતીત થયો છતાં સિદ્ધિ થઇ નહીં.

૫. સફળજન્ય એકે બનાવ તારાથી જો ન બન્યો હોય તો ફરી ફરીને શરમા.

૬. અઘટિત કૃત્યો થયાં હોય તો શરમાઇને મન, વચન, કાયાના યોગથી તે ન કરવાની પ્રતિજ્ઞા લે.

---

૧ બાળવયનો ક્ષયોપશમ સૂચવવા અર્થે સોળ વર્ષની વય પહેલાંનાં આ મળી આવેલાં વચનો અત્ર આપ્યાં છે.—સંશોધક.

૭. જો તું સ્વતંત્ર હોય તો સમાગ-સમાગમે તારા આજના દિવસના નીચે પ્રમાણે ભાગ પાડ

૧ પ્રહર—ભક્તિકર્તવ્ય
૧ પ્રહર—ધર્મકર્તવ્ય
૧ પ્રહર—આહારપ્રયોજન
૧ પ્રહર—વિદ્યાપ્રયોજન
૨ પ્રહર—નિદ્રા
૨ પ્રહર—સંસારપ્રયોજન

---

૮

૮ જો તું ત્યાગી હોય તો ત્વચાવગરની વનિતાનું સ્વરૂપ વિચારીને સંસાર ભણી દૃષ્ટિ કરજે

૯ જો તને ધર્મનું અસ્તિત્વ અનુકૂળ ન આવતું હોય તો નીચે કહું છું તે વિચારી જજે

તું જે સ્થિતિ ભોગવે છે તે શા પ્રમાણથી?
આવતી કાલની વાત શા માટે જાણી શકતો નથી?
તું જે ઇચ્છે છે તે શા માટે મળતું નથી?
ચિત્રવિચિત્રતાનું પ્રયોજન શું છે?

૧૦ જો તને અસ્તિત્વ પ્રમાણભૂત લાગતું હોય અને તેના મૂળતત્ત્વની આશંકા હોય તો નીચે કહું છું સર્વ પ્રાણીમાં સમદૃષ્ટિ,—

૧૧ કિંવા, કોઈ પ્રાણીને જીવિતરહિત કરવું નહીં ગજા ઉપરાંત તેનાથી કામ લેવું નહીં

૧૨ કિંવા સત્પુરુષો જે રસ્તે ચાલ્યા તે

૧૩. મૂળતત્ત્વમાં ક્યાંય ભેદ નથી માત્ર દૃષ્ટિમાં ભેદ છે, એમ ગણી આશય સમજી પવિત્ર ધર્મમાં પ્રવર્તન કરજે

૧૪. તું ગમે તે ધર્મ માનતો હોય તેનો મને પક્ષપાત નથી, માત્ર કહેવાનું તાત્પર્ય એ કે જે રાહથી સંસારમળ નાશ થાય તે ભક્તિ, તે ધર્મ અને તે સદાચારને તું સેવજે

૧૫ ગમે તેટલો પરતંત્ર હો તો પણ મનની પવિત્રતાને વિસ્મરણ કર્યા વગર આજનો દિવસ રમણીય કરજે

૧૬ આજે જો તું દુષ્કૃતમાં દોરાતો હો તો મરણને સ્મર

૧૭. તારા દુઃખ સુખના બનાવોની નોંધ આજે કોઇને દુઃખ આપવા તત્પર થાય તો સંભારી જા.

૧૮. રાજા હો કે રંક હો—ગમે તે હો, પરંતુ આ વિચાર વિચારી સદાચાર ભણી આવજે કે આ કાયાના પુદ્ગલ થોડા વખતને માટે માત્ર સાડાત્રણ હાથ ભૂમિ માંગનાર છે.

૧૯. તું રાજા હો તો ફીકર નહીં, પણ પ્રમાદ ન કર. કારણ નીચમાં નીચ, અધમમાં અધમ, વ્યભિચારનો, ગર્ભપાતનો, નિર્વંશનો, ચંડાલનો, કસાઇનો અને વેશ્યાનો એવો કણ તું ખાય છે. તો પછી?

૨૦. પ્રજાનાં દુઃખ, અન્યાય, કર એને તપાસી જઇ આજે ઓછાં કર. તું પણ હે રાજા! કાળને ઘેર આવેલો પરણો છે.

૨૧. વકીલ હો તો એથી અર્ધા વિચારને મનન કરી જજે.

૨૨. શ્રીમંત હો તો પૈસાના ઉપયોગને વિચારજે. રળવાનું કારણ આજે શોધીને કહે જે.

૨૩. ધાન્યાદિકમાં વ્યાપારથી થતી અસંખ્ય હિંસા સંભારી ન્યાયસંપન્ન વ્યાપારમાં આજે તારૂં ચિત્ત ખેંચ.

૨૪. જો તું કસાઇ હોય તો તારા જીવના સુખનો વિચાર કરી આજના દિવસમાં પ્રવેશ કર.

૨૫. જો તું સમજણો બાળક હોય તો વિદ્યા ભણી અને આજ્ઞા ભણી દૃષ્ટિ કર.

૨૬. જો તું યુવાન હોય તો ઉદ્યમ અને બ્રહ્મચર્ય ભણી દૃષ્ટિ કર.

૨૭. જો તું વૃદ્ધ હોય તો મોત ભણી દૃષ્ટિ કરી આજના દિવસમાં પ્રવેશ કર.

૨૮. જો તું સ્ત્રી હોય તો તારા પતિપ્રત્યેની ધર્મકરણીને સંભાર;—દોષ થયા હોય તેની ક્ષમા યાચ અને કુટુંબ ભણી દૃષ્ટિ કર.

૨૯. જો તું કવિ હોય તો અસંભવિત પ્રશંસાને સંભારી જઇ આજના દિવસમાં પ્રવેશ કર.

૩૦. જો તું કૃપણ હોય તો,—

૩૧. જો તું અમલમસ્ત હોય તો નેપોલિયન બોનાપાર્ટનું બન્ને સ્થિતિથી સ્મરણ કર.

૩૨. ગઇ કાલે કોઇ કૃત્ય અપૂર્ણ રહ્યું હોય તો પૂર્ણ કરવાનો સુવિચાર કરી આજના દિવસમાં પ્રવેશ કર.

૩૩. આજે કોઈ કૃત્યનો આરંભ કરવા ધારતો હો તો વિવેકથી સમય, શક્તિ અને પરિણામને વિચારી આજના દિવસમાં પ્રવેશ કર.

૩૪. પગે મૂકતાં પાપ છે, જોતાં ઝેર છે, અને માથે મરણ રહ્યું છે; એ વિચારી આજના દિવસમાં પ્રવેશ કર.

૩૫. અઘોર કર્મ કરવામાં આજે તારે પડતું હોય તો રાજપુત્ર હો તોપણ ભિક્ષાચરી માન્ય કરી આજના દિવસમાં પ્રવેશ કરજે.

૩૬. ભાગ્યશાળી હો તો તેના આનંદમાં બીજાને ભાગ્યશાળી કરજે, પરંતુ દુર્ભાગ્યશાળી હો તો અન્યનું ભુરું કરતાં રોકાઇ આજના દિવસમાં પ્રવેશ કરજે.

૩૭. ધર્માચાર્ય હો તો તારા અનાચાર ભણી કટાક્ષ દૃષ્ટિ કરી આજના દિવસમાં પ્રવેશ કરજે.

૩૮. અનુચર હો તો પ્રિયમાં પ્રિય એવા શરીરના નિભાવનાર તારા અધિરાજની નિમકહલાલી ઇચ્છી આજના દિવસમાં પ્રવેશ કરજે.

૩૯. દુરાચારી હો તો તારી આરોગ્યતા, ભય, પરતંત્રતા, સ્થિતિ અને સુખ એને વિચારી આજના દિવસમાં પ્રવેશ કરજે.

૪૦. દુઃખી હો તો આજીવિકા (આજની) જેટલી આશા રાખી આજના દિવસમાં પ્રવેશ કરજે.

૪૧. ધર્મકરણીનો અવશ્ય વખત મેળવીને આજની વ્યવહારસિદ્ધિમાં તું પ્રવેશ કરજે.

૪૨. કદાપિ પ્રથમ પ્રવેશે અનુકૂળતા ન હોય તોપણ રોજ જતા દિવસનું સ્વરૂપ વિચારી આજે ગમે ત્યારે પણ તે પવિત્ર વસ્તુનું મનન કરજે.

૪૩. આહાર, વિહાર, નિહાર, એ સંબંધીની તારી પ્રક્રિયા તપાસી આજના દિવસમાં પ્રવેશ કરજે.

૪૪. તું કારીગર હો તો આળસનો અને શક્તિના ગેરઉપયોગનો વિચાર કરી જઇ આજના દિવસમાં પ્રવેશ કરજે.

૪૫. તું ગમે તે ધંધાર્થી હો, પરંતુ આજીવિકાર્થે અન્યાયસંપન્ન દ્રવ્ય ઉપાર્જન કરીશ નહીં

૪૬. એ સ્મૃતિ ગ્રહણ કર્યા પછી શૌચક્રિયાયુક્ત થઇ ભગવદ્ભક્તિમાં લીન થઇ ક્ષમાપના યાચ.

૪૭. સંસારપ્રયોજનમાં જો તું તારા હિતને અર્થે અમુક સમુદાયનું અહિત કરી નાખતો હો તો અટકજે.

૪૮. ભુલીને, ક્રોધને અનાદરીને ઉત્તેજન આપતો હો તો અટકજે.
૪૯. ઓછામાં ઓછો પણ અર્ધ પ્રહર ધર્મકર્તવ્ય અને વિદ્યાસંપત્તિમાં આણ ગણજે.
૫૦. જીંદગી ટુંકી છે, અને જંજાળ લાંબી છે, માટે જંજાળ ટુંકી કર તો સુખરૂપે જીંદગી લાંબી લાગશે.
૫૧. સ્ત્રી, પુત્ર, કુટુંબ લક્ષ્મી ઇત્યાદિ બધાં સુખ તારે ઘેર હોય તોપણ એ સુખમાં ગૌણતાએ દુઃખ રહ્યું છે, એમ ગણી આજના દિવસમાં પ્રવેશ કર.
૫૨. પવિત્રતાનું મૂળ સદાચાર છે.
૫૩. મન તુરંગી થઇ જતું જાળવવાને,—
૫૪. વચન શાંત, મધુર, કોમળ, સત્ય અને શૌચ બોલવાની સામાન્ય પ્રતિજ્ઞા લઇ આજના દિવસમાં પ્રવેશ કરજે.
૫૫. કાયા મળમૂત્રનું અસ્તિત્વ છે, તે માટે "હું આ શું અયોગ્ય પ્રયોજન કરી આનંદ માનું છું?" એમ આજે વિચારજે.
૫૬. તારે હાથે કોઇની આજીવિકા આજે તૂટવાની હોય તો,—
૫૭. આહાર ક્રિયામાં હવે તેં પ્રવેશ કર્યો. મિતાહારી અકબર સર્વોત્તમ બાદશાહ ગણાયો.
૫૮. જો આજે દિવસે તને સુવાનું મન થાય, તો તે વખતે ઇશ્વરભક્તિપરાયણું થજે, કે સતશાસ્ત્રનો લાભ લઇ લેજે.—
૫૯. હું સમજું છું કે એમ થવું દુર્ઘટ છે, તોપણ અભ્યાસ સર્વનો ઉપાય છે.
૬૦. ચાલ્યું આવતું વૈર આજે નિર્મૂળ કરાયનો ઉત્તમ, નહીં તો તેની સાવચેતી રાખજે.
૬૧. તેમ નવું વૈર વધારીશ નહી, કારણ વૈર કરી કેટલા કાળનું સુખ ભોગવવું છે? એ વિચાર તત્વજ્ઞાનિઓ કરે છે.
૬૨. મહારંભી—હિંસાયુક્ત—વ્યાપારમાં આજે પડવું પડતું હોય તો અટકજે.
૬૩. બહોળી લક્ષ્મી મળતાં છતાં આજે અન્યાયથી કોઇનો જીવ જતો હોય તો અટકજે.
૬૪. વખત અમૂલ્ય છે—એ વાત વિચારી આજના દિવસની ૨,૧૬,૦૦૦ વિપળનો ઉપયોગ કરજે.
૬૫. વાસ્તવિક સુખ માત્ર વિરાગમાં છે માટે જંજાળમોહિનીથી આજે આભ્યંતરમોહિની વધારીશ નહીં.

૬૬. નવરાશનો દિવસ હોય તો આગળ કહેલી સ્વતંત્રા પ્રમાણે ચાલજે.

૬૭. કોઇ પ્રકારની નિષ્પાપી ગમ્મત કિંવા અન્ય કંઇ નિષ્પાપી સાધન આજની આનંદનીયતાને માટે શોધજે.

૬૮. સુયોજક કૃત્ય કરવામાં દોરાવું હોય તો વિલંબ કરવાનો આજનો દિવસ નથી, કારણ આજ જેવો મંગળદાયક દિવસ બીજો નથી.

૬૯. અધિકારી હો તોપણ પ્રજાહિત ભૂલીશ નહીં, કારણ જેનું (રાજાનું) તું લુણ ખાય છે, તે પણ પ્રજાના માનીતા નોકર છે.

૭૦ વ્યાવહારિક પ્રયોજનમાં પણ ઉપયોગપૂર્વક વિવેકી રહેવાની સત્પ્રતિજ્ઞા લઇ આજના દિવસમાં વર્તજે.

૭૧. સાયંકાળ થયા પછી વિશેષ શાન્તિ લેજે.

૭૨. આજના દિવસમાં આટલી વસ્તુને બાધ ન આવ્યો તો જ વાસ્તવિક વિચક્ષણતા ગણાય:

| | |
|---|---|
| ૧ આરોગ્યતા. | ૨ મહત્તા. |
| ૩ પવિત્રતા. | ૪ ફરજ. |

૭૩. જો આજે તારાથી કોઇ મહાન્ કામ થતું હોય તો તારા સર્વે સુખનો ભોગ પણ આપી દેજે.

૭૪. કરજ એ નીચ રજ (ક+રજ) છે, કરજ એ યમના હાથથી નીપજેલી વસ્તુ છે, (કર+જ) કર એ રાક્ષસી રાજાના જુલમી કરને ધરાવનાર છે. એ હોય તો આજે ઉતારજે, અને નવું કરતાં અટકજે.

૭૫. દિવસ સંબંધી કૃત્યનો ગણિત જોગ હવે જોઇ જા.

૭૬. સવારે સ્મૃતિ આપી છે, છતાં કંઇ અયોગ્ય થયું હોય તો પશ્ચાત્તાપ કર. અને શિક્ષા લે.

૭૭. કંઇ પરોપકાર, દાન, લાભ કે અન્યનું હિત કરીને આવ્યો હો તો આનંદ માની નિરભિમાની રહે.

૭૮. જાણતાં અજાણતાં પણ વિપરીત થયું હોય તો હવે તે માટે અટકજે.

૭૯. વ્યવહારનો નિયમ રાખજે અને નવરાશે સંસારની નિવૃત્તિ શોધજે.

૮૦. આજ જેવો ઉત્તમ દિવસ ભોગવ્યો, તેવી તારી જિંદગી ભોગવવાને માટે તું આનંદિત થા તો જ આ૦

૮૧. આજ જે પળે તું મારી કથા મનન કરે છે, તે જ તારું આયુષ્ય સમજી સદ્વૃત્તિમાં દોરાજે.

૮૨. સત્પુરુષ વિદુરના કહ્યા પ્રમાણે આજે એવું કૃત્ય કરજે કે રાત્રે સુખે સુવાય.

૮૩. આજનો દિવસ સોનેરી છે, પવિત્ર છે—કૃતકૃત્ય થવારૂપ છે, એમ સત્પુરુષોએ કહ્યું છે માટે માન્ય કર.

૮૪. જેમ બને તેમ આજના દિવસ સંબંધી, સ્વપત્નિ સંબંધી, પણ વિષયાસક્ત ઓછો રહેજે. આત્મિક અને શારીરિક શક્તિની દિવ્યતાનું તે મૂળ છે, જ્ઞાનીઓનું એ અનુભવસિદ્ધ વચન છે.

૮૫. તમાકુ સુંઘવા જેવું નાનું વ્યસન પણ હોય તો આજે પૂર્ણ કર.—(૦) નવીન વ્યસન કરતાં અટક.

૮૬. દેશકાલ, મિત્ર એ સઘળાનો વિચાર સર્વ મનુષ્યોએ આ પ્રભાતમાં સ્વશાન્તિ અર્થે કરવો ઉચિત છે.

૮૭. આજે કેટલા સત્પુરુષોનો સમાગમ થયો, આજે વાસ્તવિક આનંદસ્વરૂપ શું થયું ? એ ચિંતવન વિરલા પુરુષો કરે છે.

૮૮. આજે તું ગમે તેવા ભયકર પણ ઉત્તમ કૃત્યમાં તત્પર હો તો નાહિમ્મત થઈશ નહીં.

૮૯. શુદ્ધ સચ્ચિદાનંદ, કરુણામય પરમેશ્વરની ભક્તિ એ આજનાં તારાં સત્કૃત્યનું જીવન છે.

૯૦. તારું, તારા કુટુંબનું, મિત્રનું, પત્નિનું, માતાપિતાનું, ગુરુનું, વિદ્વાનનું, સત્પુરુષનું યથાશક્તિ હિત, સન્માન, વિનય, લાભનું કર્તવ્ય થયું હોય તો આજના દિવસની તે સુગંધ છે.

૯૧. જેને ઘેર આ દિવસ કલેશ વગરનો, સ્વચ્છતાથી, શૌચતાથી, સંપથી, સંતોષથી, સૌમ્યતાથી, સ્નેહથી, સભ્યતાથી, સુખથી જશે તેને ઘેર પવિત્રતાનો વાસ છે.

૯૨. કુશલ અને આજ્ઞાકારી પુત્રો, આજ્ઞાવલંબની ધર્મયુક્ત અનુચરો, સદ્ગુણી સુંદરી, સંપીલું કુટુંબ, સત્પુરુષ જેવી પોતાની દશા, જે પુરુષની હશે તેનો આજનો દિવસ આપણે સઘળાને વંદનીય છે.

૯૩. એ સર્વ લક્ષણસંયુક્ત થવા જે પુરુષ વિચક્ષણતાથી પ્રયત્ન કરે છે તેનો દિવસ આપણને માનનીય છે.

૯૪. એથી પ્રતિભાવવાળું વર્તન જ્યાં મચી રહ્યું છે, તે ઘર આપણી કટાક્ષ દૃષ્ટિની રેખા છે.

૯૫. ભલે તારી આજીવિકા જેટલું તું પ્રાપ્ત કરતો હો, પરંતુ નિરૂપાધિમય હોય તો ઉપાધિમય વૈભવ રાજસુખ ઇચ્છી તારો આજનો દિવસ અપવિત્ર કરીશ નહીં.

૯૬. કોઇએ તને કડવું કથન કહ્યું હોય તે વખતમાં સહનશીલતા-નિરુપયોગી પણ,—

૯૭. દિવસની ભૂલને માટે રાત્રે હસજે, પરંતુ તેવું હસવું ફરીથી ન થાય તે લક્ષમાં રાખજે.

૯૮. આજે કંઇ બુદ્ધિપ્રભાવ વધાર્યો હોય, આત્મિકશક્તિ ઉજ્જવાળી હોય, પવિત્ર કૃત્યની વૃદ્ધિ કરી હોય, તો તે,—

૯૯. અયોગ્ય રીતે આજે તારી કોઇ શક્તિનો ઉપયોગ કરીશ નહીં;— મર્યાદાલોપનથી કરવો પડે તો પાપભીરુ રહેજે.

૧૦૦. સરળતા એ ધર્મનું બીજસ્વરૂપ છે. પ્રજ્ઞાએ કરી સરળતા સેવાઇ હોય તો આજનો દિવસ સર્વોત્તમ છે.

૧૦૧. બાઇ, રાજપત્નિ હો કે દિનજનપત્નિ હો, પરંતુ મને તેની કંઇ દરકાર નથી. મર્યાદાથી વર્તતી મેં તો શું પણ પવિત્ર જ્ઞાનીઓએ પ્રશંસી છે.

૧૦૨. સદ્ગુણથી કરીને જો તમારા ઉપર જગતનો પ્રશસ્ત મોહ હશે તો હે બાઇ! તમને હું વંદન કરૂં છું.

૧૦૩. બહુમાન, નમ્રભાવ, વિશુદ્ધ અંતઃકરણથી પરમાત્માના ગુણસંબંધી ચિંતવન-શ્રવણ-મનન, કીર્તન, પૂજા-અર્ચા એ જ્ઞાની પુરુષોએ વખાણ્યાં છે, માટે આજનો દિવસ શોભાવજે.

૧૦૪. સતશીલવાન સુખી છે, દુરાચારી દુઃખી છે. એ વાત જો માન્ય ન હોય તો અત્યારથી લક્ષ રાખી તે વાત વિચારી જુઓ.

૧૦૫. આ સઘળાનો સહેલો ઉપાય આજે કહી દઉં છું કે દોષને ઓળખી દોષને ટાળવા.

૧૦૬.

૧૦૭.

૧૦૮. લાંબી ટૂંકી કે અનુક્રમ ગમે તે સ્વરૂપે આ મારી કહેલી, પવિત્રતાનાં પુષ્પોથી છવાયલી માળા પ્રભાતના વખતમાં, સાયંકાળ અને અન્ય અનુકૂળ નિવૃત્તિએ વિચારવાથી મંગળદાયક થશે. વિશેષ શું કહું?

---

૨

## કાળ કોઇને નહિ મૂકે.

હરિગીત.

મોતી તણી માળા ગળામાં મૂલ્યવંતી મલકતી,
હીરા તણા શુભ હારથી ખહુ કંઠકાંતિ ઝળકતી;
આભૂષણોથી ઓપતા ભાગ્યા મરણને જોઇને,
જન જાણીએ મન માનીએ નવ કાળ મૂકે કોઇને. ૧.

મણિમય મુગટ માથે ધરીને કર્ણ કુંડળ નાખતા;
કાંચન કડાં કરમાં ધરી કશીએ કચાશ ન રાખતા;
પળમાં પડ્યા પૃથ્વીપતિ એ ભાન ભૂતળ ખોઇને,
જન જાણીએ મન માનીએ નવ કાળ મૂકે કોઇને. ૨.

દશ આંગળીમાં માંગલિક મુદ્રાજડિત માણિક્યથી,
જે પરમ પ્રેમે પે'રતા પોંચી કળા બારીકથી;
એ વેઢ વીંટી સર્વ છોડી ચાલિયા મુખ ધોઇને,
જન જાણીએ મન માનીએ નવ કાળ મૂકે કોઇને. ૩.

મુછ વાંકડી કરી ફાંકડા થઇ લીંબુ ધરતા તે પરે,
કાપેલ રાખી કાતરા હર કોઇનાં હૈયાં હરે;
એ સાંકડીમાં આવિયા છટક્યા તજી સહુ સોઇને,
જન જાણીએ મન માનીએ નવ કાળ મૂકે કોઇને. ૪.

છો ખંડના અધિરાજ જે ચંડે કરીને નિપજ્યા,
બ્રહ્માંડમાં બળવાન થઇને ભૂપ ભારે ઉપજ્યા;
એ ચતુર ચક્રી ચાલિયા હોતા નહોતા હોઇને,
જન જાણીએ મન માનીએ નવ કાળ મૂકે કોઇને. ૫.

જે રાજનીતિનિપુણતામાં ન્યાયવંતા નીવડ્યા,
અવળાં કર્યે જેના બધા સવળા સદા પાસા પડ્યા;
એ ભાગ્યશાળી ભાગિયા તે ખટપટો સૌ ખોઇને,
જન જાણીએ મન માનીએ નવ કાળ મૂકે કોઇને. ૬.

તરવાર બ્હાદુર ટેક ધારી પૂર્ણતામાં પેખિયા,
હાથી હણે હાથે કરી એ કેશરી સમ દેખિયા;

એવા ભલા ભડવીર તે અંતે રહેલા રોઇને,
જન જાણીએ મન માનીએ નવ કાળ મૂકે કોઇને.

---

૩

## ધર્મ વિષે.

કવિત.

માલથી સુખદ હોય, માનતણો મદ હોય,
ખમા ખમા ખુદ હોય તે તે કશા કામનું?
જુવાનીનું જોર હોય, એશનો અંકોર હોય,
દોલતનો દોર હોય, એ તે સુખ નામનું;
વનિતા વિલાસ હોય, પ્રૌઢતા પ્રકાશ હોય,
દક્ષ જેવા દાસ હોય, હોય સુખ ધામનું;
વદે રાયચંદ એમ, સદ્ધર્મને ધાર્યાવિના,
જાણી લેજે સુખ એ તો, બેગેજ બદામનું!

મોહ માન મોડવાને, ફેલપાશ ફેડવાને,
જાળફંદ તોડવાને, હેતે નિજ હાથથી;
કુમતિને કાપવાને, સુમતિને સ્થાપવાને,
મમત્વને માપવાને, સકળ સિદ્ધાંતથી;
મહા મોક્ષ માણવાને, જગદીશ જાણવાને,
અજન્મતા આણવાને, વળી ભલી ભાતથી;
અલૌકિક અનુપમ, સુખ અનુભવવાને,
ધર્મ ધારણાને ધારો, ખરે ખરી ખાંતથી.

દિનકર વિના જેવો, દિનનો દેખાવ દીસે,
શશિ વિના જેવી રીતે, શર્વરી સુહાય છે,
પ્રજાપતિ વિના જેવી, પ્રજા પુરતણી પેખો,
સુરસ વિનાની જેવી, કવિતા કહાય છે,
સલીલ વિહીન જેવી, સરિતાની શોભા અને,
ભર્તાર વિહીન જેવી, ભામિની ભળાય છે;
વદે રાયચંદ વીર, સદ્ધર્મને ધાર્યા વિના,
માનવી મહાન તેમ, કુકર્મી કળાય છે,

ચાતુરો ચોંપેથી ચાહી ચિંતામણી ચિત્ત ગણે,
પંડિતો પ્રમાણે છે પારસમણી પ્રેમથી;
કવિયો કલ્યાણકારી, કલ્પતરુ કથે જેને,
સુધાનો સાગર કથે, સાધુ શુભ ક્ષેમથી;
આત્મના ઉદ્ધારને, ઉમંગથી અનુસરો જો,
નિર્મળ થવાને કાજે, નમો નીતિનેમથી;
વદે રાયચંદ વીર, એવું ધર્મરૂપ જાણી,
"ધર્મવૃત્તિ ધ્યાન ધરો, વિલખો ન વેંમથી." ૪.

---

૪.

૧. અયત્નાથી ચાલતાં પ્રાણભૂતની હિંસા થાય. (તેથી) પાપકર્મ બાંધે; તેનું કડવું ફળ પ્રાપ્ત થાય.

૨. અયત્નાથી ઊભા રહેતાં પ્રાણભૂતની હિંસા થાય. (તેથી) પાપકર્મ બાંધે; તેનું કડવું ફળ પ્રાપ્ત થાય.

૩. અયત્નાથી શયન કરતાં પ્રાણભૂતની હિંસા થાય. (તેથી) પાપકર્મ બાંધે; તેનું કડવું ફળ પ્રાપ્ત થાય.

૪. અયત્નાથી આહાર લેતાં પ્રાણભૂતની હિંસા થાય. (તેથી) પાપકર્મ બાંધે; તેનું કડવું ફળ પ્રાપ્ત થાય.

૫. અયત્નાથી બોલતાં પ્રાણભૂતની હિંસા થાય. (તેથી) પાપકર્મ બાંધે; તેનું કડવું ફળ પ્રાપ્ત થાય.

૬. કેમ ચાલે? કેમ ઊભો રહે? કેમ બેસે? કેમ શયન કરે? કેમ આહાર લે? કેમ બોલે? તો પાપકર્મ ન બાંધે?

૭. યત્નાથી ચાલે; યત્નાથી ઉભો રહે; યત્નાથી બેસે; યત્નાથી શયન કરે; યત્નાથી આહાર લે; યત્નાથી બોલે; તો પાપકર્મ ન બાંધે?

૮. સર્વ જીવને પોતાના આત્મા સમાન લેખે; મન વચન કાયાથી, સમ્યક્ પ્રકારે સર્વ જીવને જૂએ, પ્રીતિ આશ્રવથી આત્માને દમે તો પાપકર્મ ન બાંધે?

૯. તેમાં પ્રથમ-સ્થાનમાં મહાવીર દેવે સર્વ આત્માથી સંયમરૂપ, નિપુણ અહિંસા દેખીને ઉપદેશી.

૧૦. જગતમાં જેટલાં ત્રસ અને સ્થાવર પ્રાણીઓ છે તેને જાણતાં-અજાણતાં હણવાં નહીં, તેમ જ હણાવવાં નહીં.

૧૧. સર્વે જીવો જીવિતને ઇચ્છે છે, મરણને ઇચ્છતા નથી; એ કારણથી પ્રાણીનો ભયંકર વધ નિર્ગ્રંથે તજવો.

૧૨. પોતાને માટે ક્રોધથી કે ભયથી પ્રાણીઓને દુઃખ થાય તેવું અસત્ય બોલવું નહીં, તેમજ બોલાવવું નહીં.

૧૩. મૃષાવાદને સર્વ સત્પુરુષોએ નિષેધ્યો છે,—પ્રાણીને તે અવિશ્વાસ ઉપજાવે છે તે માટે તેનો ત્યાગ કરવો.

૧૪. સચિત્ કે અચિત્–થોડો કે ઘણો, તે એટલા સુધી કે, દંતશોધન માટે એક સળી જેટલો પરિગ્રહ, તે પણ યાચ્યા વિના લેવો નહીં.

૧૫. પોતે અયાચ્યું લેવું નહીં, તેમ બીજા પાસે લેવરાવવું નહીં, તેમજ અન્ય લેનારને રૂડું કર્યું એમ કહેવું નહીં,—

—જે સંયતિ પુરુષો છે તે એમ કરે છે.

૧૬. મહા રૌદ્ર એવું અબ્રહ્મચર્ય, પ્રમાદને રહેવાનું સ્થળ, ચારિત્રનો નાશ કરનાર, તે આ જગતમાં મુનિ આચરે નહીં.

૧૭. અધર્મનું મૂળ, મહા દોષની જન્મભૂમિકા એવા જે મૈથુનના આલાપ પ્રલાપ તેનો નિર્ગ્રંથે ત્યાગ કરવો.

૧૮. સિંધાલુણ, મીઠું, તેલ, ઘી, ગોળ, એ વગેરે આહારક પદાર્થો જ્ઞાતપુત્રના વચનમાં પ્રીતિવાળા જે મુનિઓ છે તે, રાત્રિવાસ રાખે નહીં.

૧૯. લોભથી તૃણનો પણ સ્પર્શ કરવો નહીં. જે કંઈ પદાર્થ રાત્રિવાસ રાખવા ઇચ્છે તે, મુનિ નહીં પણ ગૃહસ્થ.

૨૦. જે વસ્ત્ર, પાત્ર, કામળી રજોહરણ છે, તે પણ, સંયમની રક્ષા માટે થઈને સાધુ ધારણ કરે, નહીં તો ત્યાગે.

૨૧. સંયમની રક્ષા અર્થે રાખવા પડે છે તેને પરિગ્રહ ન કહેવો, એમ છકાયના રક્ષપાળ જ્ઞાતપુત્રે કહ્યું છે, પણ મૂર્છાને પરિગ્રહ કહેવો એમ પૂર્વ મહર્ષિઓ કહે છે.

૨૨. તત્ત્વજ્ઞાનને પામેલા મનુષ્યો છકાયના રક્ષણને માટે થઈને તેટલો પરિગ્રહ માત્ર રાખે, બાકી પોતાના દેહમાં મમત્વ આચરે નહીં. (આ દેહ મારો નથી, એ ઉપયોગમાત્ર રહે)

૨૩. નિરંતર તપશ્ચર્યા, આશ્ચર્ય?—જેને સર્વ સર્વજ્ઞે વખાણ્યો એવો સંયમ તેને અવિરોધક ઉપજીવનરૂપ એક વખતનો આહાર લેવો.

૨૪. ત્રસ અને સ્થાવર જીવો,—સ્થૂલ તેમ સૂક્ષ્મ જાતિના,—રાત્રિએ દેખાતા નથી માટે, તે વેળા આહાર કેમ કરે ?
૨૫. પ્રાણી અને બીજ આશ્રિત પ્રાણીઓ પૃથ્વિએ પડ્યા હોય ત્યાંથી ચાલવું તે, દિનને વિષે નિષેધ્યું છે; તો રાત્રિએ તો ભિક્ષાએ કયાંથી જઇ શકે ?
૨૬. એ હિંસાદિક દોષો દેખીને જ્ઞાતપુત્ર ભગવાને એમ ઉપદેશ્યું કે સર્વ પ્રકારના આહાર રાત્રિએ નિર્ગ્રંથો ભોગવે નહી.
૨૭. પૃથ્વિકાયની હિંસા મનથી, વચનથી અને કાયાથી સુસમાધિવાળા સાધુઓ કરે નહી, કરાવે નહીં, કરતાં અનુમોદન આપે નહી.
૨૮. પૃથ્વિકાયની હિંસા કરતાં તેને આશ્રયે રહેલાં ચક્ષુગમ્ય અને અચક્ષુગમ્ય એવાં વિવિધ ત્રસ પ્રાણીઓ હણાય,—
૨૯. તે માટે, એમ જાણીને, દુર્ગતિને વધારનાર એ પૃથ્વિકાયના સમારંભરૂપ દોષને આયુષ્યપર્યંત ત્યાગવો
૩૦. જળકાયની મન, વચન અને કાયાથી સુસમાધિવાળા સાધુઓ હિંસા કરે નહી, કરાવે નહીં, કરનારને અનુમોદન આપે નહીં.
૩૧. જળકાયની હિંસા કરતાં તેને આશ્રયે રહેલા ચક્ષુગમ્ય એવાં ત્રસ જાતિનાં વિવિધ પ્રાણીઓની હિંસા થાય,—
૩૨. તે માટે, એવું જાણીને, જળકાયનો સમારંભ દુર્ગતિને વધારનાર હોય છે તેથી, આયુષ્યપર્યંત ત્યાગવો.
૩૩. મુનિ અગ્નિકાયને ઇચ્છે નહીં; સર્વ થકી ભયકર એવું એ જીવને હણવામાં તીક્ષ્ણ શસ્ત્ર છે.
૩૪. પૂર્વ, પશ્ચિમ, ઉંચી, ખુણાની, નીચી, દક્ષિણ અને ઉત્તર—એ સર્વ દિશામાં રહેલા જીવોને અગ્નિ ભસ્મ કરે છે.
૩૫. પ્રાણીનો ઘાત કરવામાં અગ્નિ એવો છે, એમ સંદેહ રહિત માનો, અને એમ છે તેથી, દીવા માટે કે તાપવા માટે સંયતિ અગ્નિ સળગાવે નહીં.
૩૬. તે કારણથી દુર્ગતિદોષને વધારનાર એવો અગ્નિસમારંભ આયુષ્યપર્યંત મુનિ કરે નહીં.
૩૭. પ્રથમ જ્ઞાન અને પછી દયા (એમ અનુભવ કરીને) સર્વ સંયમી રહે. અજ્ઞાની (સંયમમાં) શું કરે, કે જે તે કલ્યાણ કે પાપ જાણતો નથી ?

૩૮. શ્રવણ કરીને કલ્યાણને જાણવું જોઈએ, પાપને જાણવું જોઈએ; બન્નેને શ્રવણ કરીને જાણ્યા પછી જે શ્રેય હોય, તે સમાચરવું જોઈએ.

૩૯. જે જીવ એટલે ચૈતન્યનું સ્વરૂપ જાણતો નથી; અજીવ એટલે જે જડનું સ્વરૂપ જાણતો નથી, કે તે બન્નેના તત્ત્વને જાણતો નથી તે સાધુ સંયમની વાત ક્યાંથી જાણે ?

૪૦. જે ચૈતન્યનું સ્વરૂપ જાણે, જે જડનુ સ્વરૂપ જાણે; તેમજ તે બન્નેનું સ્વરૂપ જાણે; તે સાધુ સંયમનું સ્વરૂપ જાણે.

૪૧. જ્યારે જીવ અને અજીવ એ બન્નેને જાણે, ત્યારે સર્વ જીવની બહુ પ્રકારે ગતિ-આગતિને જાણે.

૪૨. જ્યારે સર્વ જીવની બહુ પ્રકારે ગતિ-આગતિને જાણે, ત્યારેજ પુણ્ય, પાપ અને બંધ, મોક્ષને જાણે.

૪૩. જ્યારે પુણ્ય, પાપ, બંધ અને મોક્ષને જાણે ત્યારે, મનુષ્ય સંબંધી અને દેવ સંબંધી ભોગની ઇચ્છાથી નિવૃત્ત થાય.

૪૪. જ્યારે દેવ અને માનવ સંબંધી ભોગથી નિવૃત્ત થાય ત્યારે સર્વ પ્રકારના બાહ્ય અને અભ્યંતર સંયોગને ત્યાગ કરી શકે

૪૫. જ્યારે બાહ્યભ્યતર સંયોગનો ત્યાગ કરે ત્યારે, દ્રવ્ય-ભાવ મુંડ થઇને મુનિની દિક્ષા લે.

૪૬. જ્યારે મુંડ થઇને મુનિની દિક્ષા લે ત્યારે ઉત્કૃષ્ટ સંવરની પ્રાપ્તિ કરે; અને ઉત્તમ ધર્મનો અનુભવ કરે.

૪૭ જ્યારે ઉત્કૃષ્ટ સંવરની પ્રાપ્તિ કરે અને ઉત્તમ ધર્મમય થાય ત્યારે કર્મરૂપ રજ, અબોધિ, કલુષ એ રૂપે જીવને મલિન કરી રહી છે તેને ખંખેરે.

૪૮. અબોધિ કલુષની ઉત્પન્ન થયેલી કર્મરજને ખંખેરે ત્યારે સર્વ જ્ઞાની થાય અને સમ્યક્દર્શનવાળો થાય.

૪૯. જ્યારે સર્વ જ્ઞાન અને સર્વ દર્શનની પ્રાપ્તિ થાય ત્યારે નિરાગી થઇને તે કેવળી લોકાલોકનુ સ્વરૂપ જાણે.

૫૦. નિરાગી થઇને કેવળી જ્યારે લોકાલોકનું સ્વરૂપ જાણે ત્યારે, પછી મન, વચન, કાયાના યોગને નિરુંધીને શૈલેસી અવસ્થાને પ્રાપ્ત થાય.

૫૧. જ્યારે યોગને નિરુંધીને શૈલેસી અવસ્થાને પ્રાપ્ત થાય ત્યારે સર્વ કર્મનો ક્ષય કરી નિરજન્ થઇને સિદ્ધિ પ્રત્યે જાય-સિદ્ધમા જાય.

---

૫.

ઉપયોગ ત્યાં ધર્મ છે.

મહાવીર દેવને નમસ્કાર.

૧ છેવટનો નિર્ણય થવો જોઇએ.
૨ સર્વ પ્રકારનો નિર્ણય તત્ત્વજ્ઞાનમાં છે.?
૩ આહાર, વિહાર, નિહારની નિયમિતતા.
૪ અર્થની સિદ્ધિ.

આર્ય-જીવન.

ઉત્તમ પુરુષોએ આચરણ કર્યું છે. [અંગત.

---

૬.

## નિત્ય—સ્મૃતિ.

૧. જે મહાકામ માટે તું જન્મ્યો છે, તે મહાકામનું અનુપ્રેક્ષણ કર.
૨. ધ્યાન ધરી જા, સમાધિસ્થ થા.
૩. વ્યવહાર કામને વિચારી જા; જેનો પ્રમાદ થયો છે તે માટે હવે પ્રમાદ ન થાય તેમ કર; જેમાં સાહસ થયું હોય, તેમાંથી હવે તેવું ન થાય, તેવો બોધ લે.
૪. દૃઢયોગી છો, તેવો રહે.
૫ કોઇ પણ અલ્પ ભૂલ તારી સ્મૃતિમાંથી જતી નથી, એ મહાકલ્યાણ છે.
૬. લેપાદ્દેશ નહીં.
૭. મહાગંભિર થા.
૮. દ્રવ્યક્ષેત્ર, કાળ, ભાવ વિચારી જા.
૯. યથાર્થ કર.
૧૦. કાર્યસિદ્ધિ કરીને ચાલ્યો જા. [અંગત.

---

૭

## વચનામૃત.

૧. આતો અખંડ સિદ્ધાંત માનજે કે સંયોગ, વિયોગ સુખ, દુઃખ, ખેદ આનંદ, અણુરાગ, અનુરાગ ઇત્યાદિ યોગ કોઇ વ્યવસ્થિત કારણને લઇને રહ્યાં છે,

૨. એકાંત ભાવી કે એકાંત ન્યાયદોષને સન્માન ન આપજો.
૩. કોઈનો પણ સમાગમ કરવો યોગ્ય નથી છતાં જ્યાં સુધી તેવી દશા ન થાય ત્યાં સુધી સત્પુરુષનો સમાગમ અવશ્ય સેવવો ઘટે છે.
૪. કોઈને અંતઃકરણ આપશો નહીં, આપો તેનાથી ભિન્નતા રાખશો નહીં; ભિન્નતા રાખો ત્યાં અંતઃકરણ આપ્યું તે ન આપ્યા સમાન છે.
૫. એક ભોગ ભોગવે છે જ્યાં કર્મની વૃદ્ધિ નથી કરતો, અને એક ભોગ નથી ભોગવતો જ્યાં કર્મની વૃદ્ધિ કરે છે; એ આશ્ચર્યકારક પણ સમજવા યોગ્ય કથન છે.
૬. યોગાનુયોગે બનેલું કૃત્ય બહુ સિદ્ધિને આપે છે.
૭. આપણે જેનાથી પરંતર પામ્યા તેને સર્વસ્વ અર્પણ કરતાં અટકશો નહીં.
૮. લોકાપવાદ સહન કરવા કે જેથી તે જ લોકો પોતે કરેલા અપવાદનો પુનઃ પશ્ચાત્તાપ કરે.
૯. હજારો ઉપદેશવચનો સાંભળવા કરતાં તેમાંનાં થોડાં વચનો પણ વિચારવાં તે વિશેષ કલ્યાણકારી છે.
૧૦. નિયમથી કરેલું કામ ત્વરાથી થાય છે, ધારેલી સિદ્ધિ આપે છે, આનંદના કારણરૂપ થઇ પડે છે.
૧૧. જ્ઞાનીઓએ એકત્ર કરેલા અદ્ભુત નિધિના ઉપભોગી થાઓ.
૧૨. સ્ત્રીજાતિમાં જેટલું માયા કપટ છે તેટલું ભોળપણું પણ છે.
૧૩. પઠન કરવા કરતાં મનન કરવા ભણી બહુ લક્ષ આપજો.
૧૪. મહાપુરુષનાં આચરણ જોવા કરતાં તેનું અંતઃકરણ જોવું એ વધારે પરીક્ષા છે.
૧૫, વચનસપ્તશતી પુનઃ પુનઃ સ્મરણમાં રાખો.
૧૬. મહાત્મા થવું હોય તો ઉપકારબુદ્ધિ રાખો, સત્પુરુષના સમાગમમાં રહો, આહાર, વિહારાદિમાં અલુબ્ધ અને નિયમિત રહો; સત્શાસ્ત્રનું મનન કરો; ઉંચીશ્રેણિમાં લક્ષ રાખો.
૧૭. એ એકે ન હોય તો સમજીને આનંદ રાખતાં શીખો.
૧૮. વર્તનમાં બાલક થાઓ, સત્યમાં યુવાન થાઓ, જ્ઞાનમાં વૃદ્ધ થાઓ.
૧૯. રાગ કરવો નહીં, કરવો તો સત્પુરુષ પર કરવો; દ્વેષ કરવો નહીં, કરવો તો કુશીલ પર કરવો.
૨૦. અનંતજ્ઞાન અનંતદર્શન, અનંતચારિત્ર અને અનંતવીર્યથી અભેદ એવા આત્માનો એક પળ પણ વિચાર કરો.

૨૧. મનને વશ કર્યું તેણે જગતને વશ કર્યું.

૨૨. આ સંસારને શું કરવો? અનંતવાર થયેલી માને આજે સ્ત્રીરૂપે ભોગવીએ છીએ.

૨૩. નિર્ગ્રંથતા ધારણ કરતાં પહેલાં પૂર્ણ વિચાર કરજો; એ લઇને ખામી આણવા કરતાં અલ્પારંભી થજો.

૨૪. સમર્થ પુરુષો કલ્યાણનું સ્વરૂપ પોકારી પોકારીને કહી ગયા; પણ કોઇ વિરલાને જ તે યથાર્થ સમજાયું.

૨૫. સ્ત્રીના સ્વરૂપ પર મોહ થતો અટકાવવાને વગર ત્વચાનું તેનું રૂપ વારંવાર ચિંતવવા યોગ્ય છે.

૨૬. કુપાત્ર પણ સત્પુરુષના મુકેલા હસ્તથી પાત્ર થાય છે. જેમ છાશથી શુદ્ધ થયેલો સોમલ શરીરને નિરોગી કરે છે.

૨૭. આત્માનું સત્યસ્વરૂપ એક શુદ્ધ સચ્ચિદાનંદમય છે, છતાં ભ્રાંતિથી ભિન્ન ભાસે છે. જેમ ત્રાંસી આંખ કરવાથી ચંદ્ર બે દેખાય છે.

૨૮. યથાર્થ વચન ગ્રહવામાં દંભ રાખશો નહી, કે આપનારનો ઉપકાર ઓળવશો નહી.

૨૯. અમે બહુ વિચાર કરીને આ મૂળ તત્ત્વ શોધ્યું છે કે,–"ગુપ્ત ચમત્કાર જ સૃષ્ટિના લક્ષમાં નથી."

૩૦. રડાવીને પણ બચ્ચાંના હાથમાં રહેલો સોમલ લઇ લેવો.

૩૧. નિર્મળ અંતઃકરણથી આત્માનો વિચાર કરવો યોગ્ય છે.

૩૨. જ્યાં 'હું' માને છે ત્યાં 'તું' નથી, જ્યાં 'તું' માને છે ત્યાં 'હું' નથી.

૩૩. હે જીવ! હવે ભોગથી શાંત થા, શાંત. વિચાર તો ખરો કે એમાં કયું સુખ છે?

૩૪. બહુ કંટાળીને સંસારમાં રહીશ નહી.

૩૫. સત્જ્ઞાન અને સત્શીળને સાથે દોરજે.

૩૬. એકથી મૈત્રી કરીશ નહીં, કરતો આખા જગતથી કરજે.

૩૭. મહા સૌંદર્યથી ભરેલી દેવાંગનાના ક્રીડા વિલાસ નિરીક્ષણ કરતાં છતાં જેના અંતઃકરણમાં કામથી વિશેષ વિરાગ છૂટે છે તેને ધન્ય છે.

૩૮. તેને ત્રિકાળ નમસ્કાર છે.

૩૯. ભોગના વખતમાં યોગ સાંભરે એ હળુકર્મીનું લક્ષણ છે.

૪૦. આટલું હોય તો હું મોક્ષની ઇચ્છા કરતો નથી. આખી સૃષ્ટિ સત્શીળને સેવે, નિયમિત આયુષ્ય, નિરોગી શરીર, અચળ પ્રેમી પ્રેમદા, આજ્ઞાંકિત

અનુચર, કુળદીપક પુત્ર, જીવનપર્યંત બાલ્યાવસ્થા, આત્મતત્ત્વનું ચિંતવન.

૪૧. એમ કોઇ કાળે થવાનું નથી, માટે હું તો મોક્ષને જ ઇચ્છું છું.

૪૨. સૃષ્ટિ સર્વ અપેક્ષાએ અમર થશે?

૪૩. શુક્લ નિર્જનાવસ્થાને હું બહુ માન્ય કરું છું.

૪૪. સૃષ્ટિલીલામાં શાંતભાવથી તપશ્ચર્યા કરવી એ પણ ઉત્તમ છે.

૪૫. એકાંતિક કથન કથનાર જ્ઞાની ન કહી શકાય.

૪૬. શુક્લ અંતઃકરણ વિના મારાં કથનોને કોણ દાદ આપશે?

૪૭. જ્ઞાનપુત્ર ભગવાનના કથનની જ બલિહારી છે.

૪૮. દેવ દેવીની તુષ્યમાનતાને શું કરીશું? જગતની તુષ્યમાનતાને શું કરીશું? તુષ્યમાનતા સત્પુરુષની ઇચ્છો.

૪૯. હું સચ્ચિદાનંદ પરમાત્મા છું.

૫૦. એમ સમજો કે તમે તમારા આત્માના હિત માટે પ્રવર્તવાની અભિલાષા રાખતાં છતાં એથી નિરાશા પ્રાપ્ત થઇ તો તે પણ તમારું આત્મહિત જ છે.

૫૧. તમારા શુભ વિચારમાં પાર પડો નહીં તો, સ્થિર ચિત્તથી પાર પડ્યા છો એમ સમજો.

૫૨. જ્ઞાનીઓ અંતરંગ ખેદ અને હર્ષથી રહિત થાય છે.

૫૩. જ્યાંસુધી તે તત્ત્વની પ્રાપ્તિ નહીં થાય ત્યાંસુધી મોક્ષની તાત્પર્યતા મળશે નહીં.

૫૪. સંસારરૂપી કુટુંબને ઘેર આપણો આત્મા પરોણા દાખલ છે.

૫૫. એજ ભાગ્યશાળી, જે દુર્ભાગ્યશાળીની દયા ખાય છે.

૫૬. શુભદ્રવ્ય એ શુભ ભાવનું નિમિત્ત મહર્ષિઓ કહે છે.

૫૭. સ્થિર ચિત્ત કરીને ધર્મ અને શુક્લ ધ્યાનમાં પ્રવૃત્ત થાઓ.

૫૮. પરિગ્રહની મૂર્છા પાપનું મૂળ છે.

૫૯. જે કૃત્ય કરવા વખતે વ્યામોહગર્ભિત ખેદમાં છો, અને પરિણામે પણ પસ્તાઓ છો, તો તે કૃત્યને પૂર્વકર્મનો દોષ જ્ઞાનીઓ કહે છે.

૬૦. જડભરત અને જનક વિદેહીની દશા મને પ્રાપ્ત થાઓ.

૬૧. સત્પુરુષના અંતઃકરણે આચર્યો, કિંવા કહ્યો તે ધર્મ.

૬૨. અંતરંગ મોહગ્રંથી જેની ગઇ તે પરમાત્મા છે.

૬૩. વ્રત લઇને ઉલ્લાસિત પરિણામે ભાંગશો નહીં.

૬૪. એક નિષ્ઠાએ જ્ઞાનીની આજ્ઞા આરાધતાં તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થાય છે.

૬૫. ક્રિયા એ કર્મ, ઉપયોગ એ ધર્મ, પરિણામ એ બંધ, ભૂલ એ મિથ્યાત્વ, શોકને સંભારવો નહીં; આ ઉત્તમ વસ્તુ જ્ઞાનીઓએ મને આપી.
૬૬. જગત્ જેમ છે તેમ તત્ત્વજ્ઞાનની દષ્ટિએ જુઓ.
૬૭. શ્રીગૌતમને ચાર વેદ પઠન કરેલા જોવાને શ્રીમત્ મહાવીરસ્વામીએ સમ્યક્નેત્ર આપ્યાં હતાં.
૬૮. ભગવતીમાં કહેલી પુદ્ગલ નામના પરિવ્રાજકની કથા તત્ત્વજ્ઞાનીઓનું કહેલું સુંદર રહસ્ય છે.
૬૯. વીરનાં કહેલાં શાસ્ત્રોમાં સોનેરી વચનો છૂટક છૂટક અને ગુપ્ત છે.
૭૦. સમ્યક્નેત્ર પામીને તમે ગમે તે ધર્મશાસ્ત્ર વિચારો તોપણ આત્મહિત પ્રાપ્ત થશે.
૭૧. કુદરત, આ તારો પ્રબલ અન્યાય છે કે, મારી ધારેલી નીતિએ મારો કાળ વ્યતીત કરાવતી નથી! (કુદરત તે પૂર્વકર્મ).
૭૨. માણસ પરમેશ્વર થાય છે એમ, જ્ઞાનીઓ કહે છે.
૭૩. ઉત્તરાધ્યયન નામનું જૈનસૂત્ર તત્ત્વદષ્ટિએ પુનઃ પુનઃ અવલોકો.
૭૪. જીવતાં મરાય તો ફરી મરવું ન પડે. એવું ઇચ્છવા યોગ્ય છે.
૭૫. કૃતઘ્નતા જેવો એક મહા દોષ મને લાગતો નથી.
૭૬. જગતમાં માન ન હોત તો અહીં જ મોક્ષ હોત!
૭૭. વસ્તુને વસ્તુગતે જુઓ.
૭૮. ધર્મનું મૂળ વિ૦ છે.
૭૯. તેનું નામ વિદ્યા કે જેનાથી અવિદ્યા પ્રાપ્ત ન થાય.
૮૦. વીરના એક વાક્યને પણ સમજો.
૮૧. અહંપદ, કૃતઘ્નતા, ઉત્સૂત્રપ્રરૂપણા, અવિવેકધર્મ એ માઠી ગતિનાં લક્ષણો છે.
૮૨. દેહ અને દેહાર્થમમત્વ એ મિથ્યાત્વ લક્ષણ છે.
૮૩. અભિનિવેશના ઉદયમાં ઉત્સૂત્રપ્રરૂપણા ન થાય તેને, હું મહાભાગ્ય, જ્ઞાનીઓના કહેવાથી કહું છું.
૮૪. સ્યાદ્વાદ શૈલીએ જોતાં કોઇ મત અસત્ય નથી.
૮૫. સ્વાદનો ત્યાગ એ આહારનો ખરો ત્યાગ જ્ઞાનીઓ કહે છે.
૮૬. અભિનિવેશ જેવું એકે પાખંડ નથી.
૮૭. આ કાળમાં આટલું વધ્યું :—ઝાઝા મત, ઝાઝા તત્ત્વજ્ઞાનીઓ, ઝાઝી માયા અને ઝાઝો પરિગ્રહવિશેષ.

૮૮. આખા જગતના શિષ્ય થવારૂપ દૃષ્ટિ જેણે વેદી નથી તે સદ્ગુરુ થવાને યોગ્ય નથી.
૮૯. કોઈ પણ શુભાશુભ ધર્મકરણી કરતો હોય તો તેને કરવા દો.
૯૦. આત્માનો ધર્મ આત્મામાં જ છે.
૯૧. મહાવીરે જે જ્ઞાનથી આ જગતને જોયું છે તે જ્ઞાન, સર્વ આત્મામાં છે, પણ આવિર્ભાવ કરવા જોઈએ.
૯૨. બહુ છકી જાઓ તોપણ મહાવીરની આજ્ઞા તોડશો નહીં. ગમે તેવી શંકા થાય તોપણ મારી વતી વીરને નિ:શંક ગણજો.
૯૩. પાર્શ્વનાથ સ્વામીનું ધ્યાન યોગીઓએ અવશ્ય સ્મરવું જોઈએ છીએ. નિ:૦ એ નાગની છત્રછાયા વેળાનો પાર્શ્વનાથ ઓર હતો!
૯૪. પવિત્ર પુરુષોની કૃપાદૃષ્ટિ એ જ સમ્યક્દર્શન છે.
૯૫. ભર્તૃહરિએ કહેલો ત્યાગ વિશુદ્ધબુદ્ધિથી વિચારતાં ઘણી ઉર્ધ્વજ્ઞાનદશા થતાં સુધી વર્તે છે.
૯૬. શિથિલ બંધદૃષ્ટિથી નીચે આવીને જ વિખેરાઈ જાય. (જો નિર્જરામાં આવે તો—)
૯૭. સત્પુરુષો કહેતા નથી, કરતા નથી; છતાં તેની સત્પુરુષતા નિર્વિકાર મુખમુદ્રામાં રહી છે.
૯૮. સંસ્થાનવિચયધ્યાન પૂર્વધારીઓને પ્રાપ્ત થતું હશે એમ માનવું યોગ્ય લાગે છે. તમે પણ તેને ધ્યાવન કરો.
૯૯. આત્મા જેવો કોઈ દેવ નથી.
૧૦૦. કોણ ભાગ્યશાળી? "અવિરતી સમ્યક્દૃષ્ટિ કે વિરતી?"
૧૦૧. કોઈની આજીવિકા તોડશો નહીં.

---

૮.

ભાઈ, આટલું તારે અવશ્ય કરવા જેવું છે:—

૧. દેહમાં વિચાર કરનાર બેઠો છે તે દેહથી ભિન્ન છે? તે સુખી છે કે દુ:ખી? એ સંભારી લે.
૨. દુ:ખ લાગશે જ, અને દુ:ખનાં કારણો પણ તને દૃષ્ટિગોચર થશે; તેમ છતાં કદાપિ ન થાય તો મારા ૦ કોઈ ભાગને વાંચીજ, એટલે સિદ્ધ થશે: તે ટાળવા માટે જે ઉપાય છે તે એટલો જ કે, તેથી બાહ્યાભ્યંતર રહિત થવું.

૩. રહિત થવા પછી ઓર દશા અનુભવાય છે, એ પ્રતિજ્ઞાપૂર્વક કહું છું.
૪. તે સાધન માટે સર્વસંગપરિત્યાગી થવાની આવશ્યકતા છે. "નિર્ગ્રંથ સદ્ગુરૂનાં ચરણમાં જઇને પડવું યોગ્ય છે."
૫. જેવા ભાવથી ચડાય તેવા ભાવથી સર્વકાળ રહેવા માટેની વિચારણા પ્રથમ કરી લે. જો તને પૂર્વકર્મ બળવાન લાગતાં હોય તો અત્યાગી, દેશત્યાગી રહીને પણ તે વસ્તુને વિસારીશ નહીં.
૬. પ્રથમ ગમે તેમ કરી તું તારૂં જીવન જાણ. જાણવું શામાટે કે ભવિષ્ય-સમાધિ થવા. અત્યારે અપ્રમાદી થવું.
૭. તે આયુષ્યનો માનસિક આત્મોપયોગ તો નિર્વેદમાં રાખ.
૮. જીવન બહુ ટૂંકું છે, ઉપાધિ બહુ છે, અને ત્યાગ થઇ શકે તેમ નથી તો, નીચેની વાત પુનઃ પુનઃ લક્ષમાં રાખ.

૧. જિજ્ઞાસા તે વસ્તુની રાખવી.
૨. સંસારને બંધન માનવું.
૩. પૂર્વકર્મ નથી એમ ગણી પ્રત્યેક ધર્મ સેવ્યા જવો. તેમ છતાં પૂર્વકર્મ નડે તો શોક કરવો નહીં.
૪. દેહની જેટલી ચિંતા રાખે છે તેટલી નહીં પણ એથી અનંતગણી ચિંતા આત્માની રાખ, કારણ અનંત ભવ એક ભવમાં ટાળવા છે.
૫. ન ચાલે તો પ્રતિશ્રોતી થા.
૬. જેમાંથી જેટલું થાય તેટલું કર.
૭. પરિણામિક વિચારવાળો થા.
૮. અનુત્તરવાસી થઇને વર્ત્ત.
૯. છેવટનું સમયે સમયે ચૂકીશ નહીં. એજ ભલામણ, અને એજ ધર્મ.

સમજીને અલ્પભાષી થનારને પશ્ચાત્તાપ કરવાનો થોડો જ અવસર સંભવે.

---

૯

હે નાથ ! સાતમી તમતમપ્રભા નરકની વેદના મળી હોત તો વખતે સમ્મત કરત, પણ જગતની મોહિની સમ્મત થતી નથી.

પૂર્વના અશુભ કર્મ ઉદય આવે વેદતાં જો શોચ કરો છો તો હવે એ ધ્યાન રાખો કે, નવાં બાંધતાં પરિણામે તેવાં તો બંધાતાં નથી!

આત્માને ઓળખવો હોય તો આત્માના પરિચયી થવું, પરવસ્તુના ત્યાગી થવું.

જેટલા પોતાની પુરગતિ મોટાઈ ઇચ્છે તેટલા હલકા બનવું.

પ્રશસ્ત પુરુષની ભક્તિ કરો, તેનું સ્મરણ કરો, ગુણચિંતન કરો.

---

૧૦

## સહજ—પ્રકૃતિ.

૧ પરહિત એ જ નિજહિત સમજવું, અને પરદુઃખ એ પોતાનું દુઃખ સમજવું.
૨ સુખદુઃખ એ બન્ને મનની કલ્પના છે.
૩ ક્ષમા એ જ મોક્ષનો ભવ્ય દરવાજો છે.
૪ સઘળા સાથે નમ્રભાવથી વર્તવું એ જ ખરું ભૂષણ છે.
૫ શાંત સ્વભાવ એ જ સજ્જનતાનું ખરું મૂળ છે.
૬ ખરા સ્નેહીની ચાહના એ સજ્જનતાનું ખાસ લક્ષણ છે.
૭ દુર્જનનો ઓછો સહવાસ.
૮ વિવેકબુદ્ધિથી સઘળું આચરણ કરવું.
૯ દ્વેષભાવ એ વસ્તુ ઝેરરૂપ માનવી.
૧૦ ધર્મકર્મમાં વૃત્તિ રાખવી.
૧૧ નીતિના બાંધા પર પગ ન મૂકવો.
૧૨ જિતેન્દ્રિય થવું.
૧૩ જ્ઞાનચર્ચા અને વિદ્યાવિલાસમાં તથા શાસ્ત્રાધ્યયનમાં ગૂંથાવું.
૧૪ ગંભીરતા રાખવી.
૧૫ સંસારમાં રહ્યા છતાં ને તે નીતિથી ભોગવતાં છતાં વિદેહી દશા રાખવી.
૧૬ પરમાત્માની ભક્તિમાં ગૂંથાવું.
૧૭ પરનિંદા એ જ સબળ પાપ માનવું.
૧૮ દુર્જનતા કરી ફાવવું એ જ હારવું એમ માનવું.
૧૯ આત્મજ્ઞાન અને સજ્જનસંગત રાખવાં. [અપૂર્ણ

---

૧૧

૧ સત્પુરુષનાં ચરણનો ઇચ્છક,—
૨ સદૈવ સૂક્ષ્મ બોધનો અભિલાષી,—

૩. ગુરુ પર અખંડ ભાવ રાખનાર,—
૪. બ્રહ્મવ્રતમાં પ્રીતિ રાખનાર,—
૫. જ્યારે સ્વદોષ દેખે ત્યારે તેને છેદવાનો ઉપયોગ રાખનાર,—
૬. ઉપયોગથી એક પગ પણ ભરનાર,—
૭ એકાંત વાસને વખાણનાર,—
૮. તીર્થાદિ પ્રવાસનો ઉછરંગી,—
૯. આહાર, વિહાર, નિહારનો નિયમી,—
૧૦. પોતાની ગુરુતા દબાવનાર,–
—એવો કોઈ પણ પુરુષ તે મહાવીરના બોધને પાત્ર છે, સમ્યક્દશાને પાત્ર છે.

---

૧૨

હે જીવ! ભવમાં તને સત્ય કહું છું
ભ્રમામાં તને હિત કહું છું
આ મારું છે એવા ભાવની વ્યાખ્યા પ્રાયે ન કર.
આ તેનું છે એમ માની ન બેસ.
આ માટે આમ કરવું છે, એ ભવિષ્યનિર્ણય ન કરી રાખ
આ માટે આમ ન થયું હોત તો સુખ થાત એમ સ્મરણ ન કર.
આટલું આ પ્રમાણે હોય તો સારું એમ આગ્રહ ન કરી રાખ.
આણે મારા પ્રતિ અનુચિત કર્યું એવું સંભારતા ન શીખ
આણે મારા પ્રતિ ઉચિત કર્યું એવું સ્મરણ ન રાખ.
આ મને અશુભ નિમિત્ત છે, એવો વિકલ્પ ન કર
આ મને શુભ નિમિત્ત છે, એવી દૃઢતા માની ન બેસ.
આ ન હોત તો હું બંધાત નહીં, એમ અચળ વ્યાખ્યા નહીં કરીશ
પૂર્વકર્મ બળવાન છે માટે આ બધો પ્રસંગ મળી આવ્યો, એવું એકાંતિક ગ્રહણ કરીશ નહીં
પુરુષાર્થનો જય ન થયો, એવી નિરાશા સ્મરીશ નહીં
બીજાના દોષે તને બંધન છે એમ માનીશ નહીં
તારા નિમિત્તે પણ બીજાને દોષ કરતાં ભૂલાવ.
તારા દોષે તને બંધન છે, એ સંતની પહેલી શિક્ષા છે
તારો દોષ એટલો જ કે અન્યને પોતાનું માનવું, પોતે પોતાને ભૂલી જવું.

એ બધામાં તારી લાગણી નથી માટે જુદે જુદે સ્થળે તેં મુખની કલ્પના કરી છે; હે મૂઢ!

એમ ન કર. એ તને તેં હિત કહ્યું      અંતરમાં સુખ છે.

૧. એક ભોગી થવાનો બોધ કરે છે.
૨. એક યોગી થવાનો બોધ કરે છે
૩. એ બેમાંથી કોને સમ્મત કરીશું?
૪. બન્ને શા માટે બોધ કરે છે?
૫. બન્ને કોને બોધ કરે છે?
૬. કોના પ્રેરવાથી કરે છે?
૭ કોઇને કોઇમા અને કોઇને કોઇનો બોધ કાં લાગે છે?
૮. એના કારણે શુ છે?
૯. તેનો સાક્ષી કોણ છે?
૧૦. તમે શુ વાંચ્છો છો?
૧૧. તે ક્યાથી મળશે? વા શામાં છે.
૧૨. તે કોણ મેળવશે?
૧૩. ક્યાં થઇને લાવશો?
૧૪. લાવવાનું કોણ શીખવશે.
૧૫. વા શીખ્યા હૈએ?
૧૬. શીખ્યા છો તો ક્યાથી શીખ્યા છો?
૧૭. જીવન શુ છે
૧૮. જીવ શુ છે?
૧૯. તમે શુ છો?
૨૦. તમારી ઇચ્છા પૂર્વક કાં નથી થતુ?
૨૧. તે કેમ કરી શકશો?
૨૨. બાધતા પ્રિય છે કે નિર્બાધતા પ્રિય છે?
૨૩. તે ક્યાં ક્યાં કેમ કેમ છે?
૨૪. એનો નિર્ણય કરો.

અંતરમાં સુખ છે. બહારમાં નથી. સત્ય કહું છું.

---

૧૩

મોહાચ્છાદિત દશાથી વિવેક ન થાય એ ખરૂ, નહીં તો, વસ્તુગતે એ વિવેક ખરો છે.

! (વળી) સૂક્ષ્મ અવલોકન રાખો

૧ સત્યને તો સત્ય જ રહેવા દેવુ

૨. કરી શકો તેટલુ કહો, અશકયતા ન છૂપાવો.

૩ એકનિષ્ઠિત રહો

ગમે તે કોઇ પ્રશસ્ત ક્રમમા એક નિષ્ઠિત રહો

વીતરાગે ખરૂ કહ્યુ છે

અરે આત્મા ! સ્થિતિસ્થાપક દશા લે

આ દુખ ક્યા કહેવુ ? અને શાથી ટાળવુ ?

પોતે પોતાનો વૈરી તે એમ કેવી ખરી વાત છે ? [અંગત.

---

૧૪

## જીવતત્ત્વસંબધી વિચાર. ૧

૧ એક પ્રકારથી, બે પ્રકારથી, ત્રણ પ્રકારથી, ચાર પ્રકારથી, પાચ પ્રકારથી અને છ પ્રકારથી જીવતત્ત્વ સમજી શકાય છે.

અ આ સર્વ જીવને ઓછામા ઓછો શ્રુતજ્ઞાનનો અનંતમો ભાગ પ્રકાશિત રહેલો હોવાથી સર્વ જીવ ચૈતન્યલક્ષણે એક જ પ્રકારના છે

ત્રસ એટલે તડકાથી છાયામા આવે, છાયામાથી તડકામા આવે, ચાલવાની શક્તિવાળા હોય ભય દેખીને ત્રાસ પામતા હોય, તેવી એક જાતિ અને બીજા એમજ સ્થાવર સ્થિતિવાળા હોય, તેવી જાતના જીવની સ્થાવર નામની જાતિ એમ બે પ્રકારે સર્વ જીવ સમજી શકાય છે

સર્વ જીવને વેદથી તપાસી જોઇએ તો સ્ત્રી, પુરુષ કે નપુસક તેમા તેઓનો સમાવેશ થાય છે કોઇ સ્ત્રીવેદમા, કોઇ પુરુષવેદમા અને કોઇ નપુસકવેદમા હોય છે એ શિવાય એથી વેદ નહીં હોવાથી ત્રણ પ્રકારે વેદ દૃષ્ટિએ સર્વ જીવ સમજી શકાય છે

કેટલાક જીવ નરકગતિમા, કેટલાક તિર્યંચ ગતિમા, કેટલાક મનુષ્યગતિમા અને કેટલાક દેવગતિમા. એમ જીવો રહેલા છે એ શિવાય પાચમી સંસારી ગતિ નહીં હોવાથી જીવો ચાર પ્રકારે સમજી શકાય છે

---

૧૫

## જીવાજીવ વિભક્તિ. ૨

જીવ અને અજીવનો વિચાર એકાગ્ર મનથી શ્રવણ કરો જે જાણવાથી ભિક્ષુઓ સમ્યક્પ્રકારે સંયમમા યત્ન કરે.

જીવ અને અજીવ લોક કહેલો છે અજીવના આકાશ નામના ભાગને અલોક કહેલો છે

દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ એ વડે કરીને જીવ તેમજ અજીવનો બોધ થઇ શકે છે.

ધર્માસ્તિકાય, તેનો દેશ, અને તેનો પ્રદેશ અધર્માસ્તિકાય, તેનો દેશ, અને તેનો પ્રદેશ, આકાશ, તેનો દેશ, અને તેનો પ્રદેશ, અદ્ધાસમયકાળ એમ અરૂપીના દશ પ્રકાર થય.

ધર્મ અને અધર્મ એ બન્ને લોક પ્રમાણ કહેલા છે, આકાશ લોકાલોક-પ્રમાણ અને અદ્ધાસમય-સમયક્ષેત્રપ્રમાણ છે

ધર્મ, અધર્મ અને આકાશ એ અનાદિ અપર્યવસિત છે

નિરંતરની ઉત્પત્તિ લેતા સમયપણ એ પ્રમાણે છે, સંતતિ એક કરતી અપેક્ષાએ સાદિસાંત છે

સ્કંધ, સ્કંધદેશ, તેના પ્રદેશ અને પરમાણુ એમ રૂપી અજીવ ચાર પ્રકારે છે

પરમાણુઓ એકત્ર થાય, પૃથક્ થાય તો સ્કંધ તેનો વિભાગ તે દેશ તેનો છેવટનો અભિન્ન અંશ તે પ્રદેશ

લોકના એક દેશમા તે ક્ષેત્રી છે, કાળના વિભાગ તેના ચાર પ્રકારે કહેવાય છે

નિરંતર ઉત્પત્તિની અપેક્ષાએ અનાદિ અપર્યવસિત છે એક ક્ષેત્રની સ્થિતિની અપેક્ષાએ સાદિસપર્યવસિત છે

---

૧ ૨ અપૂર્ણ સ્થિતિમા મળેલા છે—સશોધક

## વર્ષ ૧૬ મું.

---

૧૬

### ભાવનાબોધ.—અનુપ્રેક્ષાવિચાર.[1]

ગમે તેવા તુચ્છ વિષયમાં પ્રવેશ છતાં ઉજ્જ્વલ આત્માઓનો સ્વતઃવેગ વૈરાગ્યમાં ઝંપલાવું એ છે. બાહ્યદૃષ્ટિથી જ્યાંસુધી ઉજ્જ્વળ આત્માઓ સંસારના માયિક પ્રપંચમાં દર્શન દે છે ત્યાંસુધી, તે કથનની સિદ્ધતા ક્વચિત્ દુર્લભ છે; તોપણ સૂક્ષ્મ દૃષ્ટિથી અવલોકન કરતાં એ કથનનું પ્રમાણ કેવળ સુલભ છે, એ નિઃસંશય છે.

એક નાનામાં નાના જંતુથી કરીને એક મદોન્મત્ત હાથી સુધીનાં સઘળાં પ્રાણીઓ, માનવીઓ, અને દેવ દાનવીઓ એ સઘળાંની સ્વાભાવિક ઇચ્છા સુખ અને આનંદ પ્રાપ્ત કરવામાં છે. એથી કરીને તેઓ તેના ઉદ્યોગમાં ગુંથાયાં રહે છે; પરંતુ વિવેકબુદ્ધિના ઉદય વિના તેમાં તેઓ વિભ્રમ પામે છે. તેઓ સંસારમાં નાનાપ્રકારના સુખનો આરોપ કરે છે. અતિ અવલોકનથી એમ સિદ્ધ છે કે તે આરોપ વૃથા છે. એ આરોપને અનારોપ કરવાવાળાં વીરલાં માનવીઓ વિવેકના પ્રકાશવડે અદ્ભુત પણ અન્ય વિષય પ્રાપ્ત કરવા કહેતાં આવ્યાં છે. જે સુખ ભયવાળાં છે તે સુખ, સુખ નથી પણ દુઃખ છે. જે વસ્તુ પ્રાપ્ત કરવામાં મહા તાપ છે; જે વસ્તુ ભોગવવામાં એથી પણ વિશેષ તાપ રહ્યા છે; તેમજ પરિણામે મહાતાપ, અનંત શોક,

---

૧ 'સામાન્યતત્ત્વ દર્શાવવા માટે' દ્વાદશાનુપ્રેક્ષાસ્વરૂપદર્શી-'ભાવનાબોધ' નામના પુસ્તકની રચના સોળ વર્ષની વયે કરેલી. જે તે સમયની વૈરાગ્યદશા અને આત્મજાગૃતિનો કંઈક આભાસ આપે છેઃ—સંશોધક.

અને અનંત ભય છે; તે વસ્તુનું સુખ તે માત્ર નામનું સુખ છે; વા નથી જ. આમ હોવાથી તેની અનુરક્તતા વિવેકીઓ કરતાં નથી. સંસારનાં પ્રત્યેક સુખવડે વિરાજિત રાજેશ્વર છતાં પણ, સત્ય તત્ત્વજ્ઞાનની પ્રસાદી પ્રાપ્ત થવાથી તેનો ત્યાગ કરીને યોગમાં પરમાનંદ માની સત્ય મનોવીરતાથી, અન્ય પામર આત્માઓને ભર્તૃહરિ ઉપદેશ છે કે:—

> ભોગે રોગભયં કુલે ચ્યુતિભયં વિત્તે નૃપાલાદ્ભયં,
> માને દૈન્યભયં બલે રિપુભયં રૂપે તરુણ્યા ભયં;
> શાસ્ત્રે વાદભયં ગુણે ખલભયં કાયે કૃતાંતાદ્ભયં,
> સર્વં વસ્તુ ભયાન્વિતં ભુવિ નૃણાં વૈરાગ્યમેવાભયં.

ભાવાર્થ—ભોગમાં રોગનો ભય છે; કુળને પડવાનો ભય છે; લક્ષ્મીમાં રાજાનો ભય છે; માનમાં દીનતાનો ભય છે; બળમાં શત્રુનો ભય છે; રૂપથી સ્ત્રીને ભય છે; શાસ્ત્રમાં વાદનો ભય છે; ગુણમાં ખળનો ભય છે; અને કાયાપર કાળનો ભય છે; એમ સર્વ વસ્તુ ભયવાળી છે; માત્ર એક વૈરાગ્ય જ અભય છે. ।।૧।।

મહાયોગી ભર્તૃહરિનું આ કથન સૃષ્ટિમાન્ય એટલે સઘળા ઉજ્જ્વળ આત્માઓ સદૈવ માન્ય રાખે તેવું છે. એમાં આખા તત્ત્વજ્ઞાનનું દોહન કરવા એમણે સકળ તત્ત્વવેત્તાઓનાં સિદ્ધાંતરહસ્યરૂપ અને સ્વઅનુભવી-સંસારશોકનું તાદૃશ્ય ચિત્ર આપ્યું છે. એણે જે જે વસ્તુઓપર ભયની છાયા પ્રદર્શિત કરી તે તે વસ્તુ સંસારમાં મુખ્ય સુખરૂપે મનાઇ છે. સંસારનું સર્વોત્તમ સાહિત્ય જે ભોગ તે તો રોગનું ધામ ઠર્યું; મનુષ્ય ઉચ્ચ કુળથી સુખ માને તેવું છે ત્યાં પડતીનો ભય દેખાડ્યો; સંસારચક્રમાં વ્યવહારનો ચાક ચલાવવાને દંડરૂપ લક્ષ્મી તે રાજા ઇત્યાદિકના ભયથી ભરેલી છે; કોઇપણ કૃત્ય કરી યશકીર્તિથી માન પામવું કે માનવું એવી સંસારના પામર જીવોની અભિલાષા છે તો ત્યાં મહા દીનતા ને કંગાલિયતનો ભય છે; બળ પરાક્રમથી પણ એવાજ પ્રકારની ઉત્કૃષ્ટતા પામવી એમ ચહાવું રહ્યું છે તો ત્યાં શત્રુનો ભય રહ્યો છે, રૂપ, કાંતિ એ ભોગીને મોહિનીરૂપ છે તો ત્યાં તેને ધારણ કરનારી સ્ત્રિયો નિરંતર ભયવાળી જ છે; અનેક પ્રકારે ગુંથી કાઢેલી શાસ્ત્રજાળ તેમાં વિવાદનો ભય રહ્યો છે; કોઇપણ સાંસારિક સુખનો ગુણ પ્રાપ્ત કરવાથી જે આનંદ લેખાય છે, તે ખળ મનુષ્યની નિંદાને લીધે ભયાન્વિત છે; જેમાં અનંત પ્રિયતા રહી છે એવી કાયા તે એક સમયે કાળરૂપ સિંહના મુખમાં પડવાના ભયથી ભરી છે. આમ

સંસારનાં મનોહર પણ ચપળ સાહિત્યો ભયથી ભરી છે. વિવેકથી વિચારતાં જ્યાં ભય છે ત્યાં કેવલ શોક જ છે; જ્યાં શોક હોય ત્યાં સુખનો અભાવ છે; અને જ્યાં સુખનો અભાવ રહ્યો છે, ત્યાં તેનો તિરસ્કાર કરવો યથોચિત છે.

યોગીંદ્ર ભર્તૃહરિ એક જ એમ કહી ગયો છે તેમ નથી. કાળાનુસાર સૃષ્ટિનાં નિર્માણસમયથી ભર્તૃહરિથી ઉત્તમ, ભર્તૃહરિ સમાન અને ભર્તૃહરિથી કનિષ્ઠ એવા અસંખ્ય તત્ત્વજ્ઞાનીઓ થઇ ગયા છે. એવો કોઇ કાળ કે આર્યદેશ નથી કે જેમાં કેવલ તત્ત્વજ્ઞાનીઓનું ઉપજવું થયું નથી. એ તત્ત્વવેત્તાઓએ સંસારસુખની હરેક સામગ્રીને શોકરૂપ ગણાવી છે; એ એમના અગાધ વિવેકનું પરિણામ છે. વ્યાસ, વાલ્મીકિ, શંકર, ગૌતમ, પાતંજલી, અને યુવરાજ શુદ્ધોદને પોતાનાં પ્રવચનમાં માર્મિક રીતે અને સામાન્ય રીતે જે ઉપદેશ્યું છે, તેનું રહસ્ય નીચેના શબ્દોમાં કંઇક આવી જાય છે:

"અહો લોકો! સંસારરૂપી સમુદ્ર અનંત અને અપાર છે. એનો પાર પામવા પુરુષાર્થનો ઉપયોગ કરો! ઉપયોગ કરો!!"

એમ ઉપદેશવામાં એમનો હેતુ પ્રત્યેક પ્રાણીઓને શોકથી મુક્ત કરવાનો હતો. એ સઘળા જ્ઞાનીઓ કરતાં પરમ માન્ય રાખવાયોગ્ય સર્વજ્ઞ મહાવીરનાં વચન સર્વ સ્થળે એ જ છે કે, સંસાર એકાંત અને અનંત શોકરૂપ તેમ જ દુઃખપ્રદ છે. અહો! ભવ્ય લોકો! એમાં મધુરી મોહિની ન આણતાં એથી નિવૃત્ત થાઓ! નિવૃત્ત થાઓ!!

મહાવીરનો એક સમય માત્ર પણ સંસારનો ઉપદેશ નથી. એનાં સઘળાં પ્રવચનોમાં એણે એ જ પ્રદર્શિત કર્યું છે; તેમ તેવું સ્વાચરણથી સિદ્ધ પણ કરી આપ્યું છે. કંચનવર્ણી કાયા, યશોદા જેવી રાણી, અઢળક સામ્રાજ્ય લક્ષ્મી અને મહા પ્રતાપી સ્વજન પરિવારનો સમૂહ છતાં તેના મોહને ઉતારી દઇ જ્ઞાનદર્શનયોગપરાયણ થઇ એણે જે અદ્ભુતતા દર્શાવી છે તે અનુપમ્ છે. એનું એ જ રહસ્ય પ્રકાશ કરતાં પવિત્ર 'ઉત્તરાધ્યયનસૂત્ર'માં આઠમા અધ્યયની પહેલી ગાથામાં કપિલ કેવલીની સમીપે તત્ત્વાભિલાષીનાં મુખકમલથી મહાવીર કહેવરાવે છે કેઃ—

અધુવે અસાસયંમિ સંસારંમિદુખ્ખપઉરાએ
કિંનામહુજ્જતંકમ્મયં જેણાહં દુગ્ગઇ નગછેજ્જા.

"અધ્રુવ અને અશાશ્વત સંસારમાં અનેક પ્રકારનાં દુઃખ છે, હું એવી

શું કરણી કરું કે જે કરણીથી કરી દુર્ગતિ પ્રતિ ન જાઉં ?" એ ગાથામાં એ ભાવથી પ્રશ્ન થતાં કપિલમુનિ પછી આગળ ઉપદેશ ચલાવે છે:—

**અધુવે અસાસયંમિ**—આ મહદ્ તત્ત્વજ્ઞાનપ્રસાદિભૂત વચનો પ્રવૃત્તિમુક્ત યોગીશ્વરના સતતવૈરાગ્યવેગનાં છે. અતિ બુદ્ધિશાળીને સંસાર પણ ઉત્તમરૂપે માન્ય રાખે છે છતાં, તે બુદ્ધિશાળીઓ તેનો ત્યાગ કરે છે; એ તત્ત્વજ્ઞાનનો સ્તુતિપાત્ર ચમત્કાર છે. એ અતિ મેધાવિઓ અંતે પુરુષાર્થની સ્ફુરણા કરી મહાયોગ સાધી આત્માના તિમિરપટને ટાળે છે. સંસારને શોકાબ્ધિ કહેવામાં તત્ત્વજ્ઞાનીઓની ભ્રમણા નથી, પરંતુ એ સઘળા તત્ત્વજ્ઞાનીઓ કંઇ તત્ત્વજ્ઞાનચંદ્રની સોળે કળાએથી પૂર્ણ હોતા નથી; આ જ કારણથી સર્વજ્ઞ મહાવીરનાં વચન તત્ત્વજ્ઞાનને માટે જે પ્રમાણ આપે છે તે મહદ્ભુત, સર્વમાન્ય અને કેવળ મંગળમય છે. મહાવીરની તુલ્ય ઋષભદેવ જેવા જે જે સર્વજ્ઞ તિર્થંકરો થયા છે તેમણે નિઃસ્પૃહતાથી ઉપદેશ આપીને જગતહિતૈષીની પદ્વિ પ્રાપ્ત કરી છે.

સંસારમાં એકાંત અને જે અનંત ભરપુર તાપ છે તે તાપ ત્રણ પ્રકારના છે. આધિ, વ્યાધિ, અને ઉપાધી. એથી મુક્ત થવા માટે પ્રત્યેક તત્ત્વજ્ઞાનીઓ કહેતા આવ્યા છે. સંસારત્યાગ, શમ, દમ, દયા, શાંતિ, ક્ષમા, ધૃતિ, અપ્રભુત્વ, ગુરુજનનો વિનય, વિવેક, નિઃસ્પૃહતા, બ્રહ્મચર્ય, સમ્યક્જ્ઞાન. અને એનું સેવન કરવું; લોભ, ક્રોધ, માન, માયા, અનુરાગ, અણુરાગ, વિષય, હિંસા, શોક, અજ્ઞાન, મિથ્યાત્વ એ સઘળાંનો ત્યાગ કરવો. આમ સર્વ દર્શનોનો સામાન્ય રીતે સાર છે. નીચેના બે ચરણમાં એ સાર સમાવેશ પામી જાય છે:

"પ્રભુ ભજો નીતિ સજો, પરઠો પરોપકાર."

ખરે! એ ઉપદેશ સ્તુતિપાત્ર છે. એ ઉપદેશ આપવામાં કોઇએ કોઇ પ્રકારની અને કોઇએ કોઇ પ્રકારની વિચક્ષણતા દર્શાવી છે. એ સઘળા ઉદ્દેશે તો સમતુલ્ય દસ્ય થાય તેવું છે; પરંતુ સૂક્ષ્મ ઉપદેશક તરીકે શ્રમણ ભગવાન તે સિદ્ધાર્થ રાજાનો પુત્ર પ્રથમ પદવીનો ધણી થઇ પડે છે, નિવૃત્તિને માટે જે જે વિષયો પૂર્વે જણાવ્યા તે તે વિષયોનું ખરું સ્વરૂપ સમજીને સર્વાંગે મંગળમયરૂપે બોધવામાં એ રાજપુત્ર વધી ગયો છે. એ માટે એને અનંત ધન્યવાદો છાજે છે!

એ સઘળા વિષયોનું અનુકરણ કરવાનું શું પ્રયોજન વા શું પરિણામ! એનો નિર્ણય હવે લઇએ. સઘળા ઉપદેશકો એમ કહેતા આવ્યા છે કે, એનું

પરિણામે મુક્તિ પ્રાપ્ત કરવી; અને પ્રયોજન દુઃખની નિવૃત્તિ. એ જ માટે સર્વ દર્શનમાં સામાન્યરૂપે મુક્તિને અનુપમ શ્રેષ્ઠ કહી છે. "સૂત્રકૃતાંગ" દ્વિતીયાંગના પ્રથમ શ્રુતસ્કંધના છઠ્ઠા અધ્યયનની ચોવીશમી ગાથાના ત્રીજા ચરણમાં કહ્યું છે કે:—

"નિવ્વાણ સેઠા જહ સવ્વધમ્મા."
બધાય ધર્મમાં મુક્તિને શ્રેષ્ઠ કહી છે.

સારાંશે મુક્તિ એટલે સંસારના શોકથી મુક્ત થવું. પરિણામમાં જ્ઞાનદર્શનાદિક અનુપમ વસ્તુઓ પ્રાપ્ત કરવી. જેમાં પરમસુખ અને પરમાનંદનો અખંડ નિવાસ છે, જન્મ મરણની વિટંબનાનો અભાવ છે. શોકનો ને દુઃખનો ક્ષય છે; એવા એ વિજ્ઞાની વિષયનું વિવેચન અન્ય પ્રસંગે કરીશું.

આ પણ વિના વિવાદે માન્ય રાખવું જોઈએ કે, તે અનંત શોક અને અનંત દુઃખની નીવૃત્તિ એના એ જ સાંસારિક વિષયથી નથી. રુધિરથી રુધિરનો ડાઘ જતો નથી; પણ જળથી તેનો અભાવ છે; તેમ શૃંગારમિશ્રિતધર્મથી સંસારની નિવૃત્તિ નથી; એ જ માટે વૈરાગ્યજળનું આવશ્યકપણું નિઃસંશય ઠરે છે. અને એ જ માટે વીતરાગનાં વચનોમાં અનુરક્ત થવું ઉચિત છે; નિદાન એથી વિષયરૂપ વિષનો જન્મ નથી. પરિણામે એ જ મુક્તિનું કારણ છે. એ વિતરાગ સર્વજ્ઞના વચનને વિવેકબુદ્ધિથી શ્રવણ, મનન ને નિદિધ્યાસન કરી હે માનવી! આત્માને ઉજ્જ્વલ કર

* * * * *

વૈરાગ્યની આ અને આત્મહિતૈષી વિષયોની સુદ્રઢતા થવા માટે બાર ભાવનાઓ તત્વજ્ઞાની કહે છે.

૧ અનિત્યભાવના:—શરીર, વૈભવ, લક્ષ્મી, કુટુંબ પરિવારાદિક સર્વ વિનાશી છે; જીવનો મૂળ ધર્મ અવિનાશી છે, એમ ચિંતવવું તે પહેલી અનિત્યભાવના.

૨ અશરણભાવના:—સંસારમાં મરણ સમયે જીવને શરણ રાખનાર કોઈ નથી. માત્ર એક શુભ ધર્મનુંજ શરણ સત્ય છે; એમ ચિંતવવું તે બીજી અશરણ ભાવના.

૩ સંસારભાવના:—આ આત્માએ સંસાર સમુદ્રમાં પર્યટન કરતાં કરતાં સર્વ ભવ કીધા છે. એ સંસારજંજીરથી હું ક્યારે છૂટીશ? એ સંસાર મારો નથી; હું મોક્ષમયિ છું; એમ જે ચિંતવવું તે ત્રીજી સંસારભાવના.

૪ એકત્વભાવના:—આ મારો આત્મા એકલો છે, તે એકલો આવ્યો છે, એકલો જશે, પોતાના કરેલા કર્મ એકલો ભોગવશે, અંતઃકરણથી એમ ચિંતવવું તે ચોથી એકત્વભાવના.

૫ અન્યત્વભાવના:—આ સંસારમાં કોઇ કોઇનું નથી, એમ ચિંતવવું તે પાંચમી અન્યત્વભાવના

૬ અશુચિભાવના:—આ શરીર અપવિત્ર છે, મળમૂત્રની ખાણ છે, રોગ જરાનું નિવાસ ધામ છે, એ શરીરથી હું ન્યારો છું એમ ચિંતવવું તે છઠ્ઠી અશુચિભાવના

૭ આશ્રવભાવના:—રાગ, દ્વેષ, અજ્ઞાન, મિથ્યાત્વ, ઇત્યાદિક સર્વ આશ્રવ છે એમ ચિંતવવું તે સાતમી આશ્રવભાવના

૮ સમ્વરભાવના:—જ્ઞાન, ધ્યાનમાં પ્રવર્તમાન થઇને જીવ નવા કર્મ બાંધે નહીં તે આઠમી સમ્વરભાવના

૯ નિર્જરાભાવના:—જ્ઞાનસહિત ક્રિયા કરવી તે નિર્જરાનું કારણ છે એમ ચિંતવવું તે નવમી નિર્જરાભાવના

૧૦ લોકસ્વરૂપભાવના:—ચૌદ રાજલોકનું સ્વરૂપ વિચારવું તે દશમી લોકસ્વરૂપભાવના

૧૧ બોધદુર્લભભાવના:—સંસારમાં ભમતાં આત્માને સમ્યકજ્ઞાનની પ્રસાદી પ્રાપ્ત થવી દુર્લભ છે વા સમ્યકજ્ઞાન પામ્યો તો ચારિત્રસર્વવિરતિ પરિણામરૂપ ધર્મ પામવો દુર્લભ છે એમ ચિંતવવું તે અગીઆરમી બોધદુર્લભભાવના

૧૨ ધર્મદુર્લભભાવના:—ધર્મના ઉપદેશક તથા શુદ્ધ શાસ્ત્રના બોધક એવા ગુરૂ અને એવું શ્રવણ મળવું દુર્લભ છે એમ ચિંતવવું તે બારમી ધર્મદુર્લભભાવના.

એમ મુક્તિ સાધ્ય કરવા માટે જે વૈરાગ્યની અપ્રમત્તતા છે તે વૈરાગ્યની દૃઢ કરનારી બાર ભાવનાઓમાંથી કેટલીક ભાવનાઓ આ કહી અંતર્ગત વર્ણવીઇ કેટલીક ભાવનાઓ કહવાને વિષયમાં વહેંચી નાખી છે કેટલીક ભાવનાઓ માટે અન્ય પ્રસંગની અપેક્ષા છે, એથી તે વિસ્તારી નથી.

## —મોક્ષમાળા.[1]

નિર્ગ્રંથ પ્રવચનને અનુકૂળ થઈ સ્વલ્પતાથી આ ગ્રંથ ગુંથું છું. પ્રત્યેક શિક્ષાવિષયરૂપી મણિકાથી આ પૂર્ણાહુતિ પામશે. આડંબરી નામ એજ ગુરુત્વનું કારણ છે, એમ સમજતાં છતાં પરિણામે અપ્રભુત્વ રહેવું હોવાથી એમ કરેલું છે તે ઉચિત થાઓ! ઉત્તમ તત્ત્વજ્ઞાન અને પરમ સુશીલનો ઉપદેશ કરનારા પુરુષો કંઈ ઓછા થયા નથી; તેમ આ ગ્રંથ કંઈ તેથી ઉત્તમ વા સમાનતારૂપ નથી; પણ વિનયરૂપે તે ઉપદેશકોના ધુરંધર પ્રવચનો આગળ કનિષ્ઠ છે. આ પણ પ્રમાણભૂત છે કે પ્રધાન પુરુષની સમીપ અનુચરનું અવશ્ય છે; તેમ તેવા ધુરંધર ગ્રંથનું ઉપદેશબીજ રોપાવા અંતઃકરણ કોમળ કરવા-આવા ગ્રંથનું પ્રયોજન છે.

આ પ્રથમ દર્શન અને બીજાં અન્ય દર્શનોમાં તત્ત્વજ્ઞાન તેમ જ સુશીલની પ્રાપ્તિ માટે અને પરિણામે અનંત સુખતરંગ પ્રાપ્ત કરવા માટે જે જે સાધ્ય સાધનો શ્રમણ ભગવંત જ્ઞાતપુત્રે પ્રકાશ્યાં છે, તેનો સ્વલ્પતાથી કિંચિત્ સંચય કરી તેમાં મહાપુરુષોનાં નાનાં નાનાં ચરિત્રો એકત્ર કરી આ મોક્ષમાળાને વિભૂષિત કરી છે. તે–" વિદગ્ધમુખમંડનભવતુ."

---

### પ્રથમ દર્શન.-પ્રથમ ચિત્ર.

અનિત્યભાવના

**વિદ્યુતલક્ષ્મી પ્રભુતા પતંગ, આયુષ્ય તે તો જળના તરંગ,**
**પુરંદરી ચાપ અનંગરંગ, શું રાચિયે ત્યાં ક્ષણનો પ્રસંગ!**

**વિશેષાર્થઃ**—લક્ષ્મી વીજળી જેવી છે. વીજળીનો ચમકારો જેમ થઈને ઓલવાઈ જાય છે, તેમ લક્ષ્મી આવીને ચાલી જાય છે. અધિકાર પતંગના રંગ જેવો છે. પતંગનો રંગ જેમ ચાર દિવસની ચટકી છે, તેમ અધિકાર માત્ર થોડો કાળ રહી હાથમાંથી જતો રહે છે. આયુષ્ય પાણીનાં

---

૧ શ્રીમદ્ રાજચંદ્રે સોળ વર્ષની વયે 'મોક્ષમાળા' નામક ગ્રંથ ગુંથવાનો વિચાર કરી અત્ર અપાતો આ '૧૬' મા આંકનો વિષય લખી તે વર્ષે છપાવવો શરૂ કર્યો હતો. એ ભાગ છપાતો હતો તે દરમ્યાનમાં "મોક્ષમાળા' નો આકાર ૧૭ મા વર્ષમાં અપાએલ '૧૮' મા આંકના વિષયરૂપે કરવાથી '૧૮' મા આંકનો વિષય 'મોક્ષમાળા' ને નામે અને '૧૬' મા આંકનો આ વિષય 'ભાવનાબોધ' ને નામે સંવત્ ૧૯૪૩-૪૪ માં છપાઈ બહાર પડ્યાં હતાં.—સંશોધક.

મોજાં જેવું છે પાણીનો હિલોળો આવ્યો કે ગયો તેમ જન્મ પામ્યા અને એક દેહમાં રહ્યા કે ન રહ્યા ત્યાં બીજા દેહમાં પડવું પડે છે. કામભોગ આકાશમાં ઉત્પન્ન થતાં ઇંદ્રના ધનુષ જેવા છે. જેમ ઇંદ્રધનુષ્ય વર્ષાકાળમાં થઇને ક્ષણવારમાં લય થઇ જાય છે, તેમ યૌવનમાં કામના વિકાર ફલિભૂત થઇ જરાવયમાં જતા રહે છે; ટુંકામાં હે જીવ! એ સઘળી વસ્તુઓનો સંબંધ ક્ષણભર છે; એમાં પ્રેમબંધનની સાંકળે બંધાઇને શું રાચવું? તાત્પર્ય એ સઘળાં ચપળ અને વિનાશી છે, તું અખંડ અને અવિનાશી છે, માટે તારા જેવી નિત્ય વસ્તુને પ્રાપ્ત કર!

**દૃષ્ટાંત:**—એ અનિત્ય અને સ્વપ્નવત્ સુખપર એક દૃષ્ટાંત કહીએ છીએ. એક પામર ભીખારી જંગલમાં ભટકતો હતો, ત્યાં તેને ભૂખ લાગી, એટલે તે બિચારો લથડીઆં ખાતો ખાતો એક નગરમાં એક સામાન્ય મનુષ્યને ઘેર પહોંચ્યો, ત્યાં જઇને તેણે અનેક પ્રકારથી આજીજી કરી; તેના કાલાવાલાથી કરુણાર્દ્ર થઇ તે ગૃહપતિની સ્ત્રીએ તેને ઘરમાંથી જમતાં વધેલું મિષ્ટાન ભોજન આણી આપ્યું. એવું ભોજન મળવાથી ભીખારી બહુ આનંદ પામતો પામતો નગરની બહાર આવ્યો. આવીને એક ઝાડ તળે બેઠો. ત્યાં જરા સ્વચ્છ કરીને એક બાજુએ અતિ વૃદ્ધતાને પામેલો એવો પોતાનો જળનો ઘડો મૂક્યો, એક બાજુએ પોતાની ફાટીતુટી મલીન ગોદડી મૂકી, અને પછી એક બાજુએ પોતે તે ભોજન લઇને બેઠો. રાજી રાજી થતાં કોઇ દિવસે તેણે નહીં દીઠેલું એવું ભોજન એણે ખાઇને પુરૂં કર્યું. ભોજનને સ્વધામ પહોંચાડ્યા પછી ઓશિકે એક પથ્થર મૂકીને તે સુતો. ભોજનના મદથી જરાવારમાં તેની આંખો મિચાઇ ગઇ તે નિદ્રાવશ થયો ત્યાં તેને એક સ્વપ્ન આવ્યું. પોતે જાણે મહા રાજરીદ્ધિ પામ્યો છે, તેથી તેણે સુંદર વસ્ત્રાભૂષણો ધારણ કર્યાં છે, દેશ આખામાં તેના વિજયનો ડંકો વાગી ગયો છે, સમીપમાં તેની આજ્ઞા અવલંબન કરવા અનુચરો ઉભા થઇ રહ્યા છે, આજુબાજુ છડીદારો "ખમા! ખમા!" પોકારે છે, એક ઉત્તમ મહાલયમાં સુંદર પલંગપર તેણે શયન કર્યું છે, દેવાંગના જેવી સ્ત્રીઓ તેને પાદ-ચંપન કરે છે, એક બાજુથી મનુષ્યો પંખાવડે સુગંધી પવન ઢોળે છે, એમ એને અપૂર્વ સુખની પ્રાપ્તિવાળું સ્વપ્ન પ્રાપ્ત થયું ત્યાપાવસ્થામાં તેના રોમાંચ ઉલ્લસી ગયાં. તે જાણે ખરેખર પોતે તેવું સુખ ભોગવે છે, એવું તે માનવા લાગ્યો. એવામાં સૂર્યદેવ વાદળાંથી ઢંકાઇ ગયો, વીજળીના ઝબકારા થવા લાગ્યા; મેઘમહારાજ ચઢી આવ્યા, સર્વત્ર અંધકાર વ્યાપી ગયો, મુશળધાર વર્ષાદ

પડશે એવો દેખાવ થઇ ગયો; અને ગાજવીજથી એક સઘન કડાકો થયો. કડાકાનાં પ્રબળ અવાજથી ભય પામીને સત્વર તે પામર ભીખારી જાગૃત થઇ ગયો. જાગીને જુએ છે તો નથી તે દેશ કે નથી તે નગરી, નથી તે મહાલય કે નથી તે પલંગ, નથી તે ચામરછત્ર ધરનાર કે નથી તે છડીદારો નથી તે સ્ત્રીઓનાં વૃંદ કે નથી તે વસ્ત્રાલંકારો, નથી તે પંખા કે નથી તે પવન, નથી તે અનુચરો કે નથી તે આજ્ઞા, નથી તે સુખવિલાસ કે નથી તે મદોન્મત્તતા. જુએ છે તો જે સ્થળે પાણીનો વૃદ્ધ ઘડો પડ્યો હતો તે જ સ્થળે તે ઘડો પડ્યો છે. જે સ્થળે ફાટીતુટી ગોદડી પડી હતી તે સ્થળે તે ફાટી તુટી ગોદડી પડી છે. ભાઇ તો જેવા હતા તેવાને તેવા દેખાયા. પોતે જેવાં મલીન અને અનેક જાળી ગોખવાળાં વસ્ત્ર ધારણ કર્યાં હતાં તેવાંને-તેવાં તે જ વસ્ત્રો શરીર ઉપર વિરાજે છે. નથી તલભાર ઘટ્યું કે નથી જવભાર વધ્યું. એ સઘળું જોઇને તે અતિ શોક પામ્યો 'કે જે સુખાડંબરવડે મેં આનંદ માન્યો તે સુખમાંનું તો અહીં કશુંએ નથી. અરેરે! મેં સ્વપ્નાના ભોગ ભોગવ્યા નહીં અને મિથ્યા ખેદ મને પ્રાપ્ત થયો." વિચારી તે ભીખારી એમ ગ્લાનિમાં આવી પડ્યો.

**પ્રમાણશિક્ષા :**—સ્વપ્નપ્રાપ્તિમાં જેમ તે ભિખારીએ સુખસમુદાય દીઠા ભોગવ્યા અને આનંદ પામ્યો તેમ પામર પ્રાણીઓ સંસારના સ્વપ્નવત્ જે તે ભીખારીએ સુખસમુદાયને મહાનંદરૂપ માની બેઠા છે. જેમ તે સુખસમુદાય જાગૃતિમાં તે ભીખારીને મિથ્યા જણાયા, તેમ તત્ત્વજ્ઞાનરૂપી જાગૃતિવડે સંસારનાં સુખ તેવાં જણાય છે. સ્વપ્નાના ભોગ ન ભોગવ્યા છતાં જેમ તે ભીખારીને શોકની પ્રાપ્તિ થઇ, તેમ પામર ભવ્યો સંસારમાં સુખ માની બેસે છે અને ભોગવ્યાતુલ્ય ગણે છે, પણ તે ભીખારીની પેઠે પરિણામે ખેદ, પશ્ચાતાપ, અને અધોગતિને પામે છે. સ્વપ્નાની એક વસ્તુનું સત્યત્વ નથી, તેમ સંસારની એક વસ્તુનું સત્યત્વ નથી બન્ને ચપળ અને શોકમય છે; આવું વિચારી બુદ્ધિમાન પુરુષો આત્મશ્રેયને શોધે છે.

ઇતિ શ્રી 'મોક્ષમાળા' ગ્રંથના પ્રથમ દર્શનનું પ્રથમ ચિત્ર અનિત્યભાવના એ વિષયપર સદૃષ્ટાંત વૈરાગ્યોપદેશાર્થ સમાપ્ત થયું.

## દ્વિતીય ચિત્ર.

### અશરણભાવના.

સર્વજ્ઞનો ધર્મ સુશર્ણ જાણી, આરાધ્ય આરાધ્ય પ્રભાવ આણી;
અનાથ એકાંત સનાથ થાશે, એના વિના કોઇ ન બાંહ્ય સ્હાશે.

વિશેષાર્થઃ—સર્વજ્ઞ જિનેશ્વર દેવે નિસ્પૃહિતાથી બોધેલો ધર્મ ઉત્તમ શરણરૂપ જાણીને મન, વચન અને કાયાના પ્રભાવવડે હે ચેતન! તેને તું આરાધ્ય, આરાધ્ય, તું કેવળ અનાથરૂપ છો તે સનાથ થઇશ. એના વિના ભવાટવિભ્રમણમાં તારી બાંહ્ય કોઇ સહાનાર નથી."

જે આત્માઓ સંસારનાં માયિક સુખને કે અવદર્શનને શરણરૂપ માને તે અધોગતિ પામે, તેમ જ સદૈવ અનાથ રહે એવો બોધ કરનારૂં ભગવાન્ અનાથી મુનિનું ચરિત્ર પ્રારંભીએ છીએ, એથી અશરણભાવના સુદૃઢ થશે.

દૃષ્ટાંત—અનેક પ્રકારની લીલાથી યુક્ત મગધદેશનો શ્રેણિક રાજા અશ્વક્રીડાને માટે મંડિકૂક્ષ એ નામના વનમાં નીકલી પડયો. વનની વિચિત્રતા મનોહારિણી હતી નાના પ્રકારનાં તરકુંજ ત્યાં આવી રહ્યાં હતા, નાના પ્રકારની કોમલ વલ્લિકાઓ ઘટાટોપ થઇ રહી હતી, નાના પ્રકારના પંખીઓ આનંદથી તેનું સેવન કરતાં હતાં, નાના પ્રકારના પક્ષિઓનાં મધુરાં ગાયન ત્યાં સંભળાતાં હતા, નાના પ્રકારનાં ફુલથી તે વન છવાઇ રહ્યું હતું, નાના પ્રકારનાં જલનાં ઝરણા ત્યાં વહેતા હતા; ટુંકામા સૃષ્ટિસૌંદર્યનાનાં પ્રદર્શનરૂપ હોઇને તે વન નંદનવનની તુલ્યતા ધરાવતુ હતુ. ત્યા એક તરૂ તળે મહા સમાધિવંત પણ સુકુમાર અને સુખોચિત મુનિને તે શ્રેણિકે બેઠેલા દીઠા. એનું રૂપ દેખીને તે રાજા અત્યંત આનંદ પામ્યો. એ અતુલ્ય ઉપમારહિત રૂપથી વિસ્મય પામીને મનમાં તેની પ્રશસા કરવા લાગ્યોઃ અહો! આ મુનિનો કેવો અદ્ભૂત વર્ણ છે! અહો! એનું કેવું મનોહરરૂપ છે! અહો! આ આર્યની કેવી અદ્ભુત સૌમ્યતા છે! અહો! આ કેવી વિસ્મયકારક ક્ષમાના ધરનાર છે! અહો! આના અંગથી વૈરાગ્યની કેવી ઉત્તમ સ્ફુરણા છે! અહો આની કેવી નિર્લોભતા જણાય છે! અહો! આ સંયતિ કેવું નિર્ભય અપ્રભુત્વ ધરાવે છે! અહો! એનુ ભોગનું અસંગતિ પણ કેવું સુદૃઢ છે! એમ ચિંતવતો ચિંતવતો, મુદિત થતો થતો, સ્તુતિ કરતો કરતો, ધીમેથી ચાલતો ચાલતો, પ્રદક્ષિણા દઇને તે મુનિને વંદન કરીને અતિ સમીપ નહીં તેમ અતિ દૂર નહીં એમ, તે બેઠો. પછી બે હાથની અંજલિ રીતે વિનયથી તેણે તે મુનિને પૂછ્યું: "હે આર્ય! તમે પ્રશંસા કરવાયોગ્ય એવા તરણ છો, ભોગવિલાસને માટે તમારૂં વય અનુકૂળ છે; સંસારમાં નાના પ્રકારનાં સુખ રહ્યાં છે; ઋતુ ઋતુના કામભોગ, જળસંબંધીના કામભોગ, તેમ જ મનોહારિણી સ્ત્રિયોનાં મુખવચનનું મધુરં

શ્રેષ્ઠ છતાં એ સઘળાંઓનો ત્યાગ કરીને મુનિત્વમાં તમે મહાં ઉદ્યમ કરો છો એનું શું કારણ ? તે મને અનુગ્રહથી કહો. "

રાજાનાં વચનનો આવો અર્થ સાંભળીને મુનિએ કહ્યું: " હું અનાથ હતો. હે મહારાજા ! મને અપૂર્વ વસ્તુનો પ્રાપ્ત કરાવનાર તથા યોગક્ષેમનો કરનાર, મારાપર અનુકંપા આણનાર, કરુણાથી કરીને પરમ સુખનો દેનાર, સુહૃદ મિત્ર લેશમાત્ર પણ કોઇ ન થયો. એ કારણ અનાથીપણાનું હતું." શ્રેણિક, મુનિનાં ભાષણથી સ્મિત હસી પડ્યો: અરે ! તમારે મહા રીદ્ધિવંતને નાથ કેમ ન હોય ? લ્યો, કોઇ નાથ નથી તો હું થઉં છું. હે ભયંત્રાણ ! તમે ભોગ ભોગવો. હે સંયતિ ! મિત્ર જ્ઞાતિએ કરી દુર્લભ એવો તમારો મનુષ્યભવ સુલભ કરો !" અનાથીએ કહ્યું, " પરંતુ અરે શ્રેણીક, મગધદેશના રાજા ! તું પોતે અનાથ છો તો મારો નાથ શું થઇશ ? નિર્ધન તે ધનાઢ્ય ક્યાંથી બનાવે ? અબુધ તે બુદ્ધિદાન ક્યાંથી આપે ? અજ્ઞ તે વિદ્વતા ક્યાંથી દે ? વંધ્યા તે સંતાન ક્યાંથી આપે ? જ્યારે તું પોતે અનાથ છો, ત્યારે મારો નાથ ક્યાંથી થઇશ ?" મુનિનાં વચનથી રાજા અતિ આકુલ અને અતિ વિસ્મિત થયો. કોઇ કાળે જે વચનનું શ્રવણ થયું નથી એવાં વચનનું યતિમુખપ્રનિથી શ્રવણ થયું એથી તે શંકાગ્રસ્ત થયો. ' હું અનેક પ્રકારના અશ્વનો ભોગી છું, અનેક પ્રકારના મદોન્મત્ત હાથીઓનો ધણી છુ, અનેક પ્રકારની સેના મને આધીન છે; નગર, અંતઃપુર અને ગ્રામ ચતુષ્પાદની મારે કંઇ ન્યૂનતા નથી; મનુષ્ય સંબંધી સઘળા પ્રકારના ભોગ મને પ્રાપ્ત છે; અનુચરો મારી આજ્ઞાને રુડી રીતે આરાધે છે; પાંચે પ્રકારની સંપત્તિ મારે ઘેર છે; સર્વે મનવાંચ્છિત વસ્તુઓ મારી સમીપે રહે છે; આવો હું જાજ્વલ્યમાન છતાં અનાથ કેમ હોઉં ? રખે હે ભગવાન્ ! તમે મૃષા બોલતા હો. " મુનિએ કહ્યું, " હે રાજા ! મારા કહેલા અર્થની ઉત્પત્તિને તું બરાબર સમજ્યો નથી. તું પોતે અનાથ છે; પરંતુ તે સંબંધી તારી અજ્ઞાનતા છે. હવે હું કહુંછું તે અવ્યગ્ર અને સાવધાન ચિત્તે કરીને તું સાંભળ, સાંભળીને પછી તારી શંકાનો સત્યાસત્ય નિર્ણય કરજે, મેં પોતે જે અનાથપણાથી મુનિત્વ અંગીકૃત કર્યું છે તે હું પ્રથમ તને કહું છું—

" કૌશાંબી નામે અતિ જીર્ણ અને વિવિધ પ્રકારના ભેદની ઉપજાવનારી એક સુંદર નગરી છે. ત્યાં રિદ્ધિથી પરિપૂર્ણ ધનસંચય નામનો મારો પિતા રહેતો હતો. પ્રથમ યૌવન વયને વિષે હે મહારાજા ! અતુલ્ય અને ઉપમારહિત મારી આંખોને વિષે વેદના ઉત્પન્ન થઇ. દુઃખપ્રદ દાહજ્વર આખે શરીરે પ્રવર્ત્યો.

માન થયો. શસ્ત્રથી પણ અતિશય તીક્ષ્ણ તે રોગ વૈરીની જેમ મારાપર કોપાયમાન થયો. મારૂં મસ્તક તે આંખની અસહ્ય વેદનાથી દુઃખવા લાગ્યું. ઈંદ્રના વજ્રના પ્રહાર સરખી, બીજાને પણ રૌદ્રભય ઉપજાવનારી, એવી તે અત્યંત પરમ દારૂણ વેદનાથી હું બહુ શોકાર્ત હતો. શારીરિક વિદ્યાના નિપુણ, અનન્ય મંત્ર મૂલીના સુજ્ઞ વૈદરાજ મારી તે વેદનાનો નાશ કરવાને માટે આવ્યા, અનેક પ્રકારના ઔષધોપચાર કર્યા, પણ તે વૃથા ગયા. એ મહા નિપુણ ગણાતા વૈદરાજો મને તે દરદથી મુક્ત કરી શક્યા નહીં. એ જ હે રાજન! મારું અનાથપણું હતું. મારી આંખની વેદના ટાળવાને માટે મારા પિતાએ સર્વ ધન આપવા માંડ્યું; પરંતુ તેથી કરીને પણ મારી તે વેદના ટળી નહીં. હે રાજન! એ જ મારૂં અનાથપણું હતું. મારી માતા પુત્રના શોકે કરીને અતિ દુઃખાર્ત થઇ, પરંતુ તે પણ મને તે દરદથી મુકાવી શકી નહીં; એ જ હે મહારાજા! મારૂં અનાથપણું હતું. એક ઉદરથી ઉત્પન્ન થયેલા મારા જ્યેષ્ઠ અને કનિષ્ઠ ભાઇઓ પોતાથી બનતો પરિશ્રમ કરી ચૂક્યા પણ મારી વેદના ટળી નહીં. હે રાજા! એ જ મારૂં અનાથપણું હતું. એક ઉદરથી ઉત્પન્ન થયેલી મારી જ્યેષ્ઠા અને કનિષ્ઠા ભગિનીઓથી મારૂં દુઃખ ટળ્યું નહીં. હે મહારાજા! એ જ મારૂં અનાથપણું હતું. મારી સ્ત્રી જે પતિવ્રતા, મારા પર અનુરક્ત અને પ્રેમવંતી હતી તે આંખે પરિપૂર્ણ આંસુ ભરી મારા હૃદયને સિંચતાં ભીંજવતી હતી. અન્ન, પાણી અને નાના પ્રકારનાં અંઘોલણ, ચુવાદિક સુગંધિ દ્રવ્ય, અનેક પ્રકારનાં ફુલ, ચંદનાદિકનાં વિલેપન મને જાણતાં અજાણતાં કર્યાં છતાં પણ હું તે યૌવનવંતી સ્ત્રીને ભોગવી ન શક્યો. મારી સમીપથી ક્ષણ પણ અલગી નહોતી રહેતી, અન્ય સ્થળે જતી નહોતી; હે મહારાજા! એવી તે સ્ત્રી પણ મારા રોગને ટાળી શકી નહીં. એ જ મારૂં અનાથપણું હતું. એમ કોઇનાં પ્રેમથી, કોઇના વિલાપથી, કે કોઇના પરિશ્રમથી એ રોગ ઉપશમ્યો નહીં. મેં એ વેળા પુનઃ પુનઃ અસહ્ય વેદના ભોગવી.

"પછી હું અનંત સંસારથી ખેદ પામ્યો, એકવાર જો હું આ મહા વિડંબનામય વેદનાથી મુક્ત થઉં તો ખંતી, દંતી અને નિરારંભી પ્રવ્રજ્યાને ધારણ કરૂં એમ ચિંતવતો હું શયન કરી ગયો. જ્યારે રાત્રી અતિક્રમી ગઇ, એટલે હે મહારાજા! મારી તે વેદનાં ક્ષય થઇ ગઇ; અને હું નિરોગી થયો. માત, તાત, અને સ્વજન બંધવાદિકને પ્રભાતે પૂછીને મેં મહા ક્ષમાવંત ઇંદ્રિયને નિગ્રહ કરવાવાળું આરંભોપાધિથી રહિત એવું અણગારત્વ ધારણ

કર્યું. ત્યારપછી હું આત્મા પરમાત્માનો નાથ થયો. સર્વ પ્રકારના જીવનો હું નાથ છઉં." અનાથી મુનિએ આમ અશરણભાવના તે શ્રેણિક રાજાના મનપર દૃઢ કરી; હવે બીજો ઉપદેશ તેના અનુકૂળ કહે છે:—

"હે રાજા! આ આપણો આત્મા જ દુઃખની ભરેલી વૈતરણીનો કરનાર છે. આપણો આત્મા જ ક્રૂર શાલ્મલી વૃક્ષનાં દુઃખનો ઉપજાવનાર છે. આપણો આત્મા જ મનવાંચ્છિત વસ્તુરૂપી દૂધની દેવાવાળી કામધેનુ ગાયનાં સુખને ઉપજાવનાર છે. આપણો આત્મા જ નંદનવનની પેઠે આનંદકારી છે. આપણો આત્મા જ કર્મનો કરનાર છે આપણો આત્મા જ તે કર્મનો ટાળનાર છે. આપણો આત્મા જ દુઃખોપાર્જન કરનાર છે. આપણો આત્મા જ સુખોપાર્જન કરનાર છે આપણો આત્મા જ મિત્ર ને આપણો આત્મા જ વૈરી છે. આપણો આત્મા જ કનિષ્ઠ આચારે સ્થિત અને આપણો આત્મા જ નિર્મળ આચારે સ્થિત રહ્યો છે." એ તથા બીજું અનેક પ્રકારે તે અનાથીમુનિએ શ્રેણિક રાજા પ્રત્યે સંસારનું અનાથપણું કહી બતાવ્યું. પછી શ્રેણિક રાજા અતિ સંતોષ પામ્યો. યુગ હાથની અંજલિ કરીને એમ બોલ્યો કે, "હે ભગવાન! તમે મને ભલી રીતે ઉપદેશ્યો. તમે જેમ હતું તેમ અનાથપણું કહી બતાવ્યું. હે મહાઋષિ! તમે સનાથ, તમે સબંધવ અને તમે સધર્મ છો. તમે સર્વ અનાથના નાથ છો. હે પવિત્ર સંયતિ! હું ક્ષમાવું છું." જ્ઞાનરૂપ તમારી શિક્ષાને વાંછુંછું. ધર્મ ધ્યાનમાં વિઘ્ન કરવાવાળું ભોગ ભોગવવા સંબંધીનું મેં તમને હે મહાભાગ્યવંત! જે આમંત્રણ કીધું તે સંબંધીનો મારો અપરાધ મસ્તક કરીને ક્ષમાવું છું." એવા પ્રકારથી સ્તવીને રાજપુરુષકેશરી પરમાનંદ પામી રોમરાયના વિકસિત સહ સહિત પ્રદક્ષિણા કરીને વિનયે કરી વંદન કરી સ્વસ્થાનકે ગયો.

**પ્રમાણશિક્ષા**:—અહો ભવ્યો! મહા તપોધન, મહા મુનિ, મહા પ્રજ્ઞાવંત, મહા યશવંત, મહા નિર્ગ્રંથ અને મહા શ્રુત અનાથી મુનિએ મગધ દેશના રાજાને પોતાનાં વિતક ચરિત્રથી જે બોધ આપ્યો છે તે ખરે! અશરણ ભાવના સિદ્ધ કરે છે. મહા મુનિ અનાથીએ સહન કર્યાં તુલ્ય વા એથી અતિ વિશેષ અસહ્ય દુઃખ અનંત આત્માઓ સામાન્ય દૃષ્ટિથી ભોગવતા દેખાય છે. તત્સંબંધી તમે કિંચિત્ વિચાર કરો! સંસારમાં છવાઇ રહેલી અનંત અશરણતાનો ત્યાગ કરી સત્ય શરણરૂપ ઉત્તમ તત્ત્વજ્ઞાન અને પરમ સુશીલને સેવો, અંતે એ જ મુક્તિના કારણરૂપ છે. જેમ, સંસારમાં રહ્યા અનાથી

અનાથ હતા, તેમ પ્રત્યેક આત્મા તત્ત્વજ્ઞાનની ઉત્તમ પ્રાપ્તિ વિના સદૈવ અનાથ જ છે! સનાથ થવા પુરુષાર્થ કરવો એ જ શ્રેય છે!

ઇતિ શ્રી 'મોક્ષમાળા' ગ્રંથના પ્રથમ દર્શનમાં દ્વિતીય ચિત્રે અશરણભાવનાના ઉપદેશાર્થે મહા નિર્ગ્રંથનું ચરિત્ર પરિપૂર્ણતા પામ્યું

## તૃતીય ચિત્ર.

### એકત્વભાવના

**શરીરમાં વ્યાધિ પ્રત્યક્ષ થાય, તે કોઇ અન્યે લઇ ના શકાય,**
**એ ભોગવે એક સ્વઆત્મ પોતે, એકત્વ એથી નયસુજ્ઞ ગોતે.**

**વિશેષાર્થ:**—શરીરમાં પ્રત્યક્ષ દેખાતા રોગાદિક જે ઉપદ્રવ થાય છે તે સ્નેહી, કુટુંબી, જાયા કે પુત્ર કોઇથી લઇ શકાતા નથી એ માત્ર એક પોતાનો આત્મા પોતે જ ભોગવે છે, એમાં કોઇ પણ ભાગીદાર થતું નથી, તેમ જ પાપ પુણ્યાદિ સઘળા વિપાક આપણો આત્મા જ ભોગવે છે એ એકલો આવે છે, એકલો જાય છે, એવું પ્રસિદ્ધ કરીને વિવેકને ભલી રીતે જાણવાવાળા પુરુષો એકત્વને નિરંતર શોધે છે

**દૃષ્ટાંત:**—મહાપુરુષના તે ન્યાયને અચળ કરનાર નમિરાજર્ષિ અને શક્રેન્દ્રનો વૈરાગ્યોપદેશક સંવાદ અહીં આગળ પ્રદર્શિત કરીએ છીએ નમિરાજર્ષિ મિથિલા નગરીના રાજેશ્વર હતા સ્ત્રી પુત્રાદિકથી વિશેષ દુઃખી સમૃદ્ધ પામ્યા નહોતા છતાં એકત્વના સ્વરૂપને પરિપૂર્ણ પિછાનવામાં રાજેશ્વરે કિંચિત્ વિભ્રમ કર્યો નથી. શક્રેન્દ્ર પ્રથમ નમિરાજર્ષિ જ્યાં નિવૃત્તિમાં વિરાજ્યા છે, ત્યાં વિપ્રરૂપે આવીને પરીક્ષાનિમિત્તે પોતાનું વ્યાખ્યાન શરૂ કરે છે—

**વિપ્ર**—હે રાજા! મિથિલા નગરીને વિષે આજે પ્રબળ કોલાહલ વ્યાપી રહ્યો છે હૃદયને અને મનને ઉદ્વેગકારી વિલાપના શબ્દોથી રાજમંદિર અને સામાન્ય ઘર છવાઇ ગયાં છે માત્ર તારી દીક્ષા એ જ એ સઘળાંના દુઃખનો હેતુ છે પરના આત્માને જે દુઃખ આપણાથી ઉત્પન્ન થાય તે દુઃખ સંસાર-પરિભ્રમણનું કારણ ગણીને તું ત્યાં જા. ભોળો ન થા

**નમિરાજ**—(ગૌરવ ભરેલાં વચનોથી) હે વિપ્ર! તું જે કહે છે તે માત્ર અજ્ઞાનરૂપ છે મિથિલા નગરીમાં એક બગીચો હતો તેની મધ્યમાં એક વૃક્ષ હતું, શીતળ છાયાથી કરીને તે રમણીય હતું. પત્ર, પુષ્પ અને ફળથી તે

સહિત હતું, નાનાં પ્રકારનાં પક્ષીઓને તે લાભદાતા હતું, વાયુના હલાવવા થકી તે વૃક્ષમાં રહેનારાં પંખીઓ દુઃખાર્તને શરણહિન થયાથી આક્રંદ કરે છે. વૃક્ષ પોતાને માટે થઇને જ તે વિલાપ કરતાં નથી; પોતાનું સુખ ગયું એ માટે થઇને તેઓ શોચે છે.

વિપ્રઃ—પણ આ જો ! અગ્નિ ને વાયુના મિશ્રથી તારૂં નગર, તારાં અંતઃપુર, અને મંદિરો બળે છે, માટે ત્યાં જા અને તે અગ્નિને શાંત કર.

નમિરાજઃ—હે વિપ્ર ! મિથિલાનગરીના, તે અંતઃપુરના અને તે મંદિરોના દાઝવાથી મારૂં કંઇપણ દાઝતું નથી. જેમ સુખોત્પત્તિ છે તેમ હું વર્તુ છું. એ મંદિરાદિકમાં મારૂં અલ્પ માત્ર પણ નથી મેં પુત્ર, સ્ત્રી આદિકના વ્યવહારને છાંડ્યો છે. મને એમાંનું કંઇ પ્રિય નથી અને અપ્રિય પણ નથી.

વિપ્રઃ—પણ હે રાજા ! તારી નગરીને સઘન કિલ્લો કરાવીને, પોળ, કોઠા, અને કમાડ ભોગળ કરાવીને, અને શતઘ્ની ખાઇ કરાવીને ત્યાર પછી જજે.

નમિરાજઃ—(હેતુ કારણ પ્રે૦) હે વિપ્ર ! હું શુદ્ધ શ્રદ્ધારૂપી નગરી કરીને, સંવરરૂપી ભોગળ કરીને, ક્ષમારૂપી શુભ ગઢ કરીશ; શુભ મનોયોગ, રૂપ કોઠા કરીશ, વચનયોગરૂપ ખાઇ કરીશ; કાયાયોગરૂપ શતઘ્ની કરીશ, પરાક્રમરૂપી ધનુષ્ય કરીશ; ઇર્યાસમિતિરૂપ પણચ કરીશ, ધીરજરૂપ કમાન સહાવાની મુઠી કરીશ, સત્યરૂપ ચાપવડે કરીને ધનુષ્યને બાંધીશ, તપરૂપ બાણ કરીશ, કર્મરૂપી વૈરીની સેનાને ભેદીશ. લૈકિક સંગ્રામની મને રુચી નથી. હું માત્ર તેવા ભાવસંગ્રામને ચાહું છું.

વિપ્રઃ—(હેતુ કારણ પ્રે૦) હે રાજા ! શિખરબંધ ઉંચા આવાસ કરાવીને, મણિકંચનમય ગવાક્ષાદિ મૂકાવીને, તળાવમાં ક્રીડા કરવાના મનોહર મહાલય કરાવીને પછી જજે.

નમિરાજઃ—(હેતુ કારણ પ્રે૦) તેં જે જે પ્રકારના આવાસ ગણાવ્યા તે તે પ્રકારના આવાસ મને અસ્થિર અને અશાશ્વત જણાય છે. માર્ગના ઘરરૂપ જણાય છે. તે માટે જ્યાં સ્વધામ છે, જ્યાં શાશ્વતતા છે, અને જ્યાં સ્થિરતા છે ત્યાં હું નિવાસ કરવા ચાહું છું.

વિપ્રઃ—(હેતુ કારણ પ્રે૦) હે ક્ષત્રીયશિરોમણિ ! અનેક પ્રકારના તસ્કરના ઉપદ્રવને ટાળીને, નગરીનું એ દ્વારે કલ્યાણ કરીને તું જજે.

નમિરાજ—હે વિપ્ર! અજ્ઞાનવંત મનુષ્ય અનેકવાર મિથ્યા દંડ દે છે. ચોરીના નહીં કરનાર જે શરીરાદિક પુદ્ગળ તે લોકને વિષે બંધાય છે; અને ચોરીના કરનાર જે ઇંદ્રિયવિકાર તેને કોઇ બંધન કરી શક્તુ નથી. તો પછી એમ કરવાનુ શુ અવશ્ય?

વિપ્ર—હે ક્ષત્રિ! જે રાજાઓ તારી આજ્ઞા અવલંબન કરતા નથી અને જે નરાધિપો સ્વતંત્રતાથી વર્ત્તે છે તેને તુ તારે વશ કરીને પછી જજે

નમિરાજ—(હેતુ કારણ પ્રે૦) દશ લાખ સુભટને સંગ્રામને વિષે જીતવા એ દુર્લભ ગણાય છે, તોપણ એવા વિજય કરનારા પુરુષો અનેક મળી આવે, પણ એક સ્વાત્માને જીતનાર મળનાર અનંત દુર્લભ છે ને દશ લાખ સુભટથી વિજય મેળવનાર કરતાં એક સ્વાત્માને જીતનાર પુરુષ પરમોત્કૃષ્ટ છે આત્મા સંગાતે યુદ્ધ કરવુ ઉચિત છે બહિર યુદ્ધનુ શુ પ્રયોજન છે? જ્ઞાનરૂપ આત્મા વડે ક્રોધાદિક આત્માને જીતનાર સ્તુતિપાત્ર છે. પાંચે ઇંદ્રિયોને, ક્રોધને, માનને, માયાને, તેમ જ લોભને જીતવા દોહ્યલા છે જેણે મનોયોગાદિક જીત્યુ તેણે સર્વ જીત્યુ

વિપ્ર—(હેતુ કારણ પ્રે૦) સમર્થ યજ્ઞો કરી, શ્રમણ, તપસ્વી, બ્રાહ્મણાદિકને ભોજન આપી, સુવર્ણાદિક દાન દઇ મનોજ્ઞ ભોગ ભોગવી હે ક્ષત્રિ! તુ ત્યાર પછી જજે

નમિરાજ—(હેતુ કારણ પ્રે૦) મહીને મહીને જો દશ લાખ ગાયનાં દાન દે તોપણ તે દશ લાખ ગાયના દાન કરતાં સંયમ ગ્રહણ તે પરમ શ્રેયનુ કારણ છે. ગાયોનું દાન નથી કરતો પરતુ જે પુરુષ સંયમને આરાધે છે તે તે કરતા વિશેષ મંગળ પ્રાપ્ત કરે છ

વિપ્ર—નિર્વાહ કરવા માટે ભિક્ષાથી સુશીલ પ્રવર્જ્યામા અસહ્ય પરિશ્રમ વેઠવો પડે છે, તેથી તે પ્રવર્જ્યા ત્યાગ કરીને અન્ય પ્રવર્જ્યામા રુચિ થાય છે માટે એ ઉપાધિ ટાળવા તુ ગૃહસ્થાશ્રમમા રહી પૌષધાદિ વ્રતમા તત્પર રહેજે હે મનુષ્યના અધિપતિ! હુ કહુ છુ

નમિરાજ—(હેતુ કારણ પ્રે૦) હે વિપ્ર! બાલ અવિવેકી ગમે તેવા ઉગ્ર તપ કરે પરતુ સમ્યક્‌શ્રુતધર્મ તથા ચારિત્રધર્મની તુલ્ય ન થાય. એકાદ કળા તે સોળ કળા જેવી કેમ ગણાય?

વિપ્ર—અહો ક્ષત્રિ! સુવર્ણ, મણિ, મુક્તાફળ, વસ્ત્રાલંકાર અને અશ્વાદિકની વૃદ્ધિ કરીને પછી જજે

નમિરાજ:—(હેતુ કારણ પ્રે૦) મેરૂ પર્વત જેવા કદાચિત સોના રૂપાના અસંખ્યાતા પર્વત હોય તોપણ લોભી મનુષ્યની તૃષ્ણા છીપતી નથી. કિંચિત્ માત્ર તે સંતોષ પામતો નથી. તૃષ્ણા આકાશના જેવી અનંત છે. ધન, સુવર્ણ, ચતુષ્પાદ ઇત્યાદિક સકળ લોક ભરાય એટલું લોભી મનુષ્યની તૃષ્ણા ટાળવા સમર્થ નથી. લોભની એવી કનિષ્ટતા છે. માટે સંતોષનિવૃત્તિરૂપ તપને વિવેકી પુરુષો આચરે છે.

વિપ્ર:—(હેતુ કારણ પ્રે૦) હે ઋષિ! મને અદ્ભુત આશ્ચર્ય ઉપજે છે કે, તું છતા ભોગને છાંડે છે. પછી અછતા કામ-ભોગને વિષે સંકલ્પ વિકલ્પ કરીને હણાઇશ, માટે આ સઘળી મુનિત્વસંબંધીની ઉપાધી મૂક.

"નમિરાજ:—(હેતુ કારણ પ્રે૦) કામભોગ છે તે શલ્ય સરખા છે, કામભોગ છે તે વિષ સરખા છે, કામભોગ છે તે સર્પની તુલ્ય છે, જેની વાંછનાથી જીવ નરકાદિક અધોગતિને વિષે જાય છે, તેમ જ ક્રોધે કરીને અને માને કરીને માઠી ગતિ થાય છે. માયાએ કરીને સદ્ગતિનો વિનાશ હોય છે; લોભ થકી આલોક પરલોકનો ભય હોય છે; માટે હે વિપ્ર! એનો તું મને બોધ ન કર. મારૂં હૃદય ક્યાં કાળે ચળનાર નથી. એ મિથ્યા મોહિનીમાં અભિરૂચિ ધરાવનાર નથી. જાણી જોઇને ઝેર કોણ પીએ? જાણી જોઇને દીપક લઇને કુવે કોણ પડે? જાણી જોઇને વિભ્રમમાં કોણ પડે? હું મારા અમૃત જેવા વૈરાગ્યનો મધુર રસ અપ્રિય કરી એ ઝેરને પ્રિય કરવા મિથિલામાં આવનાર નથી.

મહર્ષિ નમિરાજની સુદૃઢતા જોઇ શક્રેંદ્ર પરમાનંદ પામ્યો, પછી બ્રાહ્મણના રૂપને છાંડીને ઇંદ્રપણાને વૈક્રિય કર્યું. વંદન કરીને મધુરે વચને પછી તે રાજર્ષીશ્વરની સ્તુતિ કરવા લાગ્યો "હે મહાયશસ્વિ! મોટું આશ્ચર્ય છે કે તેં ક્રોધને જીત્યો. આશ્ચર્ય, તેં અહંકારનો પરાજય કર્યો. આશ્ચર્ય, તેં માયાને ટાળી. આશ્ચર્ય, તેં લોભ વશ કીધો. આશ્ચર્ય, તારૂં સરળપણું. આશ્ચર્ય, તારૂં નિર્મમત્વપણું. આશ્ચર્ય, તારી પ્રધાન ક્ષમા. આશ્ચર્ય, તારી નિર્લોભતા. હે પૂજ્ય! તું આ ભવને વિષે ઉત્તમ છો અને પરભવને વિષે ઉત્તમ હોઇશ. કર્મરહિત થઇને પ્રધાન સિદ્ધગતિને વિષે સંચરીશ" એ રીતે સ્તુતિ કરતો કરતો, પ્રદક્ષિણા કરતો કરતો, શ્રદ્ધાભક્તિએ તે ઋષિના પાદાબુંજને વંદન કર્યું. પછી, તે સુંદર મુકુટવાળો શક્રેન્દ્ર આકાશ વાટે ગયો.

**પ્રમાણશિક્ષા** :—વિપ્રરૂપે નમિરાજને વૈરાગ્યથી તાવવામાં ઇંદ્રે શું ન્યૂનતા કરી છે? કંઈએ નથી કરી. સંસારની જે જે લલુતાઓ મનુષ્યને ચળાવનારી છે, તે તે લલુતા સંબંધી મહા ગૌરવથી પ્રશ્ન કરવામાં તે પુરંદરે નિર્મળ ભાવથી સ્તુતિપાત્ર ચાતુર્ય ચલાવ્યું છે. છતાં નિરીક્ષણ કરવાનું તો એ છે કે નમિરાજ કેવળ કંચનમય રહ્યા છે. શુદ્ધ અને અખંડ વૈરાગ્યના વેગમાં એમનું વહન એમણે ઉત્તરમાં દર્શિત કર્યું છે. હે વિપ્ર! તું જે જે વસ્તુઓ મારી છે, એમ કહેવરાવે છે તે તે વસ્તુઓ મારી નથી. હું એક જ છું, એકલો જનાર છું, અને માત્ર પ્રશંસનીય એકત્વને જ ચાહું છું. આવા રહસ્યમાં નમિરાજ પોતાના ઉત્તરને અને વૈરાગ્યને દૃઢીભૂત કરતા ગયા છે. એવી પરમ પ્રમાણશિક્ષાથી ભર્યું તે મહર્ષિનું ચરિત્ર છે. બન્ને મહાત્માઓનો પરસ્પરનો સંવાદ શુદ્ધ એકત્વને સિદ્ધ કરવા તથા અન્ય વસ્તુઓનો ત્યાગ કરવાના ઉપદેશાર્થે અહીં દર્શિત કર્યો છે. એને પણ વિશેષ દૃઢીભૂત કરવા નમિરાજ એકત્વ શાથી પામ્યા, તે વિષે કિંચિત્ માત્ર નમિરાજના એકત્વ સંબંધે આપીએ છીએ.

એ વિદેહ દેશ જેવા મહાન્ રાજ્યના અધિપતિ હતા. અનેક યૌવનવતિ મનોહારિણી સ્ત્રીઓના સમુદાયમાં તે ઘેરાઈ ગયા હતા. દર્શનમોહિનીનો ઉદય ન છતાં એ સંસારલુબ્ધરૂપ દેખાતા હતા. કોઈ કાળે એના શરીરમાં દાહજ્વર નામના રોગની ઉત્પત્તિ થઈ. આખું શરીર જાણે પ્રજ્વલિત થઈ જતું હોય તેવી બળતરા વ્યાપ્ત થઈ ગઈ. રોમે રોમે સહસ્ત્ર વીંછીની ડંશ વેદના સમાન દુઃખ ઉત્પન્ન થયું. વૈદ્યવિદ્યાના પ્રવીણ પુરુષોના ઔષધોપચારનું અનેક પ્રકારે સેવન કર્યું, પણ તે સઘળું વૃથા ગયું, લેશમાત્ર પણ એ વ્યાધિ ઓછો ન થતાં અધિક થતો ગયો. ઔષધમાત્ર દાહજ્વરના હિતૈષી થતાં ગયાં. કોઈ ઔષધ એવું ન મળ્યું કે જેને દાહજ્વરથી કિંચિત્ પણ દ્વેષ હોય! નિપુણ વૈદ્યો કાયર થયા અને રાજેશ્વર પણ એ મહાવ્યાધિથી કંટાળો પામી ગયા. તેને ટાળનાર પુરુષની શોધ ચોબાજુ ચાલતી હતી. મહાકુશળ એક વૈદ્ય મળ્યા, તેણે મલયાગિરિ ચંદનનું વિલેપન કરવા સૂચવન કર્યું. મનોરમા રાણીઓ તે ચંદનને ઘસવામાં રોકાઈ. તે ચંદન ઘસવાથી હાથમાં પહેરેલાં કંકણનો સમુદાય પ્રત્યેક રાણીઓ કને ખળભળાટ કરવા મંડી પડ્યો. મિથિલેશના અંગમાં એક દાહજ્વરની અસહ્ય વેદના તો હતી. અને બીજી આ કંકણના કોલાહલથી ઉત્પન્ન થઈ. ખળભળાટ ખમી શક્યા નહીં, એટલે તેણે રાણીઓને આજ્ઞા કરી કે તમે ચંદન ન ઘસો; શો ખળભળાટ કરો છો? મારાથી એ

ખળભળાટ સહન થઇ શકતો નથી. એક મહાવ્યાધિથી હું ગ્રહાયો છઉં; અને આ બીજો વ્યાધિ તુલ્ય કોલાહળ થાય છે, તે અસહ્ય છે. સઘળી રાણીઓએ એકેકું કંકણ મંગળ દાખલ રાખી કંકણ સમુદાયનો ત્યાગ કર્યો; એટલે થતો ખળભળાટ શાંત થયો; નમિરાજે રાણીઓને કહ્યું: "તમે શું ચંદન ઘસતું બંધ કર્યું? રાણીઓએ જણાવ્યું કે ના. માત્ર કોલાહળ શાંત થવા માટે એકેકું કંકણ રાખી, બીજાં કંકણ પરિત્યાગી અમે ચંદન ઘસીએ છીએ. કંકણનો સમૂહ હવે અમે હાથમાં રાખ્યો નથી, તેથી ખળભળાટ થતો નથી." રાણીઓનાં આટલાં વચનો સાંભળ્યાં ત્યાં તો નમિરાજને રોમેરોમ એકત્વ સિદ્ધ થયું-વ્યાપી ગયું-અને મમત્વ ટળી ગયું: 'ખરે! ઝાઝાં મળ્યે ઝાઝી ઉપાધિ જણાય છે. જો હવે આ એક કંકણથી લેશમાત્ર પણ ખળભળાટ થતો નથી; કંકણના સમૂહવડે કરીને માથું ફેરવી નાખે એવો ખળભળાટ થતો હતો. અહો ચેતન! તું માન કે એકત્વમાં જ તારી સિદ્ધિ છે. વધારે મળવાથી વધારે ઉપાધિ છે. સંસારમાં અનંત આત્માના સંબંધમાં તારે ઉપાધિ ભોગવવાનું શું અવશ્ય છે? તેનો ત્યાગ કર અને એકત્વમાં પ્રવેશ કર. જો! આ એક કંકણ હવે ખળભળાટ વિના કેવી ઉત્તમ શાંતિમાં રમે છે? અનેક હતાં ત્યારે તે કેવી અશાંતિ ભોગવતું હતુ? તેવીજ રીતે તુ પણ કંકણરૂપ છે. તે કંકણની પેઠે તું જ્યાંસુધી સ્નેહી કુટુંબીરૂપી કંકણસમુદાયમાં પડ્યો રહીશ ત્યાંસુધી ભવરૂપી ખળભળાટ સેવન કરવા પડશે; અને જો આ કંકણની વર્તમાન સ્થિતિની પેઠે એકત્વને આરાધીશ તો સિદ્ધગતિરૂપી મહા પવિત્ર શાંતિ પામીશ.' એમ વૈરાગ્યના પ્રવેશમાં ને પ્રવેશમાં તે નમિરાજ પૂર્વજાતિની સ્મૃતિ પામ્યા. પ્રવ્રજ્યા ધારણ કરવા નિશ્ચય કરી તેઓ શયન કરી ગયા. પ્રભાતે માંગલ્યરૂપ વાજિંત્રનો ધ્વનિ પ્રકાર્યો; દાહજ્વરથી મુક્ત થયા. એકત્વને પરિપૂર્ણ સેવનાર તે શ્રીમન્ નમિરાજ ઋષિને અભિવંદન હો!

**રાણી સર્વ મળી સુચંદન ઘસી, ને ચર્ચવામાં હતી,**
**બૂઝ્યો ત્યાં કકળાટ કંકણતણો, શ્રોતી નમી ભૂપતી;**
**સંવાદે પણ ઇંદ્રથી દ્રઢ રહ્યો, એકત્વ સાચું કર્યું,**
**એવા એ મિથિલેશનું ચરિત આ, સંપૂર્ણ અત્રે થયું.**

**વિશેષાર્થ:**—રાણીઓનો સમુદાય ચંદન ઘસીને વિલેપન કરવામાં રોકાયો હતો; તત્સમયમા કંકણના ખળભળાટને સાંભળીને નમિરાજ બૂઝ્યા. ઇંદ્રની સાથે સંવાદમાં પણ અચળ રહ્યા; અને એકત્વને સિદ્ધ કર્યું. એવા એ મુક્તિસાધક-મહા વૈરાગ્યિનું ચરિત્ર 'મોક્ષમાળા' ગ્રંથે તૃતીય ચિત્રે પૂર્ણતા પામ્યું.

## ચતુર્થ ચિત્ર.

અન્યત્વભાવના

ના મારાં તન રૂપ કાંતિ યુવતિ, ના પુત્ર કે ભ્રાત ના,
ના મારાં ભૃત સ્નેહિયો સ્વજન કે, ના ગોત્ર કે જ્ઞાત ના;
ના મારાં ધન ધામ યૌવન ધરા, એ મોહ અજ્ઞાત્વના,
રે! રે! જીવ વિચાર એમ જ સદા, અન્યત્વદા ભાવના.

**વિશેષાર્થ** —આ શરીર તે મારૂં નથી, આ કાંતિ તે મારી નથી આ સ્ત્રી તે મારી નથી આ પુત્ર તે મારા નથી આ ભાઇઓ તે મારા નથી આ દાસ તે મારા નથી આ સ્નેહીઓ તે મારા નથી, આ સંબંધીઓ તે મારા નથી, આ ગોત્ર તે મારૂં નથી આ જ્ઞાતિ તે મારી નથી, આ લક્ષ્મી તે મારી નથી આ મહાલય તે મારા નથી આ યૌવન તે મારૂં નથી, અને આ ભૂમિ તે મારી નથી, મ ન એ મોહ અજ્ઞાનપણુ ને છે સિદ્ધગતિ સાધવા માટે હે જીવ! અન્યત્વનો બોધ દેનારી એવી તે અન્યત્વભાવનાનો વિચાર ૦૨ !

મિથ્યા મમત્વની ભ્રમણા ટળવા માટે, અને વૈરાગ્યની વૃદ્ધિને માટે પ્રભાવથી મનન કરવાયોગ્ય રાજરાજેશ્વર ભરતનું ચરિત્ર અહીં આગળ ટાકીએ છીએ—

**દૃષ્ટાંત**—જેની અશ્વશાળામાં રમણીય ચતુર, અને અનેક પ્રકારના તેજ અશ્વના સમૂહ શોભતા હતા, જેની ગજશાળામાં અનેક જાતિના મદોન્મત્ત હસ્તિઓ ઝુલી રહ્યા હતા જેમના અંતપુરમાં નવયૌવના સુકુમારિકા અને મુગ્ધા સ્ત્રિઓ સહસ્ત્રગમે વિરાજી રહી હતી જેના ધનનિધિમાં ચંચળા એ ઉપમાથી વિદ્વાનોએ ઓળખેલી સમુદ્રની પુત્રી લક્ષ્મી સ્થિરરૂપ થઇ હતી જેની આજ્ઞાને દેવ દેવાંગનાઓ આધીન થઇને મુકુટપર ચડાવી રહ્યા હતા, જેને પ્રાશન કરવાને માટે નાના પ્રકારના પટ્રસ ભોજનો પળે પળે નિર્મિત થતા હતા જેના કોમળ કર્ણના વિલાસને માટે ઝીણા અને મધુસ્વરી ગાયનો કરનારી વારાંગનાઓ તત્પર હતી જેને નિરીક્ષણ કરવા માટે અનેક પ્રકારના નાટક ચેટક હતા, જેની યશોકીર્ત્તિ વાયુરૂપે પ્રસરી જઇ આકાશ જેવી વ્યાપ્ત હતી જેના શત્રુઓને સુખથી શયન કરવાનો વખત આવ્યો નહતો અથવા જેના વૈરીની વનિતાઓના નયનોમાંથી સદૈવ આંસુ ટપકતા હતા જેનાથી કોઇ શત્રુતા દાખવવા તો સમર્થ નહોતું પણ સામા નિર્દોષતાથી આંગળી

નહોતા એ શા ઉપરથી જણાય? તો તેના ઉત્તરમાં એઓના પવિત્ર સિદ્ધાંતોના રહસ્યને મનન કરવાનું કહું છઉં, અને એમ જે કરશે તે તો પુનઃ આશંકા લેશ પણ નહીં કરે. જૈનમતપ્રવર્તકોએ મને કંઇ ભૂરશીદક્ષણા આપી નથી; તેમ એ મારા કંઇ કુટુંબપરિવારી પણ નથી કે એ માટે પક્ષપાતે હું કંઇ પણ તમોને કહું. તેમ જ અન્ય મતપ્રવર્તકોને મારે કંઇ વૈરબુદ્ધિ નથી કે મિથ્યા એનું ખંડન કરું. બન્નેમાં હું તો મંદમતિ મધ્યસ્થરૂપ છઉં. બહુ બહુ મનનથી અને મારી મતિ જ્યાં સુધી પહોંચી ત્યાં સુધીના વિચારથી હું વિનયથી એમ કહું છઉં કે પ્રિય ભવ્યો! જૈન જેવું એકે પૂર્ણ અને પવિત્ર દર્શન નથી; વીતરાગ જેવો એકે દેવ નથી. તરીને અનંત દુઃખથી પાર પામવું હોય તો એ સર્વ દર્શનરૂપ કલ્પવૃક્ષને સેવો.

## શિક્ષાપાઠ ૯૫. તત્વાવબોધ, ભાગ ૧૪.—

જૈન એ એટલી બધી સૂક્ષ્મ વિચારસંકળનાથી ભરેલું દર્શન છે કે જેમાં પ્રવેશ કરતાં પણ બહુ વખત જોઇએ. ઉપર ઉપરથી કે કોઇ પ્રતિપક્ષીના કહેવાથી અમુક વસ્તુ સંબંધી અભિપ્રાય બાંધવો કે આપવો એ વિવેકીનું કર્તવ્ય નથી. એક તળાવ સંપૂર્ણ ભર્યું હોય તેનું જળ ઉપરથી સમાન લાગે છે, પણ જેમ જેમ આગળ ચાલીએ છીએ તેમ તેમ વધારે વધારે ઉંડાપણું આવતું જાય છે; છતાં ઉપર તો જળ સપાટ જ રહે છે, તેમ જગતના સઘળા ધર્મમતો એક તળાવરૂપ છે. તેને ઉપરથી સામાન્ય સપાટી જોઇને સરખા કહી દેવા એ ઉચિત નથી. એમ કહેનારા તત્વને પામેલા પણ નથી. જૈનના એકેકા પવિત્ર સિદ્ધાંત પર વિચાર કરતાં આયુષ્ય પૂર્ણ થાય તોપણ પાર પામીએ નહીં તેમ રહ્યું છે. બાકીના સઘળા ધર્મમતોના વિચાર જિનપ્રણિત વચનામૃતસિંધુ આગળ એક બિંદુરૂપ પણ નથી. જૈન જેણે જાણ્યો અને સેવ્યો તે કેવળ નિરાગી અને સર્વજ્ઞ થઇ જાય છે. એના પ્રવર્તકો કેવા પવિત્ર પુરુષો હતા! એના સિદ્ધાંતો કેવા અખંડ સંપૂર્ણ અને દયામય છે! એમાં દૂષણ કોઇ જ નથી. કેવળ નિર્દોષ તો માત્ર જૈનનું દર્શન છે, એવો એકે પારમાર્થિક વિષય નથી કે જે જૈનમાં નહીં હોય અને એવું એકે તત્વ નથી કે જે જૈનમાં નથી. એક વિષયમાં અનંત ભેદે પરિપૂર્ણ કહેનાર તે જૈનદર્શન છે. પ્રયોજનભૂત તત્વ એના જેવું ક્યાંય નથી. એક દેહમાં બે આત્મા નથી, તેમ આખી સૃષ્ટિમાં બે જૈન એટલે જૈનની તુલ્ય એકે દર્શન નથી. આમ કહેવાનું કારણ શું? તો માત્ર તેની પરિપૂર્ણતા, નિરાગીતા, સત્યતા અને જગત્‌હિતસ્વિતા.

## શિક્ષાપાઠ ૯૯. તત્વાવબોધ, ભાગ ૧૫.—

ન્યાયપૂર્વક આટલું મારે પણ માન્ય રાખવું જોઇએ કે જ્યારે એક દર્શનને પરિપૂર્ણ કહી વાત સિદ્ધ કરવી હોય ત્યારે પ્રતિપક્ષની મધ્યસ્થ બુદ્ધિથી અપૂર્ણતા દર્શાવવી જોઇએ અને એ બે વાતપર વિવેચન કરવા જેટલી અહીં જગ્યા નથી; તોપણ થોડું થોડું કહેતો આવ્યો છઉં. મુખ્યત્વે જે વાત છે તે આ છે કે એ મારી વાત જેને રુચિકર થતી ન હોય કે અસંભવિત લાગતી હોય તેણે જૈનતત્વવિજ્ઞાની શાસ્ત્રો અને અન્યતત્વવિજ્ઞાની શાસ્ત્રો મધ્યસ્થ બુદ્ધિથી મનન કરી ન્યાયને કાંટે તોલન કરવું. એ ઉપરથી અવશ્ય એટલું મહાવાક્ય નીકળશે કે જે આગળ નગારાપર દાંડી ઠોકીને કહેવાયું હતું તે ખરું હતું.

જગત્ ગાડરિયો પ્રવાહ છે. ધર્મના મતભેદ સંબંધીના શિક્ષાપાઠમાં દર્શિત કર્યા પ્રમાણે અનેક ધર્મમતની જાળ લાગી પડી છે. વિશુદ્ધ આત્મા કોઇક જ થાય છે. વિવેકથી તત્વને કોઇક જ શોધે છે. એટલે મને કંઇ વિશેષ ખેદ નથી કે જૈનતત્વને અન્યદર્શનીઓ શા માટે જાણતા નથી? એ (ખેદ કે) આશંકા જ કરવારૂપ નથી.

છતાં મને બહુ આશ્ચર્ય લાગે છે કે કેવળ શુદ્ધ પરમાત્મતત્વને પામેલા, સકળ દૂષણરહિત, મૃષા કહેવાનું જેને કંઇ નિમિત્ત નથી એવા પુરુષનાં કહેલાં પવિત્ર દર્શનને તેમણે પોતે તો જાણ્યું નહીં, પોતાના આત્માનું હિત તો કર્યું નહીં; પણ અવિવેકથી મતભેદમાં આવી જઇ કેવળ નિર્દોષ અને પવિત્ર દર્શનને નાસ્તિક શા માટે કહ્યું હશે! યદિ હું સમજું છઉં કે એ કહેનારા એના તત્વને જાણતા નહોતા; વળી એના તત્વને જાણવાથી પોતાની શ્રદ્ધા ફરશે ત્યારે લોકો પછી પોતાના આગળ કહેલા મતને ગાંઠશે નહીં. જે લૌકિક મતમાં પોતાની આજીવિકા રહી છે એવા વેદોની મહત્તા ઘટાડવાથી પોતાની મહત્તા ઘટશે; પોતાનું મિથ્યા સ્થાપિત કરેલું પરમેશ્વરપદ ચાલશે નહીં. એથી જૈનતત્વમાં પ્રવેશ કરવાની રુચિને મૂળથી બંધ કરવા લોકોને એવી ભ્રમભૂરકી આપી કે જૈન નાસ્તિક છે. લોકો તો બિચારા ગભરુ ગાડર છે; એટલે પછી વિચાર પણ ક્યાંથી કરે? એ કહેવું કેટલું અનર્થકારક અને મૃષા છે તે જેણે વીતરાગપ્રણીત સિદ્ધાંતો વિવેકથી જાણ્યા છે તે જાણે. મારું કહેવું મંદબુદ્ધિઓ વખતે પક્ષપાતમાં લઇ જાય.

### શિક્ષાપાઠ ૯૭. તત્વાવબોધ, ભાગ ૧૬.—

પવિત્ર જૈન દર્શનને નાસ્તિક કહેવરાવવામાં તેઓ એક દલીલથી મિથ્યા ફાવવા ઇચ્છે છે કે જૈનદર્શન આ જગતના કર્ત્તા પરમેશ્વરને માનતું નથી; અને જે પરમેશ્વરને નથી માનતા તે તો નાસ્તિક જ છે. આ વાત ભદ્રિક જનોને શીઘ્ર ચોંટી રહે છે, કારણ તેઓમાં યથાર્થ વિચાર કરવાની પ્રેરણા નથી. જો એ ઉપરથી એમ વિચારમાં આવે કે જૈન જગતને ત્યારે અનાદિ અનંત કહે છે તે કયા ન્યાયથી કહે છે? જગતકર્ત્તા નથી એમ કહેવામાં એમનું નિમિત્ત શું છે? એમ એક પછી એક ભેદરૂપ વિચારથી તેઓ જૈનની પવિત્રતા પર આવી શકે. જગત્ રચવાની પરમેશ્વરને અવશ્ય હતી? રચ્યું તો તો સુખ દુઃખ મકવાનું કારણ શું હતું? રચીને મોત શા માટે મૂક્યું? એ લીલા બતાવવી કોને હતી? રચ્યું તો કયા કર્મથી રચ્યું? તે પહેલાં રચવાની ઇચ્છા કાં નહોતી? ઇશ્વર કોણ? જગતના પદાર્થ કોણ? અને ઇચ્છા કોણ? રચ્યું તો જગતમાં એક જ ધર્મનું પ્રવર્તન રાખવું હતું; આમ ભ્રમણામાં નાખવાની અવશ્ય શી હતી? કદાપિ એ બધું માનો કે એ બિચારાની ભૂલ થઇ! હશે! ક્ષમા કરીએ પણ એવું ડોઢ ડહાપણ ક્યાંથી સૂઝ્યું કે એને જ મૂળથી ઉખેડનાર એવા મહાવીર જેવા પુરુષોને જન્મ આપે? એનાં કહેલાં દર્શનને જગતમાં વિદ્યમાનતા આપે? પોતાના પગપર હાથે કરીને કુહાડો મારવાની એને શું અવશ્ય હતી? એક તો જાણે એ પ્રકારે વિચાર, અને બાકી બીજા પ્રકારે એ વિચાર કે જૈનદર્શનપ્રવર્તકોને એનાથી કંઇ દ્વેષ હતો? એ જગત્કર્ત્તા હોત તો એમ કહેવાથી એઓના લાભને કંઇ હાનિ પહોંચતી હતી? જગતકર્ત્તા નથી, જગત્ અનાદિ અનંત છે એમ કહેવામાં એમને કંઇ મહત્તા મળી જતી હતી? આવા અનેક વિચારો વિચારતાં જણાઇ આવશે કે જેમ જગતનું સ્વરૂપ હતું તેમ જ તે પવિત્ર પુરુષોએ કહ્યુંછે. એના ભિન્નભાવ કહેવા એમને પ્રયોજન નહોતું. સૂક્ષ્મમાં સૂક્ષ્મ જંતુની રક્ષા જેણે પ્રણીત કરી છે, એક રજકણથી કરીને આખા જગતના વિચારો જેણે સર્વ ભેદે કહ્યા છે, તેવા પુરુષોનાં પવિત્ર દર્શનને નાસ્તિક કહેનારા કઇ ગતિને પામશે એ વિચારતાં દયા આવે છે!

### શિક્ષાપાઠ ૯૮. તત્વાવબોધ, ભાગ ૧૭.—

જે ન્યાયથી જય મેળવી શકતો નથી તે પછી ગાળો ભાંડે છે. તેમ પવિત્ર જૈનના અખંડ તત્વસિદ્ધાંતો શંકરાચાર્ય, દયાનંદ સન્યાસી વગેરે જ્યારે તોડી ન શક્યા ત્યારે પછી "જૈન નાસ્તિક હૈ, સો ચાર્વાકમેંસે ઉત્પન્ન હુઆ

હે. (એમ કહેવા માંડયું) પણ એ સ્થળે કોઈ પ્રશ્ન કરે કે મહારાજ! એ વિવેચન તમે પછી કરો એવા શબ્દો કહેવામાં કંઈ વખત, વિવેક કે જ્ઞાન જોઈતું નથી, પણ આનો ઉત્તર આપો કે જૈન વેદથી કઈ વસ્તુમાં ઉતરતો છે, એનું જ્ઞાન, એનો બોધ, એનું રહસ્ય અને એનું સત્શીલ કેવું છે તે એક વાર કહો. આપના વેદ વિચારો કઈ બાબતમાં જૈનથી ચઢે છે? આમ જ્યારે મર્મસ્થાન પર આવે ત્યારે મૌનતા સિવાય તેઓ પાસે બીજું કંઈ સાધન રહે નહીં. જે સત્પુરુષોના વચનામૃત અને યોગબળથી આ સૃષ્ટિમાં સત્ય, દયા, તત્વજ્ઞાન અને મહાશીલ ઉદય પામે છે તે પુરુષો કરતાં જે પુરુષો શૃંગારમાં રચ્યા પચ્યા છે, સામાન્ય તત્વજ્ઞાનને પણ નથી જાણતા, જેનો આચાર પણ પૂર્ણ નથી તેને ચઢતા કહેવા—પરમેશ્વરને નામે સ્થાપવા અને સત્ સ્વરૂપની અવર્ણ્ય ભાષા બોલવી, પરમાત્માસ્વરૂપ પામેલાને નાસ્તિક કહેવા એ એમની કેટલી બધી કર્મની બહુલતાનું સૂચન કરે છે! પરંતુ જગત્ મોહાંધ છે, મતભેદ છે ત્યાં અંધારું છે, મમત્વ કે રાગ છે ત્યાં સત્યતત્વ નથી એ વાત આપણે શા માટે ન વિચારવી?

હું એક મુખ્ય વાત તમને કહું છઉં કે જે મમત્વરહિતની અને ન્યાયની છે. તે એ છે કે ગમે તે દર્શનને તમે માનો, ગમે તો પછી તમારી દ્રષ્ટિમાં આવે તેમ જૈનને કહો, સર્વ દર્શનના શાસ્ત્રતત્વને જુઓ તેમ જૈનતત્વને પણ જુઓ. સ્વતંત્ર આત્મશક્તિએ જે યોગ્ય લાગે તે અંગીકાર કરો. મારું કે બીજા ગમે તેનું ભલે એકદમ તમે માન્ય ન કરો પણ તત્વને વિચારો.

**શિક્ષાપાઠ ૯૯. સમાજની અગત્ય.—**

આંગ્લભૌમિઓ સંસારસંબંધી અનેક કળાકૌશલ્યમાં શાથી વિજય પામ્યા છે? એ વિચાર કરતાં આપણને તત્કાળ જણાશે કે તેઓનો બહુ ઉત્સાહ અને એ ઉત્સાહમાં અનેકનું મળવું. કળાકૌશલ્યના એ ઉત્સાહી કામમાં એ અનેક પુરુષોની ઉભી થએલી સભા કે સમાજે પરિણામ શું મેળવ્યું? તો ઉત્તરમાં એમ આવશે કે લક્ષ્મી, કીર્તિ અને અધિકાર. એ એમના ઉદાહરણ ઉપરથી એ જાતિના કળાકૌશલ્ય શોધવાનો હું અહીં બોધ કરતો નથી; પરંતુ અર્હંત ભગવાનનું કહેલું ગુપ્ત તત્વ પ્રમાદ સ્થિતિમાં આવી પડ્યું છે તેને પ્રકાશિત કરવા તથા પૂર્વાચાર્યોના ગુંથેલા મહાન શાસ્ત્રો એકઠા કરવા, પડેલા ગચ્છના મતમતાંતરને ટાળવા તેમ જ ધર્મવિદ્યાને પ્રફુલ્લિત કરવા, એક મહાન સમાજ સદાચરણી શ્રીમંત અને ધીમંત બન્નેએ મળીને સ્થાપન કરવાની અવશ્ય છે એમ દર્શાવું છઉં. પવિત્ર સ્યાદ્વાદમતનું ઢંકાયેલું તત્વ પ્રસિદ્ધિમાં આણતાં

જ્યાંસુધી પ્રયોજન નથી ત્યાંસુધી શાસનની ઉન્નતિ પણ નથી. લક્ષ્મી, કીર્તિ, અને અધિકાર સંસારી કળાકૌશલ્યથી મળે છે, પરંતુ આ ધર્મકળાકૌશલ્યથી તો સર્વ સિદ્ધિ સાંપડશે. મહાન્ સમાજના અંતર્ગત ઉપસમાજ સ્થાપવા. મતમતાંતરે તજી, વાડામાં બેસી રહેવા કરતાં એમ કરવું ઉચિત છે. હું ઇચ્છું છઉં કે તે કૃત્યની સિદ્ધિ થઇ જૈનાંતર્ગચ્છમતભેદ ટળો, સત્ય વસ્તુ ઉપર મનુષ્યમંડળનું લક્ષ આવો અને મમત્વ જાઓ!

## શિક્ષાપાઠ ૧૦૦. મનોનિગ્રહનાં વિઘ્ન.—

વારંવાર જે બોધ કરવામાં આવ્યો છે તેમાંથી મુખ્ય તાત્પર્ય નીકળે છે તે એ છે કે આત્માને તારો અને તારવા માટે તત્વજ્ઞાનનો પ્રકાશ કરો તથા સત્શીલને સેવો. એ પ્રાપ્ત કરવા જે જે માર્ગ દર્શાવ્યા તે તે માર્ગ મનોનિગ્રહતાને આધીન છે. મનોનિગ્રહતા થવા લક્ષની બહોળતા કરવી યથોચિત છે, એ બહોળતામાં વિઘ્નરૂપ નીચેના દોષ છે.

| | |
|---|---|
| ૧. આળસ. | ૧૧. તુચ્છ વસ્તુથી આનંદ. |
| ૨. અનિયમિત ઉંઘ. | ૧૨. રસગારવલુબ્ધતા. |
| ૩. વિશેષ આહાર. | ૧૩. અતિભોગ. |
| ૪. ઉન્માદ પ્રકૃતિ. | ૧૪ પારકું અનિષ્ટ ઇચ્છવું. |
| ૫. માયાપ્રપંચ. | ૧૫. કારણવિનાનું રળવું. |
| ૬. અનિયમિત કામ. | ૧૬. ઝાઝાનો સ્નેહ. |
| ૭. અકરણીય વિલાસ. | ૧૭. અયોગ્ય સ્થળે જવું. |
| ૮. માન. | ૧૮. એકે ઉત્તમ નિયમ સાધ્ય ન કરવો. |
| ૯. મર્યાદા ઉપરાંત કામ. | |
| ૧૦. આપવડાઇ. | |

અષ્ટાદશ પાપસ્થાનક ત્યાંસુધી ક્ષય થવાના નથી કે જ્યાંસુધી આ અષ્ટાદશ વિઘ્નથી મનનો સંબંધ છે. આ અષ્ટાદશ દોષ જવાથી મનોનિગ્રહતા અને ધારેલી સિદ્ધિ થઇ શકે છે. એ વસ્તુ જ્યાંસુધી મનથી નિકટતા ધરાવે છે ત્યાંસુધી તે મનુષ્ય પણ આત્મસાર્થક કરવાનો નથી. અતિ ભોગને સ્થળે સામાન્ય ભોગ નહીં પણ કેવળ ભોગત્યાગવ્રત જેણે ધર્યું છે તેમ જ એ એકે દોષનું મૂળ જેનાં હૃદયમાં નથી તે સત્પુરુષ મહદ્ભાગી છે.

## શિક્ષાપાઠ ૧૦૧. સ્મૃતિમાં રાખવાયોગ્ય મહાવાક્યો.—

૧. એક ભેદે નિયમ એ જ આ જગતનો પ્રવર્તક છે.

૨. જે મનુષ્ય સત્પુરુષોનાં ચરિત્રરહસ્યને પામે છે તે મનુષ્ય પરમેશ્વર થાય છે.

૩. ચંચળ ચિત્ત એ જ સર્વ વિષમ દુઃખનું મૂળિયું છે.

૪. ઝાઝાનો મેળાપ અને થોડા સાથે અતિ સમાગમ એ બન્ને સમાન દુઃખદાયક છે.

૫. સમસ્વભાવીનું મળવું એને જ્ઞાનીઓ એકાંત કહે છે.

૬. ઇંદ્રિયો તમને જીતે અને સુખ માનો તે કરતાં તેને તમે જીતવામાં જ સુખ, આનંદ અને પરમપદ પ્રાપ્ત કરશો.

૭. રાગવિના સંસાર નથી અને સંસાર વિના રાગ નથી.

૮. યુવાવયનો સર્વસંગપરિત્યાગ પરમપદ આપે છે.

૯. તે વસ્તુના વિચારમાં પહોંચો કે જે વસ્તુ અતીંદ્રિયસ્વરૂપ છે.

૧૦. ગુણીના ગુણમાં અનુરક્ત થાઓ.

**શિક્ષાપાઠ ૧૦૨. વિવિધ પ્રશ્નો, ભાગ ૧.—**

આજે તમને હું કેટલાંક પ્રશ્નો નિર્ગ્રંથપ્રવચનાનુસાર ઉત્તર આપવા માટે પૂછું છઉં. કહો ધર્મની અગત્ય શી છે?

ઉ૦—અનાદિ કાળથી આત્માની કર્મજાળ ટાળવા માટે.

પ્ર૦—જીવ પહેલો કે કર્મ?

ઉ૦—બન્ને અનાદિ છે જ. જીવ પહેલો હોય તો એ વિમળ વસ્તુને મળ વળગવાનું કંઇ નિમિત્ત જોઇએ. કર્મ પહેલાં કહો તો જીવ વિના કર્મ કર્યા કોણે? એ ન્યાયથી બન્ને અનાદિ છે જ.

પ્ર૦—જીવ રૂપી કે અરૂપી?

ઉ૦—રૂપી પણ ખરો અને અરૂપી પણ ખરો.

પ્ર૦—રૂપી કયા ન્યાયથી અને અરૂપી કયા ન્યાયથી તે કહો.

ઉ૦—દેહનિમિત્તે રૂપી અને સ્વસ્વરૂપે અરૂપી.

પ્ર૦—દેહનિમિત્ત શાથી છે?

ઉ૦—સ્વકર્મના વિપાકથી.

પ્ર૦—કર્મની મુખ્ય પ્રકૃતિઓ કેટલી છે?

ઉ૦—આઠ.

પ્ર૦—કઇ કઇ?

ઉ૦—જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય, મોહનીય, નામ, ગોત્ર, આયુષ્ય અને અંતરાય.

પ્ર૦—એ આઠે કર્મની સામાન્ય સમજ કહો.

ઉ૦—જ્ઞાનાવરણીય, એટલે આત્માની જ્ઞાન સંબંધીની જે અનંત શક્તિ છે તેને આચ્છાદન થઇ જવું. દર્શનાવરણીય એટલે આત્માની જે અનંત દર્શનશક્તિ છે તેને આચ્છાદન થઇ જવું. વેદનીય એટલે દેહનિમિત્તે શાતા અશાતા બે પ્રકારનાં વેદનીય કર્મથી અવ્યાબાધ સુખરૂપ આત્માની શક્તિ રોકાઇ રહી છે. મોહનીય કર્મથી આત્મચારિત્રરૂપ શક્તિ રોકાઇ રહી છે. નામકર્મથી અમૂર્તિરૂપ દિવ્ય શક્તિ રોકાઇ રહી છે. ગોત્રકર્મથી એટલે અવગાહનારૂપ આત્મિકશક્તિ રોકાઇ રહી છે. આયુકર્મથી અક્ષયસ્થિતિગુણ રોકાઇ રહ્યો છે. અંતરાય કર્મથી અનંત દાન, લાભ વીર્ય, ભોગોપભોગશક્તિ રોકાઇ રહી છે

## શિક્ષાપાઠ ૧૦૩. વિવિધ પ્રશ્નો, ભાગ ૨.—

પ્ર૦—એ કર્મો ટળવાથી આત્મા ક્યાં જાય છે?

ઉ૦—અનંત અને શાશ્વત મોક્ષમાં.

પ્ર૦—આ આત્માનો મોક્ષ કોઇવાર થયો છે?

ઉ૦—ના.

પ્ર૦—કારણ?

ઉ૦—મોક્ષ થયેલો આત્મા કર્મમલરહિત છે. એથી પુનર્જન્મ એને નથી.

પ્ર૦—કેવલીનાં લક્ષણ શું?

ઉ૦—ચૌદ.

પ્ર૦—તેનાં નામ કહો?

ઉ૦—૧. મિથ્યાત્વગુણસ્થાનક. ૨. સાસ્વાદનગુણસ્થાનક. ૩. મિશ્રગુણસ્થાનક. ૪. અવિરતિસમ્યગ્દૃષ્ટિગુણસ્થાનક. ૫. દેશવિરતિગુણસ્થાનક. ૬. પ્રમત્તસંયતગુણસ્થાનક. ૭. અપ્રમત્તસંયતગુણસ્થાનક. ૮. અપૂર્વકરણગુણસ્થાનક. ૯. અનિવૃત્તિબાદરગુણસ્થાનક. ૧૦. સૂક્ષ્મસંપરાયગુણસ્થાનક. ૧૧. ઉપશાંતમોહગુણસ્થાનક. ૧૨. ક્ષીણમોહગુણસ્થાનક. ૧૩. સયોગીકેવળીગુણસ્થાનક. ૧૪. અયોગીકેવલીગુણસ્થાનક.

## શિક્ષાપાઠ ૧૦૪. વિવિધ પ્રશ્નો, ભાગ ૩.—

પ્ર૦—કેવલી અને તીર્થંકર એ બન્નેમાં ફેર શો?

ઉ૦—કેવલી અને તીર્થંકર શક્તિમા સમાન છે, પરંતુ તીર્થંકરે પૂર્વે તીર્થંકરનામકર્મ ઉપાર્જ્યું છે તેથી વિશેષમાં બાર ગુણ અને અનેક અતિશય પ્રાપ્ત કરે છે.

પ્ર૦—તીર્થંકર પર્યટન કરીને શા માટે ઉપદેશ આપે છે? એ તો નીરાગી છે?

ઉ૦—તીર્થંકરનામકર્મ જે પૂર્વે બાંધ્યું છે તે વેદવા માટે તેઓને અવશ્ય કરવું પડે છે.

પ્ર૦—હમણાં પ્રવર્તે છે તે શાસન કોનું છે?

ઉ૦—શ્રમણ ભગવાન્ મહાવીરનું.

પ્ર૦—મહાવીર પહેલાં જૈનદર્શન હતું?

ઉ૦—હા.

પ્ર૦—તે કોણે ઉત્પન્ન કર્યું હતું?

ઉ૦—તે પહેલાંનાં તીર્થંકરોએ.

પ્ર૦—તેઓના અને મહાવીરના ઉપદેશમાં કંઇ ભિન્નતા ખરી કે?

ઉ૦—તત્વસ્વરૂપે એક જ. પાત્રને લઇને ઉપદેશ હોવાથી અને કંઇક કાળભેદ હોવાથી સામાન્ય મનુષ્યને ભિન્નતા લાગે ખરી; પરંતુ ન્યાયથી જોતાં એ ભિન્નતા નથી.

પ્ર૦—એઓનો મુખ્ય ઉપદેશ શું છે?

ઉ૦—આત્માને તારો, આત્માની અનંત શક્તિઓનો પ્રકાશ કરો. એને કર્મરૂપ અનંત દુઃખથી મુક્ત કરો.

પ્ર૦—એ માટે તેઓએ કયાં સાધનો દર્શાવ્યાં છે?

ઉ૦—વ્યવહારનયથી સદ્દેવ, સદ્ધર્મ અને સદ્ગુરુનું સ્વરૂપ જાણવું; સદ્દેવના ગુણગ્રામ કરવા. ત્રિવિધે ધર્મ આચરવો અને નિર્ગ્રંથ ગુરુથી ધર્મની ગમ્યતા પામવી.

પ્ર૦—ત્રિવિધ ધર્મ કયો?

ઉ૦—સમ્યગ્જ્ઞાનરૂપ, સમ્યગ્દર્શનરૂપ અને સમ્યક્ચારિત્રરૂપ.

**શિક્ષાપાઠ ૧૦૫, વિવિધ પ્રશ્નો, ભાગ ૪.—**

પ્ર૦—આવું જૈનદર્શન જ્યારે સર્વોત્તમ છે ત્યારે સર્વ આત્માઓ એના બોધને કાં માનતા નથી?

ઉ૦—કર્મની બાહુલ્યતાથી, મિથ્યાત્વના જામેલાં દળીયાંથી, અને સત્સમાગમના અભાવથી.

પ્ર૦—જૈનના મુનિયોના મુખ્ય આચરણરૂપ શું છે?

ઉ૦—પાંચ મહાવ્રત, દશવિધ યતિધર્મ, સપ્તદશવિધિ સંયમ, દશવિધિ વૈયાવચ્ચ, નવવિધિ બ્રહ્મચર્ય, દ્વાદશ પ્રકારનો તપ, ક્રોધાદિક ચાર પ્રકારનો

નિગ્રહ, વિશેષમાં જ્ઞાન, દર્શન ચારિત્ર ત્રણ પ્રકારના, ઇત્યાદિક અનેક ભેદ છે.

પ્ર૦—જૈનમુનિયોના જેવાં જ સન્યાસિયોનાં પંચયામ છે; અને બૌધધર્મનાં પાંચ મહાશીલ છે એટલે એ આચારમાં તો જૈનમુનિયો અને સન્યાસિયો તેમ જ બૌદ્ધમુનિયો સરખા ખરા કે?

ઉ૦—નહીં.

પ્ર૦—કેમ નહીં?

ઉ૦—એઓનાં પંચયામ અને પંચમહાશીલ અપૂર્ણ છે. મહાવ્રતના પ્રતિભેદ જૈનમાં અતિ સૂક્ષ્મ છે, પેલા એના સ્થૂળ છે.

પ્ર૦—સૂક્ષ્મતાને માટે દૃષ્ટાંત આપો જોઇએ?

ઉ૦—દૃષ્ટાંત દેખતું જ છે. પંચયામિયો કંદમૂળાદિક અભક્ષ્ય ખાય છે; સુખશય્યામાં પોઢે છે; વિવિધ જાતનાં વાહનો અને પુષ્પનો ઉપભોગ લે છે; કેવળ શીતળ જળથી વ્યવહાર છે. રાત્રિયે ભોજન લે છે. એમાં થતો અસંખ્યાતા જંતુનો વિનાશ, બ્રહ્મચર્યનો ભંગ એની સૂક્ષ્મતા તેઓના જાણવામાં નથી. તેમ જ માંસાદિક અભક્ષ્ય અને સુખશીલિયાં સાધનોથી બૌદ્ધમુનિયો યુક્ત છે. જૈન મુનિયો તો કેવળ એથી વિરક્ત જ છે.

## શિક્ષાપાઠ ૧૦૬. વિવિધ પ્રશ્નો ભાગ ૫.—

પ્ર૦—વેદ અને જૈન દર્શનને પ્રતિપક્ષતા ખરી કે?

ઉ૦—જૈનને કંઇ અસમંજસ ભાવે પ્રતિપક્ષતા નથી પરંતુ સત્યથી અસત્ય પ્રતિપક્ષી ગણાય છે તેમ જૈનદર્શનથી વેદનો સંબંધ છે.

પ્ર૦—એ બેમાં સત્યરૂપ તમે કોને કહો છો?

ઉ૦—પવિત્ર જૈનદર્શનને.

પ્ર૦—વેદદર્શનિયો વેદને કહે છે તેનું કેમ?

ઉ૦—એ તો મતભેદ અને જૈનના તિરસ્કાર માટે છે, પરંતુ ન્યાયપૂર્વક બન્નેનાં મૂળ તત્વો આપ જોઇ જજો.

પ્ર૦—આટલું તો મને લાગે છે કે મહાવીરાદિક જિનેશ્વરનું કથન ન્યાયના કાંટા પર છે, પરંતુ જગતકર્તાની તેઓ ના કહે છે અને જગત્ અનાદિ અનંત છે એમ કહે છે તે વિષે કંઇ કંઇ શંકા થાય છે કે આ અસંખ્યાત દ્વીપસમુદ્રયુક્ત જગત્ વગર બનાવ્યે ક્યાંથી હોય?

ઉ૦—આપને જ્યાંસુધી આત્માની અનંત શક્તિની લેશ પણ દિવ્ય પ્રસાદી મળી નથી ત્યાંસુધી એમ લાગે છે, પરંતુ તત્ત્વજ્ઞાને એમ નહીં લાગે. સમ્મતિતર્કગ્રંથનો આપ અનુભવ કરશો એટલે એ શંકા નીકળી જશે.

પ્ર૦—પરંતુ સમર્થ વિદ્વાનો પોતાની મૃષા વાતને પણ દ્રષ્ટાંતાદિકથી સિદ્ધાંતિક કરી દે છે એથી એ ત્રુટી શકે નહીં પણ સત્ય કેમ કહેવાય?

ઉ૦—પણ આને કંઇ મૃષા કથવાનું પ્રયોજન નહોતું, અને પળભર એમ માનો કે એમ આપણને શંકા થઇ કે એ કથન મૃષા હશે? તો પછી જગત્કર્તાએ એવા પુરુષને જન્મ પણ કાં આપ્યો! નામબોળક પુત્રને જન્મ આપવા શું પ્રયોજન હતું? તેમ વળી એ સત્પુરુષો સર્વજ્ઞ હતા; જગત્કર્તા સિદ્ધ હોત તો એમ કહેવાથી તેઓને કંઇ હાનિ નહોતી.

## શિક્ષાપાઠ ૧૦૭. જિનેશ્વરની વાણી.—

અનંત અનંત ભાવ ભેદથી ભરેલી ભલી,
અનંત અનંત નય નિક્ષેપે વ્યાખ્યાની છે;
સકળ જગતહિતકારિણી હારિણી મોહ,
તારિણી ભવાબ્ધિ મોક્ષ ચારિણી પ્રમાણી છે.
ઉપમા આપ્યાની જેને, તમા રાખવી તે વ્યર્થ,
આપવાથી નિજ મતિ મપાઇ મેં માની છે;
અહો રાજચંદ્ર! બાલ, ખ્યાલ નથી પામતા એ,
જિનેશ્વર તણી વાણી, જાણી તેણે જાણી છે.

## શિક્ષાપાઠ ૧૦૮. પૂર્ણમાલિકા મંગલ.—

તપોપધ્યાને રવિરૂપ થાય,
એ સાધિને સોમ રહી સુહાય;
મહાન્ તે મંગળ પંક્તિ પામે,
આવે પછી બુધનાં પ્રણામે;
નિર્ગ્રંથ જ્ઞાતા ગુરૂ સિદ્ધ દાતા.
કાં તો સ્વયં શુક્ર પ્રપૂર્ણ ખ્યાતા,
ત્રિયોગ ત્યાં કેવળ મંદ પામે;
સ્વરૂપ સિદ્ધે વિચરી વિરામે.



શ્રીમદ્ રાજચંદ્ર

વર્ષ ૧૯ મુ સવત ૧૯૪૩, અવધાન સમય.

## વર્ષ ૧૮ તથા ૧૯ મું.

૧૯.

**—સુખકી સહેલી હૈ, અકેલી ઉદાસીનતા;**
**—અધ્યાત્મની જનની તે ઉદાસીનતા.**

લઘુ વયથી અદ્ભુત થયો, તત્વજ્ઞાનનો બોધ;
એ જ સૂચવે એમ કે, ગતિ આગતિ કા શોધ? ૧.
જે સંસ્કાર થવો ઘટે, અતિ અભ્યાસે કાંય;
વિના પરિશ્રમ તે થયો, ભવશંકા શી ત્યાંય? ૨.
જેમ જેમ મતિઅલ્પતા, અને મોહઉદ્યોત;
તેમ તેમ ભવશંકના, અપાત્ર અંતર જ્યોત. ૩.
કરી કલ્પના દૃઢ કરે, નાના નાસ્તિ-વિચાર;
પણ 'અસ્તિ' તે સૂચવે, એ જ ખરો નિર્ધાર. ૪.
આ ભવ વણ ભવ છે નહીં, એ જ તર્ક અનુકૂળ;
વિચારતાં પામી ગયા, આત્મધર્મનુ મૂળ. ૫. [અંગત.

૨૦.

કેટલીક વાતો એવી છે કે, માત્ર આત્માને ગ્રાહ્ય છે, અને મન, વચન, કાયાથી પર છે. કેટલીક વાતો એવી છે કે, જે વચન, કાયાથી પર છે, પણ છે.

[અંગત.

## ૨૧.[1]

કુટુંબરૂપી કાજળની કોટડીના વાસથી સંસાર વધે છે. ગમે તેટલી તેની સુધારણા કરશો તોપણ એકાંતથી જેટલો સંસાર ક્ષય થવાનો છે, તેનો સોમો હિસ્સો પણ તે કાજળગ્રહમાં રહેવાથી થવાનો નથી. કષાયનું તે નિમિત છે, મોહને રહેવાનો અનાદિકાળનો પર્વત છે; પ્રત્યેક અંતરગુફામાં તે જાજ્વલ્યમાન છે. સુધારણા કરતાં વખતે શ્રુદ્ધોત્પત્તિ થવી સંભવે; ત્યાં અલ્પભાષી થવું, અલ્પાહાસી થવું, અલ્પપરિચયી થવું, અલ્પઆવકારી થવું, અલ્પ ભાવના દર્શાવવી, અલ્પસહચારી થવું, અલ્પગુરૂ થવું, પરિણામ વિચારવું; એ જ શ્રેયસ્કર છે.

## ૨૨.[2]

એકાંતવાદ એ જ જ્ઞાનની અપૂર્ણતાની નિશાનિ, હે વાદીઓ! મને તમારે માટે દર્શાવે છે, કારણ 'શિખાઉ' કવિઓ જેમ તેમ ખામી દાબવા "જ" શબ્દનો ઉપયોગ કરે તેમ! તમે પણ "જ" એટલે "નિશ્ચયતો," 'શિખાવ' જ્ઞાન વડે કહો છો. મ્હારો મહાવીર એમ કોઇ કાળે કહે નહીં; એ જ એની સત્કવિની પેઠે ચમત્કૃતિ છે!!!

## ૨૩.[3]

**જિજ્ઞાસુ.—**

આપના પ્રશ્નનો ઉત્તર, મારી યોગ્યતા પ્રમાણે, આપનો પ્રશ્ન ટાંકીને લખું છું:—"વ્યવહારશુદ્ધિ કેમ થઇ શકે?"

વ્યવહારશુદ્ધિની આવશ્યકતા આપના લક્ષમાં હશે; છતાં વિષયની પ્રારંભતા માટે અવશ્ય દર્શાવવું યોગ્ય છે કે, આલોકમાં સુખનું કારણ અને પરલોકમાં સુખનું કારણ જે સંસારપ્રવૃત્તિથી થાય, તે (સંસારપ્રવૃત્તિ) નું નામ વ્યવહારશુદ્ધિ; સર્વે સુખના જિજ્ઞાસુ છે, વ્યવહારશુદ્ધિથી જ્યારે સુખ છે, ત્યારે તેની આવશ્યકતા નિશંક છે.

---

૧. શ્રીમદ્‌ના જે પત્રો મળી શક્યા છે તેમાં મુખ્યપણે મિતિએ છે, કેટલાકમાં નથી; પણ તેનો સમય નિર્ણીત થઇ શક્યો છે. આ ૨૧ મા આંક નીચેનો પત્ર, બીજા પ્રકારની જાતિનો છે. આવા લેખ, 'સમયનિર્ણીત પત્ર' છે એમ દર્શાવવા અર્થે તેની સમીપમાં હવેથી આવું * ચિહ્ન મૂકીશું—સંશોધક.

૨. આ આત્મિક ઉદ્ગાર જણાય છે. ૩. આ સમયનિર્ણીત પણ લખતાં અધૂરો મૂકી દીધેલો અને નહીં મોકલેલો પત્ર છે.—સંશોધક

૧. જેને ધર્મ સંબંધી કાંઇપણ બોધ થયો છે અને રળવાની જેને જરૂર નથી, તેણે ઉપાધિ કરીને રળવા પ્રયત્ન ન કરવું જોઇએ.

૨. જેને ધર્મ સંબંધી બોધ થયો છે, છતાં સ્થિતિનું દુઃખ હોય તો, તેણે બનતી ઉપાધિ કરીને રળવા પ્રયત્ન કરવું જોઇએ.

(સર્વસંગપરિત્યાગી થવાની જેની જિજ્ઞાસા છે તેને, આ વિષયો સાથે સંબંધ નથી.)

૩. ઉપજીવન સુખે ચાલી શકે તેવું છતાં, જેનું મન લક્ષ્મીને માટે બહુ ઝાવાં નાખતું હોય તેણે પ્રથમ તેની વૃદ્ધિ કરવાનું કારણ પોતાને પૂછવું. જો ઉત્તરમાં પરોપકાર સિવાય કોઇ પણ પ્રતિકૂળ ભાગ આવતો હોય, કિંવા પરિણામિકઆત્માને હાનિ પહોંચ્યા સિવાય કંઇ પણ આવતું હોય તો, મનને સંતોષી લેવું; તેમ છતાં ન વળી શકે તેમ હોય તો, અમુક મર્યાદામાં આવવું; તે મર્યાદા સુખનું કારણ થાય તેમ જોઇએ.

૪. પરિણામે આર્તધ્યાન ધ્યાવાની જરૂર પડે તેમ કરીને બેસવાથી રળવું સારું છે.

૫. જેનું સારી રીતે ઉપજીવન ચાલે છે તેણે, કોઇ પણ પ્રકારના અનાચારથી લક્ષ્મી મેળવવી ન જોઇએ; મનને જેથી સુખ હોતું નથી, તેથી કાયાને કે વચનને ન હોય, અનાચારથી મન સુખી થતુ નથી; આ સ્વતઃ અનુભવ થાય તેવું કહેવું છે.

નીચેના દોષ ન આવવા જોઇએઃ—

| | |
|---|---|
| ૧. કોઇથી મહા વિશ્વાસઘાત. | ૮. જુલમી ભાવ કહેવો. |
| ૨. મિત્રથી વિશ્વાસઘાત. | ૯. નિર્દોષને અલ્પ પણ માયાથી છેતરવો. |
| ૩. કોઇની થાપણ ઓળવવી. | ૧૦. ન્યુનાધિક તોલી આપવું એ વાટેથી કાંઇ પણ રળવું નહીં. |
| ૪. વ્યસનનું સેવવું. | |
| ૫. મિથ્યા આળનું મૂકવું. | ૧૧. એકને બદલે બીજું અથવા મિશ્ર કરીને આપવું. |
| ૬. ખોટા લેખ કરવા. | |
| ૭. હિસાબમાં ચૂકવવું. | ૧૨. કર્માદાની ધંધો. |
| | ૧૩. લાંચ કે અદત્તાદાન. |

એ જાણે સામાન્ય વ્યવહારશુદ્ધિ ઉપજીવન અર્થે કહી ગયો

## ૨૪.[1]

### (૧)

વિશાળ બુદ્ધિ, મધ્યસ્થતા, સરળતા અને જિતેંદ્રિયપણું આટલા ગુણો જે આત્મામાં હોય તે, તત્ત્વ પામવાનું ઉત્તમ પાત્ર છે.

અનંત જન્મમરણ કરી ચૂકેલા 'આ આત્માની કરુણા તેવા અધિકારીને ઉત્પન્ન થાય છે, અને તે કર્મમુક્ત થવાના જિજ્ઞાસુ કહી શકાય' છે; તે જ પુરુષ યથાર્થ પદાર્થને યથાર્થ સ્વરૂપે સમજી મુક્ત થવાના પુરુષાર્થમાં યોજાય છે.

જે આત્મા મુક્ત થયા છે, તે આત્મા કંઈ સ્વચ્છંદે વર્તવાથી મુક્ત થયા નથી; પણ આપ્ત પુરુષે બોધેલા માર્ગના પ્રબળ અવલંબનથી મુક્ત થયા છે.

અનાદિ કાળના મહાશત્રુરૂપ રાગ, દ્વેષ અને મોહના બંધનમાં તે પોતા સંબંધી વિચાર કરી શક્યો નથી. મનુષ્યત્વ, આર્યદેશ, ઉત્તમ કુળ, શારીરિક સંપત્તિ એ અપેક્ષિત સાધન છે અને અંતરંગ સાધન માત્ર મુક્ત થવાની સાચી જિજ્ઞાસા એ છે.

એમ જો સુલભબોધીપણાની યોગ્યતા આત્મામાં આવી હોય તો તે, જે પુરુષો મુક્ત થયા છે, અથવા વર્તમાનમાં મુક્તપણે કે આત્મજ્ઞાનદશાએ વિચરે છે તેમણે, ઉપદેશેલા માર્ગમાં નિઃસંદેહપણે શ્રદ્ધાશીલ થાય.

રાગ, દ્વેષ અને મોહ એ જેનામાં નથી તે પુરુષ, તે ત્રણ દોષથી રહિત માર્ગ ઉપદેશી શકે; અને તે જ પદ્ધતિએ નિઃસંદેહપણે પ્રવર્તનાર સત્પુરુષો કાં તે માર્ગ ઉપદેશી શકે.

સર્વ દર્શનની શૈલીનો વિચાર કરતાં એ રાગ, દ્વેષ અને મોહરહિત પુરુષનું બોધેલું નિર્ગ્રંથદર્શન વિશેષ માનવાયોગ્ય છે.

---

૧. આ ૨૪ મા આંક નીચેનો લેખ અપૂર્ણ સ્થિતિમાં પ્રાપ્ત થયો છે તે વિચારતાં જણાય છે કે, આ વિષય પરત્વે એક ગ્રંથ યોજેલો હોય અથવા યોજવાનો પ્રારંભ કર્યો હોય, કેમકે આ પ્રાપ્ત લેખ તેવા ગ્રંથનો એક ભાગ છે. યોજવાનો પ્રારંભ કર્યો હોય એ પ્રકારનું અનુમાન કરતાં, સંપૂર્ણપણે યોજાયેલો હોય એ પ્રકારનું અનુમાન, લેખની 'છેવટની ભલામણ' એ ભાગ વિચારતાં કંઈક વિશેષપણે થઈ શકે છે; તથાપિ કેવળ નિર્ણીત થઈ શકતું નથી. અમે તો આ લેખ જે સ્વરૂપમાં મળ્યો છે, તે જ સ્વરૂપમાં અત્ર આપ્યો છે.—સંશોધક.

એ દોષથી રહિત, મહા અતિશયથી પ્રતાપી એવા તીર્થંકરદેવ તેણે મોક્ષના કારણરૂપ જે ધર્મ બોધ્યો છે, તે ધર્મ અમે તે મનુષ્યો સ્વીકારતા હોય, પણ તે એક પદ્ધતિએ હોવાં જોઇએ; આ વાત નિઃશંક છે.

અનેક પદ્ધતિએ અનેક મનુષ્યો તે ધર્મનું પ્રતિપાદન કરતાં હોય અને, તે મનુષ્યોને પરસ્પર મતભેદનું કારણ થતું હોય, તો તેમાં તીર્થંકરદેવની એક પદ્ધતિને દોષ નથી; પણ તે મનુષ્યોની સમજણશક્તિનો દોષ ગણી શકાય.

એ રીતે, નિર્ગ્રંથધર્મપ્રવર્ત્તક અમે છીએ એમ, જૂદા જૂદા મનુષ્યો કહેતા હોય તો, તેમાંથી તે મનુષ્ય પ્રમાણાબાધિત ગણી શકાય કે જે વીતરાગદેવની આજ્ઞાના સદ્ભાવે પ્રરૂપક અને પ્રવર્ત્તક હોય છે.

આ કાળ દુષમ નામથી પ્રખ્યાત છે. દુષમ કાળ એટલે જે કાળમાં મનુષ્યો મહા દુઃખ વડે આયુષ્ય પૂર્ણ કરતાં હોય, તેમ જ જે કાળમાં ધર્મ-આરાધનારૂપ પદાર્થો પ્રાપ્ત કરવામાં દુષમતા એટલે મહા વિઘ્નો આવતાં હોય તેને દુષમ કહેવામાં આવે છે.

અત્યારે વીતરાગદેવને નામે જૈનદર્શનમાં એટલા બધા મત ચાલે છે કે, તે મત તે મતરૂપ છે, પણ સતરૂપ, જ્યાંસુધી વીતરાગ દેવની આજ્ઞાનું અવલંબન કરી પ્રવર્ત્તતા ન હોય ત્યાંસુધી, કહી શકાય નહીં.

એ મતપ્રવર્ત્તનમાં મુખ્ય કારણો મને આટલાં સંભવે છેઃ (૧) પોતાની શિથિલતાને લીધે કેટલાક પુરુષોએ નિર્ગ્રંથદશાની પ્રાધાન્યતા ઘટાડી હોય. (૨) પરસ્પર બે આચાર્યોનો વાદવિવાદ. (૩) મોહનીયકર્મનો ઉદય અને તે રૂપે પ્રવર્તન થઇ જવું. (૪) ગ્રહાયા પછી તે વાતનો માર્ગ મળતો હોય તોપણ તે દુર્લભબોધિતાને લીધે ન ગ્રહવો. (૫) મતિની ન્યુનતા. (૬) જેના પર રાગ, તેના છંદમાં પ્રવર્ત્તન કરનારાં ઘણાં મનુષ્યો. (૭) દુષમ કાળ અને (૮) શાસ્ત્રજ્ઞાનનું ઘટી જવું.

એટલા બધા મતો સંબંધી સમાધાન થઇ નિઃશંકપણે વીતરાગની આજ્ઞારૂપે માર્ગ પ્રવર્ત્તે એમ થાય તો મહા કલ્યાણ, પણ તેવો સંભવ ઓછો છે. મોક્ષની જિજ્ઞાસા જેને છે, તેની પ્રવર્ત્તના તો તે જ માર્ગમાં હોય છે; પણ લોક કે ઓઘદૃષ્ટિએ પ્રવર્ત્તનારા પુરુષો, તેમ જ પૂર્વનાં દુર્ઘટ કર્મોના ઉદયને લીધે મતની શ્રદ્ધામાં પડેલાં મનુષ્યો, તે માર્ગનો વિચાર કરી શકે કે બોધ લઇ શકે એમ, તેના કેટલાક દુર્લભબોધી ગુરુઓ કરવા દે, અને મતભેદ ટળી પરમાત્માની આજ્ઞાનુ સમ્યક્‌દશાથી આરાધન કરતાં તે મતવાદીઓને

જોઇએ, એ બહુ અગત્યનિત છે; મરને મરણી બુદ્ધિ આવી જાઇ, મોહમન થઇ વીતરાગની આજ્ઞારૂપ માર્જનુ પ્રતિપાદન થાય એ સર્વથા જોઇએ અને તેવું નથી તોપણ, સુલભબોધી આત્માઓ અવશ્ય તે માટે પ્રયત્ન કરતા રહે તો પરિણામ શ્રેષ્ઠ આવે એ વાત મને સંભવિત લાગે છે. હુમેં દાનના પ્રવાહે, જે લોકો વિદ્યાનો બોધ લઇ શક્યા છે, તેમને ધર્મતત્ત્વ પર મૂળથી શ્રદ્ધા જણાતી નથી, જેને કંઇ સરળતાને લીધે હોય છે, તેને તે વિષયની કંઇ ગતાગમ જણાતી નથી, ગતાગમવાળો કોઇ નીકળે તો, તે વસ્તુની વૃદ્ધિમાં વિઘ્ન કરનારા નીકળે પણ સહાયક ન થાય, એવી આજની કાળચર્યા છે, એમ કેળવણી પામેલાને ધર્મની દુર્લભતા થઇ પડી છે.

કેળવણી વગરના લોકોમા સ્વભાવિક એક આ ગુણ રહ્યો છે કે, આપણા બાપદાદા જે ધર્મને સ્વીકારતા આવ્યા છે, તે ધર્મમા જ આપણે પ્રવર્તવું જોઇએ; અને તે જ મત સત્ય હોવો જોઇએ, તેમ જ આપણા ગુરૂનાં વચન પર જ આપણે વિશ્વાસ રાખવો જોઇએ,—પછી તે ગુરૂ ગમે તો શાસ્ત્રના નામ પણ જાણતા ન હોય, પણ તે જ મહાતાની છે એમ માની પ્રવર્તવું, જોઇએ, તેમ જ આપણે જે માનીએ છીએ, તે જ વીતરાગનો એ નો ધર્મ છે, બાકી જૈનનામે પ્રવર્તે છે તે મત સઘળા અમત્ છે, આમ તેમની સમજણ હોવાથી તેઓ બિચારા તે જ મતમાં મચ્યા રહે છે. એનો પણ અપેક્ષાથી જોતાં દોષ નથી.

જૈનમા જે જે મત પડેલા છે તેમા, જૈન સંબંધી જ ઘણે ભાગે ક્રિયાઓ હોય એ માન્ય વાત છે. તે પ્રમાણે પ્રવૃત્તિ જોઇ જે મતમા પોતે દીક્ષિત થયા હોય, તે મતમા જ દીક્ષિત પુરુષોનું મુખ્ય રહેવુ થાય છે. દીક્ષિતમાં પણ ભદ્રિકતાને લીધે કાં તો દીક્ષા, કાં તો ભિક્ષા માગ્યા જેવી સ્થિતિથી મુઆંધને પ્રાપ્ત થયેલી દીક્ષા, કાં તો સ્મશાનવૈરાગ્યમા લેવાઇ ગયેલી દીક્ષા હોય છે. શિક્ષાની સાપેક્ષ સ્ફુરણાથી પ્રાપ્ત થયેલી દીક્ષાવાળો પુરુષ, તમે વિરલ જ દેખશો, અને દેખશો તો, તે મતથી કંટાળી વીતરાગદેવની આજ્ઞામા રાચવા વધારે તત્પર હશે

શિક્ષાની સાપેક્ષ સ્ફુરણા જેને થઇ છે તે સિવાયના, બીજા જેટલા મનુષ્યો દીક્ષિત કે ગૃહસ્થ રહ્યા, તેટલા બધા જે મતમા પોતે પડ્યા હોય તેમાં જ રાગી હોય, તેઓને વિચારની પ્રેરણા કરનાર કોઇ ન મળે, પોતાના મત સંબંધી નાના પ્રકારના યોગ્ય રાખેલા વિકલ્પો (ગમે તો પછી તેમા

યથાર્થ, પ્રમાણુ હો કે ન હો.) સમજાવી દઇ ગુરુઓ પોતાના પંજામાં રાખી તેમને પ્રવર્ત્તાવી રહ્યા છે.

તેમ જ, ત્યાગી શિવાયના, પરાણે ગુરુઓ થઇ પડેલા, મહાવીરદેવના માર્ગરક્ષક તરીકે ગણાવતા યતિઓની તો માર્ગ પ્રવર્ત્તાવવાની શૈલી માટે કંઇ બોલવું રહેતું નથી, કારણુ ગૃહસ્થને અણુવ્રત પણુ હોય છે; આ તો તીર્થંકર-દેવની પેઠે કલ્પાતીત-પુરુષ થઇ બેઠા છે.

મંશોધક પુરુષો બહુ ઓછા છે. મુક્ત થવાની અંતઃકરણે જિજ્ઞાસા રાખનારા અને પુરુષાર્થ કરનારા બહુ ઓછા છે. તેમને સાહિત્યો જેવાં કે, સદ્ગુરુ, સત્સંગ કે સત્શાસ્ત્રો મળવાં દુર્લભ થઇ પડયાં છે. જ્યાં પૂછવા જાઓ ત્યાં સર્વ પોતપોતાની ગાય છે; પછી સાચી કે જૂઠી, તેનો કોઇ ભાન પૃચ્છું નથી. ભાવ પૂછ-૧૨ આગળ મિથ્યા વિકલ્પો કરી પોતાની સંસારસ્થિતિ વધારે છે અને બીજાને તેનુ નિમિત્ત કરે છે.

ઓછામાં પુરું, કોઇ મશોધક આત્મા હશે તો, તેને પ્રયોજનભૂત પૃથ્વી દ્રવ્યાદિ વિષયોમાં સંશયે કરી રોકાવું થઇ ગયુ છે. અનુભવધર્મ પર આવવું તેમને પણુ દુર્લભ થઇ પડ્યુ છે.

આ પરથી મારૂં એમ કહેવું નથી કે, કોઇ પણ અત્યારે જૈનદર્શનના આરાધક નથી;-છે, પણુ બહુ જ અલ્પ, બહુ જ અલ્પ; અને જે છે તે મુક્ત થવા શિવાયની બીજી જિજ્ઞાસા જેને નથી તેવા, અને વીતરાગની આજ્ઞામાં જેણે પોતાનો આત્મા સમર્પ્યો છે તેવા. પણુ તે આંગળીએ ગણી લઇએ તેટલા હશે. બાકી તો દર્શનની દશા જોઇ કરણા ઉપજે તેવું છે; સ્થિર ચિત્તથી વિચાર કરી જોશો તો, મારૂં કહેવુ તમને સપ્રમાણુ લાગશે.

એ સઘળા મતોમા કેટલાકને તો સહજ વિવાદ છે. મુખ્ય વિવાદ: એકનું કહેવું પ્રતિમાની સિદ્ધિ માટે છે; બીજા તેને કેવળ ઉત્થાપે છે. (એ મુખ્ય વિવાદ છે.)

આ મોટા વિવાદ આ કાળમાં જો પડ્યા ન હોત તો, ધર્મ પામવાનું લોકોને બહુ સુલભ થાત.

બીજા ભાગમાં પ્રથમ હું પણુ ગણુતો હતો. મારી જિજ્ઞાસા વીતરાગ-દેવની આજ્ઞાના આરાધક ભણી છે એમ ગણનાને ખાતર કહી દઇ દર્શાવું છુ કે પ્રથમ પક્ષ સત્ય છે. એટલે કે, જિનપ્રતિમા અને તેનું પૂજન શાસ્ત્રોક્ત, પ્રમાણોક્ત, અને અનુભવોક્ત—અનુભવમા લેવા યોગ્ય-છે. મને તે પદાર્થોના

જે રૂપે બોધ થયો, અથવા તે સંબંધી મને જે અલ્પ શંકા હતી તે નીકળી ગઇ, તે (વસ્તુ) નું કંઇ પણ પ્રતિપાદન થવાથી કોઇ પણ આત્મા તે સંબંધી વિચાર કરી શકશે; અને તે વસ્તુની સિદ્ધિ જણાય તો, તે સંબંધી મતભેદ તેને ટળી જાય; તે સુલભબોધીપણાનું કાર્ય થાય એમ ગણી, ટુંકામાં કેટલાક વિચારો પ્રતિમાસિદ્ધિ માટે દર્શાવું છું:

મારી પ્રતિમામાં શ્રદ્ધા છે માટે, તમે સઘળા કરો એ માટે મારૂં કહેવું નથી; પણ વીરભગવાનની આજ્ઞાનું આરાધન તેથી થતું જણાય તો તેમ કરવું. પણ આટલું સ્મૃતિમાં રાખવાનું છે કે,—

૧. કોઇ પણ વીતરાગની આજ્ઞાનું પાલન થાય તેમ પ્રવર્તવું એ, મુખ્ય માન્યતા છે.

૨. પ્રથમ પ્રતિમા નહીં માનતો અને હવે માનું છું તેમાં પક્ષપાતી કારણ નથી, પણ મને તેની સિદ્ધિ જણાઇ તેથી માન્ય રાખું છું. અને સિદ્ધિ છતાં નહીં માનવાથી પ્રથમની માન્યતાની પણ સિદ્ધિ નથી અને તેમ થવાથી આરાધકતા નથી.

૩. મને આ મત કે તે મતની માન્યતા નથી, પણ રાગદ્વેષરહિત થવાની પરમાકાંક્ષા છે અને તે માટે જે જે સાધન હોય તે ઇચ્છવાં, કરવાં એમ માન્યતા છે; અને એ માટે મહાવીરનાં વચન પર મને પૂર્ણ વિશ્વાસ છે.

૪. અત્યારે એટલી પ્રસ્તાવના માત્ર કરી, મને પ્રતિમા સંબંધી અનેક પ્રકારથી દર્શાયેલી જે સિદ્ધિ તે, હવે કહું છું. તે સિદ્ધિને મનન કરતાં પહેલાં વાંચનારે નીચેના વિચારો કૃપા કરીને લક્ષમાં લેવા.

(અ) તમે પણ તરવાના ઇચ્છક છો, અને હું પણ છું. બન્ને મહાવીરના બોધ—આત્મહિતૈષી બોધ—ને ઇચ્છીએ છીએ, અને તે ન્યાયમાં છે માટે, જ્યાં સત્યતા આવે ત્યાં, બન્નેએ અપક્ષપાતે સત્યતા કહેવી.

(આ) કોઇ પણ વાત જ્યાંસુધી યોગ્ય રીતે ન સમજાય ત્યાંસુધી સમજવી—તે સંબંધી કંઇ કહેતાં મૌન રાખવું.

(ઇ) અમુક વાત સિદ્ધ થાય તો જ ઠીક એમ ન ઇચ્છવું, પણ સત્ય, સત્ય થાય એમ ઇચ્છવું.

(ઇ—૧.) પ્રતિમા પૂજવાથી જ મોક્ષ છે, કિંવા તે નહીં માનવાથી મોક્ષ છે, એ બન્ને વિચારથી, આ પુસ્તક યોગ્ય પ્રકારે મનન કરતાં સુધી મૌન રહેવું.

(ઇ—૨.) શાસ્ત્રની શૈલી વિરૂદ્ધ, કિંવા પોતાના માનની જાળવણી અર્થે કદાગ્રહી થઇ કંઇ પણ વાત કહેવી નહીં.

(ઉ) એક વાતને અસત્ય અને એકને સત્ય એમ માનવામાં જ્યાંસુધી અત્રુટક કારણ ન આપી શકાય ત્યાંસુધી, પોતાની વાતને મધ્યસ્થ વૃત્તિમાં રોકી રાખવી.

(ઊ) ધર્મ માનનાર કોઇ આખો સમુદાય મોક્ષે જશે એવું શાસ્ત્રકારનું કંઇ કહેવું નથી, પણ જેનો આત્મા ધર્મત્વ ધારણ કરશે તે સિદ્ધિપ્રાપ્ત થશે એમ કહેવું છે. માટે સ્વાત્માને ધર્મબોધની પ્રથમ પ્રાપ્તિ કરાવવી જોઇએ. તે (પ્રાપ્તિનાં સાધનો) માંનું એક આ પણ સાધન છે; તે પરોક્ષ—પ્રત્યક્ષ અનુભવ્યા વિના ખંડી નાંખવાયોગ્ય નથી.

(એ) જો તમે પ્રતિમાને માનનાર હો તો, તેનાથી જે હેતુ પાર પાડવા પરમાત્માની આજ્ઞા છે તે, પાર પાડી લેજો; અને જો તમે પ્રતિમાના ઉત્થાપક હો તો, આ પ્રમાણોને યોગ્ય રીતે વિચારી જોજો. બન્નેએ મને શત્રુ કે મિત્ર કંઇ માનવો નહીં. ગમે તે કહેનાર છે એમ ગણી, ગ્રંથ વાંચી જવો.

(ઐ) આટલું જ ખરૂં અથવા આટલામાંથી જ પ્રતિમાની સિદ્ધિ થાય તો અમે માનીએ, એમ આગ્રહી ન થશો, પણ વીરનાં બોધેલાં શાસ્ત્રોથી સિદ્ધિ થાય તેમ ઇચ્છશો.

(ઓ) એટલા જ માટે વીરનાં બોધેલાં શાસ્ત્રો કોને કહી શકાય અથવા માની શકાય તે સંબંધી પ્રથમ ધ્યાનમા લેવું પડશે; અને એથી જ એ સંબંધી પ્રથમ હું કહીશ.

(ઔ) મને સંસ્કૃત કે માગધી કોઇ ભાષાનો મારી યોગ્યતા પ્રમાણે પરિચય નથી એમ ગણી, મને અપ્રમાણીક ઠરાવશો તો ન્યાયથી પ્રતિકૂળ જવું પડશે, માટે મારૂં શાસ્ત્ર અને આત્મા મધ્યસ્થતાથી તપાસશો.

(અં) યોગ્ય લાગે નહીં એવા, મારા કોઇ વિચાર હોય તો, સહર્ષ પૂછશો પણ તે પહેલાં તે વિષે તમારી સમજણથી શંકારૂપ નિર્ણય કરી બેસશો નહીં.

(અઃ) ટુંકામાં કહેવાનું એ કે, જેમ કલ્યાણ થાય તેમ પ્રવર્તવા સંબંધમાં મારૂં કહેવું અયોગ્ય લાગતું હોય તો, તે માટે યથાર્થ વિચાર કરી, પછી જેમ હોય તેમ માન્ય કરવું.

ટુંકામાં પાંચ પ્રકારનાં પ્રમાણથી તે વાત હું સિદ્ધ કરૂં છું:

૧. આગમપ્રમાણ. ૨. ઇતિહાસપ્રમાણ. ૩. પરંપરાપ્રમાણ. ૪. અનુભવપ્રમાણ. ૫. પ્રમાણપ્રમાણ.

૧. આગમપ્રમાણ.—

આગમ કોને કહેવાય એની પ્રથમ વ્યાખ્યા થવાની જરૂર છે. જેનો પ્રતિપાદક મૂળ પુરુષ આપ્ત હોય તે વચનો જેમાં રહ્યાં છે તે આગમ છે.

કેટલાંક પ્રમાણો—આગમના—સિદ્ધ થવા માટે પરંપરા અનુભવ ઇત્યાદિની આવશ્યકતા છે. કુતર્કથી જો તમે કહેતા હો તો, આખા જૈનદર્શનનું પણ ખંડન કરી દર્શાવું. પણ તેમાં કલ્યાણ નથી. સત્ય વસ્તુ જ્યાં પ્રમાણથી, અનુભવથી સિદ્ધ થઈ, ત્યાં જિજ્ઞાસુ પુરુષો પોતાનો ગમે તેવો હઠ મૂકી દે છે.

ગણધરોએ અર્થની યોજના કરી ટુંકામાં વીતરાગદેવના બોધેલાં મુખ્ય વચનોને લીધાં. તે આગમ—સૂત્ર એ નામથી ઓળખાય છે. સિદ્ધાંત, શાસ્ત્ર એ તેનાં બીજાં નામ છે.

તીર્થંકરદેવે બોધેલાં પુસ્તકોની યોજના દ્વાદશાંગીરૂપે ગણધરદેવે કરી. તે બાર અંગનાં નામ કહી જાઉં છું: આચારાંગ, સૂત્રકૃતાંગ, સ્થાનાંગ, સમવાયાંગ, ભગવતી, જ્ઞાતાધર્મકથાંગ, અંતગડદશાંગ, ઉપાસકદશાંગ, અણુત્તરોવવાઈ, પ્રશ્નવ્યાકરણ, વિપાક અને દૃષ્ટિવાદ.

*

(૨)

## છેવટની ભલામણ.

હવે એ વિષયને સંક્ષેપમાં પૂર્ણ કર્યો. પ્રતિમાથી એકાંત ધર્મ છે એમ કહેવા માટે, અથવા પ્રતિમાના પૂજનનો જ ભાગ સિદ્ધ કરવા, મેં આ લઘુ ગ્રંથમાં કલમ ચલાવી નથી. પ્રતિમા માટે મને જે જે પ્રમાણો જણાયાં હતાં તે, ટુંકામાં જણાવી દીધાં, તેમાં વ્યાજબી-ગેરવ્યાજબીપણું, શાસ્ત્રવિચક્ષણ અને ન્યાયસંપન્ન પુરુષે જોવાનું છે. અને પછી જેમ સત્પ્રમાણ લાગે તેમ પ્રવર્તવું કે પ્રરૂપવું, એ તેમના આત્મા પર આધાર રાખે છે. આ પુસ્તકને હું પ્રસિદ્ધ કરત નહીં, કારણ કે જે મનુષ્યે એકવાર પ્રતિમાપૂજનથી પ્રતિકૂળતા બતાવી હોય, તે જ મનુષ્ય જ્યારે તેની અનુકૂળતા બતાવે ત્યારે, પ્રથમ પક્ષવાળાને તે માટે બહુ ખેદ અને કટાક્ષ આવે છે. આપ પણ હું ધારૂં છું કે, મારા ભણી થોડા વખત પહેલાં એવી સ્થિતિમાં આવી ગયા હતા, તે વેળા જો આ પુસ્તકને મેં પ્રસિદ્ધિ આપી હોત તો, આપના અંતઃકરણો વધારે દુભાત અને દુભાવવાનું નિમિત્ત હું થાત, એટલા માટે મેં તેમ કર્યું નહીં. કેટલોક વખત વિત્યા પછી, મારા અંતઃકરણમાં એક એવા વિચારે જન્મ લીધો કે, તારા માટે તે ભાઈઓને સંકલેશ વિચારો આવતા રહેશે; તેં જે પ્રમાણથી

માન્યું છે, તે પણ માત્ર એક તારા હૃદયમાં રહી જશે; માટે તેને સ્વલ્પતાપૂર્વક જરૂર પ્રસિદ્ધિ આપવી. એ વિચારને મેં ઝીલી લીધો સાથે, તેમાંથી ઘણા નિર્મળ વિચારની પ્રેરણા થઇ; તે સંક્ષેપમાં જણાવી દઉં છું. 'પ્રતિમા માનો' એ આગ્રહ માટે આ પુસ્તક કરવાનો કંઇ હેતુ નથી, (તેમ જ તેઓ) પ્રતિમા માનો તેથી મને કંઇ ધનવાન થઇ જવાનું નથી; તે ગ્રંથથી જે વિચારો મને લાગ્યા હતા

---

૨૫.

તે પવિત્ર દર્શન થયા પછી ગમે તે વર્તન હો, પરન્તુ તેને તીવ્ર બંધન નથી. અનંત સંસાર નથી, સોળ ભવ નથી; અભ્યંતર દુઃખ નથી; શંકાનું નિમિત્ત નથી; અંતરંગ મોહ નથી. સત્અસત્ નિરુપમ, સર્વોત્તમ શુક્લ, શીતળ અમૃતમય દર્શનજ્ઞાન; સમ્યક્ જ્યોતિમય, ચિરકાળ આનંદની પ્રાપ્તિ, (અને) અદ્ભુત સતસ્વરૂપદર્શિતાની બલિહારી છે!

જ્યાં મતભેદ નથી; જ્યાં શંકા, કંખા, વિતિગિચ્છા, મૂઢદ્રષ્ટિ, એમાંનું, કંઇ નથી; છે તે કલમ લખી શકતી નથી; કથન કહી શકતું નથી; મન જેને મનન કરી શકતુ નથી

છે તે. [અંગત.

---

૨૬.

## સ્વરોદયજ્ઞાન.[1]

(૧)

આ ગ્રંથ.—

'સ્વરોદયજ્ઞાન' વાંચનારના કરકમળમાં મૂકતાં તે વિષે કેટલીક પ્રસ્તાવના કરવી યોગ્ય છે એમ ગણી, તેની પ્રવૃત્તિ કરું છું.

'સ્વરોદયજ્ઞાનની' ભાષા અર્દ્ધ હિંદી અને અર્દ્ધ ગુજરાતી આપણે જોઇ શકીશું. તેના કર્તા એ આત્માનુભવી માણસ હતા. એમાંથી એકે ભાષા ગ્રંથિતાપૂર્વક ભણ્યા હોય એવું કંઇ જણાતુ નથી; જેથી એમની આત્મશક્તિ કે યોગદશાને કંઇ બાધ નથી. તેમ ભાષાશાસ્ત્રી થવાની તેમની કંઇ ઇચ્છા

---

૧. 'સ્વરોદયજ્ઞાન' ને વિશેષ સ્પષ્ટતા આપવાના ઉદ્દેશથી, મુનીશ્વર શ્રી ચિદાનંદજીએ કરેલ તે જ નામની કૃતિપર શ્રીમદે કરેલા (-આ નોંધ લખનારે બાર ચૌદ વર્ષ પૂર્વે આ વિવેચન જોયેલ, જેથી આ સ્થળે નિશ્ચય વાક્યનો ઉપયોગ છે) વિવેચનનો માત્ર આ ૨૬ મા આંક નીચે મૂકેલો ભાગ જ મળી શક્યો છે. આ લેખમાં જ્યાં અપ્રમત્તગુણસ્થાનકવર્તી મુનીશ્વરની દશાદર્શક ભાગ છે ત્યાં, શ્રીમદ્ના આ સમયના સ્વાનુભવનો પણ પ્રસંગ દૃષ્ટિગોચર થશે.—સંશોધક.

પણ ગ્રહી હોય એમ નહીં હોવાથી, પોતાને જે કાંઇ અનુભવગમ્ય થયું છે તેમાંનો કંઇ પણ બોધ લોકોને મર્યાદાપૂર્વક જણાવી દેવો એ, તેમની જિજ્ઞાસામાંથી આ ગ્રંથની ઉત્પત્તિ છે. અને એમ હોવાથી જ ભાષા કે છંદની ટાપટીપ અથવા યુક્તિપ્રયુક્તિનું વધારે દર્શન, આ ગ્રંથમાં જોઇ શકતા નથી.

જગત્ જ્યારે અનાદિ અનંત માટે (--?) છે, ત્યારે પછી તેની વિચિત્રતા ભણી વિસ્મયતા શું કરીએ? આજ કદાપિ જડવાદ માટે સંશોધન ચાલી રહી, આત્મવાદને ઉડાવી દેવાનું પ્રયત્ન છે; તો એવા પણ કાળ આવ્યા છે કે, આત્મવાદ નું પ્રાધાન્યપણું હતું.–તેમ જડવાદ માટે પણ હતું. તત્ત્વજ્ઞાનીઓ એ માટે કંઇ વિચારમાં પડી જતા નથી, કારણ જગતની એવી સ્થિતિ છે ત્યાં, વિકલ્પથી આત્માને દુઃખવવો કાં? પણ સર્વ વાસનાનો ત્યાગ કર્યા પછી, જે વસ્તુનો અનુભવ થયો તે વસ્તુ શું? અર્થાત્ પોતે અને બીજું શું? કે પોતે તે પોતે, એ વાતનો નિર્ણય લીધો. ત્યાર પછી તો ભેદવૃત્તિ રહી નહીં એટલે દર્શન કી સમ્યક્તાથી તેઓને એ જ સમ્મતિ રહી કે, મોહાધીન આત્મા પોતે પોતાને ભૂલી જઇ જડપણું સ્વીકારે છે તેમાં, કંઇ આશ્ચર્ય નથી. વળી, તેનું સ્વીકારવું શબ્દની તકરારમાં

---

(૨)

વર્તમાન સૈકામા અને વળી તેનાં પણ કેટલાક વર્ષ વ્યતીત થતાં સુધી, ચિદાનંદજી આત્મજ્ઞનુ વિદ્યમાનપણુ હતું. ઘણોજ સમીપનો વખત હોવાથી, જેમને તેમનાં દર્શન થયેલાં, સમાગમ થયેલો—અને જેઓને તેમની દશાનો અનુભવ થયેલો, તેમાંના કેટલાક પ્રતીતિવાળા મનુષ્યોથી તેમને માટે જાણી શકાયું છે; તેમ હજુ પણ તેવા મનુષ્યોથી જાણી શકાય તેવું છે.

જૈનમુનિ થયા પછી પોતાની પરમ નિર્વિકલ્પ દશા થઇ જવાથી, તેઓ હવે ક્રમપૂર્વક દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવથી યમ, નિયમ પાળી શકશે નહીં એમ તેમને લાગ્યું. જે પદાર્થની પ્રાપ્તિ માટે યમનિયમનું ક્રમપૂર્વક પાલન રહ્યું છે, તે વસ્તુની પ્રાપ્તિ થઇ તો પછી તે શ્રેણિએ પ્રવર્તવું અને ન પ્રવર્તવું બન્ને સમાન છે; આમ તત્ત્વજ્ઞાનીઓની માન્યતા છે. જેને અપ્રમત્તગુણસ્થાનક રહેલો મુનિ એમ, નિર્ગ્રંથપ્રવચનમાં માનેલુ છે, એમાંની સર્વોતમ જાતિ માટે કંઇ કહેવાઇ શકાતુ નથી. પણ એક માત્ર તેમનાં વખતનો મારા અનુભવજ્ઞાનને લીધે પરિચય થતાં એમ કહેવાનુ બની શક્યું છે કે, તેઓ મધ્યમ-અપ્રમત્તદશામાં પ્રાયે હતા. વળી, યમનિયમનુ પાલન ગૌણતાએ તે દશામાં આવી જાય છે એટલે, વધારે આત્માનંદ માટે તેમણે એ દશા માન્ય રાખી.

આ કાળમાં એવી દશાએ પહોંચેલા બહુ જ થોડા મનુષ્યની પ્રાપ્તિ પણ દુર્લભ છે ત્યાં, અપ્રમત્તતા વિષે વાનનો અસંભવ ત્વરાએ થશે એમ ગણીને, તેઓએ પોતાનું જીવન અનિયતપણે ગાળ્યું; એવી જ દશામાં જો તેઓ રહ્યા હોત તો, આવા મનુષ્યો તેમના મુનિપણાની સ્થિતિ શિથિલતા સમજત, અને તેમ સમજવાથી તેઓ પર આવા પુરુષથી અધીષ્ટ છાપ પડત; આવો હૃદયિક નિર્ણય હોવાથી તેઓએ એ દશા સ્વીકારી

---

## ણમો જહટ્ઠિય વત્થુવાઇણં.

૨૭.

### ઉપશમ ભાવ.—

સોળ ભાવનાઓથી ભૂષિત થયેલો છતાં પણ, પોતે સર્વોત્કૃષ્ટ જ્યાં મનાયો છે ત્યાં, બીજાની ઉત્કૃષ્ટતાને લીધે પોતાની ન્યુનતા થતી હોય અને કંઇ મત્સરભાવ આવી ચાલ્યો જાય તો, તેને ઉપશમ ભાવ હતો, ક્ષાયક નહોતો; આ નિયમ છે. [અંગત—?

૨૮.*

સર્વ દર્શનથી ઉચ્ચ ગતિ છે પરંતુ મોક્ષનો માર્ગ જ્ઞાનીઓએ તે અક્ષરોમાં સ્પષ્ટ દર્શાવ્યો નથી; ગૌણતાએ રાખ્યો છે. તે ગૌણતાનું સર્વોત્તમ તત્ત્વ આ જણાય છેઃ નિશ્ચય, નિર્ગ્રંથજ્ઞાની ગુરુની પ્રાપ્તિ, તેની આજ્ઞાનું આરાધવું, સમીપમાં સદૈવ રહેવું; કાં સત્સંગની પ્રાપ્તિમાં રહેવું; આત્મદર્શિતા ત્યારે પ્રાપ્ત થશે.

૨૯.[1]

નવપદધ્યાનીની વૃદ્ધિ કરવા મારી જિજ્ઞાસા છે. [અંગત.

---

૧ તે ત્રિશલાતનયે મન ચિંતવી, જ્ઞાન, વિવેક, વિચાર વધારૂ;
નિત્ય વિશોધ કરી નવ તત્ત્વનો, ઉત્તમ બોધ અનેક ઉચારૂ;
સંશયબીજ ઉગે નહીં, અંદર, જે જિનનાં કથનો અવધારૂ;
રાજ્ય સદા મુજ એ જ મનોરથ, ધાર, થશે અપવર્ગ, ઉતારૂ.
—સામાન્ય મનોરથ

આ ઉદ્ગારનો પોતાના જીવનનો મનોરથ વિચાર્યો હોવાથી વીતરાગના દર્શનનો ઉદ્ધાર કરવામાં કેવાં સાધનો જોઇએ, તેનું ચિંતવન આ સમયે વિશેષપણે રહ્યા કરતું હશે એવું, આંક ૨૯ થી ૩૫ સુધીના લેખો વિચારતાં અનુમાન થાય છે, કેમકે એ લેખો દર્શનોદ્ધારની યોજનારૂપ છે.—સંશોધક,

૩૦,૧

| બે પ્રકારે વહેંચાયલો ધર્મ તીર્થંકરે બે પ્રકારનો કહ્યો છે | જ્ઞાનનો ઉદ્ધાર.— |
|---|---|
| | |

૧ સર્વસંગપરિત્યાગી   ૨ દેશપરિત્યાગી

સર્વપરિત્યાગી.—

ભાવ અને દ્રવ્ય

તેનો અધિકારી   પાત્ર, ક્ષેત્ર કાળ ભાવ.

પાત્ર—વૈરાગ્યાદિક લક્ષણો, ત્યાગનું કારણ, અને પરિણામિક ભાવ ભણી આવવું

ક્ષેત્ર—તે પુરુષની જન્મભૂમિકા ત્યાગભૂમિકા એ બે.

કાળ—અધિકારીની વય મુખ્ય વર્તતો કાળ

ભાવ—વિનયાદિક તેની યોગ્યતાશક્તિ તેને ગુરુએ પ્રથમ શું ઉપદેશ કરવો 'દશવૈકાલિક', 'આચારાંગ' ઇ૦ સંબંધી વિચાર—તેની નવદીક્ષિત કારણે તેને સ્વતંત્ર વિહાર કરવા દેવાની આજ્ઞા ઇ૦

નિત્યચર્યા

વર્ષકલ્પ

છેલ્લી અવસ્થા

—એ સંબંધી પરમ આવશ્યકતા છે

દેશત્યાગી —

૧. આવશ્યક ક્રિયા.   નિત્ય કલ્પ.

ભક્તિ   અણુવ્રત

દાન, શીલ, તપ, ભાવનું સ્વરૂપ-જ્ઞાનને માટે-, તેનો અધિકાર

—એ સંબંધી પરમ આવશ્યકતા છે

શ્રુતજ્ઞાનનો ઉદય કરવો જોઇએ

યોગસંબંધી ગ્રંથો,   ત્યાગ સંબંધી ગ્રંથો,

પ્રક્રિયા સંબંધી ગ્રંથો,   અધ્યાત્મ સંબંધી ગ્રંથો,

ધર્મ સંબંધી ગ્રંથો,   ઉપદેશ ગ્રંથો,

આખ્યાન ગ્રંથો,   દ્રવ્યાનુયોગી ગ્રંથો,

—ઇત્યાદિક વહેંચવા જોઇએ,

—તેનો ક્રમ અને ઉદય કરવો જોઇએ

| | |
|---|---|
| નિર્ગ્રંથ ધર્મ, | ગચ્છ, |
| આચાર્ય, | પ્રવચન, |
| ઉપાધ્યાય, | દ્રવ્યલિંગી, |
| મુનિ, | અન્યદર્શન સંબંધી, |
| ગૃહસ્થ | |

—આ સઘળું યોજવું જોઇએ

મતમતાંતર.   માર્ગની રીત

તેનું સ્વરૂપ   જીવાનું ગમવું.

તેને સમજાવવા   ઉદ્યોત

—એ વિચારણા

[અપૂર્ણ.

૧. ૨૯ મા આંકની નોંધ જુઓ. —સંશોધક

૩૧.¹

ધર્મ, અર્થ, કામની એકત્રતા પ્રાયે એક ધોરણ—એક સમુદાયમાં, કેટલાક ઉત્કૃષ્ટ સાધનોથી કોઇ તેવો યોજક પુરુષ ( થવા ઇચ્છે છે તો ) સાધારણ શ્રેણિમાં લાવવાનો પ્રયત્ન કરે,—અને તે પ્રયત્ન નિરાશ ભાવે

૧. ધર્મનુ પ્રથમ સાધન. ૩ કામનુ સાધન.
૨. પછી અર્થનુ સાધન ૪. મોક્ષનુ સાધન.

---

૩૨. ²

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, એવા ચાર પુરુષાર્થ પ્રાપ્ત કરવાનો સત્પુરુષોનો ઉપદેશ છે. એ ચાર પુરુષાર્થ નીચેના બે પ્રકારથી સમજવામાં આવ્યા છે.—

૧. ધર્મવસ્તુના સ્વભાવને ' ધર્મ ' કહેવામાં આવ્યો છે.

૨. જડ—ચૈતન્ય સંબંધીના વિચારોને ' અર્થ ' કહ્યા છે.

૩. ચિત્તનિરોધને ' કામ. '

૪. સર્વ બંધનથી મુક્ત થવુ તે ' મોક્ષ.'

—એ પ્રકારે સર્વસંગપરિત્યાગીની અપેક્ષાથી ઘટી શકે છે.

' સામાન્ય રીતે નીચે પ્રમાણે —

ધર્મ—સંસારમા અધોગતિમા પડતો અટકાવીને ધરી રાખનાર તે 'ધર્મ.'

'અર્થ'—વૈભવ-લક્ષ્મી, ઉપજીવનમા સામારિક સાધન.

કામ—નિયમિત રીતે સ્ત્રીપરિચય

" મોક્ષ—સર્વ બધનથી મુક્તિ તે 'મોક્ષ'

'ધર્મ'ને પહેલાં મૂકવાનો હેતુ એટલો જ છે કે, 'અર્થ અને 'કામ' એવા હોવા જોઇએ કે, 'ધર્મ' જેનુ મૂળ હોવુ જોઇએ

એટલા જ માટે 'અર્થ' અને 'કામ' પછી મૂકવામા આવ્યા છે.

ગૃહસ્થાશ્રમી એકાંત ધર્મસાધન કરવા ઇચ્છે તો તેમ ન થઇ શકે, સર્વસંગપરિત્યાગ જ જોઇએ ગૃહસ્થને ભિક્ષા વગેરે કૃત્ય યોગ્ય નથી

અને ગૃહસ્થાશ્રમ જો.

---

૩૩. ²

" જે મનુષ્યો ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થની પ્રાપ્તિ કરી શકવાને ઇચ્છતા હોય, તેમના વિચારને સહાયક થવુ ', એ વાક્યમા

---

૧.-૨ આ દર્શનોદ્ધારની યોજનારૂપ અપૂર્ણ સ્થિતિમા મળેલા લેખો, ૨૮ મા આંકની નોંધ લક્ષમા રાખી વિચારવાથી પ્રસંગ લક્ષગત થશે—સંશોધક.

આ પત્રને જન્મ આપવાનું સર્વ પ્રકારનું પ્રયોજન દેખાડી દીધું છે; તેને કંઇક સ્ફુરણા આપવી યોગ્ય છે. આ જગતમાં વિચિત્ર પ્રકારના દેહધારીઓ છે અને પ્રત્યક્ષ કે પરોક્ષ પ્રમાણથી એમ સિદ્ધ થઇ શક્યું છે કે, તેમાં મનુષ્યરૂપે પ્રવર્તતા દેહધારી આત્માઓ એ ચારે વર્ગ સાધી શકવાને વિશેષ યોગ્ય છે. મનુષ્યજાતિમાં જેટલા આત્માઓ છે, તેટલા બધા સરખી વૃત્તિના, સરખા વિચારના કે સરખી જિજ્ઞાસા અને ઇચ્છાવાળા નથી; એ આપણે પ્રત્યક્ષ જોઇ શકીયે છીએ. પ્રત્યેક પ્રત્યેક સૂક્ષ્મ દૃષ્ટિએ જોતાં વૃત્તિ, વિચાર, જિજ્ઞાસા અને ઇચ્છાની એટલી બધી વિચિત્રતા લાગે છે કે આશ્ચર્યનું બહુ પ્રકારે અવલોકન કરતાં, સર્વ પ્રાણીની—અપવાદ શિવાય—સુખપ્રાપ્તિ કરવાની જે ઇચ્છા તે બહુ અંશે મનુષ્યદેહમાં સિદ્ધ થઇ શકે છે; તેવું છતાં તેઓ સુખને બદલે દુઃખ લઇ લે છે; એમ માત્ર મોહદૃષ્ટિથી થયું છે.

---

૩૪.[1]

આર્ય ગ્રંથકર્તાઓએ બોધેલા ચાર આશ્રમ જે કાળમાં દેશની વિભૂષારૂપે પ્રવર્તતા હતા તે કાળને ધન્ય છે!

ચાર આશ્રમમાં પ્રથમ બ્રહ્મચર્યાશ્રમ, પછી ગૃહસ્થાશ્રમ, પછી વાનપ્રસ્થાશ્રમ અને પછી સન્યાસાશ્રમ, એમ અનુક્રમ છે.

પણ આશ્ચર્ય એ કહેવું પડે છે કે, તેવો અનુક્રમ જો જીવનનો હોય તો ભોગવવામાં આવે, સરળ સો વર્ષના આયુષ્યવાળો, તેની જ વૃત્તિએ ચાલ્યો આવ્યો, તો તે આશ્રમનો ઉપભોગ લઇ શકે. પ્રાચીન કાળમાં અકાળિક મોત ઓછાં થતાં હોય, એમ એ આશ્રમના બાંધા પરથી સમજાય છે.

---

૩૫.[2]

આર્યભૂમિ પર પ્રાચીન કાળમાં ચાર આશ્રમ પ્રચલિત હતા, એટલે કે, આશ્રમધર્મ મુખ્ય કરીને પ્રવર્તતો હતો. પરમાર્ષિ નાભિપુત્રે ભારતમાં નિર્ગ્રંથધર્મને જન્મ આપતા પ્રથમ તે કાળના લોકોને વ્યવહારધર્મનો ઉપદેશ, એ જ આશયથી કર્યો. કલ્પવૃક્ષથી મનોવાંચ્છિતપણે ચાલતો તે લોકોનો વ્યવહાર હવે ક્ષીણ થવા આવ્યો હતો; તેઓમાં ભદ્રપણું અને વ્યવહારની પણ અજ્ઞાનતા હોવાથી, કલ્પવૃક્ષની સમૂળગી ક્ષીણતા વેળા બહુ દુઃખ પામશે એમ અપૂર્વ

---

૧.—૨. આ દર્શનોદ્ધારની યોજનારૂપ લેખો અપૂર્ણ સ્થિતિમાં મળેલ છે. પ્રાછળની છેલ્લી નોંધ જુઓ.—સંશોધક.

ગાની ઋષભદેવજીએ જોયું. તેમની પરમ કરૂણાદ્રષ્ટિથી તેમના વ્યવહારની ક્રમમાળિકા પ્રભુએ બાંધી દીધી.

તીર્થંકરરૂપે જ્યારે ભગવંત વિહાર કરતા હતા, ત્યારે તેમના પુત્ર ભરતે વ્યવહારશુદ્ધિ થવા માટે તેમના ઉપદેશને અનુસરી, ચાર વેદની તત્સમયી વિદ્વાનો સમીપે યોજના કરાવી; ચાર આશ્રમના ધર્મ તેમાં દાખલ કર્યા; તેમ ૪ ચાર વર્ણની નીતિ રીતિ તેમાં દાખલ કરી. પરમ કરૂણાથી ભગવાને જે લોકોને ભવિષ્યે ધર્મ પ્રાપ્તિ થવા માટે વ્યવહારશિક્ષા અને વ્યવહારમાર્ગ બતાવ્યો હતો તેમને ભરતજીના આ કાર્યથી પરમ સુગમતા થઈ.

એ પરથી ચાર વેદ, ચાર આશ્રમ, ચાર વર્ણ અને ચાર પુરુષાર્થ સંબંધી અહીં કેટલોક વિચાર કરવા ઇચ્છા છે. તેમાં પણ મુખ્ય કરીને ચાર આશ્રમ અને ચાર પુરુષાર્થ સંબંધી વિચાર કરીશું, અને છેવટે હેયોપાદેય વિચાર વડે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ જોઈશું.

ચાર વેદ, જેમાં આર્યગૃહધર્મનો મુખ્ય ઉપદેશ હતો, તે આ પ્રમાણે હતો.

---

૩૬.

૧. પ્રમાદને લીધે, આત્મા મળેલું સ્વરૂપ ભૂલી જાય છે.

૨. જે જે કાળે જે જે કરવાનું છે, તેને સદા ઉપયોગમાં રાખ્યા રહો.

૩. ક્રમે કરીને પછી તેની સિદ્ધિ કરો.

૪. અલ્પ આહાર, અલ્પ વિહાર, અલ્પ નિદ્રા, નિયમિત વાચા, નિયમિત કાયા, અને અનુકૂળ સ્થાન એ મનને વશ કરવાનાં ઉત્તમ સાધનો છે.

૫. શ્રેષ્ઠ વસ્તુની જિજ્ઞાસા કરવી એ જ આત્માની શ્રેષ્ઠતા છે; કદાપિ તે જિજ્ઞાસા પાર ન પડી તોપણ જિજ્ઞાસા તે પણ તે જ અંશવત્ છે.

૬. નવાં કર્મ બાંધવાં નહીં, અને જૂનાં ભોગવી લેવાં, એવી જેની અચળ જિજ્ઞાસા છે તે, તે પ્રમાણે વર્તી શકે છે.

૭. જે કૃત્યનું પરિણામ ધર્મ નથી, તે કૃત્ય મૂળથી જ કરવાની ઇચ્છા રહેવા દેવી જોઈતી નથી

૮. મન જો શંકાશીલ થઈ ગયું હોય તો 'દ્રવ્યાનુયોગ' વિચારવો યોગ્ય છે; પ્રમાદી થઈ ગયું હોય તો 'ચરણકરણાનુયોગ' વિચારવો યોગ્ય છે, અને

કદાપી થઈ ગયું હોય તો 'દ્રવ્યાનુયોગ' વિચારવો યોગ્ય છે. જડ થઈ ગયું હોય તો 'ગણિતાનુયોગ' વિચારવો યોગ્ય છે. કોઈ પણ કામની નિરાશા ઇચ્છવી; પરિણામે પછી જેટલી સિદ્ધિ થઈ તેટલો લાભ એમ કરવાથી સંતોષી રહેવાશે.

૯. પૃથ્વી સંબંધી કલેશ પેદા થાય તો, એમ સમજી લેજે કે, તે સાથે આવવાની નથી; ઉલટો હું તેને દેહ આપી જવાનો છું; વળી તે કંઈ મૂલ્યવાન નથી. સ્ત્રી સંબંધી કલેશ, શંકા, ભાવ થાય તો આમ સમજી અન્ય ભોક્તા પર હસજે કે, તે મળમૂત્રની ખાણમાં મોહી પડયો (જે વસ્તુનો નિત્ય આપણે ત્યાગ કરીએ છીએ તેમાં) ધન સંબંધી નિરાશા કે કલેશ થાય તો તે ઉંચી જાતના કાંકરા છે એમ સમજી, સંતોષ રાખજે; તો તું ક્રમે કરીને નિસ્પૃહી થઈ શકીશ.

૧૦. તેનો તું બોધ પામ કે જેનાથી સમાધિમરણની પ્રાપ્તિ થાય.

૧૧. એક વાર જો સમાધિમરણ થયુ તો સર્વકાળનાં અસમાધિમરણ ટળશે.

૧૨. સર્વોત્તમપદ સર્વત્યાગીનું છે.

---

૩૭.

હજી મારા દર્શનને જગતમાં પ્રવર્તન કરવાને કેટલોક વખત છે. હજી હું સંસારમાં તમારી ધારેલી કરતાં વધારે મુદત રહેવાનો છુ જીંદગી સંસારમાં કાઢવા અવસ્ય પડશે, તેમ કરીશું હોય તો એથી વિશેષ મુદત રહેવાનું બની શકશે. ધર્મસંબંધી તમામ વિચાર દર્શાવવા પરિશ્રમ લીધો તે ઉત્તમ કર્યું છે. પ્રવર્તન કરવામાં પંચમકાળમાં જે જે ચમત્કારો જોઈએ છીએ, તે એકત્ર છે, અને થતા જાય છે. હમણા એ સઘળા વિચારો કેવળ પવનથી પણ ગુપ્ત રાખજો.

તમારા ગૃહને માટે તેમ જ દર્શનસાધના ધર્મ ઇ૦ સંબંધી વિચારો સમાગમે દર્શાવીશ.

હું થોડા વખતમાં સંસારી થવા ત્યાં આવવાનો છઉં.[1]

મુંબઇ, સંવત્ ૧૯૪૩.[2] વિ૦ રાયચંદ.

---

૧. શ્રીમદે સંવત્ ૧૯૪૪ (પ્રથમાવૃત્તિમાં ૧૯૪૩ જણાવેલ છે તે ભૂલ છે)ના મહા સુદ ૧૨ ને રોજ ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કર્યો હતો.—સંશોધક.

૨. સંવત્ ૧૯૪૩ ની સાલમાં શ્રીમદ્‌ની સ્થિતિ મુંબઈને વિષે હતી. આ સમયે તેઓની શતાવધાન શીઘ્રકવિત્વ શક્તિ માટે અંગ્રેજી અને દેશી વર્તમાનપત્રોના જે અભિપ્રાયો પ્રસિદ્ધ થયેલા તેમાંથી અમને જે મળી આવ્યા તે અત્ર આપીએ છીએ:—

: તમારી પત્રિકા પહોંચી હતી. વૈરાગ્યને લીધે જોઇતા ખુલાસા લખી શકતો નથી...હું કેવળ હૃદયત્યાગી છઉં થોડી મુદતમાં કંઇક અદ્ભુત કરવાને તત્પર છઉં. સંસારથી કંટાળ્યો છઉં.

દુનિયા મતભેદના બંધનથી તત્ત્વ પામી શકતા નથી. સાચું સુખ અને સત્ય આનંદ તેઓમાં નથી. તે સ્થાપન થવા એક ખરો ધર્મ ચલાવવા માટે આત્માએ ઝંપલાવ્યું છે.

મુંબઇ, ૧૮૮૭. ત્યાગી ના યથા૦

---

[૧]

'મુંબઇસમાચાર' પત્ર પોતાના તા.૪,ડીસેમ્બર,૧૮૮૬ (સંવત્‌૧૯૪૩ના માગશર શુદ ૮, શનિ) ના અંકમા નીચે પ્રમાણે એક મુખ્યલેખ(Leading Article) લખે છે —

**અદ્ભુત સ્મરણશક્તિ તથા કવિતાશક્તિ ધરાવનારા એક જવાન હિંદુની અત્રે પધરામણી, અને તેના તરફથી થતા શતાવધાનના પ્રયોગ.**

મોરબીથી કવિ શ્રી રાયચંદજી રવજીભાઇ નામનો માત્ર ઓગણીશ વરસની વયનો એક હિંદુ ગૃહસ્થ અત્રે આવી સ્મરણશક્તિ તથા કવિતાશક્તિના જે અદ્ભુત કૃત્યો કરી દેખાડે છે, તેનાથી વાંચનારાઓને અમો વાકેફ કરતા જોઇએ છીએ. એવી મહાન્ શક્તિના પુરુષો એકથી વધારે આવી ગયા છે, અને ખુદ મુંબઇમાં શીઘ્રકવિ પંડિત ગટ્ટુલાલજી તેવી શક્તિ ધરાવનાર વરીકે જાણીતા છે, પણ હમણાં આવેલો સદ્‌ગુરુ પુરુષ તેઓ કરતા ચઢતી શક્તિનો કહેવાય છે; એટલે બીજાઓ જ્યારે અષ્ટાવધાન એટલે એકી વેળા આઠ પ્રકારના પ્રયોગો કરી બતાવે છે, ત્યારે આને શતાવધાની એટલે એકસો પ્રયોગો કરી દેખાડનારો સમજવામા આવે છે. તેમનામા રહેલી શક્તિની મોટી ખુબી એ છે કે, તેઓ એકી વેળા અનેક બાબત પોતાના મનમા યાદ રાખી તથા રચી શકે છે, અને તે બાબત જેમ મળી, તેમ કવિતા, ગણીત, અને ભાષાના સરખી અસરી પણ હોય છે ગમે એવા કઠણ છંદમાં તેઓ બોલ બોલતા કવિતા રચે છે; ગમે એવી અંગ્રેજી અને પારસી ભાષામા કહેલા ઉલટ પાલટ શબ્દોનાં વાક્યોને સરખા ગોઠવી આપે છે, અને તે સઘળુ એક બીજાની સાથે વચ્ચે વચ્ચે કરે છે

એ શક્તિઓ ખરેજ અદ્દભૂત અને અસાધારણ છે; અને તે કેમ ખીલે છે તથા કામે લાગે છે તેની તપાસ કરી તેનો લાભ લેવાની નજરીજ કરવી જોઇએ છે. આટલું તો ખરૂં છે કે, એવી શક્તિ કુદરતની એક બક્ષેશ માત્ર છે, અને તે કોઇજ ભાગ્યશાળી ગૃહસ્થને અર્પણ થએલી હોય છે, પણ તે ખીલી કે વધી શકે નહીં, અને માણસ જાતના કારોબાર તથા વહેવારમાં આવી શકે કે નહીં તે નક્કી કરવાની જરૂર છે. કેટલીક તરફથી એવું માનવામાં આવે છે કે, તે તેવા ઉપયોગમાં આવી શકે નહીં, અને જો લેવા માગે, તો તેનું બળ ઓછું થતું જાય. આમાં કેટલી સચાઇ છે તે પણ શોધી કાઢવું જોઇએ. જો એ શક્તિ એવા ઉપયોગમાં આવી શકે નહીં; તો પછી તે માત્ર જોવાની અને નવાઇનીજ થઇ પડે. પણ આપણે એકદમ તેમ માનીશું નહીં. માણસ જાતમાં ઇશ્વરે મેલેલી દરેક શક્તિઓ ખીલવીને વધારી શકાય છે, તેમ ઉપલી અદ્દભુત શક્તિઓના સંબંધમાં પણ થતું જોઇએ, અને જો તેમ હોય, તો પછી આવા ચમત્કારિક પુરુષોને ઉત્તેજન આપી તેમની શક્તિ ખીલવવા, અને તેને લોકઉપયોગી કામમાં ઉપયોગમાં આણવાની કોશેશ કરવાથી આપણે પસ્તાવું પડવું જોઇતું નથી. આ ખેદકારક છે કે, એવી શક્તિના જે પુરુષો મળી આવે છે, તેઓ ઘણું કરી મુફલેસ હાલતના હોય છે. એવા પુરુષો મુફલેસ હાલતમાં રહી જાય એ જેમ તેમના કમનસીબની વાત છે, તેમ દેશીઓની કદર પીછાણવાની શક્તિ વિષે નરસું લગાડનારી પણ છે. એવા પુરુષો જો યુરોપ કે અમેરિકામાં હોય, તો તેઓ મોટાં માન અને દોલતને પોશાય; તથા પ્રજા અને સરકાર તેમને ઉત્તેજન આપી આગળ વધાર્યા વગર રહે નહીં. અત્રે પણ તેમજ થવું જોઇએ છે, અને તેમ થશે તોજ એવા નામીચા પુરુષોનો આપણામાં વધારો થશે. આ વાત પણ તપાસવા જોગ છે કે, એવા પુરુષો અત્યારસુધી હિંદુ કોમમાંજ મળી આવે છે. મોહમેડન, પારસી વગેરે કોમમાંથી તેઓ મળી આવતા નથી, એનું કારણ શું? શું એવા પુરુષો ચોકસ જાતમાંજ જન્મ પામે છે, અથવા વંશપરંપરા ઉતરે છે? એ સર્વે બાબતોની તપાસ કરતાં અગત્યના ખુલાસા મળશે, અને તેથી એવા પુરુષો ઉત્પન્ન થવાનો કાંઇ નિયમ જણાવા જોડે તેમની વૃદ્ધિ બની પ્રજાને ફાયદો થશે.

[ ૨ ]

શ્રીમદે કરેલા શતાવધાનના પ્રયોગ સંબંધે લખતાં *The Indian Spectator* ( ઇંડિયન સ્પેક્ટેટર ) પત્ર તા. ૨૮, નવેમ્બર, ૧૮૮૬ ના અંકમાં જણાવે છે કે,—

We have had a visit from a young prodigy, Shatavadhani Kavi Shri Raichandra Ravji, an inhabitant of Vavanya, between Kutch and Morvi. Mr. Raichandra is a Bania by caste, a versifier by birth and by birth also a *Shatavadhani*. That is one whose mnemonic powers will perform, we suppose 100 different functions at one and the same time. He knows no other language but the Gujarati, and yet he can exercise his marvellous powers on sixteen different languages at one sitting. We shall be glad to introduce him to earnest inquirers.

[ કચ્છ અને મોરબીની મધ્યમા વવાણીઆના નિવાસી એક તરુણ પ્રોડિજિ—(મહા આશ્ચર્ય ઉપજાવે તેવી શક્તિ ધરાવનાર પુરુષ—અલૌકિક) શતાવધાની કવિ શ્રી રાયચંદ્ર રવજીનો અમને સમાગમ થયો હતો. મી૦ રાયચંદ વણિક જ્ઞાતિના છે, જન્મથી શતાવધાની છે, એટલે કે, જેની માનસિક સ્મરણશક્તિ એકજ સમયે ભિન્ન ભિન્ન ૧૦૦ કાર્ય કરી શકે. તેઓ માત્ર ગુજરાતી ભાષા જાણે છે, જ્યાં તેઓ પોતાની અદ્ભુત શક્તિઓનો જૂદી જૂદી સોળ ભાષાઓ ઉપર એકી વખતે ઉપયોગ કરી શકે છે. જિજ્ઞાસુઓને તેઓનુ ઓળખ કરાવતા અમે ખુશી થઇશુ. ]

[ ૩ ]

"મુંબઇસમાચાર" પત્ર તા ૩, ડીસેમ્બર, ૧૮૮૬ ના અંકમા નીચે પ્રમાણે શતાવધાનસભાનુ વર્ણન આપે છે —

### યાદદાસ્ત શક્તિના એક તરુણ હિંદુએ કરી બતાવેલા ચમત્કારો.

કાઠીઆવાડના મોરબી સંસ્થાનના ગામ વવાણીઆના રહીશ કવિ રાયચંદ રવજીભાઇની અવધાનશક્તિના ચમત્કારો જોવાને અત્રેની 'થીઓસોફીકલ સોસાઇટી તરફથી એક ખાનગી મેળાવડો કરવાનુ આમંત્રણ થયુ હતુ તે મુજબ સોસાઇટીવાળા મકાનમા ગઇ પરમ દિવસ સાંજે સાડા પાચ કલાકે હિંદુ, મુસલમીન, યુરોપ્યન, પારસી વગેરે જૂદી જૂદી જાતિના ગૃહસ્થો રૂબરૂ તેમણે તે કરી બતાવ્યા હતા. ઠેરવેલે વખતે કાઠીઆવાડી સાદા પોશાકમાં કવિ રાયચંદ્ર

આવી પુરાના તારીખોના અવાજથી તેઓને વધાવી લેવામાં આવ્યા હતા. સાંજના કલાક છને સુમારે તેણે પોતાનું કાર્ય શરૂ કરતાં જણાવ્યું હતું કે, "દુનિયામાં માણસ જાત યાદદાસ્તશક્તિ, કાવ્યશક્તિ અને હસ્તચમત્કૃતિ માટે વખણાય છે. આ ત્રણમાંની પહેલી બેનું મને મેહરબાન જ્ઞાન છે, અને છેલ્લીથી હું બીન વાકેફ છું. હુન્નરશક્તિનો-તીર, બાણ, તલવાર બંદુક વગેરેમાં સમાપ્ત થાય છે, કે જેમાં હિંદુઓમાં જાણીતા થઇ ગયેલા પાંડવો મશહુર છે. સ્મરણશક્તિ વિષે હું પણ કંઇક જાણું છું. તે મારી અલ્પશક્તિ જેટલું તમો ગૃહસ્થો 'હજુર' કહી સંભળાવીશ."

તે પછી સભાના ગૃહસ્થોને વાકેફ કરવામાં આવ્યા હતા કે, જૂદી જૂદી આઠ ભાષાઓનું એકેક જણે એવું વાક્ય બનાવવું કે તેમાં ૭ શબ્દો આવે. તે મુજબ (૧) **સ્પેનીશ**, (૨) **અંગ્રેજી**, (૩) **જર્મન**, (૪) **ફ્રેંચ**, (૫) **લેટીન**, (૬) **ઝંદ**, (૭) **સંસ્કૃત**, અને (૮) **બંગાલી**, ભાષા જાણનાર જૂદા જૂદા ગૃહસ્થોએ એક કાગળના કટકાપર આગમચથી ૭ ૭ શબ્દોનું વાક્ય લખી રાખ્યું હતું અને નવની **ફારસી** ભાષા રહી જવાથી તેની માંગણી થતાં તે પણ મંજુર રખાઇ હતી.

કવિરાજે તે પછી જણાવ્યું હતું કે, "જૂદા જૂદા ભાષા ધરાવનાર એકેક શખ્સે પોતાના ૭ ૭, બોલના વાક્યનો એકેકો બોલ અનુક્રમે નહિ ગમે તેમ તેમને ફરી સંભળાવવો. અનુક્રમે તે વાક્યોના શબ્દો કહેવાની કશી અગત્ય નથી. જૂદા જૂદા શબ્દો જૂદી જૂદી ભાષામાં બોલાશે, તે હું મગજમાં સંઘરી કાગળપર લખ્યા સિવાય વાક્યોના અનુક્રમે શબ્દો જોડી તમને ફરી સંભળાવીશ. તેમજ તેની અંતરમાં હું જૂદા જૂદા બે રાગની કવિતા રચીશ એક લીટી જોડી સરખા વધારી તેમાં પણ ઉમેરીશ" વગેરે. સભાના એક ગૃહસ્થ તરફથી એવી માંગણી થઇ કે એક કવિતામાં 'રુસ્તમજી' નામ તથા બીજીમાં આજની સભાનું વર્ણન આવે એવી મતલબ સમાવવી. કવિરાજે તે સ્વીકારી જણાવ્યું કે, પહેલી કવિતાની લીટી હું એવી બોલીશ કે તેમાં 'રુસ્તમજી' નામ આવી જશે. તે પછી કવિરાજે સ્થિર ચિત્તથી અવધાન તથા શીઘ્ર કવિતાનું કામ શરૂ કર્યું હતું. જૂદી જૂદી ભાષા જાણનાર ગૃહસ્થો પોતે લખી રાખેલાં વાક્યોના અનુક્રમ તોડી છૂટક છૂટક શબ્દો કહેતા જતા હતા. તે કવિ યાદ રાખતા હતા ને તે કવિતા પણ કહેતા જતા હતા. સઘળા શબ્દો પૂરા થતાં અકબંધ વાક્યોમાં તેઓ નીચે મુજબ બોલી ગયા હતા.

૧. **અંગ્રેજી.** હેવ યુ એવર બીન બીન ધૅન ઑઅે?

૨. **સ્પેનીશ.** ડેસ્વાનટેગ પાશા બગાસ પોઇ ડેઉસ્ટરે ગીકવરડામે.

૩. **જર્મન.** ઇસ્ટ યુ પ્યડર ઓ વેગ ટુ ક્રુગ.

૪. **ફ્રેંચ.** લા ફ્રાઝીલીટે ઉવન્દમે એગ્ટ પ્રોવરા પ્પામે.

૫ **ઝંદ.** મજ્ઉરા તારા વર્દાશનાચ શાઅેશંનાચ વા આહુઇરીશ; જર યુઘ્ર વરીશ

૬. **સંસ્કૃત.** ઇમના ધરી પાણી રાયગણ સપવિત્ર ઉપદ્રુણ (!)

૭. **બંગાલી.** અપના કે ગી આશય જઈશ આ ગોટા બીગા છેન.

૮. **લેટીન.** એમે ચાડગીરાવી વેગ મેનટેમ હુજ્જુરા જુવેનીઇ.

૯. **ફારસી.** અપ્પરો અનાર અસન મરદુમ ખુણ બરાબે.

(તાળીઓ).

એ પછી રહેલી કવિતામા.

(છંદ ભુજંગી.)

રહ્યા છો મહા જોગને જાળવીને
ભલો બોધ ભાખ્યો તથાપિ ભરીને
નથી રાગ કે દ્વેષ કે માન કાંઈ,
વધુ શું વખાણું અહો 'રત્ય' આંહીં!

(શાર્દુલ)

રૂચી લોક સમસ્તની મન રૂચી,
વિદ્યાવિલાસે ગઇ;
તેથી સુજ્ઞ સમાજ આ અવસરે,
તે વૃક્ષે ગાજી રહી;
થાતાં દર્શન આપનાંજ મુજને,
આનંદ ભારે થયો;
આપે આ મુજ શક્તિને નિરખતાં,
હું સારથક થઇ ગયો.

અત્રે કવિરાજે જણાવ્યું કે, "તમો સાહેબોએ ઝુમવેલાં નવ ઝવયાન તથા જોડેલી કવિતાઓ અનુક્રમે સભળાવી મારૂં આજનું કાર્ય તમો ગૃહસ્થો હજુર પુરૂં થયું છે. (તાળીઓ.) ઉપલી 'ભુજંગી છંદ'માં આજની સભાનું વર્ણન તેમજ 'શાર્દુલ' ની પહેલી લીટીમાં ૧, ૭, ૯, ૧૨ માં હરફોથી માગ્યા મુજબ "રસ્તમજી" નું નામ આવે છે." મંડળીના એક સભાસદ મી૦ પનિગજશાહે માણસ જાત શું શું કરી શકે છે તેપર સભાજનોનું ધ્યાન ખેંચી જણાવ્યુ કે, મનોબલ કેળવવા માંગીએ તો કેવું કેળવાય છે તેનો હાલનો દાખલો સારસ છે. એ પછી તેમણે કવિનો ઉપકાર માનવાની દરખાસ્ત કરતાં તાળીઓના અવાજો વચ્ચે તે બહાલ રહી હતી તે બાદ મી૦ રસ્તમજી અરદેશર માસ્તરે મંડળી તરફથી કવિરાજને ફુલનો હાર અને ગોટો ભેટ આપ્યા બાદ મિજ્ઞાવડો વિસર્જન થયો હતો.

[ ૪ ]

**જામે-જમશેદ** પત્ર ઉપર પ્રમાણે વર્ણન આપતાં એજ તારીખના પોતાના અંકમાં લખે છે કે, "એક ભોલ પોતાના મુનગો ફસાવવા સારૂ

લગભગ એક મિનિટ લેતા હતા. વળી તે અરસામાં કવિતા પણ જોડતા; અને એકેક લીટી લખાવતા, ભોગ જોગે જૂદી જૂદી ભાષાના શબ્દો બોલનારમાંનું કોઇ ભૂલ ખાઇ જતું, તો તરતજ તેણે ભૂલ કરી છે એવું તેઓ કહી આપતા હતા; જૂદી જૂદી ભાષાનાં વાકય નીચેના ગૃહસ્થોએ જોડ્યાં હતાં:— ઈંગ્રેજી, સ્પેનીશ, તથા જર્મન, મી૦ પાઇ હાઉસ, યુનાઇટેડ સ્ટેટ્સના કાઉનસલ-જનરલ, ફ્રેંચ એક ફ્રેંચ ગૃહસ્થ, ફારસી, મીખોદાબક્ષ શીરમહમદ; અરબ, મી૦ રૂસ્તમજી હેરસાજી મોદી, લૅટીન મી૦ લ્યાલ; સંસ્કૃત મી૦ જનાર્દન ડી૦ કાલીલકર; બંગાલી ડાક્ટર ર.ગ૦ એ ગૃહસ્થોએ એકેક બોલ ગુંચવણ ભરેલી રીતે હેર ફેર કહ્યા પછી આ યુવાન ગૃહસ્થે કાંઇ પણ ભુલચુક વગર આખાં વાકય મોઢેથી રજુ કર્યા હતા."

[ ૫ ]

*The Times of India* (ટાઇમ્સ ઑફ ઇન્ડિયા) પત્ર પોતાના તા૦ ૨૪, જાન્યુઆરી, ૧૮૮૭ ના અંકમાં બીજી એક સભાનું વર્ણન આ પ્રમાણે આપે છે:—

*Exhibition of Mnemonic powers:*—A large number of native gentlemen assembled on Saturday at the Framji Cowasji Institution to witness an exhibition of the mnemonic powers of a Young Hindoo, named Rajchandra Ravjibhai of about 19 years of age. Dr. Peterson presided on the occassion. Ten Gentlemen of different castes, and creeds were selected from the audience to form a committee, and they all wrote out sentences composed of six words into as many different languages. Each one then gave in his turn one word of their sentence, often times varying the order of the words. After a time the young Hindu reproduced to the surprise of his audience the entire sentences, giving the order of words from memory The young man also seemed to have a remarkable sense of of perception by touch or

feeling. He was first shown about a dozen books of various sizes; and was informed of the names of those books. The man was then blindfolded, and he *gave out* the names of each of those books by feeling it as it was placed in in his hand. Dr. Peterson congratulated the young Hindu on the wonderful mnemonic powers, he seemed to be gifted with, and presented him with a gold medal on behalf of the Jain community."

[ "અદ્‌ભુત સ્મરણ તથા માનસિક શક્તિઓનુ પ્રદર્શનઃ—રાજચન્દ્ર રવજીભાઇ નામના ઓગણીશ વર્ષની વયના એક યુવાન હિંદુની અદ્‌ભુત સ્મરણ તથા માનસિક શક્તિઓનું પ્રદર્શન નિરીક્ષણ કરવા અર્થે, ગયા શનિવારે સાંજે ફરામજી કાવસજી ઇન્સ્ટીટ્યુટમાં દેશી ગૃહસ્થોનો એક ભવ્ય મિલાવડો થયો હતો. આ પ્રસંગે ડૉક્ટર પીટરસને અધ્યક્ષપદ લીધું હતું. ભિન્ન ભિન્ન જાતિઓની દશ ગૃહસ્થોની એક મંડલી પ્રેક્ષક મંડળીમાંથી બનાવવામાં આવી હતી; અને તે સર્વે તેટલીજ ભાષાના ૭ ૭ શબ્દોના બનાવેલાં દશ વાક્યો લખી આવ્યા હતા. ત્યાર પછી તેઓ પ્રત્યેક આડા અવળા કહેતા હતા. સહજ વખતમાં, તે યુવાન હિંદુએ પોતાના પ્રેક્ષક મંડલના સાનંદાશ્ચર્ય વચ્ચે પોતાની સ્મૃતિમાંથી સક્રમ તે વાક્યો સંપૂર્ણપણે કહી બતાવ્યાં હતાં. આ યુવાન પુરુષ અલૌકિક સ્પર્શેન્દ્રિય તથા મનદ્રવ્ય ધરાવતા જોવામાં આવ્યા હતા. તેઓને પ્રથમ એક ડઝન જેટલાં જૂદાં જૂદાં કદનાં પુસ્તકો બતાવવામાં આવ્યાં હતાં. અને તેઓને તેનાં નામ જણાવવામાં આવ્યાં હતાં ત્યાર પછી તેઓની ચક્ષુઓ પાટાવડે બંધ કરવામાં આવી હતી, અને તેઓએ તેઓના હાથમાં જેમ જેમ પુસ્તકો મૂકવામાં આવતાં ગયા, તેમ તેમ તેના નામ (પુસ્તકોને) હસ્તવડે સ્પર્શ કરી કહી દીધાં હતાં. ડૉક્ટર પીટરસને આ યુવાન હિંદુને, આ ચમત્કારીક સ્મરણ અને માનસિક શક્તિથી વિભૂષિત થવા માટે અભિવંદન આપ્યું હતું, અને જૈન કોમની વતી એક સુવર્ણ ચાંદ અર્પણ કર્યો હતો.' ]

[ ૬ ]

'ગુજરાતી' પત્ર આજ સભાનું વર્ણન આપતાં તા. ૨૩ મી જાન્યુઆરીના અંકમાં આ પ્રમાણે લખે છેઃ—

ગઇ કાલ રોજ સાંજે અત્રેના ફ્રામજી કા૦ ઇન્સ્ટીટયુશનમાં કાઠિયાવાડના શીઘ્રકવિ રાયચંદ રવજીએ શતાવધાન પ્રયોગ કરી બતાવ્યો હતો. શરૂઆતમાં ગ્રીક, અંગ્રેજી, તેલંગુ, કેનેડી, મગધી, સંસ્કૃત, જર્મન, ફારસી, ફ્રેંચ, પોર્ટુગીઝ એ દશ ભાષાના ૭ શબ્દનાં દશ વાક્યો ઉત્તરોત્તર આડાં અવળાં કહી બનાવેલાં તે કવિએ સ્મરણમાં રાખી મી૦ પીટરસનના પ્રમુખપણા નીચે યથાર્થ કહી સંભળાવી સભાને રંજન કરી હતી. કવિની અદ્ભુત સ્મરણશક્તિથી હરકોઇ અચરતીની નજરે જોતું હતું. પહેલો પ્રયોગ પુરો થતાં વાર કવિએ વિધાનવિધિ વચ્ચે રચેલી કવિતા નીચે પ્રમાણે કહી સંભળાવી હતી:—

સભાસદો અહીં મળ્યા,
મહાન્ જે સુભાગિયા,
પ્રભા સરસ્વતિ તણી,
પ્રમુખરૂપ આ ભણી.

અંતર બાદ મી૦ પીટરસને કવિની ટુંકામાં પ્રશંસા કરી જૈનમંડળ તરફથી તેઓને એક સોનાનો ચાંદ ભેટ આપ્યો, અને બીજા કેટલાક ગૃહસ્થોએ પણ યથાશક્તિ ભેટો આપી હતી. પ્રયોગના બીજા ભાગમાં આંખે પાટા બાંધી ચોપડીઓ ઓળખી કાઢી; અને ત્યારબાદ હર્ષના પોકારો વચ્ચે પ્રયોગ પૂરો કરી કવિ એક રસીલું ભાષણ કરી વિધાનવિધિ વિષે તથા સ્મરણશક્તિની કેળવણી વિષે બોલ્યા હતા. સભામાં આશરે ૫૦૦ ગૃહસ્થો બિરાજ્યા હતા, અને કવિ પોતાની અદ્ભુત શક્તિ બતાવી સર્વેને આનંદાશ્ચર્યે પમાડ્યા હતા. મેળાવડો છેલ્લે સાડા ૭ વાગે વિસર્જન થયો હતો.

[ ૭ ]

**જામે-જમશેદ** (તા૦ ૨૪ જાન્યુઆરી ૧૮૮૭) ના નીચેના હેવાલ ઉપરથી જણાય છે કે, આ સભામાં સ્મૃતિમાં રાખેલા દશ ભાષાના શબ્દો અર્ધા કલાકમાં મનન કર્યા હતા.—

"એ પછી કમિટીના ગૃહસ્થોએ વારા ફરતી પોતાના વાક્યોના બોલો હેરફેર રીતે કવિને કહ્યા હતા; અને તે થોડા થોડા વાર મનમાં છૂટા તેવણે ગોખ્યા હતા. વળી તેજ વખતે તેવણે એક કવિતાના છૂટા છૂટા અપુરા બોલો એક જણને લખાવ્યા જતા. અર્ધો-કલાક એ રીતે ગોખ્યા પછી, સભાની જોસભર તાળીઓ વચ્ચે સઘળા વાક્યો કવિ અગાડી બોલી ગયા હતા. તેવણ ફતેહમંદીથી એક વાક્ય પુરૂં કરતાંજ જોસભરી તાળીઓનો આવકાર તેવણને મળતો હતો.

"ડાક્તર પીટરસને પોતાને આ અખતરાથી બેહદ અચરતી પામેલા જણાવ્યા હતા."

"અમારા સાંભળવામાં આવ્યું છે કે, આગલે દિવસે પોતાને મળેલી એક મેજબાની વખતે કેટલીક વાનગીઓમાં મીઠું વધતું ઓછું હતું, તે કવિએ ચાખવા કે હાથ લગાડ્યા વના માત્ર નજરે જોઈ કહી આપ્યું હતું."

વર્તમાનપત્રોના માત્ર આટલાજ લેખો અમને મળનાં અહીં પ્રસંગવશાત્ મૂક્યા છે. **ટાઇમ્સ ઑફ ઇંડિયા, બોમ્બે ગેઝેટ, જામેજમશેદ** તથા બીજા પત્રોના 'સઅભિપ્રાય મુખ્ય લેખો' તથા બીજાં સભાનાં વર્ણનો, અને તે સમયના હાઈકોર્ટના ચીફ જજ્જ સર ચાર્લ્સ સારજટ, મી. ટરનર વગેરે ઘણા યુરોપિયન તથા દેશી અગ્રેસરોના અભિનંદન પત્રો તે સમયના શ્રીમદ્દના એક પ્રસંગી પાસે રહી ગએલાં, જે પ્રસંગીનો પાછળથી દેહત્યાગ થતાં, મળી શક્યાં નથી. તે પ્રસંગીના કુટુંબીઓ તરફથી આ સાહિત્ય મળી શકશે તો હવે પછીની આવૃત્તિમાં દાખલ કરવા યોગ્ય પ્રયત્ન થશે.—સંશોધક.

———

"મહૂમ પ્રસિદ્ધ જૈનતત્ત્વવેત્તા અને શતાવધાની કવીશ્વર શ્રીમાન્ રાજચંદ્ર રવજીભાઈ, જેમને લગતી કેટલીક વિગત ગયા બુધવારના મુંબઈ સમાચારમાં આપવામાં આવી છે, તેઓ એકી વખતે સો કામ કેવી રીતે કરતા હતા તેનો ખ્યાલ આપવા માટે તેઓએ કરી બતાવેલાં બાવન અવધાનોને લગતી વિગત અમો હેઠળ આપીએ છીએ. એ મર્હુમ ગૃહસ્થની તસવીર આજના પત્રમાં અમોએ આપી છે તે ઉપરથી એવા બાહોશ અને કુદરતની ભારે મોટી બક્ષીશ ધરાવનાર ગૃહસ્થ કેટલા સાદા હતા તે દેખાઈ આવે છે. તેમના ચહેરા ઉપરથી કોઈ કદાચજ કહી શકે, કે પોતાની સ્મરણશક્તિના અદ્‌ભુત ચમત્કાર દેખાડનાર એક દેશી તે આ તસવીરમાં દેખાતા જુવાન હતા. તેઓ એકી વખતે એકસો કામ કેવી રીતે બજાવતા હતા, તેને લગતી હેઠળ આપેલી કેટલીક વિગત ઉપરથી વાચનારને મર્હુમ રાજચંદ્ર રવજીભાઈના મરણ માટે વધારે દિલગીર થવાનું કારણ મળશે—

**અવધાનવિધિ—મુંબઈસમાચારના** તારીખ (૩૦, એપ્રિલ, ૧૯૦૧ ના) ઉપરથી શ્રીમદે સત્તર અઢાર વર્ષની વયે કરેલાં બાવન અવધાનનો વિધિ જણાવવા યોગ્ય છે:-

**બાવનકામ:**—ચોપટે રમતાં જવું, શેતરંજ રમતાં જવું, ટકોરા ગણતા જવું, માળાના પારા ગણતા જવું, સરવાળા, બાદબાકી, ગુણાકાર અને ભાગાકાર આપેલા ગણતાં જવું,

ગંજીફે રમતાં જવું, સોળ ભાષાઓના અક્ષરો યાદ રાખતાં જવું, બે કોઠામાં આડાઅવળા અક્ષરથી કવિતાઓ માગેલા વિષયની કરાવતા જવું, આઠ ભિન્ન ભિન્ન માગેલી સમસ્યાઓ પૂર્ણ કરતાં જવું, સોળ જૂદાં જૂદાં માગેલાં વૃત્તોમાં માગેલા વિષયો તૈયાર કરાવતાં જવું. એમ બાવન કામની શરૂઆત એક વખતે સાથે કરવી, એક કામનો કંઇક ભાગ કરી બીજાં કામનો કંઇક ભાગ કરવો, પછી ત્રીજાં કામનો કંઇક કરવો, પછી ચોથા કામનો કંઇક ભાગ કરવો પછી પાંચમાનો એમ બાવને કામનો થોડો થોડો ભાગ કરવો, ત્યાર પછી વળી પાછું પહેલા કામ તરફ આવવું અને તેનો થોડો ભાગ કરવો, બીજાંનો કરવો, ત્રીજાનો કરવો, એમ સઘળાં કામ પૂર્ણ થતા સુધી કર્યા જવું. એક સ્થળે ઉંચે આસને બેસીને એ બધાં કામમાં મન અને દૃષ્ટિ પ્રેરિત કરવી, લખવું નહીં કે બીજીવાર પૂછવું નહીં, અને સઘળું સ્મરણભૂત રાખી એ બાવને કામ પૂર્ણ કરવાં, તે અવધાનનિ આ પ્રમાણે ગણાય છે—

૧. ચોપાટે રમતાં જવું:— ત્રણ જણ ચોપાટે બીજા રમતા હતા તેની સાથે ચોપાટે રમતા જતાં અને વચ્ચે બીજાં એકાવન કામ કરતા જતાં-છેવટે લીલી, પીળી, લાલ અને કાળી એ ચાર રંગની સોગઠીઓ ધ્યાનમાં રાખી કહી આપી હતી, ચોપાટ વચ્ચેથી ઉપાડી લેવામાં આવી હતી.

૨. ગંજીફે રમતાં જવું:— ચોપાટનો પાસો નાંખ્યા પછી બીજા ત્રણની સાથે કવીશ્વર ગંજીફે રમતા જતા હતા, અને છેવટે પોતાનાં તરે પત્તાં કહી આપ્યાં હતાં. એ પત્તા કવિને એકવાર જોવા આપી લઇ લેવામાં આવ્યાં હતા.

૩. શેતરંજે રમતાં જવું:— તેજ વખતે શેતરંજ રમવા બીજા એક જણની સાથે ચિત્ત પરોવ્યું હતુ અવધાનની સમાપ્તિ વખતે ઉપાડી લીધેલ શેતરંજનાં પ્યાદાં ઉંટ, અશ્વ, હાથી અને વજીર બાદશાહ નંબરવાર કવિએ કહી આપ્યા હતા.

૪. ટકોરા ગણવા:—જે વખતે એક જણ બહાર ઉભો રહીને ઝાલરના ટકોરા વગાડતો હતો તે કવિએ સઘળા સ્મરણભૂત રાખી છેવટે કહી આપ્યા હતા

૫. પડતી ચણોઠી ગણવી:— કવિને વાંસે વચ્ચે વચ્ચે તે કામની સાથે ચણોઠીઓ નખાતી હતી તે કેટલી થઇ તે અવધાનની

સમાપ્તિએ કવિએ કહી આપી હતી.

**૬-૭-૮-૯-૯ આંદણાકી, ગુણાકાર, ભાગાકાર, અને સરવાળા**:—કવિને તે કામોની ગણિ ગણવા આપ્યા હતા જે કવિએ મનમાં રાખીને છેવટે તેના જવાબ ગણી આપ્યા હતા.

**૧૦.** એક જણ હાથમાં માળાના પારા ફેરવતો જતો હતો જેમાં કવિએ દ્રષ્ટિ પરોવી હતી તે માળા વચ્ચેથી અધુરી મુકવામાં આવી હતી. છેવટે કવિએ તેના પારા કેટલા થયા, તે કહી આપેલું હતું.

**૧૧ થી ૨૬ જુદી જુદી ભાષાઓના શબ્દો**—સોળ ભાષાના શબ્દો માળ જણને વહેંચી આપવામાં આવ્યા હતા. ત્યારપછીજનં કાંસા કવિ કરતા જતા હતા, સાથે વચ્ચે વચ્ચે એકેકો શબ્દ અનુક્રમવિના કવિને કાને મુકવામાં આવતો હતો. પ્રથમ ત્રીજો આરબીનો કહેવાનો હતો, પછી ૪૧૭ મો લેટીનનો કહેવાનો. બીજો સંસ્કૃતનો કહેવાનો પછી ૪૧૮ મો ઉર્દુનો કહેવાનો હતો. એમ અવિચ્છિન્ન અક્ષરો કવિને કહેવામાં આવ્યા હતા. સઘળા કહેવાઇ રહ્યા પછી અવધાનની સમાપ્તિએ ભાષાવાર કવિએ કહી આપ્યા હતા. સંસ્કૃતનો એક અક્ષર ચેથો હોય, અને એક પંચસેમો હોય, એ બન્નેને ક્યાંય પણ લખ્યા સિવાય અંતઃકરણમાં ગોઠવી શ્લોકબંધ કહી દીધા હતા.

સંસ્કૃત, ગુજરાતી, મરાઠી, હિંદી, અંગ્રેજી, પંજાબી, કર્ણાટકી, બંગાળી, મારવાડી, ગ્રીક, ઉર્દુ, જાડેજી, આરબી, ફારસી, દ્રાવિડ, અને સિંધી એમ સોળ ભાષાના શબ્દો અપાયલા હતા. એ ભાષાના શબ્દોનાં વિલોમ સ્વરૂપના એક બે દ્રષ્ટાંત અહીં આપ્યાં છે.

**સંસ્કૃતનું વિલોમ સ્વરૂપ.**

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| સ્તિ | સ્તો | પ્રા | સ્વ | સ્ત | ગ | રિત | કત | મ | ક્ષ | બં |
| હિ | વિ | યો | વિ | વા | કો | ય | તુ | ર | રો | કો |
| ઘો | શ | કો | મુ | પ | ગી | કઃ | રા | વા | વિ | ય |
| મ | હિ | યઃ | દ | ચો | ચ | ત્તિ | ન | ક | ર | દ |

**સંસ્કૃતનું ખરૂં સ્વરૂપ**
**( કવિએ કહી આપ્યું તેઃ— )**

બંધો હિ કો યો વિષયાનુરાગી,
કો વા વિમુક્તો વિષયે વિરક્ત. ૧
કો વાસ્તિક ઘોરો નરક સ્વદેહ,
તૃષ્ણાક્ષયઃ સ્વર્ગપદં કિમસ્તિ. ૨

**ગુજરાતીનું વિલોમ સ્વરૂપ.**

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ત | નો | કિ | નાં | આ | જુ | આ | સુ |
| રો | જે | રે | હ | એ | ય | જો | થી |
| ર | સુ | ને | નિ | ઈ | ન | હ | વાં |
| થા | છે | છે | * | * | * | * | * |

**ગુજરાતીનું ખરૂં સ્વરૂપ.**

"આપનાં જેવાં રત્નોથી હજુ સુરિ

**કજોડાંમાટે હિંદુઓને તિરસ્કાર.**

**મનહર.**

ફૂળસ્ફૂળ૫ર મોહી, રૂપ હાથે કરી રોગી,
મૂઢથકી ધુળ કેમ ! કરો નિજ બાળિકા.
કરો છો કસાઈથકી એ સવાઈ આર્યભાઈ,
નકી એ નવાઈની ભવાઈ સુખટાળિકા.
ચેનો ચેનો ચેતો ગે ચતુર નર ચેતો ચિત્ત,
બાળો નહીં હાથે કરી બાળ અને બાળિકા,
અરે! **રાયચંદ્ર** કહો કેમ કરી માને એહ,
ચડી બેઠી એને કાંધે, ક્રોધ ધરી કાળિકા!!!

"કવિનું પોતાનું તેમના પિતાજી સહિત નામ આવે અને એક દોદરામ મહાત્માને પ્રણામ થાય' તે વિષય.

**દોહરા.**

**શાખ યશ ચંદ્રેકર્ગે, રેહે વધુ જિવિ નામ;**
તેવા નગને પ્રેમથી, નામ કર પરણામ.

---

પંદર સાલ વરસની વયે કરેલ શીઘ્ર કાવ્યો આગળ મુકવા રહી ગએલા અત્ર મૂક્યાં છે:–

**તોટક.**

અતિ રોગ થયો ગણ સાગરને,
ઝટ શોધ હકીમ મુનાગરને:
મુખ શીણ વળે નહીં સુખ મળે.
ગણ રોગથકી વરને નિકળે!!!

અહો પ્રશ્નકાર! માગરને એક જબરજસ્ત રોગ થયો છે. તે રોગને ટાળવા માટે તુ ચતુર અને ભલા હકીમને ઝટ શોધી કાઢ; એને મુખે શીણ વળ્યા કરે છે, અને બીલકુલ સુખ જણાતું નથી. રોગનું એંધાણ મોટે શીણ વળે તે છે માટે ઉપાયમાં સાવધાન થા. (આમાં ધ્વનિ બીજો છે.)

અવધાનોમાં '**ચોપાટનો તિરસ્કાર**' એ વિશે ભુજંગી આપ્યો હતો. જે અહીં આગળ પ્રસંગ છે.

**ભુજંગી.**

કર્યું રાજ્ય તે ધર્મનું ધુળધાણી,
વળી ફેરવ્યું કૌરવો-શીર પાણી!
તજી તું પ્રતાપે નળે નિજ રાણી,
હવે જોઇ ચોપાટ તારી કમાણી!!! ૧

એ જ અવધાનમાં "**વંઝયાપુત્ર મારવાને કોઈ ચાલ્યો જાય છે.**" એ સમસ્યા પૂર્ણ કરવાની હતી, તે આવી રીતે પૂર્ણ કરી હતી

**કવિત-મનહર.**

પ્રેમ ધરી પૂછ્યુ એક, કવિ કને કામિનીએ,
ખલકનો ખેલ અહા! અજબ દેખાય છે,
શર્વને સંતાનસુખ, ગેહાગમાં સાંપડે છે,
એજ માટે વઝયાતણો, જીવ તલ બાય છે,
કહો કવિરાય એનું, કૃપાથી કારણ મને,
કહે કવિ ક્યાંથી થાય? એનું આમ થાગ છે,
**ઉદર પ્રવેશ પેલાં, પ્રભુને ત્યાંથી પડાવી, વઝયાપુત્ર મારવાને, કોઇ ચાલ્યો જાય છે.**

**સવૈયા એકત્રિશા.**

પાણી પૂર્વજનું ખોનાર,
જાગ્યા આના જેને વંશ!

આપનામના ભોળા બેઠા,
ધિક્ ધિક્ એના આ અંશ!
મરો બુડીને નરો બાયલા,
ટાંકણીમાં નાખીને નીર!
આર્ય કીર્તિને ઝાંખપ દીધી,
એનો ખરો તમને શીર.

... ... ... ... ... ...

શું પ્રાચિન પૂર્વજ સંભારૂં,
આંખે આંસુ આવે વીર!
શી! હિમ્મત એના હૈયાની,
રે સા એનાં નૌતમ નીર!!

... ... ... ... ... ...

**અગાઉનાં ક્ષત્રીઓનું સ્મરણ કરતાં કહે છે કેઃ—**

ટાળુકરંટક બાળક નારી,
ગૌબ્રાહ્મણઅનિપાળક પૂર્ણ,
સંભાળક જે ધરાધર્મના,
દુશ્મનદળ કરનાર ચૂર્ણ,
ખરાખરીના ખેલવિષે નહી,
પાછો પગ દેનારા વીર.
અરે! હિંદના આજ ગયા ક્યાં,?
રઢિઆળા એવા રણધીર.
ધન્ય ધન્ય તે રાણી જનયા.
માયાને છટ છટ કરનાર,
વીરસ્થે જે જાણે વાલા.
કરે ન કાયાની દરકાર,
કેવળ કેશરિયાં કરનાર,
અહા! કેશરીસિંહ શરીર,
અરે હિંદના આજ ગયા ક્યાં?
રઢિઆળા એવા રણધીર.

*(આ ક્ષત્રીસ્મરણના ચોવીશ સવૈયા છે; તથાપિ અત્રે લઈ શકયા નથી.)

**હનુમાનસ્તુતિ.**

**હરિગીત.**

સમરૂં સદા સમરણ કરીને,
શાન્તતામાં મન ધરી,
ધરૂં ધ્યાન આઠે જામને,
પરણામ પ્રેમેથી કરી,
તુજ સાયથી મુજ કામ થાશે,
હામ પુરો મન તણી.
મહાવીરશ્રી હનુમાન તમને
વંદના મારી ઘણી. ૧

શ્રીરામચંદ્રનાં કામ કીધાં
નામ રાખ્યું જગતમાં;
સમરણ કરી જગનાથનું,
પ્રથમે પુજાણા ભગતમાં;
અનિ તેનથી આશિષ પામ્યા
એસનાં જયરામની,
મહાવીર શ્રી હનુમાન
તમને વંદના મારી ઘણી. ૨.
મગળ કરણ મહિવાન થઈ,
પ્રેમ કરી પ્રખ્યાત છો,
સંસાર તારણ કર્મમારણ,
ભક્ત કેરા પ્રાણ છો:
વિશ્વાસથી આશા પુરો છો,
સર્વ જનના મનતણી.
મહાવીર શ્રી હનુમાન તમને
વંદના મારી ઘણી. ૩.

સીતા સતિને લાવિયા,
નીતિ નીયમમાં મન ધરી,

## વર્ષ ૨૦ તથા ૨૧ મું.

---

૩૭.

### સ્ત્રી ના સંબંધમાં મારા વિચાર.

અતિ અતિ સ્વસ્થ વિચારણાથી એમ સિદ્ધ થયું કે, શુદ્ધ જ્ઞાનને આશ્રયે નિરાબાધ સુખ રહ્યું છે; તથા ત્યાંજ પરમ સમાધિ રહી છે. સ્ત્રી એ સંસારનું સર્વોત્તમ સુખ માત્ર આવરણિકદૃષ્ટિથી કલ્પાયું છે, પણ તે તેમ નથી જ. સ્ત્રીથી જે સંયોગસુખ ભોગવવાનું ચિન્હ, તે વિવેકથી દૃષ્ટિગોચર કરતાં વમન કરવાને યોગ્ય ભૂમિકાને પણ યોગ્ય રહેતું નથી. જે જે પદાર્થો પર જુગુપ્સા રહી છે, તે તે પદાર્થો તો તેના શરીરમાં રહ્યા છે, અને તેની તે જન્મભૂમિકા છે. વળી એ સુખ ક્ષણિક, ખેદ અને ખસના ખરજરૂપ જ છે. તે વેળાનો દેખાવ હૃદયમાં ચિત્રાઈ રહી હસાવે છે કે, શી આ ભૂલવણી? ટૂંકામાં કહેવાનું કે, તેમાં કંઈ પણ સુખ નથી અને સુખ હોય તો તે અપરિચ્છેદરૂપે વર્ણવી જુઓ, એટલે માત્ર મોહદશાને લીધે તેમ માન્યતા થઈ છે, એમ જ જાણી ચારીં હું સ્ત્રીના અવયવાદિ ભાગનો વિવેક કરવા બેઠો નથી; પણ ત્યાં ફરી આત્મા ન ખેંચાય એ વિવેક થયો છે. તેનું મદદ સુગમાન થયું. સ્ત્રીમા દોષ નથી, પણ આત્મામાં દોષ છે, અને એ દોષ જવાથી આત્મા જે જુએ છે તે, અદ્ભુત આનંદમય જ છે; માટે એ દોષથી રહિત થવું એ જ પરમ જિજ્ઞાસા છે, શુદ્ધ ઉપયોગની જો પ્રાપ્તિ થઈ તો પછી

તે સમયે સમયે પૂર્વોપાર્જિત મોહનીય (કર્મ) ને ભસ્મિભૂત કરી શકશે. આ અનુભવગમ્ય પ્રવચન છે.

પણ પૂર્વોપાર્જિત હજીસુધી મને પ્રવર્તે છે, ત્યાંસુધી મારી શી દશાથી શાંતિ થાય? એ વિચારનાં મને નીચે પ્રમાણે સમાધાન થયું: . . .

* * * * * * * * *

સ્ત્રીના સંબંધમાં કંઇ પણ રાગ, દ્વેષ રાખવા મારી અંશ માત્ર ઇચ્છા નથી, પણ પૂર્વોપાર્જનથી ઇચ્છાના પ્રવર્તનમાં અટક્યો છું.

[અંગત.]

૩૮.

૧. નિયમ પાળવાનું દૃઢ કરતાં છતાં નથી પળતો. એ પૂર્વકર્મનો જ દોષ છે, એમ જ્ઞાનીઓનું કહેવું છે.
૨. સ્ત્રીનું કોઇ અંગ લેશ માત્ર સુખદાયક નથી, છતાં મારી ઇંદ્રિયો ભોગવે છે.
૩. તત્ત્વાભિલાષાથી મને પૂછો તો હું તમને નિરાગી ધર્મ બોધી શકું ખરો.
૪. મારા પર સઘળા સરળ ભાવથી હુકમ ચલાવો તો હું રાજી છું.
૫. હું સંસારથી લેશ પણ રાગસંયુક્ત નથી, છતાં તેને જ ભોગવું છું, કાંઇ મેં ત્યાગ્યું નથી.
૬. નિર્વિકારી દશાથી મને એકલો રહેવા દો.
૭. ગજસુકુમારની ક્ષમા અને રાજેમતી રહનેમીને બોધે છે તે બોધ, મને પ્રાપ્ત થાઓ.
૮. ભોગ ભોગવતાં સુધી (જ્યાં સુધી તે કર્મ છે ત્યાંસુધી) મને યોગ જ પ્રાપ્ત રહો!
૯. સર્વ શાસ્ત્રનું એક તત્ત્વ મને મળ્યું છે, એમ કહું તો મારું અહંપદ નથી.
૧૦. ન્યાય મને બહુ પ્રિય છે. વીરની શૈલી એજ ન્યાય છે, સમજવું દુર્લભ છે.
૧૧. કોઇ ધર્મથી હું વિરુદ્ધ નથી. સર્વ ધર્મ હું પાળું છું, તમે સઘળા ધર્મથી વિરુદ્ધ છો, એમ કહેવામાં મારો ઉત્તમ હેતુ છે.
૧૨. તમારો માનેલો ધર્મ મને કયા પ્રમાણથી બોધ છો. તે મારે જાણવું જરૂરનું છે.
૧૩. કોઇ પણ શાસ્ત્રમાં મને શંકા ન હો.
૧૪. દુઃખના મારી વૈરાગ્ય લઇ જગતને આ લોકો ભમાવે છે.

૧૫. અત્યારે, હું કોણ છું એનું, મને પૂર્ણ ભાન નથી.
૧૬. તું સત્પુરુષનો શિષ્ય છે.
૧૭. એ જ મારી આ દીક્ષા છે,
૧૮. મને કોઇ ગજસુકુમાર જેવો વખત આવો.
૧૯. કોઇ ગજેંદ્ર જેવો વખત આવો.

[ અંગત.

---

૩૯.

હે જીવ! તું ભૂલ મા.

સુખ અંતરમાં છે, તે બહાર શોધવાથી નહીં મળે.

અંતરનું સુખ અંતરની સ્થિતિમાં છે. સ્થિતિ થવા માટે બાહ્યપદાર્થો સંબંધીનું આશ્ચર્ય ભૂલ.

સ્થિતિ રહેવી બહુ વિકટ છે, નિમિત્તાધીન ફરી ફરી વૃત્તિ ચલિત થઇ જાય છે; એનો દૃઢ ઉપયોગ રાખવો જોઇએ.

એ ક્રમ યથાયોગ્ય ચલાવ્યો આવીશ તો તું મુંઝાઇશ નહીં, નિર્ભય થઇશ.

હે જીવ! તું ભૂલ મા.

વખતે વખતે ઉપયોગ ચૂકી કોઇને રંજન કરવામાં, કોઇથી રંજન થવામાં, વા મનની નિર્બળતાને લીધે અન્ય પાસે મંદ થઇ જાય છે;—એ ભૂલ થાય છે; તે ન કર.

હે જીવ! તું ભ્રમા મા; તને હિત કહું છું.

અંતરમાં સુખ છે, બહાર શોધવાથી મળશે નહીં.

અંતરનું સુખ અંતરની સમશ્રેણિમાં છે; સ્થિતિ થવા માટે બાહ્ય પદાર્થોનું વિસ્મરણ કર, આશ્ચર્ય ભૂલ.

સમશ્રેણિ રહેવી બહુ દુર્લભ છે; નિમિત્તાધીનવૃત્તિ ફરી ફરી ચલિત થઇ જશે, ન થવા અચળ ગંભીર ઉપયોગ રાખ.

આ ક્રમ યથાયોગ્યપણે ચાલ્યો આવ્યો તો, તું જીવન ત્યાગ કરતો રહીશ, મુંઝાઇશ નહીં, નિર્ભય થઇશ.

[ અંગત.

---

૪૦.

જગતને રૂડું દેખાડવા અનંતવાર પ્રયત્ન કર્યું, તેથી રૂડું થયું નથી. કેમકે, પરિભ્રમણ અને પરિભ્રમણના હેતુઓ હજુ પ્રત્યક્ષ રહ્યા છે. એક ભવ જો આત્માનું રૂડું થાય તેમ વ્યતીત કરવામાં જશે, તો અનંત ભવનું સાટું વળી રહેશે, એમ હું લઘુત્વભાવે સમજ્યો છું; અને તેમ કરવામાં જ મારી પ્રવૃત્તિ છે. આ મહાબંધનથી રહિત થવાથી જે જે સાધન-પદાર્થ શ્રેય લાગે, તે ગ્રહવાં એજ માન્યતા છે, તો પછી તે માટે જગતની અનુકૂળતા-પ્રતિકૂળતા શું જોવી? તે ગમે તેમ બોલે, પણ આત્મા જો બંધનરહિત થતો હોય, સમાધિમય દશા પામતો હોય, તો તેમ કરી લેવું; એટલે કીર્તિ-અપકીર્તિથી સર્વ કાળને માટે રહિત થઇ શકાશે. અત્યારે એ વગેરે જેમના પત્રો લેખોના જે વિચારો મારે માટે પ્રવર્તે છે તે, મને ધ્યાનમાં સ્મૃત છે, પણ વિસ્મૃત કરવા એજ શ્રેયસ્કર છે. તમે નિર્ભય રહેજો. મારે માટે કોઇ કાંઇ કહે તે સાંભળી મૌન રહેજો; તેઓને માટે કાંઇ શોક-હર્ષ કરશો નહીં. જે પુરૂષપર તમારો પ્રશસ્ત રાગ છે; તેના ઇષ્ટદેવ પરમાત્મા જિન-મહાયોગેંદ્ર પાર્શ્વનાથાદિકનું સ્મરણ રાખજો; અને જેમ બને તેમ નિર્મોહી થઇ મુક્ત દશાને ઇચ્છજો. જીવિતવ્ય કે જીવનપૂર્ણતા સંબંધી કાંઇ સંકલ્પ-વિકલ્પ કરશો નહીં. ઉપયોગ શુદ્ધ કરવા આ જગતના સંકલ્પ-વિકલ્પને ભૂલી જજો. પાર્શ્વનાથાદિક યોગીશ્વરની દશાની સ્મૃતિ કરજો; અને તેજ અભિલાષા રાખ્યા રહેજો. એજ તમને પુનઃ પુનઃ આશીર્વાદપૂર્વક મારી શિક્ષા છે. આ અલ્પજ્ઞ આત્મા પણ તે પદનો અભિલાષી અને તે પુરૂષના ચરણકમળમાં તલ્લીન થયેલો દીન શિષ્ય છે. તમને તેની શ્રદ્ધાની જ શિક્ષા દઉં છું. વીરસ્વામીનું બોધેલું દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, અને ભાવથી સર્વસ્વરૂપ યથાતથ્ય છે, એ ભૂલશો નહીં. તેની શિક્ષાની કોઇ પણ પ્રકારે વિરાધના થઇ હોય, તે માટે પશ્ચાત્તાપ કરજો. આ કાળની અપેક્ષાએ મન, વચન, કાયા આત્મભાવે તેના ખોળામાં અર્પણ કરો એ જ મોક્ષનો માર્ગ છે. જગતના સઘળા દર્શનની-મતની શ્રદ્ધાને ભૂલી જજો. જૈન સંબંધી સર્વ વિચાર ભૂલી જજો. માત્ર તે સત્પુરૂષોના અદ્ભુત, યોગ-સ્ફુરિત ચરિત્રમાં જ ઉપયોગને પ્રેરશો. આ તમારા "માનેલા મુરબ્બી" માટે કોઇ પણ પ્રકારે હર્ષ-શોક કરશો નહીં; તેની ઇચ્છા માત્ર સંકલ્પ-વિકલ્પથી રહીત થવાની છે; તેને અને આ વિચિત્ર જગતને કંઇ લાગતું વળગતું કે લેવા દેવા નથી, એટલે તેમાંથી તેને માટે ગમે તે વિચારો બંધાય કે બોલાય, તે ભણી હવે જવા ઇચ્છા નથી. જગતમાંથી જે પરમાણુ પૂર્વકાળે ભેળાં કર્યા છે તે, હળવે;

હળવે તેને આપી દઇ, ઋણમુક્ત થવું એ જ, તેની સદા ઉપયોગી, વહાલી, શ્રેષ્ઠ અને પરમ જિજ્ઞાસા છે; બાકી તેને કાંઇ આવડતું નથી; તે બીજું કંઇ ઇચ્છતો નથી; પૂર્વકર્મના આધારે તેનું બધું વિચરવું છે; એમ સમજી પરમ સંતોષ રાખજો; આ વાત ગુપ્ત રાખજો. કેમ આપણે માનીએ છીએ, અથવા કેમ વર્તિએ છીએ તે, જગતને દેખાડવાની જરૂર નથી, પણ આત્માને આટલું જ પૂછવાની જરૂર છે કે, જો મુક્તિને ઇચ્છે છે તો સંકલ્પ-વિકલ્પ, રાગ-દ્વેષને મૂક; અને તે મૂકવામાં તને કંઇ બાધા હોય તો તે કહે. તે તેની મેળે માની જશે; તે તેની મેળે મૂકી દેશે, જ્યાં ત્યાંથી રાગ-દ્વેષ રહિત થવું એ જ મારો ધર્મ છે; અને તે તમને અત્યારે બોધી જાઉં છું. હવે પરસ્પર મળીશું ત્યારે તમને કંઇપણ આત્મત્વ સાધનો બતાવાશે તો બનાવીશ બાકી ધર્મ મેં ઉપર કહ્યો તે જ છે, અને તે જ ઉપયોગ રાખજો. ઉપયોગ એ જ સાધન છે. વિશેષ સાધના તે માત્ર સત્પુરુષનાં ચરણકમળમાં છે, તે પણ કહી જાઉં છું.

આત્મભાવમાં સઘળું રાખજો, ધર્મધ્યાનમાં ઉપયોગ રાખજો; જગતના કોઇ પણ પદાર્થ, સગાં, કુટુંબી, મિત્રનો કંઇ હર્ષશોક કરવો યોગ્ય જ નથી. પરમશાંતિપદને ઇચ્છીએ એ જ આપણો સર્વસમ્મતધર્મ છે, અને એ જ ઇચ્છામાં ને ઇચ્છામાં તે મળી જશે, માટે નિશ્ચિંત રહો હું કોઇ ગચ્છમાં નથી, પણ આત્મામાં છું, એ ભૂલશો નહીં.

સં૰ ૧૯૪૪, આસો વદ ૨, ગુરુ મુંબઇ. વિ૰ રાયચંદ્ર

૪૧.

જગતમાં નિરાગીત્વ, વિનયતા અને સત્પુરુષની આજ્ઞા એ નહીં મળવાથી આ આત્મા અનાદિકાળથી રખડ્યો; પણ નિરુપાયતા થઇ તે થઇ. હવે આપણે પુરુષાર્થ કરવો ઉચિત છે; જય થાઓ.

માગશર શુદ ૧૨, ૧૯૪૫.

૪૨.

મારા ભણી મોહદશા નહીં રાખો. હું તો એક અલ્પ શક્તિવાળું પામર મનુષ્ય છું. સૃષ્ટિમાં અનેક સત્પુરુષો ગુપ્તરૂપે રહ્યા છે, તેમના ગુણને સ્મરો, તેઓનો પવિત્ર સમાગમ કરો, અને આત્મિક લાભવડે મનુષ્યભવને સાર્થક કરો, એ મારી નિરંતર પ્રાર્થના છે.

માર્ગ૦ વદી ૭, ૧૯૪૫. ભોમે. લી૦ રાયચંદના પ્રણામ વાંચશો.

૪૩.

## સત્પુરુષોને નમસ્કાર.

આત્માની એ દશાને જેમ બને તેમ અટકાવી, યોગ્યતાને આધીન થઇ, તે સર્વેના મનનું સમાધાન કરી, આ સંગતને ઇચ્છો, અને આ સંગત કે આ પુરુષ તે પરમાત્મતત્વમાં લીન રહે, એ આશીર્વાદ આપ્યા જ કરો. તન, મન, વચને આત્મસ્થિતિને જાળવશો, ધર્મધ્યાન ધ્યાવન કરવા ભલામણ છે.

આસ વદ ૭, ૧૯૪૫ વવાણીઆ. લિ૦ રાયચંદના પ્રણામ.

## ૪૪.

## સત્પુરૂષોને નમસ્કાર.

વૈરાગ્યભણીના મારા આત્મવર્તન વિષે પૂછો છો, તે પ્રશ્નનો ઉત્તર કયા શબ્દોમાં લખું? અને તેને માટે તમને પ્રમાણ શું આપી શકીશ? તો પણ ટુંકામાં એમ જ્ઞાનીનું જે માન્ય કરેલું (તત્ત્વ?) સન્મત કરીએ છે, ઉદય આવેલાં પ્રાચીન કર્મો ભોગવવાં, નૂતન ન બંધાય એમાં જ આપણું આત્મહિત છે. એ શ્રેણિમાં વર્તન કરવા મારી પ્રપૂર્ણ આકાંક્ષા છે, પણ તે જ્ઞાનીગમ્ય હોવાથી બાહ્યપ્રવૃત્તિ હજુ તેનો એક અંશ પણ થઇ શકતી નથી; આંતરપ્રવૃત્તિ ગમે તેટલી નિરાગશ્રેણિભણી વળતી હોય, પણ બાહ્યનું આધીન હજી બહુ વર્તવું પડે એ દેખીતું છે. બોલતાં, ચાલતાં, ઉઠતાં અને કાંઇ પણ કામ કરતાં લૌકિક શ્રેણિને અનુસરીને ચાલવું પડે. જો એમ ન થઇ શકે, તો લોક કુતર્કમાં ન જાય એમ મને સમજાય છે. તોપણ કંઇ પ્રવૃત્તિ ફરતી રાખી છે. તમારા સઘળાઓનું માનવું મારી (વૈરાગ્યમયી) વર્તનાને માટે કાંઇ વાધ ભરેલું છે, તેમ જ કોઇનું માનવું મારી તે શ્રેણિને માટે શંકાભરેલું પણ હોય, એટલે તમે ઇત્યાદિ વૈરાગ્યમાં જતો અટકાવવા પ્રયત્ન કરો, અને શંકાવાળા તે વૈરાગ્યના ઉપેક્ષિત થઇ ગણકારે નહીં, એથી ખેદ પામી સંસારની વૃદ્ધિ કરવી પડે, એથી મારું માન્ય એમ જ છે કે, મલ અંતઃકરણ દર્શાવવાની પ્રાયે . . . . . ભૂમિ તો બહુ જ થોડી જગ્યાઓ મળવે છે. જેમ છે તેમ આત્માનું આત્મામાં સમાવી જીવનપર્યંત સમાધિભાવસંયુક્ત રહે, તો પછી સંસારભણીના તે ખેદમાં પડવું જ નહીં. હમણાં તો તમે જુઓ છો તેમ છઉં. સંસારી પ્રવર્તન થાય છે તે કરું છઉં. ધર્મસંબંધી મારી વર્તના તે સર્વજ્ઞ પરમાત્માના જ્ઞાનમાં દૃશ્ય થતી હોય તે ખરી. પૂછવી જોઇતી ન હોતી. પૂછતાં કહી શકાય તેવી પણ નથી. સહજ ઉત્તર આપવો ઘટે તે આપ્યો છે. શું થાય છે અને પાત્રતા કયાં છે એ જોઉં છઉં. ઉદય આવેલાં કર્મો ભોગવું છઉં. ખરી સ્થિતિમાં હજુ એકાદ અંશ પણ આવ્યો હોઉં એમ કહેવું તે આત્મપ્રશંસારૂપ જ ભાસે છે.

બનતી પ્રભુભક્તિ, સત્સંગ, સત્યવ્યવહારની સાથે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થ પ્રાપ્ત કરતા રહો. પ્રયત્ને જેમ આત્મા ઉર્ધ્વગતિને પરિણામી થાય તેમ કરો.

સમય સમય જીવનની ક્ષણિક વ્યતીતતા છે ત્યાં પ્રમાદ કરીએ છીએ; એ જ મહામોહનીયનું

વવાણીઆ બંદર, મહાવદ, ૭ શુક્ર, ૧૯૪૫ વિક્રમ.

વિ૦ રાયચંદના સત્પુરુષોને નમસ્કારસહિત પ્રણામ

---

૪૫.

## નિરાગી પુરુષોને નમસ્કાર.

નિર્ગ્રંથ ભગવાનના પ્રણીતેલા પવિત્ર ધર્મ માટે જે જે ઉપમા આપીએ તે તે ન્યુન જ છે. આત્મા અનંતકાળ રખડ્યો તે માત્ર એના નિરુપમ ધર્મના અભાવે. જેના એક રોમમાં કિંચિત્ પણ અજ્ઞાન, મોહ કે અસમાધિ રહી નથી, તે સત્પુરુષનાં વચન અને બોધ માટે કંઈપણ નહીં કહી શકતાં, તેનાંજ વચનમાં પ્રશસ્તભાવે પુન પુન પ્રશસ્ત થવુ, એ પણ આપણું સર્વોત્તમ શ્રેય છે. શી એની શૈલી! જ્યાં આત્માને વિકારમય થવાને અનંતાંશ પણ રહ્યો નથી. શુદ્ધ સ્ફટિક, ફીણ અને ચંદ્રથી ઉજ્જ્વલ શુક્લધ્યાનની શ્રેણિથી પ્રવાહરૂપે નીકળેલા તે નિર્ગ્રંથના પવિત્ર વચનોની મનેન્તમને ત્રિકાળ શ્રદ્ધા રહો! એ જ પરમાત્માના યોગબળ આગળ પ્રયાચના!

સં૦ ૧૯૪૫ ના મહા વદ ૧૦, સોમે, વવાણીઆ બંદર.

---

૪૬.

## નિરાગી મહાત્માઓને નમસ્કાર.

મોક્ષના માર્ગ બે નથી જે જે પુરુષો મોક્ષરૂપ પરમશાંતિને ભૂતકાળે પામ્યા, તે તે સઘળા સત્પુરુષો એકજ માર્ગથી પામ્યા છે, વર્તમાનકાળે પણ તેથીજ પામે છે ભવિષ્યકાળે પણ તેથી જ પામશે તે માર્ગમાં મતભેદ નથી, અસરળતા નથી, ઉન્મત્તતા નથી ભેદાભેદ નથી, માન્યામાન્ય નથી, તે સરળ માર્ગ છે, તે સમાધિ માર્ગ છે, તથા તે સ્થિર માર્ગ છે અને સ્વાભાવિક શાંતિ સ્વરૂપે છે સર્વ કાળે તે માર્ગનું હોવાપણું છે. માર્ગના મર્મને પામ્યા વિના કોઈ ભૂતકાળે મોક્ષ પામ્યા નથી, વર્તમાનકાળે પામતા નથી અને ભવિષ્યકાળે પામશે નહીં શ્રી જિને સહસ્ર ક્રિયાઓ અને સહસ્ર ઉપદેશો એ એક જ માર્ગ આપવા માટે કહ્યા છે તે તે માર્ગને અર્થે તે ક્રિયાઓ અને ઉપદેશો ગ્રહણ થાય તો સફળ છે, અને એ માર્ગને ભૂલી જઈ તે ક્રિયાઓ અને તે ઉપદેશો ગ્રહણ થાય તો તે સૌ નિષ્ફળ છે. શ્રી મહાવીર, જે વાટેથી તર્યા તે વાટેથી

શ્રી કૃષ્ણ તરશે જે વાટેથી શ્રીકૃષ્ણ તરશે, તે વાટેથી શ્રી મહાવીર તર્યા છે. એ વાટ ગમે ત્યાં બેઠાં, ગમે તે કાળે, ગમે તે શ્રેણિમાં, ગમે તે યોગમાં, જ્યારે પમાશે ત્યારે પવિત્ર, શાશ્વત સત્પદના અનંત અતીંદ્રિય સુખનો અનુભવ થશે. તે વાટ સર્વ સ્થળે સંભવિત છે. યોગ્ય સામગ્રી નહીં મેળવવાથી ભવ્ય પણ એ માર્ગ પામતાં અટક્યા છે તથા અટકશે અને અટક્યા હતા. કોઈ પણ ધર્મ સંબંધી મતભેદ રાખવો છોડી દઈ, એકાગ્ર ભાવથી સમ્યક્‌યોગે એ જ માર્ગ સંશોધન કરવાનો છે. વિશેષ શું કહેવું? તે માર્ગ આત્મામાં રહ્યો છે. આત્મત્વપ્રાપ્ત પુરુષ-નિર્ગ્રંથ આત્મા-જ્યારે યોગ્ય જાણી તે આત્મત્વ અર્પશે—ઉદય આપશે ત્યારે જ, તે પ્રાપ્ત થશે,—સહેજ તેની વાટ મળશે ત્યારે જ તે મતભેદાદિક જશે. મતભેદ રાખી કોઈ મોક્ષ પામ્યા નથી. વિચારીને જેણે મતભેદને ટાળ્યો, તે અંતર્વૃત્તિને પામી ક્રમે કરી શાશ્વત મોક્ષને પામ્યા છે, પામે છે અને પામશે.

ફાલ્ગુન સુ. ૫, રવિ ૧૯૪૫

---

## ૪૭
## નિરાગી મહાત્માઓને નમસ્કાર

કર્મ એ જડ વસ્તુ છે. જે જે આત્માને એ જડથી જેટલો જેટલો આત્મબુદ્ધિએ સમાગમ છે, તેટલી તેટલી જડતાની એટલે અબોધતાની તે આત્માને પ્રાપ્તિ હોય, એમ અનુભવ થાય છે. આશ્ચર્યતા છે કે, પોતે જડ છતાં ચેતનને અચેતન માની રહ્યા છે! ચેતન ચેતનભાવ ભૂલી જઈ તેને સ્વસ્વરૂપ જ માને છે. જે પુરુષો તે કર્મસંયોગ અને તેના ઉદયે ઉત્પન્ન થયેલા પર્યાયોને સ્વસ્વરૂપ નથી માનતા અને પૂર્વસંયોગો સત્તામાં છે તેને અબંધ પરિણામે ભોગવી રહ્યા છે તે આત્માઓ સ્વભાવની ઉત્તરોત્તર ઉજ્જ્વળ શ્રેણિ પામી શુદ્ધ ચેતનભાવને પામશે આમ કહેવું સપ્રમાણ છે, કારણ અતીત કાળે તેમ થયું છે, વર્તમાન કાળે તેમ થાય છે, અનાગત કાળે તેમ જ થશે. કોઈ પણ આત્મા ઉદયી કર્મને ભોગવતાં સમત્વ શ્રેણિમાં પ્રવેશ કરી અબંધ પરિણામે વર્તશે તો, ખચિત ચેતનશુદ્ધિ પામશે.

આત્મા વિનયી (થઈ) સરળ અને લઘુત્વ ભાવ પામી સદૈવ સત્પુરુષના ચરણકમળ પ્રતિ રહો તેમ, જે મહાત્માઓને નમસ્કાર કર્યો છે તે મહાત્મા-

ઓની જે જાતિની સિદ્ધિ છે, તે જાતિની સિદ્ધિ સંપ્રાપ્ય કરી શકાય. અનંતકાળમાં કાં તો સત્પાત્રતા થઇ નથી, અને કાં તો સત્પુરુષ (જેમાં સદ્‌ગુરુત્વ, સત્સંગ અને સત્કથા એ રહ્યા છે) મળ્યા નથી; નહીં તો નિશ્ચય છે કે, મોક્ષ હથેળીમાં છે. ઇષત્ પ્રાગ્ભાર એટલે સિદ્ધિ, પૃથ્વી પર ત્યાર પછી છે;—એને સર્વ શાસ્ત્ર પણ સમ્મત છે. (મનન કરશો.) અને આ કથન ત્રિકાળસિદ્ધ છે.

ફાલ્ગુન શુદ ૯, રવિ, ૧૯૪૫.

---

૪૮.

કર્મની ગતિ વિચિત્ર છે. નિરંતર મૈત્રી, પ્રમોદ, કરુણા અને ઉપેક્ષાભાવના ભાવશો. મૈત્રી એટલે સર્વ જગતથી નિર્વૈરબુદ્ધિ, પ્રમોદ એટલે કોઇ પણ આત્માના ગુણ જોઇ હર્ષ પામવો; કરુણા એટલે સંસારતાપથી દુઃખી આત્માના દુઃખથી અનુકંપા પામવી અને ઉપેક્ષા એટલે નિસ્પૃહભાવે જગતના પ્રતિબંધને વિસારી આત્મહિતમાં આવવું. એ ભાવનાઓ કલ્યાણમય અને પાત્રતા આપનારી છે.

ચૈત્ર વદ ૯, ૧૯૪૫, મોરબી.

---

૪૯.

ચિ૦—,

તમારા બન્નેના પત્રો મળ્યા. સ્યાદ્વાદદર્શનસ્વરુપ પામવા માટે તમારી પરમ જિજ્ઞાસાથી સંતોષ પામ્યો છું. પણ આ એક વચન અવશ્ય સ્મરણમાં રાખશો કે, શાસ્ત્રમાં માર્ગ કહ્યો છે, મર્મ કહ્યો નથી. મર્મ તો સત્પુરુષોનાં અંતરાત્મામાં રહ્યો છે. એ માટે મેળાપે વિશેષ ચર્ચી શકાય. ધર્મનો રસ્તો સરળ, સ્વચ્છ અને સહજ છે; પણ તે વિરલ આત્માઓ પામ્યા છે, પામે છે અને પામશે. માગેલી કાવ્યો પ્રસંગ લઇને મોકલીશ. દોહરાના અર્થ માટે પણ તેમજ. હમણાં તો આ ચાર ભાવના ભાવશોઃ—મૈત્રી ( સર્વ જગત્ ઉપર નિર્વૈરબુદ્ધિ ); અનુકંપા (તેમનાં દુઃખ પર કરુણા), પ્રમોદ ( આત્મગુણ દેખી આનંદ ); ઉપેક્ષા ( નિસ્પૃહીબુદ્ધિ ). એથી પાત્રતા આવશે.—

મોરબી, ચૈત્ર વદ ૧૦. (ઇ૦સ૦) ૧૮૮૯.

## ૫૦૪.

## સત્પુરૂષોને નમસ્કાર.

પરમાત્માને ધ્યાવાથી પરમાત્મા થવાય છે, પણ તે ધ્યાન, આત્મા સત્પુરૂષના ચરણકમળની વિનયોપાસના વિના પ્રાપ્ત કરી શકતો નથી, એ નિર્ગ્રંથ ભગવાનનું સર્વોત્તમ વચનામૃત છે.

---

તમને મેં ચાર ભાવના માટે આગળ કંઇક સૂચવન કર્યું હતું. તે સૂચન અત્ર વિશેષતાથી કંઇક લખું છું: આત્માને અનંત ભ્રમણાથી સ્વરૂપમય પવિત્ર શ્રેણિમાં આણવો એ કેવું નિરૂપમ સુખ છે? તે કહ્યું કહેવાતું નથી, લખ્યું લખાતું નથી અને મને વિચાર્યું વિચારાતું નથી.

આ કાળમાં શુક્લધ્યાનની મુખ્યતાનો અનુભવ ભારતમાં અસંભવિત છે; તે ધ્યાનની પરોક્ષ કથારૂપ અમૃતતાનો રસ કેટલાક પુરુષો પ્રાપ્ત કરી શકે છે. પણ મોક્ષના માર્ગની અનુકૂળતાનો ધોરી રસ્તો પ્રથમ ધર્મધ્યાનથી છે. આ કાળમાં રૂપાતીત સુધી ધર્મધ્યાનની પ્રાપ્તિ કેટલાક સત્પુરુષોને સ્વભાવે, કેટલાકને સદ્ગુરુરૂપ નિરૂપમ નિમિત્તથી, અને કેટલાકને સત્સંગ–આદિ લઇ અનેક સાધનોથી થઇ શકે છે, પણ તેવા પુરુષો–નિર્ગ્રંથમતના–લાખોમાં પણ કોઇક જ નીકળી શકે છે. ઘણે ભાગે તે સત્પુરુષો ત્યાગી થઇ, એકાંત ભૂમિકામાં વાસ કરે છે, કેટલાક બાહ્ય–અત્યાગને લીધે સંસારમાં રહ્યા છતાં સંસારીપણું જ દર્શાવે છે. પે'લા પુરુષનું મુખ્યોત્કૃષ્ટ અને બીજાનું ગૌણોત્કૃષ્ટ જ્ઞાન, પ્રાયે કરીને, ગણી શકાય. ચોથે ગુણસ્થાનકે આવેલો પુરુષ પાત્રતા પામ્યો ગણી શકાય, ત્યાં ધર્મધ્યાનની ગૌણતા છે. પાંચમે મધ્યમ ગૌણતા છે; છઠ્ઠે મુખ્યતા પણ મધ્યમ છે, સાતમે મુખ્યતા છે. આપણે ગૃહવાસમાં સામાન્ય વિધિએ પાંચમે ઉત્કૃષ્ટે તો આવી શકીએ. આ સિવાય ભાવની અપેક્ષા તો ઓર જ છે! એ ધર્મધ્યાનમાં ચાર ભાવનાથી ભૂષિત થવું સંભવે છે. ૧. મૈત્રી.–સર્વ જગતના જીવભણી નિર્વૈરબુદ્ધિ. ૨. પ્રમોદ.–અંશમાત્ર પણ કોઇનો ગુણ નિરખીને રોમાંચિત ઉલ્લાસવા. ૩. કરુણા.–જગતજીવના દુઃખ દેખીને અનુકંપિત થવું. ૪. માધ્યસ્થ કે ઉપેક્ષા.–શુદ્ધ સમદ્રષ્ટિના બળવીર્યને યોગ્ય થવું. ચાર તેનાં આલંબન છે; ચાર તેની રૂચિ છે, ચાર તેના પાયા છે. એમ અનેક ભેદે વહેંચાયલું ધર્મધ્યાન છે. જે પવન (શ્વાસ) નો જય કરે છે, તે મનનો જય કરે છે; જે મનનો જય કરે છે, તે આત્મલીનતા પામે છે. આ કહ્યું તે વ્યવ-

દાગ માત્ર છે. નિશ્ચયમાં નિશ્ચયઅર્થની અપૂર્વ યોજના સત્પુરુષના અંતરમાં રહી છે: શ્વાસનો જય કરતાં છતાં સત્પુરુષની આજ્ઞાથી પરાઙ્મુખતા છે, તો તે શ્વાસજય પરિણામે સંસાર જ વધારે છે. શ્વાસનો જય ત્યાં છે કે જ્યાં વાસ(ના)નો જય છે. તેનાં બે સાધન છે: સદ્ગુરુ અને સત્સંગ. તેની બે શ્રેણિ છે: પર્યુપાસના અને પાત્રતા. તેની તેની બે વર્દ્ધમાનતા છે: પરિચય અને પુણ્યાનુબંધીપુણ્યતા. સઘળાંનું મૂળ આત્માની સત્પાત્રતા છે. અત્યારે એ વિષય સંબંધી એટલું લખું છું.

---

૫૧.

જો પદ્માસન વાળીને કિંવા સ્થિર આસનથી બેસી શકાતું હોય, (સૂઇ શકાતું હોય તો પણ ચાલે, પણ સ્થિરતા જોઇએ.) ચળવિચળ દેહ ન થતો હોય, તો આંખો મીંચી જઇ નાભિના ભાગપર દ્રષ્ટિ પહોંચાડી, પછી છાતીના મધ્ય ભાગમાં આણી કપાળના મધ્ય ભાગમાં તે દ્રષ્ટિ ઠેઠ લાવી, સર્વ જગત્ શૂન્યાભાસરૂપ ચિંતવવી, પોતાના દેહમાં સર્વ સ્થળે એક તેજ વ્યાપ્યું છે, એવો ભાસ લઇ, જે રૂપે પાર્શ્વનાથાદિક અર્હંતની પ્રતિમા સ્થિરધવળ દેખાય છે, તેવો ધ્યાસ છાતીના મધ્ય ભાગમાં કરો. તેટલામાંથી કંઇ થઇ ન શકતું હોય તો સવારના ચાર વાગે કે પાંચ વાગે જાગૃતિ પામી, એ કાયના ચિંતવવી અર્હંત સ્વરૂપનું ચિંતવન, અને તો કરવું; નહીં તો કંઇ પણ નહીં ચિંતવતાં, સમાધિ કે બોધિ એ શબ્દો જ ચિંતવવા; અત્યારે એટલું જ પરમ કલ્યાણની એક શ્રેણિ થશે એ છમાં ઓછી બાર પળ અને ઉત્કૃષ્ટ અંતર્મુહૂર્ત્ત સ્થિતિ રાખવી.

વૈશાખ શુદ ૧, ૧૯૪૫.                                                 વિ૦ રાયચંદ.

---

૫૨.

## સત્પુરૂષોને નમસ્કાર.

આપનાં દર્શન મને અહિં લગભગ સવા માસ પહેલાં થયાં હતાં. ધર્મસંબંધી કેટલીક મુખચર્ચા થઇ હતી આપને સ્મૃતિ માં હશે એમ ગણી એ ચર્ચાસંબંધી કંઇ વિશેષ દર્શાવવાની આજ્ઞા લેતો નથી.

ધર્મસંબંધી મધ્યસ્થ, ઉચ્ચ અને અદંભી વિચારોથી આપનાપર કંઇક મારી વિશેષ પ્રશસ્ત અનુરક્તતા થવાથી કાંઇ વેળા આધ્યાત્મિક શૈલીસંબંધી પ્રશ્ન આપની સમીપ મૂકવાની આજ્ઞા લેવાનો આપને પરિશ્રમ આપું છઉં. યોગ્ય લાગે તો આપ અનુકૂળ થશો.

હું અર્થે કે વયમંબંમાં દૃઢ સ્થિતિવાળો નથી; તોપણ કંઈક જ્ઞાનવૃદ્ધતા આણવા માટે આપના જેવા—સત્સંગને, તેમના વિચારો અને સત્પુરુષની ચરણ-રજને સેવવાનો અભિલાષી છઉં. મારૂં આ બાલવય એ અભિલાષામાં વિશેષ ભાગે ગયું છે; તેથી કંઇ પણ સમજાયું હોય, તો (તે) બે શબ્દો સમયાનુસાર આપ જેવાની સમીપ મૂકી આત્મહિત વિશેષ કરી શકું, એ પ્રયાચના આ પત્રથી છે.

આ કાળમાં પુનર્જન્મનો નિશ્ચય આત્મા શા વડે, કેવા પ્રકારે, અને શ્રેણિમાં કરી શકે, એ સંબંધી કંઇ મારાથી સમજાયું છે તે જો આપની આજ્ઞા હોય તો આપની સમીપ મૂકીશ.

વવાણીઆ, વૈશાખ શુદ ૬, ૧૯૪૫ સોમ.

વિ૦ આપના મધ્યસ્થ વિચારોના અભિલાષી,
રાયચંદ રવજીભાઇના પચાંગી પ્રશસ્તભાવે પ્રણામ.

---

૫૩.

पक्षपातो न मे वीरे, न द्वेषो कपिलादिषु
युक्तिमद्वचनं यस्य तस्य कार्यः परिग्रहः॥
—हरिभद्राचार्यः।

આપનું ધર્મપત્ર વૈશાખ વદ ૬ નું મળ્યું. આપના વિશેષ અવકાશ માટે વિચાર કરી ઉત્તર લખવામાં આટલો મેં વિલંબ કર્યો છે; જે ક્ષમાપાત્ર છે.

તે પત્રમાં આપ દર્શાવો છો કે, કોઇપણ માર્ગથી આધ્યાત્મિક જ્ઞાન સંપાદન કરવું; એ જ્ઞાનીઓનો ઉપદેશ છે. આ વચન મને પણ સંમત છે. પ્રત્યેક દર્શનમાં આત્માનો જે બોધ છે, અને મોક્ષ માટે સર્વનું પ્રયત્ન છે; તોપણ આટલું તો આપ પણ માન્ય કરી શકશો કે, જે માર્ગથી આત્મા આત્મત્વ-સમ્યક્-જ્ઞાન-યથાર્થદૃષ્ટિ—પામે તે માર્ગ સત્પુરુષની આજ્ઞાનુસાર સમ્મત કરવો જોઇએ. અહીં કોઇ પણ દર્શન માટે બોલવાની ઉચિતતા નથી, છતાં આમ તો કહી શકાય કે જે પુરુષનું વચન પૂર્વાપર અખંડિત છે, તેનું બોધેલું દર્શન તે પૂર્વાપર હિતસ્વી છે. આત્મા જ્યાંથી 'યથાર્થદૃષ્ટિ' કિંવા 'વસ્તુધર્મ' પામે ત્યાંથી સમ્યક્જ્ઞાન સંપ્રાપ્ત થાય એ સર્વમાન્ય છે.

આત્મત્વ પામવા માટે શું હેય? શું ઉપાદેય? અને શું જ્ઞેય છે? તે વિષે પ્રસંગોપાત સત્પુરુષની આજ્ઞાનુસાર આપની સમીપ કંઇ કંઇ મૂકતો રહીશ. જ્ઞેય, હેય, અને ઉપાદેયરૂપે કોઇ પદાર્થ—એક પણ પરમાણુ નથી

જાણ્યો તો ત્યાં આત્મા પણ જાણ્યો નથી. મહાવીરના બોધેલા "આચારાંગ" નામના એક સિદ્ધાંતિક શાસ્ત્રમાં આમ કહ્યું છે કે, "जे एगं जाणइ से सव्वं जाणइ, जे सव्वं जाणइ से एगं जाणइ"—એકને જાણ્યો તેણે સર્વ જાણ્યું, જેણે સર્વને જાણ્યું તેણે એકને જાણ્યો. આ વચનામૃત એમ ઉપદેશે છે કે, એક આત્મા, જ્યારે જાણવા માટે પ્રયત્ન કરશે, ત્યારે સર્વ જાણ્યાનું પ્રયત્ન થશે. અને સર્વ જાણ્યાનું પ્રયત્ન એક આત્મા જાણવાને માટે છે; તોપણ વિચિત્ર જગતનુ સ્વરૂપ જેણે જાણ્યું નથી તે આત્માને જાણતો નથી. આ બોધ અયથાર્થ ઠરતો નથી.

આત્મા શાથી, કેમ, અને કેવા પ્રકારે બંધાયો છે? આ જ્ઞાન જેને થયુ નથી, તેને તે શાથી, કેમ અને કેવા પ્રકારે મુક્ત થાય? તેનું જ્ઞાન પણ થયુ નથી, અને ન થાય તો વચનામૃત પણ પ્રમાણભૂત છે. મહાવીરના બોધનો મુખ્ય પાયો ઉપરના વચનામૃતથી શરૂ થાય છે; અને એનુ સ્વરૂપ એણે સર્વોત્તમ દર્શાવ્યું છે; તે માટે આપની અનુકૂળતા હશે, તો આગળ ઉપર જણાવીશ

અહિં એક આ પણ વિજ્ઞાપના આપને કરવી યોગ્ય છે કે, મહાવીર કે કોઇ પણ બીજા ઉપદેશકના પક્ષપાત માટે મારૂં કંઇ પણ કથન અથવા માનવું નથી; પણ આત્મત્વ પામવા માટે જેનો બોધ અનુકૂળ છે તેને માટે પક્ષપાત ( ! )–દષ્ટિરાગ-પ્રશસ્ત રાગ, કે માન્યતા છે; અને તેને આધારે વર્તના છે; તો આત્મત્વને બાધા કરતુ એવુ કોઇ પણ મારૂં કથન હોય, તો દર્શાવી ઉપકાર કરતા રહેશો. પ્રત્યક્ષ સત્સંગની તો બલિહારી છે; અને તે પુણ્યાનુબંધી પુણ્યનુ ફળ છે, છતા જ્યાંસુધી પરોક્ષ સત્સંગ જ્ઞાનીદૃષ્ટયાનુસાર મળ્યા કરશે ત્યાંસુધી પણ મારા ભાગ્યનો ઉદય જ છે,

૨. નિર્ગ્રંથ શાસન જ્ઞાનવૃદ્ધને સર્વોત્તમ વૃદ્ધ ગણે છે. જાતિવૃદ્ધતા, પર્યાયવૃદ્ધત એવા વૃદ્ધતાના અનેક ભેદ છે, પણ જ્ઞાનવૃદ્ધતાવિના એ સઘળી વૃદ્ધતા તે નામવૃદ્ધતા છે, કિંવા શૂન્યવૃદ્ધતા છે.

૩. પુનર્જન્મ સબંધી મારા વિચાર દર્શાવવા આપે સૂચવ્યું તે માટે અહિં પ્રસંગ પ્રાપ્ત સંક્ષેપમાત્ર દર્શાવું છું:—

(અ) મારૂં કેટલાક નિર્ણયપરથી આમ માનવું થયુ છે કે, આ કાળમાં પણ કોઇ કોઇ મહાત્માઓ ગતભવને જાતિસ્મરણજ્ઞાનવડે જાણી શકે છે, જે જાણવું કલ્પિત નહીં, સમ્યક્ હોય છે. ઉત્કૃષ્ટસંવેગ–જ્ઞાનયોગ–અને સત્સંગથી પણ એ જ્ઞાન પ્રાપ્ત થાય છે, એટલે શું કે ભૂતભવ પ્રત્યક્ષાનુભવરૂપ થાય છે.

જ્યાંસુધી ભૂતભવ અનુભવગમ્ય ન થાય ત્યાંસુધી ભવિષ્યકાળનું ધર્મ-પ્રયત્ન શંકાસહ આત્મા કર્યા કરે છે; અને શંકાસહ પ્રયત્ન તે યોગ્ય સિદ્ધિ આપતું નથી,

(આ) 'પુનર્જન્મ છે;' આટલું પરોક્ષે-પ્રત્યક્ષે નિઃશંકતા જે પુરૂષને પ્રાપ્ત થયું નથી, તે પુરૂષને આત્મજ્ઞાન પ્રાપ્ત થયું હોય એમ શાસ્ત્રશૈલી કહેતી નથી. પુનર્જન્મને માટે શ્રુતજ્ઞાનથી મેળવેલો આશય મને જે અનુભવ-ગમ્ય થયો છે તે કંઇક અહિં દર્શાવી જઉં છઉં.

(૧) 'ચૈતન્ય' અને 'જડ' એ બે ઓળખવાને માટે તે બન્ને વચ્ચે જે ભિન્ન ધર્મ છે તે પ્રથમ ઓળખાવો જોઇએ; અને તે ભિન્ન ધર્મ-માં પણ મુખ્ય ભિન્ન ધર્મ જે ઓળખવાનો છે તે આ છે કે,''ચૈતન્ય' માં 'ઉપયોગ' (કોઇ પણ વસ્તુનો જેવડે બોધ થાય તે વસ્તુ) રહ્યો છે, અને 'જડ' માં 'તે' નથી. અહિં કદાપિ આમ કોઇ નિર્ણય કરવા ઇચ્છે કે, 'જડ' મા શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ શક્તિઓ રહી છે; અને ચૈતન્યમાં તે નથી; પણ એ ભિન્નતા આકાશની અપેક્ષા લેતાં ન સમન્વય તેવી છે, કારણ તેવા કેટલાક ગુણો આકાશમાં પણ રહ્યા છે, જેવા કે, નિરંજન, નિરાકાર, અરૂપી ઇ૦ તો તે આત્માની સદશ્ય ગણી શકાય, કારણ ભિન્ન ધર્મ ન રહ્યા; પરંતુ ભિન્ન ધર્મ 'ઉપયોગ' નામનો આગળ કહેલો ગુણ તે દર્શાવે છે, અને પછીથી જડ ચૈતન્યનું સ્વરૂપ સમજવું સુગમ પડે છે.

(૨) જીવનો મુખ્ય ગુણ, વા લક્ષણ છે તે 'ઉપયોગ' (કોઇ પણ વસ્તુસંબંધી લાગણી; બોધ; જ્ઞાન). અશુદ્ધ અને અપૂર્ણ ઉપયોગ જેને રહ્યો છે તે જીવ "વ્યવહારની અપેક્ષાએ" આત્મા સ્વરૂપે પરમાત્મા જ છે. પણ જ્યાંસુધી સ્વરૂપ યથાર્થ સમજ્યો નથી ત્યાંસુધી (આત્મા) છદ્મસ્થ જીવ છે-પરમાત્મદશામાં આવ્યો નથી. શુદ્ધ અને સંપૂર્ણ યથાર્થ ઉપયોગ જેને રહ્યો છે તે પરમાત્મદશાને પ્રાપ્ત થયેલો આત્મા ગણાય. અશુદ્ધ ઉપ-યોગી હોવાથી જ આત્મા કલ્પિત જ્ઞાન (અજ્ઞાન) ને સમ્યક્‌જ્ઞાન માની રહ્યો છે, અને સમક્જ્ઞાન વિના પુનર્જન્મનો નિશ્ચય કોઇ અંશે પણ યથાર્થ થતો નથી અશુદ્ધ ઉપયોગ થવાનું કંઇ પણ નિમિત્ત હોવું જોઇએ, તે નિમિત્ત અનુપૂર્વિએ ચાલ્યાં આવતાં બાહ્યભાવે ગ્રહેલા કર્મપુદ્ગલ છે. :(તે કર્મનું યથાર્થ સ્વરૂપ સૂક્ષ્મતાથી સમજવા જેવું છે, કારણ આત્માને આપ્રી

દશા કાંઇ પણ નિમિત્તથી જ હોવી જોઇએ; અને તે નિમિત્ત જ્યાંસુધી જે પ્રકારે છે તે પ્રકારે ન સમન્જસ ત્યાંસુધી જે વાટે જવું છે તે વાટની નિકટતા ન થાય. ) જેનું પરિણામ વિપર્યય હોય તેનો પ્રારંભ અશુદ્ધ ઉપયોગ વિના ન થાય, અને અશુદ્ધ ઉપયોગ ભૂતકાળના કંઇ પણ સંલગ્ન વિના ન થાય. વર્તમાનકાળમાંથી આપણે એકેકી પળ બાદ કરતા જઇએ, અને તપાસતા જઇએ, તો પ્રત્યેક પળ ભિન્ન ભિન્ન સ્વરૂપે ગઇ જણાશે (તે ભિન્ન ભિન્ન થવાનું કારણ કંઇ હોય જ ). એક માણસે એવો દૃઢ સંકલ્પ કર્યો કે યાવત્ જીવનકાળ સ્ત્રીનું ચિંતવન પણ મારે ન કરવું; છતાં પાંચ પળ જ જાય, અને ચિંતવન થયુ તો પછી તેનુ કારણ જોઇએ. મને જે શાસ્ત્રસંબંધી અલ્પ બોધ થયો છે તેથી એમ કહી શકું છઉં કે, તે પૂર્વકર્મનો કોઇ પણ અંશે ઉદય જોઇએ. કેવાં કર્મનો? તો કહી શકીશ કે, મોહનીય કર્મનો; કઇ તેની પ્રકૃતિનો? તો કહીશ કે, પુરુષવેદનો. ( પુરુષવેદની પંદર પ્રકૃતિ છે. ) પુરુષવેદનો ઉદય દૃઢ સંકલ્પે રોક્યે છતાં થયો તેનુ કારણ હવે કહી શકાશે કે, કંઇ ભૂતકાલનું હોવું જોઇએ; અને અનુપૂર્વિએ તેનુ સ્વરૂપ વિચારતાં પુનર્જન્મ સિદ્ધ થશે આ સ્થળે બહુ દૃષ્ટાંતોથી કહેવાની મારી ઇચ્છા હતી; પણ ધાર્યા કરતાં કહેવું વધી ગયુ છે. તેમ આત્માને જે બોધ થયો તે મન યથાર્થ ન જાણી શકે. મનનો બોધ વચન યથાર્થ ન કહી શકે. વચનનો કથન બોધ પણ કલમ લખી ન શકે. આમ હોવાથી અને આ વિષયસંબંધે કેટલાક શૈલીશબ્દો વાપરવાની આવશ્યકતા હોવાથી અત્યારે અપૂર્ણ ભાગે આ વિષય મૂકી દઉં છઉં. એ **અનુમાનપ્રમાણ** કહી ગયો. **પ્રત્યક્ષપ્રમાણ** સંબંધી જ્ઞાનીદૃષ્ટ હશે, તો હવે પછી, વા દર્શનસમય મળ્યો તો ત્યારે કાંઇક દર્શાવી શકીશ. આપના ઉપયોગમા રમી ગયું છે, છતા બે એક વચનો નમ્રતી પ્રસન્નતાર્થે લખું છઉં —

૧ સર્વ કરતા આત્મજ્ઞાન શ્રેષ્ઠ છે.

૨. ધર્મવિષય, ગતિ, આગતિ નિશ્ચય છે

૩. જેમ ઉપયોગની શુદ્ધતા તેમ આત્મજ્ઞાન પમાય છે.

૪. એ માટે નિર્વિકાર દૃષ્ટિની અગત્ય છે,

૫. 'પુનર્જન્મ છે' તે યોગથી, શાસ્ત્રથી અને સહજરૂપે અનેક સત્પુરુષોને સિદ્ધ થયેલ છે

આ કાળમા એ વિષે અનેક પુરુષોને નિઃશંકતા નથી થતી. તેનાં કારણો માત્ર સાત્વિકતાની ન્યૂનતા, ત્રિવિધતાપની મૂર્છા, 'શ્રી ગોકુળચરિત્ર'

માં આપે દર્શાવેલી નિર્જનાવસ્થા, તેની ખામી, સત્સંગવિનાનો વાસ, સ્વમાન અને અયથાર્થ દૃષ્ટિ એ છે.

ફરી એ વિષે વિશેષ આપને અનુકૂળતા હશે, તો દર્શાવીશ. આથી મને આત્મોજ્વલતાનો પરમ લાભ છે. તેથી આપને અનુકૂળ પડશે જ. વખત હોય તો બે ચાર વખત આ પત્ર મનન થવાથી મારો કહેલો અલ્પ આશય આપને બહુ દૃષ્ટિગોચર થશે. શૈલીને માટે થઇને વિસ્તારથી કંઇક લખ્યું છે; છતાં જેવું જોઇએ તેવું સમજાવાયું નથી એમ મારૂં માનવું છે. પણ હળવે હળવે હું ધારૂં છું કે, તે આપની પાસે સરળ રૂપે મૂકી શકીશ.

બુદ્ધ ભગવાનનું જન્મચરિત્ર મારી પાસે આવ્યું નથી. અનુકૂળતા હોય તો મોકલાવવા સૂચવન કરશો. સત્પુરુષનાં ચરિત્ર એ દર્પણરૂપ છે. બુદ્ધ અને જૈનના બોધમાં મહાન્ તફાવત છે.

સર્વ દોષની ક્ષમા ઇચ્છી આ પત્ર પૂરૂં (અપૂર્ણ સ્થિતિએ) કરૂં છઉં. આપની આજ્ઞા હશે, તો એવો વખત મેળવી શકાશે કે, આત્મત્વ દૃઢ થાય.

અસુગમતાથી લેખ દોષિત થયો છે, પણ કેટલીક નિરૂપાયતા હતી. નહીં તો સરળતા વાપરવાથી આત્મત્વની પ્રફુલ્લિતતા વિશેષ થઇ શકે.

વવાણીઆ બંદર જ્યેષ્ઠ, શુદ ૪, ૧૯૪૫, રવિ.

વિ૦ ધર્મજીવનના ઇચ્છક,
રાયચંદ રવજીભાઇના વિનયભાવે પ્રશસ્ત પ્રણામ.

---

૫૩.

આપને મેં વવાણીઆ બંદરથી પુનર્જન્મસંબંધી પરોક્ષજ્ઞાનની અપેક્ષાએ એકાદ બે વિચારો દર્શાવ્યા હતા; અને એ વિષે અવકાશ લઇ કેટલુંક દર્શાવી પછી પ્રત્યક્ષ અનુભવગમ્ય જ્ઞાનથી તે વિષયનો નિશ્ચય મારા સમજવામાં જે કંઇ આવ્યો છે તે દર્શાવવાની ઇચ્છા રાખી છે.

એ પત્ર જ્યેષ્ઠ શુદ ૫ મે આપને મળેલું હોવું જોઇએ. અવકાશ પ્રાપ્ત કરી કંઇ ઉત્તર ઘટે, તો ઉત્તર; નહીં તો પહોંચ માત્ર આપી પ્રશમ આપશો એ વિજ્ઞપના છે.

નિર્ગ્રંથના બોધેલાં શાસ્ત્રના શોધ માટે અહિં સાતેક દિવસ થયાં મારૂં આવવું થયું છે.

અમદાવાદ, જ્યેષ્ઠ વદ ૧૨, સોમ, ૧૯૪૫.

ધર્મોપજીવનના ઇચ્છક,
રાયચંદ રવજીભાઇના યથાવિધિ પ્રણામ.

---

૫૫.

ભગવતીજીના પાઠ સંબંધી નીચે ટુંકો ખુલાસો આપ્યો છેઃ—

मुह जोगं पडुच्च अणारंभी, असुहजोगं.

पडुन्च आयारंभी, परारंभी, तदुभयारम्भी.

શુભ યોગની અપેક્ષાએ અનારંભી અશુભ યોગની અપેક્ષાએ આત્મારંભી, પરારંભી, તદુભયારંભી (આત્મારંભી અને પરારંભી). અહીં શુભનો અર્થ, પારિણામિક શુભથી લેવો જોઇએ, એમ મારી દૃષ્ટિ છે પારિણામિક એટલે જે પરિણામે શુભ વા જેવુ હતુ તેવુ રહેવુ છે તે અહીં યોગનો અર્થ, મન, વચન અને કાયા છે શાસ્ત્રકારનો એ વ્યાખ્યાન આપવાનો મુખ્ય હેતુ યથાર્થ દર્શાવવાનો અને શુભ યોગમાં પ્રવૃત્તિ કરાવવાનો છે પાઠમા બોધ ઘણો સુંદર છે. યથાર્થ ઉપદેશ જેમણે કર્યો છે એવા વીતરાગના ઉપદેશમાં પરાયણ રહો એ, મારી વિનયપૂર્વક તમને—મને ભાઇઓને—અને બીજાઓને ભલામણ છે.

મે હાલીન એવા મારા આત્મા આલોપાચિથી જેટલે પ્રકારે યોગયો છે તે, તમે જાણો છો, એટલે અધિક શુ લખું? હાલ તો તમે જ તમારાથી ધર્મશિક્ષા લ્યો, યોગ્ય પાત્ર થાઓ, હુ પણ યોગ્ય પાત્ર થાઉ, આગળ વધારે જોઇશુ.

મુમ્બાઇ. તા ૨૨, ૬, ૯૦, અશાડ શુદ ૫, રવિ, ૧૯૪૫.

વિ૦ રાયચંદના પ્રણામ.

---

૫૬.

અનંતાનુબંધી ક્રોધ, અનંતાનુબંધી માન, અનંતાનુબંધી માયા અને અનંતાનુબંધી લોભ, એ ચાર તથા મિથ્યાત્વ મોહનીય, મિશ્ર મોહનીય, સમ્યકત્વ મોહનીય, એ ત્રણ, એમ સાત પ્રકૃતિ જ્યાસુધી ક્ષયોપશમ, ઉપશમ કે ક્ષય થતી નથી ત્યાંસુધી, સમ્યક્દૃષ્ટિ થવુ સંભવતુ નથી. એ સાત પ્રકૃતિ જેમ જેમ મંદતાને પામે, તેમ તેમ સમ્યકત્વનો ઉદય થાય છે. તે પ્રકૃતિઓની ગ્રંથી છેદવી પરમ દુર્લભ છે જેની તે ગ્રંથી છેદાઇ તેને, આત્મા હસ્તગત થવો સુલભ છે. તત્ત્વજ્ઞાનીઓએ એ જ અર્થીને ભેદવાનો ફરી ફરીને બોધ કર્યો છે જે આત્મા અપ્રમાદપણે તે ભેદવા ભણી દૃષ્ટિ આપશે, તે આત્મતત્ત્વને પામશે, એ નિઃસંદેહ છે.

સદ્ગુરુના ઉપદેશ વિના અને જીવની સત્પાત્રતા વિના એમ થવું અટક્યું છે. તેની પ્રાપ્તિ કરીને સંસારતાપથી અત્યંત તપાયમાન આત્માને શીતળ કરવો, એ જ કૃતકૃત્યતા છે.

"ધર્મ" એ વસ્તુ બહુ ગુપ્ત રહી છે. બાહ્યસંશોધનથી મળવાની નથી; અપૂર્વ અંતસંશોધનથી તે પ્રાપ્ત થાય છે. જે અંતસંશોધન, કોઇક મહાભાગ્ય, સદ્ગુરુ–અનુગ્રહે પામે છે.

એક ભવના થોડા સુખ માટે અનંત ભવનું અનંત દુઃખ નહીં વધારવાનું પ્રયત્ન સત્પુરુષો કરે છે.

સ્યાત્પદ આ વાત પણ માન્ય છે કે, બનનાર છે તે ફરનાર નથી અને ફરનાર છે તે બનનાર નથી, તો પછી ધર્મપ્રયત્નમાં–આત્મહિતમાં અન્ય-ઉપાધિને આધીન થઇ પ્રમાદ શું ધારણ કરવો? આમ છે છતાં, દેશ, કાળ, પાત્ર, ભાવ જોવાં જોઇએ. સત્પુરુષોનું યોગબળ જગત્‌નું કલ્યાણ કરો.

સં. ૧૯૪૫, શ્રાવણ વદ ૧૦, બુધવાર.

---

૫૭.

સત્પુરુષ એ જ કે નિશદિન જેને આત્માનો ઉપયોગ છે, શાસ્ત્રમાં નથી અને સાંભળ્યામાં નથી, છતાં અનુભવમાં આવે તેવું જેનું કથન છે; અંતરંગ સ્પૃહા નથી એવી જેની ગુપ્ત આચરણા છે. બાકી તો કંઇ કહ્યું જાય તેમ નથી.—

અને આમ કર્યા વિના તારો કોઇ કાળે છૂટકો થનાર નથી; આ અનુભવપ્રવચન પ્રમાણિક ગણ.—

સં. ૧૯૪૫, આશો વદ ૧૦, શનિ. મોહમયી.

વિ૦ રાયચંદના પ્રણામ

---

૫૮.

નિરાબાધપણે જેની મનોવૃત્તિ વહ્યા કરે છે, સંકલ્પ-વિકલ્પની મંદતા જેને થઇ છે; પંચ વિષયથી વિરક્ત બુદ્ધિના અંકુરો જેને ફૂટ્યા છે; કલેશનાં કારણ જેણે નિર્મૂળ કર્યાં છે, અનેકાંતદૃષ્ટિયુક્ત એકાંતદૃષ્ટિને જે સેવ્યા કરે છે; જેની માત્ર એક શુદ્ધ વૃત્તિ જ છે; તે પ્રતાપી પુરુષ જયવાન વર્તો.

આપણે તેવું થવાનું પ્રયત્ન કરવું જોઇએ.

તેને ઉપરનાં કારણોથી જોવી પડે છે, એ મહા ખેદ છે. અંતરંગચર્યા પણ કોઇ સ્થળે ખોળી શકાતી નથી. એવાં પાત્રોની દુર્લભતા મને થઇ પડી એ જ મહા દુખમતા કહો.

---

૬૨.

જગતમાં ભિન્ન ભિન્ન મત અને દર્શન જોવામાં આવે છે તે દ્રષ્ટિભેદ છે.

ભિન્ન ભિન્ન મત દેખીએ, ભેદદ્રષ્ટિનો એહ;
એક તત્ત્વના મૂળમાં, વ્યાપ્યા માનો તેહ.— ૧.
તેહ તત્ત્વરૂપવૃક્ષનું, આત્મધર્મ છે મૂળ;
સ્વભાવની સિદ્ધિ કરે, ધર્મ તે જ અનુકૂળ— ૨.
પ્રથમ આત્મસિદ્ધિ થવા, કરીએ જ્ઞાનવિચાર;
અનુભવી ગુરુને સેવીએ, બુધજનનો નિર્ધાર.— ૩.
ક્ષણ ક્ષણ જે અસ્થિરતા, અને વિભાવિકમોહ;
તે જેનામાંથી ગયા, તે અનુભવી ગુરુ જોય.— ૪.
બાહ્ય તેમ અભ્યંતરે, ગ્રંથ ગ્રંથી નહીં હોય,
પરમ પુરુષ તેને કહો, સરળ દ્રષ્ટિથી જોય.— ૫.
બાહ્ય પરિગ્રહગ્રંથિ છે, અભ્યંતર મિથ્યાત્વ;
સ્વભાવથી પ્રતિકૂળતા— ૬.

---

૬૩.

અત્રે કુશળતા છે, આપના તરફની ઇચ્છું છું. આજે આપનું જિજ્ઞાસુ પત્ર મળ્યું; તે જિજ્ઞાસુ પત્રના ઉત્તર બદલ જે પત્ર મોકલવું જોઇએ તે પત્ર આ છે.

આ પત્રમાં ગૃહાશ્રમસંબંધી ભાગ કેટલાક વિચારો આપની સમીપ મૂકું છું. એ મૂકવાનો હેતુ માત્ર એટલોજ કે, કોઇ પણ પ્રકારના ઉત્તમ ક્રમમાં આપનું જીવનવ્યતીતપણું થાય; અને ક્રમ જ્યારથી આરંભ્યા જોઇએ તે કાળ હમણા જ આપની પાસે આરંભાયો છે; એટલે તે ક્રમ જણાવવાનો ઉચિત સમય છે; તેમ જણાવેલા ક્રમના વિચારો ઘણા સાંસ્કારિક હોઇને પત્ર વાટે નીકળ્યા છે; આપને તેમ જ કોઇ પણ આત્મોન્નતિ વા પ્રશસ્ત ક્રમને ઇચ્છનારને તે ખચિત વધારે ઉપયોગી થઇ પડશે. એમ માન્યતા છે.

તત્ત્વજ્ઞાનની ઉંડી ગુફાનુ દર્શન કરવા જઇએ તો, ત્યા નેપથ્યમાંથી એવો ધ્વનિ જ નીકળશે કે, તમે કોણ છો? ક્યાથી આવ્યા છો? કેમ આવ્યા છો? તમારી સમીપ આ સવગુ શુ છે? તમારી તમને પ્રતીતિ છે? તમે વિનાશી, અવિનાશી વા કોઇ ત્રિરાશી છો? એવા અનેક પ્રશ્નો હૃદયમા તે ધ્વનિથી પ્રવેશ કરશે અને એ પ્રશ્નોથી જ્યા આત્મા ઘેરાયો ત્યા પછી બીજા વિચારોને બહુ જ થોડો અવકાશ રહેશે, યદિ એ વિચારોથી જ છેવટે સિદ્ધિ છે, એ જ વિચારોના વિવેકથી જે અવ્યાબાધ સુખની ઇચ્છા છે, તેની પ્રાપ્તિ થાય છે, એ જ વિચારોના મનનથી અનંત કાળનુ ગુઝન ટળવાનુ છે તથાપિ તે સર્વને માટે નથી વાસ્તવિક દૃષ્ટિથી જોતા તેને છેવટ સુધી પામનાર પાત્રોની ન્યૂનતા બહુ છે, કાળ ફરી ગયો છે એ વસ્તુનો, અધીરાઇ અથવા અશૌચતાથી અમૃત લેવા જતા ઝેર નીકળે છે, અને ભાગ્યહીન અપાત્ર બન્ને લોકથી ભ્રષ્ટ થાય છે, એટલા માટે અમુક મતોને અપવાદરૂપ માની બાકીનાઓને તે ક્રમમા આવવા, તે ગુફાનુ દર્શન કરવા, ઘણા વખત સુધી અભ્યાસની જરૂર છે કદાપિ તે ગુફા દર્શનની તેની ઇચ્છા ન હોય, તોપણ પોતાના આ ભવના સુખને અર્થે પણ જન્મ્યા તથા મુઆની વચ્ચેનો ભાગ કોઇ રીતે ગાળવા માટે પણ એ અભ્યાસની ખચિત જરૂર છે એ કથન અનુભવગમ્ય છે ઘણાને તે અનુભવમા આવ્યુ છે, ઘણા આર્ય સત્પુરુષો તે માટે વિચાર કરી ગયા છે તેઓએ તે પર અધિકાધિક મનન કર્યુ છે આત્માને શોધી, તેના અપાર માર્ગમાથી થયેની પ્રાપ્તિના ઘણા ભાગ્યશાલી થવાને માટે, અનેક ક્રમ બાધ્યા છે તે મહાત્મા જયવાન હો! અને તેને ત્રિકાળ નમસ્કાર હો!

આપણે થોડીવાર તત્ત્વજ્ઞાનની ગુફાની વિસ્મરણા કરી, આર્યોએ બોધેલા અનેક ક્રમ પર આવવા માટે પરાયણ છીએ, તે સમયમા જણાવી જવુ યોગ્ય જ છે કે પૂર્ણાહ્લાદક જેને માન્યુ છે, પરમ સુખકર, હિતકર અને રહસ્યમય જેને માનેલ છે, તેમ છે અનુભવગમ્ય કે તે તો તે જ ગુફાનો નિવાસ છે—અને નિરતર તેની જ જિજ્ઞાસા છે અત્યારે કંઇ તે જિજ્ઞાસા પૂર્ણ થવાના ચિહ્ન નથી, તોપણ મે એમા આ લેખકનો જય થશે એવી તેની ખચિત શુભાકાંક્ષા છે—અને તેમ અનુભવગમ્ય પણ છે અત્યારથી જ જો યોગ્ય રીતે તે ક્રમની પ્રાપ્તિ હોય તો, આ પત્ર લખવા જેટલી ખોટી (ઢીલ) કરવા ઇચ્છા નથી પરન્તુ કાળની કઠિનતા છે,

જીવ મારાપણું માને છે તેજ દુઃખ છે. કેમકે મારાપણું માન્યું કે, ચિંતા થઇ કે કેમ થશે? કેમ કરીએ? ચિંતામાં જે સ્વરૂપ થઇ જાય છે તે જ અજ્ઞાન છે. વિચારથી કરી, જ્ઞાને કરી જોઇએ, તો કોઇ મારૂં નથી એમ જણાય. જો એકની ચિંતા કરે, તો આખા જગતની ચિંતા કરવી જોઇએ. માટે દરેક પ્રસંગે મારાપણું થતું અટકાવવું; તો ચિંતા—કલ્પના—પાતળી પડશે. તૃષ્ણા જેમ બને તેમ પાતળી પાડવી. વિચાર કરી કરીને તૃષ્ણા ઓછી કરવી. આ દેહને પચાસ રૂપીઆનો ખર્ચ જોઇએ તેને બદલે હજારો લાખોની ચિંતા કરી તે અગ્નિએ આખો દિવસ બળ્યા કરે છે. બાહ્ય ઉપયોગ તૃષ્ણાની વૃદ્ધિ થવાનું નિમિત્ત છે, જીવ મોટાઇને લીધે તૃષ્ણા વધારે છે. તે મોટાઇ રાખીને રાખીને મુક્તપણું થતું નથી. જેમ બને તેમ મોટાઇ, તૃષ્ણા પાતળાં પાડવાં. નિર્ધન કોણ? ધન માગે—ઇચ્છે—તે નિર્ધન. જે ન માગે તે ધનવાન છે. જેને વિશેષ લક્ષ્મીની તૃષ્ણા—તેના દુઃખધા, બળતરા છે તેને જરા પણ સુખ નથી. લોક જાણે છે કે, શ્રીમંત સુખી છે, પણ વસ્તુતઃ તેને રોમે રોમે બળતરા છે. માટે તૃષ્ણા ઘટાડવી.

આહારની વાત એટલે ખાવાના પદાર્થોની વાત તુચ્છ છે. તે કરવી નહીં. વિહારની એટલે ક્રિડાની વાત ઘણી તુચ્છ છે. નિહારની વાત તે પણ ઘણી તુચ્છ છે. શરીરનું શાતાપણું કે દીનપણું એ બધી તુચ્છપણાની વાત કરવી નહીં. આહાર વિષ્ટા છે. વિચારો કે, ખાધા પછી વિષ્ટા થાય છે વિષ્ટા ગાય ખાય તો દૂધ થાય છે, ને વળી ખેતરમાં ખાતર નાખતાં અનાજ થાય છે. આવી રીતે ઉત્પન્ન થયેલ અનાજનો જે આહાર તેને વિષ્ટાતુલ્ય જાણી, તેની ચર્ચા ન કરવી, તે તુચ્છ વાત છે.

સામાન્ય જીવોથી સાવ મૌનપણે રહેવાય નહીં; ને રહે તો અંતરની કલ્પના મટે નહીં, અને જ્યાંસુધી કલ્પના હોય ત્યાંસુધી તેને માટે રસ્તો કાઢવો જ જોઇએ. એટલે પછી લખીને કલ્પના બહાર કાઢે. પરમાર્થકામમાં બોલવું. વ્યવહારકામમાં પ્રયોજન વગર લવારી કરવી નહીં. જ્યાં કડાકૂટ થતી હોય ત્યાંથી દૂર રહેવું. વૃત્તિ ઓછી કરવી.

ક્રોધ, માન, માયા, લોભ મારે પાતળા પાડવા છે એવો જ્યારે લક્ષ થશે,—જ્યારે તેનો થોડો થોડો પણ લક્ષ વર્તાશે—ત્યારે પછી સહજ થશે. આત્માને આવરણ કરનાર દરેક દૂષણ જાણવામાં આવે ત્યારે તેને ખસેડવાનો અભ્યાસ કરવો. ક્રોધાદિ થોડે થોડે પાતળા પડ્યા પછી સહજરૂપ થશે. પછી

નિયમમાં લેવા માટે જેમ બને તેમ અભ્યાસ રાખવો; અને વિચારમાં વખત ગાળવો. કોઇના પ્રસંગથી ક્રોધાદિ ઉપજવાનું નિમિત્ત થાય તો તેને ગણકારવું નહીં; કેમકે પોતે ક્રોધ કરીએ તો થાય. જ્યારે પોતાના પ્રત્યે કોઇ ક્રોધ કરે, ત્યારે વિચાર કરવો કે,-તે બિચારાને હાલ તે પ્રકૃતિનો ઉદય છે; એની મેળે ઘડીએ બે ઘડીએ શાંત થશે. માટે જેમ બને તેમ અંતર્ વિચાર કરી પોતે સ્થિર રહેવું. ક્રોધાદિ કષાયને, હમેશાં વિચારી વિચારી પાતળા પાડવા. તૃષ્ણા ઓછી કરવી, કારણકે તે એકાંત દુઃખદાયી છે. જેમ ઉદય હશે તેમ બનશે; માટે તૃષ્ણા અવશ્ય ઓછી કરવી. બાહ્ય પ્રસંગો જેમ બને તેમ ઓછા કરવા.

ચેલાતીપુત્ર કોઇનું માથું કાપી લાવ્યો હતો. ત્યારબાદ જ્ઞાનીને મળ્યો; અને કહ્યું કે મોક્ષ આપ; નહીં તો માથું કાપી નાંખીશ. પછી જ્ઞાનીએ કહ્યું કે "બરાબર-નકી-કહે છે? વિવેક (સાચાને સાચું સમજવું), શમ (બધા ઉપર સમભાવ રાખવો તે), અને ઉપશમ (વૃત્તિઓને બહાર જવા દેવી નહીં; અને અંતર્વૃત્તિ રાખવી) વિશેષ વિશેષ આત્મામાં પરિણમાવવાથી આત્માનો મોક્ષ થાય છે."

કોઇ એક સંપ્રદાયવાળા એમ કહે છે કે, વેદાંતવાળાની મુક્તિ કરતાં-એ ભ્રમદશા કરતાં, ચાર ગતિ સારી, સુખદુઃખનો પોતાને અનુભવ તો રહે.

સિદ્ધમાં સમ્વર કહેવાય નહીં, કેમકે ત્યાં કર્મ આવતું નથી એટલે પછી રોકવાનું પણ હોય નહીં. મુક્તને વિષે સ્વભાવ સંભવે. એક ગુણથી-અંશથી તે સંપૂર્ણ સુધી.

સિદ્ધદશામાં સ્વભાવસુખ પ્રગટયું. કર્મના આવરણો મટયા; એટલે સમ્વર, નિર્જરા હવે કોને રહે? ત્રણ યોગ પણ હોય નહીં. મિથ્યાત્વ, પ્રમાદ, કષાય, યોગ બધાથી મૂકાણા તેને કર્મ આવતાં નથી; એટલે તેને કર્મ રોકવાનાં હોય નહીં. એક હજારની રકમ હોય; અને પછી થોડે થોડે પૂરી કરી દીધી એટલે ખાતું બંધ થયું, તેની પેઠે. પાંચ કારણો કર્મનાં હતાં તે સમ્વર નિર્જરાથી પૂર્ણ કર્યા એટલે પાંચ કારણોરૂપી ખાતુ બંધ થયું; એટલે પછી ફરી કોઇ રીતે પ્રાપ્ત થાયજ નહીં. ધર્મસંન્યાસ=ક્રોધ, માન, માયા, લોભ આદિ દોષો છેદ્યા તે.

જીવ તો સદાય જીવતો જ છે. તે કોઇ વખત ઉંઘતો નથી; કે મરતો નથી; મરવો સંભવતો નથી. સ્વભાવે સર્વ જીવતા જ છે. જેમ શ્વાસોચ્છ્વાસ વિના કોઇ જીવ જોવામાં આવતો નથી તેમ જ્ઞાનસ્વરૂપ ચૈતન્યવિના કોઇ જીવ નથી.

આત્મ ને નિંદવો; અને એવો ખેદ કરવો કે જેથી વૈરાગ્ય આવે; સંસાર ખોટો લાગે. ગમે તે મરણ પામે, પણ જેની આંખમાંથી આંસુ આવે—સંસાર અસાર જાણી જન્મ, જરા, મરણ મહાભયંકર જાણી વૈરાગ્ય પામી આંસુ આવે—તે ઉત્તમ છે. પોતાનો છોકરો મરણ પામે; ને રૂવે તેમાં કાંઇ વિશેષ નથી, તે તો મોહનું કારણ છે.

આત્મા પુરુષાર્થ કરે તો શું ન થાય? મોટા મોટા પર્વતોના પર્વતો છેદી નાંખ્યા છે; અને કેવા કેવા વિચાર કરી તેને રેલ્વેના કામમાં લીધા છે! આ તો બહારનાં કામ છે છતાં જય કર્યો છે. આત્માને વિચારવો એ કાંઇ બહારની વાત નથી. અજ્ઞાન છે તે મટે તો જ્ઞાન થાય.

અનુભવી વૈદ્ય તો દવા આપે, પણ દરદી જો ગળે ઉતારે તો રોગ મટે; તેમ સદ્‌ગુરૂ અનુભવ કરીને જ્ઞાનરૂપ દવા આપે, પણ મુમુક્ષુ ગ્રહણ કરવારૂપ ગળે ઉતારે ત્યારે મિથ્યાત્વરૂપ રોગ ટળે.

બે ઘડી પુરુષાર્થ કરે, તો કેવળજ્ઞાન થાય એમ કહ્યું. રેલ્વે આદિ ગમે તેવો પુરુષાર્થ કરે તોપણ બે ઘડીમાં તૈયાર થાય નહીં; તો પછી કેવળજ્ઞાન કેટલું સુલભ છે તે વિચારો.[1]

જે વાતો જીવને મંદ કરી નાંખે, પ્રમાદી કરી નાંખે તેવી વાતો સાંભળવી નહીં. એથીજ જીવ અનાદિ રખડયો છે. ભવસ્થિતિ, 'કાળ આદિનાં આલંબન લેવાં નહીં. એ બધાં બહાનાં છે.

જીવને સંસારી આલંબનો—વિટંબનાઓ—મૂકવાં નથી; ને ખોટાં આલંબન લઇને કહે છે કે કર્મનાં દળિયાં છે એટલે મારાથી કાંઇ બની શકતું નથી. આવાં આલંબન લઇ પુરુષાર્થ કરતો નથી. જો પુરુષાર્થ કરે, ને ભવસ્થિતિ કે કાળ નડે ત્યારે તેનો ઉપાય કરીશું; પણ પ્રથમ પુરુષાર્થ કરવો.

સાચા પુરુષની આજ્ઞા આરાધે તે પણ પરમાર્થરૂપ જ છે. તેમાં લાભ જ થાય. એ વેપાર લાભનો જ છે.

જે માણસે લાખો રૂપીઆ સામું પાછું વાળીને જોયું નથી, તે હવે હજારના વેપારમાં બહાનાં કાઢે છે; તેનું કારણ અંતરથી આત્માર્થની ઇચ્છા નથી. જે આત્માર્થી થયા તે પાછું વાળીને સામુ જોતા નથી. પુરુષાર્થ કરી સામાં આવી જાય છે. શાસ્ત્રમાં કહ્યું છે કે આવરણ, સ્વભાવ, ભવસ્થિતિ પાકે ક્યારે? તો કહે કે પુરુષાર્થ કરે ત્યારે.

---

[1] આ વિચારો પુરુષાર્થ જાગૃત કરવાના હેતુથી કહ્યા છે.—સંશોધક.

પાંચ કારણો મળે ત્યારે મુક્ત થાય. તે પાંચે કારણો પુરુષાર્થમાં રહ્યાં છે.' અનંતા ચોથા આરા મળે, પણ પોતે જો પુરુષાર્થ કરે તો ભક્તિ પ્રાપ્ત થાય. જીવે અનંતા કાળથી પુરુષાર્થ કર્યો નથી. બધાં ખોટાં આલંબનો લઇ માર્ગે આડા વિઘ્નો નાખ્યાં છે. કલ્યાણવૃત્તિ ઉગે ત્યારે ભવસ્થિતિ પાકી જાણવી. શૂરાતન હોય તો વર્ષનું કામ બે ઘડીમાં કરી શકાય.

પ્રશ્નઃ—વ્યવહારમાં ચોથા ગુણસ્થાનકે કયા કયા વ્યવહાર લાગુ પડે? શુદ્ધ વ્યવહાર કે બીજા ખરા?

ઉત્તરઃ—બીજા બધાય લાગુ પડે. ઉદયથી શુભાશુભ વ્યવહાર છે, અને પરિણતિએ શુદ્ધ વ્યવહાર છે.

પરમાર્થથી શુદ્ધ કર્ત્તા કહેવાય. પ્રત્યાખ્યાની, અપ્રત્યાખ્યાની ખપાવ્યા છે માટે શુદ્ધ વ્યવહારના કર્ત્તા છે સમકિતીને અશુદ્ધ વ્યવહાર ટાળવાનો છે. સમકિતી પરમાર્થથી શુદ્ધ કર્ત્તા છે. નયના પ્રકાર ઘણા છે, પણ જે પ્રકારવડે આત્મા ઉંચો આવે, પુરુષાર્થ વર્દ્ધમાન થાય તે જ પ્રકાર વિચારવો. પ્રત્યેક કાર્ય કરતા પોતાની ભૂલ ઉપર લક્ષ રાખવો. એક સમ્યક્ ઉપયોગ થાય, તો પોતાને અનુભવ થાય કે કેવી અનુભવદશા પ્રગટે છે!

સત્સંગ હોય તો બધા ગુણો સહેજે થાય. દયા, સત્ય, અદત્ત, બ્રહ્મચર્ય, પરિગ્રહમર્યાદા આદિ અહંકારરહિત કરવાં. લોકોને બતાવવા અર્થે કાંઇપણ કરવું નહીં. મનુષ્યઅવતાર મળ્યો છે, ને સદાચાર નહીં સેવે, તો પસ્તાવાનું થશે. મનુષ્યઅવતારમાં સત્પુરુષનું વચન સાંભળવાનો, વિચારવાનો યોગ મળ્યો છે.

સત્ય બોલવું એ કાંઇ મુશ્કેલ નથી. સાવ સહેજ છે. જે વેપારાદિ સત્યવડે થાય તે જ કરવા. જો છ મહિના સુધી એમ વર્તાય તો પછી સત્ય બોલવું સહજ થઇ જાય છે. સત્ય બોલતાં કદાચ થોડો વખત પ્રથમ થોડું નુકશાન થાય, પણ પછી અનંત ગુણનો ધણી જે આત્મા તે આખો લૂંટાઇ જાય છે તે લૂંટાતો બંધ પડે સત્ય બોલતાં ધીમે ધીમે સહજ થઇ જાય છે; અને થયા પછી વ્રત લેવું. અભ્યાસ રાખવો; કેમકે ઉત્કૃષ્ટ પરિણામવાળા આ કાળમાં વિરલા છે.

જીવ જો લૌકિક ભયથી ભય પામ્યો તો તેનાથી કાંઇ પણ થાય નહીં. લોક ગમે તેમ બોલે તેની દરકાર ન કરતાં આત્મહિત જેનાથી થાય તે સદાચરણ સેવવાં.'

જ્ઞાન જે કામ કરે છે તે અદ્ભુત છે. સત્પુરુષનાં વચનવગર વિચાર આવતો નથી; વિચારવિના વૈરાગ્ય આવે નહીં. વૈરાગ્યવગર જ્ઞાન આવે નહીં. આ કારણથી સત્પુરુષનાં વચનો વારંવાર વિચારવાં.

ખરેખરી આશંકા ટળે તો ઘણી નિર્જરા થાય છે. જીવ તો સત્પુરુષનો માર્ગ જાણતો હોય, તેનો તેને વારંવાર બોધ થતો હોય તો ઘણું ફળ થાય.

સાત નય અથવા અનંત નય છે. તે બધા એક આત્માર્થે જ છે, અને આત્માર્થ તે જ એક ખરો નય. નયનો પરમાર્થ જીવથી નીકળે તો ફળ થાય છેવટે ઉપશમભાવ આવે, તો ફળ થાય, નહીં તો જીવને નયનું જ્ઞાન જાળરૂપ થઇ પડે, અને તે વળી અહંકાર વધવાનું ઠેકાણું છે. સત્પુરુષના આશ્રયે જાળ ટળે.

વ્યાખ્યાનમાં ભંગજાલ રાગ (સ્વર) કાઢી સંભળાવે છે, પણ તેમાં આત્માર્થ નથી. જો સત્પુરુષના આશ્રયે કષાયાદિ મોળા પાડો, ને સદાચાર સેવી અહંકારરહિત થાઓ, તો તમારૂં અને બીજાનું હિત થાય, દંભરહિત આત્માર્થે સદાચાર સેવવા; જેથી ઉપકાર થાય.

ખારી જમીન હોય, ને તેમાં વરસાદ પડે તો શું કામ આવે? તેમ જ્યાંસુધી આત્મામાં ઉપદેશ પરિણમે નહીં ત્યાંસુધી સ્થિતિ હોય ત્યાંસુધી તે શું કામનો? જ્યાંસુધી ઉપદેશવાત આત્મામાં પરિણમે નહીં ત્યાંસુધી ફરી સાંભળવી· વિચારવી; તેનો કેડો મૂકવો નહીં; કાયર થવું નહીં; કાયર થાય તો આત્મા ઉંચો આવે નહીં. જ્ઞાનનો અભ્યાસ જેમ બને તેમ વધારવો; અભ્યાસ રાખવો તેમાં કુટિલતા કે અહંકાર રાખવા નહીં.

આત્મા અનંત જ્ઞાનમય છે. જેટલો અભ્યાસ વધે તેટલો ઓછો છે. 'સુંદરવિલાસ' વગેરે વાંચવાનો અભ્યાસ રાખવો. ગચ્છના કે મતમતાંતરનાં પુસ્તકો હાથમાં લેવાં નહીં. પરંપરાએ પણ કદાગ્રહ આવ્યા, તો જીવ પાછો માર્યો જાય; માટે મતોના કદાગ્રહની વાતોમાં પડવું નહીં. મતોથી છેટે રહેવું; દૂર રહેવું. જે પુસ્તકથી વૈરાગ્ય ઉપશમ થાય તે સમકિતદૃષ્ટિનાં પુસ્તકો છે. વૈરાગ્યવાળાં પુસ્તકો વાંચવાં.

દયા, સત્ય, આદિ જે સાધનો છે તે વિભાવને ત્યાગવાનાં સાધનો છે. અંતર્ સ્પર્શે તો વિચારને મોટો ટેકો મળે છે. અત્યારસુધીનાં સાધનો વિભાવના ટેકા હતા; તેને સાચાં સાધનોથી જ્ઞાનીપુરુષો હલાવે છે. કલ્યાણ કરવાનું હોય તેને સત્ય સાધન અવશ્ય કરવાનાં છે.

સતસમાગમમાં જીવ આવ્યો, ને ઇંદ્રિયેનું લુબ્ધપણું ન જાય, તો સતસમાગમમાં આવ્યો નથી એમ સમજવું. સત્ય બોલે નહીં ત્યાંસુધી ગુણ પ્રગટે નહીં સત્પુરુષ હાથે ઝાલીને વ્રત આપે ત્યારે લ્યો. જ્ઞાનીપુરુષ પરમાર્થનો જ ઉપદેશ આપે છે. મુમુક્ષુઓએ સાચાં સાધનો સેવવાં યોગ્ય છે.

સમકિતનાં મૂળ બાર વ્રતઃ—સ્થૂલપ્રાણાતિપાત; સ્થૂલમૃષાવાદ; સ્થૂલ કહેવાનો હેતુ૦—

જ્ઞાનીઓએ આત્માનો ઓર જ માર્ગ સમજાવ્યો છે. વ્રત બે પ્રકારનાં છેઃ-૧, સમકિત વગર બાહ્યવ્રત બે. ૨. સમકિતસહિત અંતરવ્રત છે. સમકિતસહિત બાર વ્રતોનો પરમાર્થ સમજાય તો ફળ થાય

બાહ્યવ્રત, અંતરવ્રતને અર્થે છે; જેવી રીતે એકડો શીખવા માટે લીટાઓ છે તેમ પ્રથમ તો લીટાડા કરતાં એકડો વાંકો ચૂંકો થાય; અને એમ કરતાં કરતાં પછી એકડો બરાબર થાય.

જીવે જે જે સાંભળ્યું છે તે તે અવળું જ ગ્રહણ કર્યું છે. જ્ઞાની બિચારા શું કરે! કેટલુંક સમજાવે? સમજાવવાની રીતે સમજાવે. મારીકૂટીને સમજાવ્યે આત્મજ્ઞાન થાય નહીં. આગળ જે જે વ્રતાદિ કર્યાં તે તે અફળ ગયાં, માટે હવે સત્પુરુષની દૃષ્ટિએ પરમાર્થ સમજીને કરો. એકને એક વ્રત હોય પણ મિથ્યાદૃષ્ટિની અપેક્ષાએ બંધ છે, અને સમ્યક્દૃષ્ટિની અપેક્ષાએ નિર્જરા છે. પૂર્વે જે વ્રતાદિ નિષ્ફળ ગય છે તે હવે સફળ યથાયોગ્ય સત્પુરુષનો જોગ થયો છે, માટે પુરુષાર્થ કરવો; સદાચરણ ટેકસહિત સેવવાં, મરણ આવ્યે પણ પાછા હઠવું નહીં. જ્ઞાનીનાં વચનો શ્રવણ થતાં નથી; નહીંતો દશા બદલ્યાવિના કેમ રહે?

આરંભપરિગ્રહનું સંક્ષેપપણું કરવું; વાંચવામાં ચિત્ત ચોંટે નહીં તેનું કારણ નિરસપણું લાગે છે. જેવી રીતે માણસ નિરસ આહાર કરી એમે તો પછી ભાવે નહીં તેવી રીતે.

જ્ઞાનીઓએ કહ્યું છે તેથી જીવ અવળો ચાલે છે; એટલે સત્પુરુષથી વાણીમાંથી પરિણામ પામે! લોકલાજ આદિ શલ્ય છે, એ શલ્યને લઇને જીવનું પાણી ભભકતું નથી. તે શલ્યને સત્પુરુષનાં વચનરૂપી ટાંકણે કરી તડ પડે તો પાણી ભભકી.ઉઠે. જીવના શલ્ય હજારો દિવસના જ્ઞાતિયોગને લઇને ન ટળે, પણ સત્સંગનો યોગ એક મહિના સુધી થાય, તો ટળે; ને રસ્તે જીવ ચાલ્યો જાય.

કેટલાક હળુકર્મી સંસારી જીવોને છોકરા ઉપર મોહ કરતાં જેટલો અરેરાટ આવે છે તેટલો પણ હાલના કેટલાક સાધુઓને શિષ્યો ઉપર મોહ કરતાં આવતો નથી!

તૃષ્ણાવાળો જીવ નિત્ય ભીખારી: સંતોષવાળો જીવ સદા સુખી

સાચા દેવનું, સાચા ગુરૂનું, સાચા ધર્મનું ઓળખાણ થવું બહુ મુશ્કેલ છે. સાચા ગુરૂનું ઓળખાણ થાય, તેનો ઉપદેશ હોય તો દેવ, સિદ્ધ, ધર્મ એ બધાનું ઓળખાણ થાય. બધાનું સ્વરૂપ સદ્ગુરૂમાં સમાય.

સાચા દેવ અર્હંત, સાચા ગુરૂ નિર્ગ્રંથ: સાચા હરિ રાગદ્વેષ જેના ગયા છે તે. ગ્રંથિરહિત એટલે ગાંઠરહિત મિથ્યાત્વ તે અંતરગ્રંથિ છે. પરિગ્રહ તે બાહ્યગ્રંથિ છે. મૂળમાં અભ્યંતર ગ્રંથિ ન છેદાય ત્યાંસુધી ધર્મનું સ્વરૂપ સમજાય નહીં. જેની ગ્રંથિ ગઇ છે તેવા પુરુષ મળે તો ખરેખરૂં કામ થાય; તેમાં વળી સત્સમાગમ રહે, તો વિશેષ કલ્યાણ થાય. જે મૂળ ગાંઠ છેદવા શાસ્ત્રમાં કહ્યું છે તે સહુ ભૂલી ગયા છે. ને બાહારથી તપશ્ચર્યા કરે છે. દુઃખ સહન કરતાં છતાં મુક્તિ થતી નથી તો દુઃખ વેદવાનું કારણ જે વૈરાગ્ય તે ભૂલી ગયા. દુઃખ અજ્ઞાનનું છે.

અંદરથી છૂટે ત્યારે બહારથી છૂટે. અંદરથી છૂટયાવગર બહારથી છૂટે નહીં. એકલું બહારથી છોડે તેમાં કામ થાય નહીં. આત્મસાધનવગર કલ્યાણ થતું નથી.

બાહ્ય અને અંતર બન્ને સાધન જેને છે તે ઉત્કૃષ્ટ પુરુષ છે; અને તે માટે શ્રેષ્ઠ છે. જે સાધુના સંગથી અંતર્ગુણ પ્રગટે તેનો સંગ કરવો. કલઇનો અને ચાંદીનો રૂપીઓ સરખો કહેવાય નહીં. કલઇ ઉપર સિક્કો પાડો; પણ તેની રૂપીઆની કીંમત થાય નહીં જ્યારે ચાંદી છે તેના ઉપર સિક્કો પાડો તોપણ તેની કીમત જાય નહીં, તેવી જ રીતે ગૃહસ્થપણામાં સમકિત હોય તો તેની કીમત જાય નહી. સહુ કહે છે કે અમારા ધર્મથી મોક્ષ છે.૦

આત્મામાં રાગ દ્વેષ ગયે જ્ઞાન પ્રગટે. ગમે ત્યાં બેઠ, ને ગમે તે સ્થિતિમાં મોક્ષ થાય. પણ રાગદ્વેષ જાય તો મિથ્યાત્વ, ને અહંકાર ગયાવગર રાજપાટ છોડે, ઝાડની માફક સૂકાઇ જાય, પણ મોક્ષ થાય નહીં. મિથ્યાત્વ ગયા પછી સહુ સાધન સફળ થાય. આટલા માટે સમ્યક્દર્શન શ્રેષ્ઠ છે.

સંસારમાં મોહ છે, સ્રીપુત્રમાં મારાપણું થઇ ગયું છે; ને કષાયનો ભરેલો છે તે રાત્રિભોજન ન કરે તોપણ શું થયું? જ્યારે મિથ્યાત્વ જાય ત્યારે તેનું ખરૂં ફળ થાય.

હાલમાં જૈનના જેટલા સાધુ ફરે છે તેટલા બધાય સમકિતી સમજવા નહીં; તેને દાન દેવામાં હાનિ નથી; પણ તેઓ આપણું કલ્યાણ કરી શકે નહીં. વેશ કલ્યાણ કરતો નથી. જે સાધુ એકલી બાહ્યક્રિયાઓ કર્યા કરે છે તેમાં જ્ઞાન નથી.

જ્ઞાન તો તે કે જેનાથી બાહ્યવૃત્તિઓ રોકાય છે. સંસારપરથી ખરેખરી પ્રીતિ ઘટે છે. સાચાને સાચું જાણે છે. જેનાથી આત્મામાં ગુણ પ્રગટે તે જ્ઞાન.

મનુષ્યઅવતાર પામીને રળવામાં અને સ્ત્રીપુત્રમાં તદાકાર થઇ આત્મવિચાર કર્યો નહીં; પોતાના દોષ જોયા નહીં; આત્માને નિંદ્યો નહીં; તો તે મનુષ્ય અવતાર—રત્નચિંતામણિરૂપ દેહ વૃથા જાય છે

જીવ ખોટાસંગથી, અને અસદ્‌ગુરુથી અનાદિકાળથી રખડ્યો છે; માટે સાચા પુરુષને ઓળખવા. સાચા પુરુષ કેવા છે? સાચા પુરુષ તો તે કે જેનો દેહપરથી મમત્વ ગયો છે; જ્ઞાન પ્રાપ્ત થયું છે. આવા જ્ઞાનીપુરુષની આજ્ઞાએ વર્તે તો પોતાના દોષ ઘટે; અને કષાયાદિ મોળા પડે; પરિણામે સમ્યક્ત્વ થાય,

ક્રોધ, માન, માયા, લોભ એ ખરેખરાં પાપ છે. તેનાથી બહુ કર્મ ઉપાર્જન થાય. હજાર વર્ષ તપ કર્યું હોય; પણ એક બે ઘડી ક્રોધ કરે, તો બધું તપ નિષ્ફળ જાય.

"છ ખંડના ભોક્તા રાજ મૂકી ચાલી ગયા, અને હું આવા અલ્પ વ્યવહારમાં મોટાઇ અને અહંકાર કરી બેઠો છું" એમ કેમ વિચારતો નથી?

આયુષ્યનાં આટલાં વર્ષો ગયાં તોપણ લોભ કાંઇ ઘટ્યો નહીં; ને કાંઇ જ્ઞાન પ્રાપ્ત થયું નહીં. ગમે તેટલી તૃષ્ણા હોય પણ આયુષ્ય પૂર્ણ થાય ત્યારે જરા પણ કામ આવે નહીં; ને તૃષ્ણા કરી હોય તેથી કર્મ બંધાય. અમુક પરિગ્રહમર્યાદા કરી હોય, જેમ કે દશ હજાર રૂપીઆની, તો સમતા આવે. આટલું મળ્યા પછી ધર્મધ્યાન કરીશું એવો વિચાર પણ રાખે તો નિયમમાં અવાય.

કોઇ ઉપર ક્રોધ કરવો નહીં. જેમ રાત્રિભોજન ત્યાગ કર્યું છે તેમ ક્રોધ, માન, માયા, લોભ, અસત્ય આદિ છોડવાને પ્રયત્ન કરી મોળા પાડવા. તે મોળા પાડવાથી પરિણામે સમ્યક્ત્વ પ્રાપ્ત થાય. વિચાર કરે તો અનંતા કર્મો મોળાં પડે; અને વિચાર ન કરે, તો અનંતા કર્મો ઉપાર્જન થાય.

રોગ ઉત્પન્ન થાય છે ત્યારે સ્ત્રી, છોકરાં છૈયાં, ભાઇ કે કોઇ પણ રોગ લઇ શકતાં નથી।

સંતોષ કરી ધર્મ ધ્યાન કરવું; છોકરાં છૈયાં વગેરે અન્યની ન જોઇની ચિંતા કરવી નહીં. એક સ્થાનકે બેસી, વિચારી, સત્પુરુષના સંગે, જ્ઞાનીનાં વચન સાંભળી વિચારીને ધન આદિની મર્યાદા કરવી.

બ્રહ્મચર્ય યથાતથ્ય રીતે તો કોઇ વિરલા જીવ પાળી શકે છે; તોપણ લોકલાજથી બ્રહ્મચર્ય પળાય તો તે ઉત્તમ છે.

મિથ્યાત્વ ગયું હોય તો ચાર ગતિ ટળે. સમકિત ન આવ્યું હોય અને બ્રહ્મચર્ય પાળે તો દેવલોક મળે.

વાણીઓ, બ્રાહ્મણ, પશુ, પુરુષ, સ્ત્રીઆદિ કલ્પનાએ કરી "હું વાણીઓ, બ્રાહ્મણ, પુરુષ, સ્ત્રી, પશુ છું" એમ માન્યું છે; પણ વિચાર કરે તો પોતે તેમાંનો કોઇ નથી, "મારૂં" સ્વરૂપ તેથી જૂદું જ છે.

સૂર્યના ઉદ્યોતની પેઠે દિવસ ચાલ્યો જાય; તેમ અંજળીજળની માફક આયુષ ચાલ્યું જાય.

લાકડું કરવતથી વ્હેરાય; તેમ આયુષ ચાલ્યું જાય છે; તોય મૂર્ખ પરમાર્થ સાધતો નથી; ને મોહના જથ્થા ભેળા કરે છે.

"બધા કરતાં હું જગતમાં મોટો થાઉં" એવી મોટાઇ મેળવવાની તૃષ્ણામાં, પાંચ ઇંદ્રિયોને વિષે લયલીન, મદ્ય પીધો હોય તેની પેઠે, ઝાંઝવાના પાણીની માફક સંસારમાં જીવ ભ્રમે છે; અને કુળ, ગામ, ગતિઓને વિષે મોહના નચાવવાથી નાચ્યા કરે છે।

આંધળો વણે; ને વાછડો ચાવે એની પેઠે અજ્ઞાનીની ક્રિયા નિષ્ફળ જાય છે.

'હું કર્તા' 'હું કરૂં છું' 'હું કેવું કરૂં છું?' આદિ જે વિભાવ છે તે જ મિથ્યાત્વ. અહંકારથી કરી સંસારમાં અનંત દુઃખ પ્રાપ્ત થાય; ચારે ગતિમાં રઝળે.

કોઇનું દીધું દેવાતું નથી; કોઇનું લીધું લેવાતું નથી, જીવ ફોકટ કલ્પના કરી રઝળે છે. જે પ્રમાણે કર્મ ઉપાર્જન કરેલાં હોય તે પ્રમાણે લાભ, અલાભ, આયુષ, શાતા, અશાતા મળે છે. પોતાથી કાંઇ અપાતું લેવાતું નથી. અહંકારે કરી 'મેં આને સુખ આપ્યું'; 'મેં દુઃખ આપ્યું'; 'મેં અન્ન

આપ્યું ' એવી મિથ્યા ભાવના કરે છે, ને તેને લઇને કર્મ ઉપાર્જન કરે છે. મિથ્યાત્વે કરી ખોટો ધર્મ ઉપાર્જન કરે છે.

જગતમાં આનો આ પિતા; આનો આ પુત્ર એમ કહેવાય છે; પણ કોઇ કોઇનું નથી. પૂર્વના કર્મના ઉદયે સઘળું બન્યું છે.

અહંકારે કરી જે આવી મિથ્યાબુદ્ધિ કરે છે તે ભૂલ્યા છે. ચાર ગતિમાં રઝળે છે; અને દુઃખ ભોગવે છે.

અધમાધમ પુરુષનાં લક્ષણો:-સાચા પુરુષને દેખી તેને રોષ ઉત્પન્ન થાય; તેનાં સાચાં વચન સાંભળી નિંદા કરે છે,-ખોટી બુદ્ધિવાળા સાચી બુદ્ધિવાળાને દેખી રોષ કરે; સરળને મૂર્ખ કહે-વિનય કરે તેને ધનના ખુશામતીઆ કહે; પાંચ ઇંદ્રિયો વશ કરી હોય તેને ભાગ્યહીન કહે. સાચા ગુણવાળાને દેખી રોષ કરે. સ્ત્રી પુરુષના સુખમાં લયલીન. આવા જીવો માઠી ગતિને પ્રાપ્ત થાય. જીવ કર્મને લઇને, પોતાના સ્વરૂપજ્ઞાનથી અંધ છે, તેને જ્ઞાનની ખબર નથી.

એક નાકને માટે-મારું નાક રહેતો સારું-એવી કલ્પનાને લીધે પોતાનું શૂરવીરપણું દેખાડવા લડાઇમાં ઉતરે છે, નાકની તો રાખ થવાની છે!

દેહ કેવો છે? રેતીના ઘર જેવો. મસાણની મઢી જેવો. પર્વતની ગુફાની માફક દેહમાં અંધારું છે. ચામડીને લીધે દેહ ઉપરથી રૂપાળો લાગે છે. દેહ અવગુણની ઓરડી, માયા અને મેલને રહેવાનું ઠેકાણું છે, દેહમાં પ્રેમ રાખવાથી જીવ રખડયો છે. તે દેહ અનિત્ય છે. બદફેલની ખાણ છે. તેમાં મોહ રાખવાથી જીવ ચારે ગતિમાં રઝળે છે. કેવા રઝળે છે? ઘાણીના બળદની માફક. આંખે પાટો બાંધે છે, તેને ચાલવાના માર્ગમાં સંકડાઇ રહેવું પડે છે; છૂટવાનું મન થાય પણ છૂટી શકાય નહીં. ભૂખ્યા તરસ્યાનું કહેવાય નહીં. શ્વાસોચ્છ્વાસ નિરાંતે લેવાય નહીં. તેની પેઠે જીવ પરાધીન છે. જે સંસારમાં પ્રીતિ કરે છે તે આવા પ્રકારનું દુ:ખ સહન કરે છે.

ધુમાડા જેવાં લૂગડાં પહેરી તેઓ આડંબર કરે છે, પણ તે ધુમાડાની માફક નાશ પામવાયોગ્ય છે. આત્માનું જ્ઞાન માયાને લઇને દબાઇ રહે છે.

જે જીવ આત્મેચ્છા રાખે છે તે નાણાંને નાકના મેલની પેઠે ત્યાગે છે. માખી ગળપણમાં વળગી છે તેની પેઠે આ અભાગીઓ જીવ કુટુંબના સુખમાં વળગ્યો છે.

વૃદ્ધ, જુવાન, બાળ એ સર્વ સંસારમાં બૂડયા છે. કાળના મુખમાં છે; એમ ભય રાખવો. તે ભય રાખીને સંસારમાં ઉદાસીનપણે રહેવું.

સો ઉપવાસ કરે, પણ જ્યાંસુધી માંહીથી ખરેખરા દોષ જાય નહીં ત્યાંસુધી ફળ થાય નહીં.

શ્રાવક કોને કહેવા? જેને સંતોષ આવ્યો હોય; કષાય પાતળા પડયા હોય; માંહીથી ગુણ આવ્યા હોય; સાચો સંગ મળ્યો હોય તેને શ્રાવક કહેવા. આવા જીવને બોધ લાગે, તો બધું વલણ ફરી જાય,—દશા ફરી જાય; સાચો સંગ મળવો તે પુણ્યનો જોગ છે.

જીવો અવિચારથી ભૂલ્યા છે; જરા કોઇ કંઇ કહે કે તરત ખોટું લાગે પણ વિચારે નહીં કે, મારે શું? તે કહેશે તો તેને કર્મ બંધાશે.

સામાયિક સમતાને કહેવાય. જીવ અહંકાર કરી બાહ્યક્રિયા કરે છે, અહંકાર માયા ખરચે છે, તે માઠી ગતિનાં કારણો છે. સાચા સંગ વગર આ દોષ ઘટે નહીં.

જીવને ડાહ્યા કહેવરાવવું બહુ ગમે છે. વગર બોલાવ્યે ડહાપણ કરી મોટાઇ લે છે. જે જીવને વિચાર નહીં તેનો છૂટવાનો આરો નહીં. જો વિચાર કરે, અને સાચા માર્ગે ચાલે તો છૂટવાનો આરો આવે.

અહંકારથી, માનથી, કૈવલ્ય પ્રગટ થતું નથી. તે મોટા દોષ છે. અજ્ઞાનમાં મોટા નાનાની કલ્પના છે. બાહુબળિજીએ વિચાર્યું કે હું અંકુશ વગરનો છું માટે ——————————

પંદર ભેદે સિદ્ધ કહ્યા તેનું કારણ રાગ દ્વેષ અને અજ્ઞાન જેનાં ગયાં તે ગમે તે વેષે, ગમે તે જગોએ, ગમે તે લિંગે કલ્યાણ થાય તે છે.

સાચો માર્ગ એક જ છે; માટે આગ્રહ રાખવો નહીં. ઢુંઢિયો છે, તપો છે એવી કલ્પના રાખવી નહીં. દયા, સત્ય આદિ સદાચરણ મુક્તિના રસ્તા છે, માટે સદાચરણ સેવવા.

લોચ કરવો શા માટે કહ્યો છે? શરીરની મમતાની તે પરીક્ષા છે માટે. તે મોહ વધવાનું કારણ છે. નહાવાનું મન થાય, આરીસો લેવાનું; તેમ મોઢું જોવાનું મન થાય; અને એ ઉપરાંત તેનાં સાધનો માટે ઉપાધિ કરવી પડે. આ કારણથી જ્ઞાનીઓએ લોચ કરવાનું કહ્યું છે.

જાત્રાએ જવાનો હેતુ એક તો એ છે કે ગૃહવાસની ઉપાધિથી નિવૃત્તિ લેવાય; સો બસો રૂપીઆ ઉપરથી મૂર્છા ઓછી કરાય; પરદેશમાં દેશાટન કરતાં, કોઇ સત્પુરુષ શોધતાં જડે, તો કલ્યાણ થાય. આ કારણથી જાત્રા કરવાનું બતાવ્યું છે.

જે સત્પુરુષો બીજા જીવોને ઉપદેશ દઈ કલ્યાણ બતાવે છે તે સત્પુરુષોને અનંતો લાભ પ્રાપ્ત થયો છે. સત્પુરુષો પરજીવની નિષ્કામ કરુણાના સાગર છે. વાણીના ઉદય પ્રમાણે, તેમની વાણી નીકળે છે. તેઓ કોઈ જીવને દીક્ષા લે તેવું કહે નહીં. તીર્થંકરે પૂર્વે કર્મ બાંધ્યું છે તે વેદવા માટે બીજા જીવનું કલ્યાણ કરે છે, બાકી તો ઉદય પ્રમાણે દયા વર્તે છે. તે દયા નિષ્કારણ છે, તેમ તેઓને પારકી નિર્જરાએ કરી પોતાનું કલ્યાણ કરવાનું નથી. તેમનું કલ્યાણ તો થયેલું જ છે. તે ત્રણ લોકના નાથ તો તરીને જ બેઠા છે. સત્પુરુષ કે સમકિતીને પણ એવી ઉપદેશ દેવાની ઇચ્છા હોય નહીં. તે પણ નિષ્કારણ દયાની ખાતર ઉપદેશ દે છે. મહાવીરસ્વામી ગૃહવાસમાં રહેતા છતાં પણ ત્યાગી જેવા હતા.

હજારો વર્ષના સંયમી પણ જેવો વૈરાગ્ય રાખી શકે નહીં તેવો વૈરાગ્ય ભગવાનનો હતો. જ્યાં જ્યાં ભગવાન વર્તે છે, ત્યાં ત્યાં બધા પ્રકારના અર્થ પણ વર્તે છે. તેઓની વાણી ઉદયપ્રમાણે શાંતિપૂર્વક પરમાર્થહેતુથી નીકળે છે. અર્થાત્ તેમની વાણી કલ્યાણ અર્થે જ છે. તેઓને જન્મથી મતિ, શ્રુત, અવધિ એ ત્રણ જ્ઞાન હતાં. તે પુરુષના ગુણગ્રામ કરતાં અનંતી નિર્જરા છે. જ્ઞાનીની વાત અગમ્ય છે. તેઓનો અભિપ્રાય જણાય નહીં. જ્ઞાનીપુરુષની ખરી ખૂબી એ છે કે, તેમણે અનાદિથી નહીં ટળેલા એવા રાગ દ્વેષ ને અજ્ઞાન તેને છેદી ભેદી નાખ્યા છે એ ભગવાનની અનંત કૃપા છે. તેને પચીસસો વર્ષ થયાં; છતાં તેમની દયા આદિ હાલ વર્તે છે એ તેમનો અનંતો ઉપકાર છે. જ્ઞાની આડંબર દેખાડવા અર્થે વ્યવહાર કરતા નથી તેઓ સહજ સ્વભાવે ઉદાસીનપણે વર્તે છે.

જ્ઞાની દોષ પામે જઈ દોષ છેદી નાખે છે, જ્યારે અજ્ઞાની જીવ દોષ છોડી શકતા નથી. જ્ઞાનીની વાત અદ્ભુત છે

વાડામાં કલ્યાણ નથી; અજ્ઞાનીના વાડા હોય જેમ લોઢું પોતે તરે નહીં, અને બીજાને તારે નહીં તેમ વીતરાગનો માર્ગ અનાદિનો છે. જેના રાગ, દ્વેષ અને અજ્ઞાન ગયાં તેનું કલ્યાણ બાકી અજ્ઞાની કહે કે, મારા ધર્મથી કલ્યાણ છે તો તે માનવું નહીં એમ કલ્યાણ હોય નહીં ઢુંઢિયાપણું કે તપ્પાપણું માન્યું તો કષાય ચઢે તપ્પો ઢુંઢિયા સાથે બેઠો હોય તો કષાય ચઢે, અને ઢુંઢિયો તપ્પા સાથે બેઠો કષાય ચઢે, આ અજ્ઞાની સમજવા. બન્ને સમજ્યા વગર વાડા બાંધી કર્મ ઉપાર્જન કરી રખડે છે. વહોરાના નાડાની માફક મતાગ્રહ પકડી બેઠા છે. મુહપત્તિ આદિનો આગ્રહ મૂકી દેવો.

જૈન માર્ગ શું? રાગ દ્વેષ અને અજ્ઞાનનું જવું તે. અજ્ઞાની સાધુઓએ ભોળા જીવોને સમજાવી તેને મારી નાંખ્યા જેવું કર્યું છે. પોતે જો પ્રથમ વિચાર કરે કે, મારા દોષ શું ઘટયા છે? તો તો જણાય કે જૈનધર્મ તો મારાથી વેગળો રહ્યો છે. જીવ અવળી સમજણ કરી પોતાનું કલ્યાણ ભૂલી જઈ, બીજાનું અકલ્યાણ કરે છે. તપા ઢુંઢિયાના સાધુને, અને ઢુંઢિયા તપાના સાધુને અન્ન પાણી ન આપવા માટે પોતાના શિષ્યોને ઉપદેશ આપે છે. કુગુરુઓ એક બીજાને મળવા દેતા નથી; એક બીજાને મળવા દે તો તો કષાય ઓછા થાય. નિંદા ઘટે.

જીવ નિરપેક્ષી રહેતા નથી. અનાદિથી પક્ષમાં પડ્યા છે, અને તેમાં રહીને કલ્યાણ ભૂલી જાય છે

બાર કુળની ગોચરી કહી છે તેની કેટલાક મુનિઓ કરતાં નથી. તેમને લુગડાંઆદિ પરિગ્રહનો મોહ મટયો નથી. એકવાર આહાર લેવાનું કહ્યું છતાં બે વાર લે છે. જે જ્ઞાનીપુરુષનાં વચનથી આત્મા ઉંચો આવે તે સાચો માર્ગ. તે પોતાનો માર્ગ. સાચો ધર્મ પુસ્તકમાં છે, પણ આત્મામાં ગુણ પ્રગટે નહીં ત્યાંસુધી કંઈ ફળ આપે નહીં. 'આપણો ધર્મ" એવી કલ્પના છે. આપણો ધર્મ શું? મહાસાગર કોઇનો નથી, તેમ ધર્મ કોઇના બાપનો નથી. જેમાં દયા, સત્ય આદિ હોય તે પાળો. તે કોઇનાં બાપનાં નથી. અનાદિ કાળનાં છે: શાશ્વત છે જીવે ગાંઠ પકડી છે કે આપણો ધર્મ છે, પણ શાશ્વત માર્ગ શું? શાશ્વત માર્ગથી સહુ મોક્ષે ગયા છે. રજોહરણ, દોરો કે, મુમતિ, કપડાં કોઇ આત્મા નથી. વહોરાના નાડાની માફક જીવ પક્ષનો આગ્રહ પકડી બેઠો છે એવી જીવની મૂઢતા છે. "આપણા જૈનધર્મના શાસ્ત્રમાં બધુ છે. શાસ્ત્રો આપણી પાસે છે." એવુ મિથ્યાભિમાન જીવ કરી બેઠો છે. ક્રોધ, માન, માયા, લોભરૂપી ચોર રાતદિવસ માલ ચોરી લે છે તેનુ ભાન નથી.

તીર્થંકરનો માર્ગ સાચો છે. દ્રવ્યમાં બદામ સરખી પણ પરા રાખવાની આજ્ઞા નથી. વૈષ્ણવના કુળધર્મના કુગુરુઓ આરંભ પરિગ્રહ મૂકયા વગર લોકોપાસેથી લક્ષ્મી ગ્રહણ કરે છે, અને તે રૂપી વેપાર થઇ પડયો છે. તે પોતે અગ્નિમાં બળે છે, તો તેનાથી બીજાની અગ્નિ શી રીતે શાંત થાય? જૈનમાર્ગનો પરમાર્થ સાચા ગુરુથી સમજવા યોગ્ય છે. જે ગુરુને સ્વાર્થ હોય તે પોતાનું અકલ્યાણ કરે; ને શિષ્યોનુ પણ અકલ્યાણ થાય.

જૈનલિંગધારીપણુ ધરી જીવ અનંતિ વાર રખડયો છે.—બાહ્યવર્તિ લિંગધારી લૌકિક વ્યવહારમાં અનંત વાર રખડયો છે. આ ઠેકાણે જૈનમાર્ગ

નિષેધતા નથી; જેટલા અંતરંગે સાચો માર્ગ બતાવે તે "જૈન." બાકીનો અનાદિ કાળથી જીવે ખોટાને સાચું માન્યું છે: અને તે જ અજ્ઞાન છે. મનુષ્યદેહનું સાર્થક ખોટા આગ્રહ-દુરાગ્રહ મૂકી કલ્યાણ થાય તો છે. જ્ઞાની સવળું જ બતાવે. આત્મજ્ઞાન પ્રગટે ત્યારે જ આત્મજ્ઞાનીપણું માનવું. ગુણું પ્રગટ્યા વગર માનવું એ ભૂલ છે. ઝવેરાતની કીમતવગર ઝવેરીપણું માનવું નહીં. અજ્ઞાની ખોટાને સાચું નામ આપી વાડા બંધાવે છે. સત્‌નું ઓળખાણ હોય તો કોઇ વખત પણ સાચું ગ્રહણ થશે.

જે જીવ પોતાને મુમુક્ષુ માનતો હોય, તરવારનો કામી માનતો હોય તેણે, દેહને વિષે રોગ થતી વખત આકુળ-વ્યાકુળપણું થયું હોય તો તે વખત વિચારવું કે તારૂં મુમુક્ષુપણું-ડહાપણ ક્યાં ગયાં? જો તરવાનો કામી હોય તો તો દેહને અસાર જાણે; દેહને આત્માથી જૂદો જાણે છે, તેને આકુળતા આવવી જોઇએ નહીં. દેહ સાચવ્યો સચવાતો નથી કેમકે તે ક્ષણમાં ભાંગી જાય છે,-ક્ષણમાં રોગ, ક્ષણમાં વેદના થાય. દેહના સંગે દેહ દુઃખ આપે છે માટે આકુળ-વ્યાકુળપણું થાય છે તે જ અજ્ઞાન છે. શાસ્ત્ર શ્રવણ કરી રોજ સાંભળ્યું છે કે દેહ આત્માથી જૂદો છે, ક્ષણ ભંગુર છે. પણ દેહને વેદના આવ્યે તો રાગદ્વેષપરિણામ કરી બુમ પાડે છે. દેહ ક્ષણ ભગુર છે એવું તમે શાસ્ત્રમાં સાંભળવા શુ કરવા જાઓ છો? દેહ તો તમારી પાસે છે તો અનુભવ કરો, દેહ પ્રગટ માટી જેવો છે. રાખ્યો રખાય નહી. વેદના વેદતાં ઉપાય ચાલે નહીં ત્યારે શુ સાચવે? કંઇ પણ બનીશકતુ નથી. આવો દેહનો પ્રત્યક્ષ અનુભવ થાય છે, તો તેની મમતા કરી કરવુ શુ? દેહનો પ્રગટ અનુભવ કરી શાસ્ત્રમાં કહ્યું કે તે અનિત્ય છે, દેહમા મૂર્ચ્છા કર્યા જેવું નથી.

જ્યાંસુધી દેહાત્મબુદ્ધિ ટળે નહીં ત્યાંસુધી સમ્યક્ત્વ થાય નહી. જીવને સાચ ક્યારેય આવ્યું જ નથી: આવ્યું હોત તો મોક્ષ થાત. ભલે સાધુપણું, શ્રાવકપણું અથવા તો ગમે તે લ્યો, પણ સાચવગર સાધન તે વૃથા છે. જે દેહાત્મબુદ્ધિ મટાડવા માટે સાધનો બતાવ્યાં છે તે દેહાત્મબુદ્ધિ મટે ત્યારે સાચ આવ્યું સમજાય. દેહાત્મબુદ્ધિ થઇ છે તે મટાડવા-મારાપણું મૂકાવવા-સાધનો કરવાનાં છે. તે ન મટે તો સાધુપણું શ્રાવકપણું શાસ્ત્રશ્રવણ કે ઉપદેશ તે વગડામાં પોક મૂક્યા જેવું છે. જેને એ ભ્રમ ભાંગી ગયો છે, તે જ સાધુ, તે જ આચાર્ય, તે જ જ્ઞાની. જેમ અમૃતભોજન જમે તે કાંઇ છાનું રહે નહીં, તેમ ભ્રાંતિ મટે તે કાંઇ છાનું રહે નહીં.

લોક કહે છે કે સમકિત છે કે નહીં તે કેવળજ્ઞાની જાણે. પણ પોતે આત્મા છે તે કેમ ન જાણે? કાંઇ આત્મા ગામ ગયો નથી, અર્થાત્ સમકિત થયું છે તે આત્મા પોતે જાણે. જેમ કંઇ પદાર્થ ખાવામાં આવે તેનું ફળ આપે છે. તેમ જ સમકિત આવે-ભ્રાંતિ મટે-તેનું ફળ પોતે જાણે. જ્ઞાનનું ફળ જ્ઞાન આપે જ. પદાર્થનું ફળ પદાર્થ, લક્ષણ પ્રમાણે આપે જ. આત્મામાંથી-માંહીથી-કર્મ જવું જવું થયા હોય તે પોતાને ખબર કેમ ન પડે? અર્થાત્ ખબર પડે જ. સમકિતીની દશા છાની રહે નહીં. કલ્પિત સમકિત માને તે પીતળની હીરાકંઠીને સોનાની હીરાકંઠી માને તેની પેઠે.

સમકિત થયું હોય તો દેહાત્મબુદ્ધિ મટે, જો કે અલ્પ બોધ, મધ્યમ બોધ, વિશેષ બોધ જેવો હોય તે પ્રમાણે પછી દેહાત્મબુદ્ધિ મટે. દેહને વિષે રોગ આવ્યે જેનામાં આકુળ-વ્યાકુળતા માલમ પડે તે મિથ્યાદૃષ્ટિ જાણવા.

જે જ્ઞાનીને આકુળતા વ્યાકુળતા મટી ગઇ છે તેને અંતરંગ પચ્ચખાણ જ છે. તેને બધા પચ્ચખાણ આવી જાય છે. જેને રાગદ્વેષ મટી ગયા છે તેને વીસ વર્ષનો છોકરો મરી જાય તોય ખેદ થાય નહીં. શરીરને વ્યાધિ પ્રસંગોથી જેને વ્યાકુળપણું થાય છે, અને જેનું કલ્પના માત્ર જ્ઞાન છે તે પોતાનું અધ્યાત્મજ્ઞાન માનવું આવા કલ્પિત જ્ઞાની ને પોતાના જ્ઞાનને અધ્યાત્મ જ્ઞાન માની અનાચાર સેવી ખરું જ રખડે છે જો શાસ્ત્રનું ફળ?

આત્માને પુત્ર પણ ન હોય અને પિતા પણ ન હોય જે આવી કલ્પના સાચું માની બેઠા છે તે મિથ્યાત્વી છે ખોટા સંગથી સમજાતું નથી. માટે સમકિત આવતું નથી સત્પુરુષના સંગથી જોગ્ય જીવ હોય તો સમ્યક્ત્વ થાય.

સમકિત ને મિથ્યાત્વની તરત ખબર પડે તેવું છે સમકિતીની અને મિથ્યાત્વીની વાણી ઘડીઘડીએ જૂદી પડે છે. જ્ઞાનીની વાણી એક જ ધારી -પૂર્વાપર મળતી-આવે. અંતરંગ ગાંઠ મટે ત્યારે જ સમ્યક્ત્વ થાય. રોગ જાણે રોગની દવા જાણે પથ્ય જાણે અને તે પ્રમાણે ઉપાય કરે, તો રોગ મટે. રોગ જાણ્યા વગર અજ્ઞાની જે ઉપાય કરે તેથી રોગ વધે. પથ્ય પાળે ને દવા કરે નહીં, તો રોગ કેમ મટે? ન મટે. તો આ તો રોગ કાંઇ, ને દવા કાંઇ! શાસ્ત્ર તો જ્ઞાન કહેવાય નહીં. જ્ઞાન તો માંહીથી ગાંઠ મટે ત્યાર જ કહેવાય. તપ સંયમાદિ માટે સત્પુરુષના વચન સાંભળવાનું બતાવ્યું છે

જ્ઞાની ભગવાને કહ્યું છે કે સાધુઓએ અચેત આહાર લેવો આ કહેવું તો કેટલાક સાધુઓ ભૂલી ગયા છે. ફળ આદિ અચેત જાણે જાણે પદાર્થો લઇ

જ્ઞાનીની આજ્ઞાપર પગ લઇ ચાલે તે કલ્યાણનો રસ્તો નહીં. લોક કહે છે કે. સાધુ છે; પણ આત્મદર્શી વધે તે સાધુ.

નરસિંહમેહતો કહે છે કે, અનાદિ કાળથી આમને આમ ચાલતાં કાળ ગયો, પણ નીવેડો આવ્યો નહી આ માર્ગે નહીં; કેમકે અનાદિ કાળથી ચાલતાં ચાલતાં પણ માર્ગ હાથ આવ્યો નહીં. જો માર્ગજ હોય તો હજીસુધી કાંઇ એ હાથમાં આવ્યુ નહી એમ બને નહીં. માટે માર્ગ જૂદો જ હોવો જોઇએ.

તૃષ્ણા કેમ ઘટે? લૌકિક ભાવમાં મોટાઇ મૂકી દે તો. "ઘરકુટુંબ આદિને મારે શું કરવું છે? લૌકિકમા ગમે તેમ હોય, પણ મારે તો મોટાઇ મૂકી ગમે તે પ્રકારે તૃષ્ણા ઘટે તેમ કરવું છે," એમ વિચારે તો તૃષ્ણા ઘટે,-મોળા' પડે. "

તપનું અભિમાન કેમ ઘટે? ત્યાગ કરવો તેનો ઉપયોગ રાખવાથી. 'મને આ અભિમાન કેમ થાય છે!' એમ રોજ વિચારતાં અભિમાન મોળુ પડશે.

જ્ઞાની કહે છે તે કુંચીરૂપી જ્ઞાન, વિચારે, તો અજ્ઞાનરૂપી તાળું ઉઘડી જાય,-કેટલાંય તાળા ઉઘડી જાય. કુંચી હોય તો તાળું ઉઘડે બાકી હાણા મારે તો તાળુ ભાગી જાય,

'કલ્યાણ શું હશે?' એવો જીવને ભામો છે. તે કાઇ હાથી ઘોડો નથી જીવને આવી ભ્રાન્તિને લીધે કલ્યાણની કુંચીઓ સમજાતી નથી. સમજાય તો તો સુગમ છે જીવની ભ્રાન્તિઓ દૂર કરવા માટે જગતનુ વર્ણન બતાવ્યુ છે. જો જીવ હમેશના અંધ માર્ગથી થાકે તો માર્ગમાં આવે.

જ્ઞાની પરમાર્થ-સમ્યકૃત્વ-હોય તે જ કહે 'કષાય ઘટે તે કલ્યાણ,'- 'જીવના રાગ દ્વેષ અને અજ્ઞાન જાય તેને કલ્યાણ કહેવાય' એવુ લોક કહે છે કે અમારા ગુરૂઓય કહે છે; ત્યારે સત્પુરુષો જાદુ શું બતાવે છે?" આવી આડી કલ્પનાઓ કરી જીવને પોતાના દોષ સમજાતા નથી

આત્મા અજ્ઞાનરૂપી પત્થરેકરી દબાઇ ગયો છે. જ્ઞાની જ આત્માને ઉંચો લાવશે. આત્મા દબાઇ ગયો છે એટલે કલ્યાણ સૂજતુ નથી. જ્ઞાની સદ્વિચારોરૂપી સહેલી કુંચીઓ બતાવે તે કુંચીઓ હજારો તાળાંને લાગે છે.

જીવને માંહીથી અજીર્ણ મટે ત્યારે અમૃત ભાવે, તે જ રીતે ભ્રાંતિરૂપી અજીર્ણ મટયે કલ્યાણ થાય, પણ જીવને અજ્ઞાની ગુરૂએ ભડકાવી માર્યા છે

એટલે ભ્રાંતિરૂપ અજીર્ણ કેમ મટે? અજ્ઞાની ગુરૂઓ જ્ઞાનને બદલે તપ બતાવે; તપમાં જ્ઞાન બતાવે; આવી રીતે અવળું અવળું બતાવે તેથી જીવને તરવું બહુ મુશ્કેલવાળું છે. અહંકારાદિરહિતપણે તપાદિ કરવાં.

કદાગ્રહ મૂકીને જીવ વિચારે, તો માર્ગ જૂદો છે. સમકિત સુલભ છે, પ્રત્યક્ષ છે, સ્હેલું છે. જીવ ગામ મૂકી આઘો ગયો છે તે પાછો ફરે ત્યારે કામ આવે. સત્પુરૂષનાં વચનોનું આસ્થાસહિત શ્રવણ મનન કરે તો સમ્યક્ત્વ આવે. તે આવ્યા પછી વ્રત પચ્ચખાણ આવે, ત્યારે પછી પાંચમું ગુણસ્થાનક પ્રાપ્ત થાય

સાચું સમજાઇ તેની આસ્થા થઇ તે જ સમ્યક્ત્વ છે. જેને ખરા ખોટાની કીંમત થઇ છે, તે-ભેદ જેને મટયો છે તેને સમ્યક્ત્વ પ્રાપ્ત થાય.

અસદ્ગુરૂથી સત્ સમજાય નહીં. દયા, સત્ય, અદત્ત આદિ સદાચાર એ સત્પુરૂષની સમીપ આવવામાં સત્ સાધન છે. સત્પુરૂષો જે કહે છે તે સૂત્રના સિદ્ધાંતના પરમાર્થ છે. અનુભવથી કહીએ છીએ,-અનુભવથી શંકા મટાડવાનું કહીએ છીએ અનુભવ પ્રગટ દીવા છે; ને સૂત્ર કાગળમાં લખેલ દીવો છે.

ઢુંઢિયાપણું કે તપ્પાપણું કર્યા કરો તેથી સમકિત થવાનું નથી; ખરેખરૂં સાચું સ્વરૂપ સમજાય, માંહીથી દશા ફરે તો સમકિત થાય. પરમાર્થમાં પ્રમાદ એટલે આત્મામાંથી બ્હાર વૃત્તિ તે, ઘાતિકર્મ ઘાત કરે તેને કહેવાય. પરમાણુ આત્માની અપેક્ષા છે. પરમાણુને પક્ષપાત નથી. જે રૂપે પરિણમાવે તે રૂપે પરિણમે.

નિકાચિત કર્મમાં સ્થિતિબંધ હોય તો બરોબર બંધ થાય છે. સ્થિતિકાળ ન હોય અને વિચારે, પશ્ચાત્તાપે જ્ઞાન વિચારે તો નાશ થાય. સ્થિતિકાળ હોય તો ભોગવ્યે છૂટકો.

ક્રોધાદિક કરી જે કર્મો ઉપાર્જન કર્યા હોય તે ભોગવ્યે છૂટકો. ઉદય આવ્યે ભોગવવું જ જોઇએ. સમતા રાખે તેને સમતાનું ફળ. સહુ સહુના પ્રમાણે કર્મ ભોગવવા પડે છે.

જ્ઞાન સ્ત્રી પણામાં, પુરૂષપણામાં સરખું જ છે. જ્ઞાન આત્માનું છે.

## વર્ષ ૩૦ મું.

૪૮૦.

જ્ઞાનીઓએ મનુષ્યપણું ચિંતામણિરત્નતુલ્ય કહ્યું છે, તે વિચારો તો પ્રત્યક્ષ જણાય તેવું છે. વિશેષ વિચારતાં તો તે મનુષ્યપણાનો એક સમય પણ ચિંતામણિરત્નથી પરમ મહાત્મ્યવાન અને મૂલ્યવાન દેખાય છે, અને જો દેહાર્થમાં જ તે મનુષ્યપણું વ્યતીત થયું તો એક ફુટી બદામની કીંમતનું નથી એમ. નિઃસંદેહ દેખાય છે.

કારતક વદ ૨, રવિ, ૧૯૫૩, વવાણીઆ.

---

૪૮૧.

ૐ સર્વજ્ઞાયનમઃ

દેહનું અને પ્રારબ્ધોદય જ્યાંસુધી બળવાન હોય ત્યાંસુધી દેહસંબંધી કુટુંબ, કે જેનું ભરણ પોષણ કરવાનો સંબંધ છૂટે તેવો ન હોય, અર્થાત્ આગારવાસપર્યંત જેનું ભરણ પોષણ કરવું ઘટતું હોય તેનું ભરણ પોષણ માત્ર મળતું હોય તો તેમાં સંતોષ પામીને. મુમુક્ષુ જીવ આત્મહિતનો જ વિચાર કરે, તથા પુરુષાર્થ કરે. દેહ અને દેહસંબંધી કુટુંબનાં મહાત્મ્યાદિ અર્થે પરિગ્રહાદિની પરિણામપૂર્વક સ્મૃતિ પણ ન થવા દે, કેમકે તે પરિગ્રહાદિની પ્રાપ્તિ આદિ કાર્ય એવાં છે, કે આત્મહિતનો અવસર જ ઘણુંકરીને પ્રાપ્ત થવા ન દે.

સંવત્ ૧૯૫૩ ના કાર્તિક વદ ૧૧, શુક્ર, વવાણીઆ.

---

૪૮૨.

આયુષ્ય અલ્પ અને અનિયત પ્રવૃત્તિ, અસીમ બળવાન અસત્સંગ, પૂર્વનું ઘણું કરીને અનારાધકપણું, બલવીર્યની હીનતા એવાં કારણોથી રહિત કાઇક જીવ હશે, એવા આ કાળને વિષે પૂર્વે કયારે પણ નહીં જાણેલો, નહીં પ્રતીત કરેલો, નહીં આરાધેલો તથા નહી સ્વભાવસિદ્ધ થયેલો એવો "માર્ગ" પ્રાપ્ત કરવો દુષ્કર હોય એમાં આશ્ચર્ય નથી; તથાપિ જેણે તે પ્રાપ્ત કરવા સિવાય બીજો કોઇ લક્ષ રાખ્યો જ નથી, તે આ કાળને વિષે પણ અવશ્ય તે માર્ગ પામે છે. લૈકિક કારણોમાં અધિક હર્ષ વિષાદ મુમુક્ષુ જીવ કરે નહીં.

૧૯૫૩, માગશર શુદ ૧, શનિ, વવાણીઆ.

---

૪૮૩.

શ્રી માણુકચંદનો દેહ છૂટવા સંબંધી ખબર જાણ્યા. સર્વ દેહધારી જીવો મરણ પાસે શરણરહિત છે. માત્ર તે દેહનું યથાર્થ સ્વરૂપ પ્રથમથી જાણી તેનું મમત્વ છેદીને નિજસ્થિરતાને અથવા જ્ઞાનીના માર્ગની યથાર્થ પ્રતીતિને પામ્યા છે, તે જ જીવ તે મરણકાળે શરણરહિત છતાં ઘણુંકરીને ફરી દેહ ધારણ કરતા નથી, અથવા મરણકાળે દેહના મમત્વભાવનું અલ્પત્વ હોવાથી પણ નિર્ભય વર્ત્તે છે. દેહ છૂટવાનો કાળ અનિયત હોવાથી વિચારવાન પુરુષો અપ્રમાદપણે પ્રથમથી જ તેનું મમત્વ નિવૃત્ત કરવાનો અવિરુદ્ધ ઉપાય સાધે છે; અને એ જ તમારે અમારે સૌએ લક્ષ રાખવાયોગ્ય છે. પ્રીતિબંધનથી ખેદ થવા યોગ્ય છે, તથાપિ એમાં બીજો કોઇ ઉપાય નહીં હોવાથી તે ખેદને વૈરાગ્યસ્વરૂપમાં પરિણમન કરવો, એજ વિચારવાનને કર્ત્તવ્ય છે.

સં૦ ૧૯૫૩ના માગશર શુદ ૩, શુક્ર, વવાણીઆ

---

૪૮૪.

સર્વજ્ઞાયનમ:

'યોગવાસિષ્ઠ'ના પ્રથમનાં બે પ્રકરણ, 'પંચીકરણ', 'દાસબોધ' તથા 'વિચારસાગર' એ ગ્રંથો તમારે વિચારવા યોગ્ય છે. એમાંનો કોઇ ગ્રંથ તમે પૂર્વે વાંચ્યો હોય તોપણ વાંચવા યોગ્ય છે, તેમજ વિચારવો યોગ્ય છે. જૈનપદ્ધતિના એ ગ્રંથો નથી એમ જાણીને તે ગ્રંથો વિચારતાં ક્ષોભ પામવા યોગ્ય નથી.

લોકદૃષ્ટિમાં જે જે વાતો, કે વસ્તુઓ મોટાઇવાળી મનાય છે,' તે તે વાતો અને વસ્તુઓ શોભાયમાન ગૃહાદિ આરંભ અલંકારાદિ પરિગ્રહ, લોકદૃષ્ટિનું વિચક્ષણપણું, લોકમાન્યધર્મશ્રદ્ધાવાનપણું-પ્રત્યક્ષ ઝેરનું ગ્રહણ છે' એમ યથાર્થ જાણ્યાવિના ધારો છો તે વૃત્તિનો લક્ષ ન થાય. પ્રથમ તે વાતો અને વસ્તુઓ પ્રત્યે ઝેરદૃષ્ટિ આવવી કઠણ દેખી કાયર ન થતાં પુરુષાર્થ કરવો યોગ્ય છે.

વવાણીઆ, સંવત્ ૧૯૫૩ ના માર્ગ૰ શુદ ૧૦, સોમે.

---

૪૮૫.

સર્વજ્ઞાયનમઃ

જો સફળતાનો માર્ગ સમજાય, તો આ મનુષ્ય દેહનો એક સમય પણ સર્વોત્કૃષ્ટ ચિંતામણિ છે, એમાં સંશય નથી

સંવત્ ૧૯૫૩ ના માર્ગ૰ શુદ ૧૨, વવાણીઆ.

---

૪૮૬.

સર્વજ્ઞાયનમઃ

વૃત્તિનો લક્ષ તથારૂપ સર્વસંગપરિત્યાગપ્રત્યે વર્તતો છતાં જે મુમુક્ષુને પ્રારબ્ધવિશેષથી તે યોગનો અનુદય રહ્યા કરે, અને કુટુંબાદિનો પ્રસંગ તથા આજીવિકાદિ કારણે પ્રવૃત્તિ રહે-જે યથાન્યાયથી કરવી પડે, પણ તે ત્યાગના ઉદયને પ્રતિબંધક જાણી સખેદપણે કરે-તે મુમુક્ષુએ પૂર્વોપાર્જિત શુભાશુભ કર્માનુસાર આજીવિકાદિ પ્રાપ્ત થશે એમ વિચારી માત્ર નિમિત્તરૂપ પ્રયત્ન કરવું ઘટે, પણ ભયાકુળ થઇ ચિંતા, કે ન્યાયત્યાગ કરવો ન ઘટે, કેમકે તે તો માત્ર વ્યામોહ છે,-એ સમાવવાયોગ્ય છે પ્રાપ્તિ શુભાશુભ પ્રારબ્ધાનુસાર છે. પ્રયત્ન વ્યવહારિક નિમિત્ત છે એટલે કરવું ઘટે, પણ ચિંતા તો માત્ર આત્મગુણરોધક છે.

સં૰ ૧૯૫૩ ના માર્ગ૰ શુદ ૧૨, વવાણીઆ.

---

૪૮૭

આરંભ તથા પરિગ્રહની પ્રવૃત્તિ આત્મહિતને ઘણા પ્રકારે રોધક છે, અથવા સત્સમાગમના યોગમાં એક વિશેષ અંતરાયનું કારણ જાણીને તેના

ત્યાગરૂપે બાહ્યસંયમ જ્ઞાનીપુરુષોએ ઉપદેશ્યો છે, જે પ્રાયે તમને પ્રાપ્ત છે. વળી યથાર્થ ભાવસંયમની જિજ્ઞાસાથી પ્રવર્તો છો, માટે અમૂલ્ય અવસર પ્રાપ્ત થયો જાણી સત્શાસ્ત્ર, અપ્રતિબદ્ધતા, ચિત્તની એકાગ્રતા, સત્પુરુષનાં વચનોની અનુપ્રેક્ષાદ્વારા તે સફળ કરવો યોગ્ય છે.

સંવત્ ૧૯૫૩ના માર્ગ૦ વદ ૧૧, બુધે, વવાણીઆ.

---

૪૮૮.

## વિષમભાવનાં નિમિત્તો બળવાનપણે પ્રાપ્ત થયા છતાં જે જ્ઞાની પુરુષ અવિષમ ઉપયોગે વર્ત્યા છે, વર્તે છે, અને ભવિષ્યકાળે વર્તે તે સર્વને વારંવાર નમસ્કાર.

—:૦:—

ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ વ્રત, ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ તપ, ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ નિયમ, ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ લબ્ધિ, ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ ઐશ્વર્ય, એ જેમાં સહેજે સમાય છે એવા નિરપેક્ષ અવિષમ ઉપયોગને નમસ્કાર; એ જ ધ્યાન.

સંવત્ ૧૯૫૩ના પોશ શુદ ૧૦, ભોમે, વવાણીઆ.

---

૪૮૯.

રાગ, દ્વેષનાં પ્રત્યક્ષ બળવાન નિમિત્તો પ્રાપ્ત થયે પણ જેનો આત્મભાવ કિંચિત્ માત્ર પણ ક્ષોભ પામતો નથી, તે જ્ઞાનીના જ્ઞાનનો વિચાર કરતાં પણ મહા નિર્જરા થાય; એમાં સંશય નથી.

સંવત્ ૧૯૫૩ના પોષ શુદ ૧૧, બુધે, વવાણીઆ.

---

૪૯૦.

આરંભ અને પરિગ્રહનો ઇચ્છાપૂર્વક પ્રસંગ હોય તો આત્મલાભને વિશેષ ઘાતક છે અને વારંવાર અસ્થિર, અપ્રશસ્ત પરિણામનો હેતુ છે, એમાં તો સંશય નથી; પણ જ્યાં અનિચ્છાથી ઉદયના કોઇ એક યોગથી પ્રસંગ વર્તતો હોય ત્યાંપણ આત્મભાવના ઉત્કૃષ્ટપણાનો બાધ કરનાર, તથા આત્મસ્થિરતાને અંતરાય કરનાર તે આરંભ પરિગ્રહનો પ્રસંગ પ્રાયે થાય છે, માટે પરમ કૃપાળુ જ્ઞાનીપુરુષોએ ત્યાગમાર્ગ ઉપદેશ્યો છે; તે મુમુક્ષુ જીવે દેશે અને સર્વથા અનુસરવાયોગ્ય છે.

સંવત્ ૧૯૫૩ના પોષ વદ ૪, શુક્ર, વવાણીઆ.

---

૪૯૧.

દ્રવ્યથી, ક્ષેત્રથી, કાળથી, અને ભાવથી એમ ચારે પ્રકારે અપ્રતિબદ્ધપણું આત્મતાએ વર્તતા નિર્ગ્રંથને કહ્યું છે; તે વિશેષ અનુપ્રેક્ષા કરવા યોગ્ય છે.

મોરબી, સંવત્ ૧૯૫૩ ના મહા શુદ ૯, બુધે.

---

૪૯૨.

કોઈ પુરુષ પોતે વિશેષ સદાચારમાં તથા સંયમમાં પ્રવર્તે છે, તેના સમાગમમાં આવવા ઇચ્છતા જીવોને તે પદ્ધતિનાં અવલોકનથી જેવો સદાચાર તથા સંયમનો લાભ થાય છે, તેવો લાભ વિસ્તારવાળા ઉપદેશથી પણ ઘણું કરીને થતો નથી; તે લક્ષ રાખવાયોગ્ય છે.

સં૦ ૧૯૫૩ના મહા શુદ ૯, બુધે, મોરબીથી.

---

૪૯૩.

જે પ્રકારે બીજા મુમુક્ષુ જીવોના ચિત્તમાં તથા અંગમાં નિર્મળતા—ભાવની વૃદ્ધિ થાય, તે તે પ્રકારે પ્રવર્તવું કર્તવ્ય છે. નિયમિત શ્રવણ કરાવાય, તથા આરંભ પરિગ્રહના સ્વરૂપ સમ્યક્પ્રકારે જેના નિવૃત્તિને અને નિર્મળતાને કેટલા પ્રતિબંધક છે તે વાત ચિત્તમાં દૃઢ થાય, તેમ અરસપરસ જ્ઞાનકથા થાય તેમ કર્તવ્ય છે.

સંવત્ ૧૯૫૩ ના મહા વ૦ ૪, રવિ, મોરબી.

---

૪૯૪.

—સકળ સંસારી ઇંદ્રિરામી, મુનિગુણ આતમરામી રે;
મુખ્યપણે જે આતમરામી, તે કહિયે નિષ્કામી રે.

—મુનિશ્રી આનંદઘન.

મોરબી, રવિ. મહા વદ ૪, ૧૯૫૩.

---

૪૬૫.

—તે માટે ઉભા કર જોડી, જિનવર આગળ કહિયે રે;
સમય ચરણ-સેવા શુદ્ધ દેજો, જેમ આનંદઘન લહિયે રે.
—મુનિશ્રી આનંદઘન.

સંવત્ ૧૯૫૩ ના મહા વદ ૧૨, વવાણીઆ.

---

૪૬૬.

એકાંત નિશ્ચયનયથી મતિ આદિ ચાર જ્ઞાન, સંપૂર્ણ શુદ્ધ જ્ઞાનની અપેક્ષાએ વિકલ્પજ્ઞાન કહી શકાય; પણ સંપૂર્ણ શુદ્ધજ્ઞાન એટલે સંપૂર્ણ નિર્વિકલ્પજ્ઞાન ઉત્પન્ન થવાનાં એ જ્ઞાન સાધન છે. તેમાં પણ શ્રુતજ્ઞાન મુખ્યપણે છે. કેવળજ્ઞાન ઉત્પન્ન થવામાં છેવટસુધી તે જ્ઞાનનું અવલંબન છે. પ્રથમથી કોઇ જીવ એનો ત્યાગ કરે તો કેવળજ્ઞાન પામે નહીં. કેવળજ્ઞાન સુધી દશા પામવાનો હેતુ શ્રુતજ્ઞાનથી થાય છે.

સંવત્ ૧૯૫૩ ના મહા વદ ૨, વવાણીઆ.

---

૪૬૭.

"જ્ઞાનનું ફળ વિરતિ છે," વીતરાગનું આ વચન સર્વ મુમુક્ષુઓએ નિત્ય સ્મરણમાં રાખવાયોગ્ય છે. જે વાંચવાથી, સમજવાથી, તથા આત્મા વિચારવાથી, વિભાવનાં કાર્યોથી, અને વિભાવના પરિણામથી ઉદાસ ન થયો, વિભાવનો ત્યાગી ન થયો; વિભાવનાં કાર્યોનો અને વિભાવનાં ફળનો ત્યાગ ન થયો, તે વાંચવું, વિચારવું, અને તે સમજવું અજ્ઞાન છે. વિચારવૃત્તિ સાથે ત્યાગવૃત્તિ ઉત્પન્ન કરવી તે જ વિચાર સફળ છે, એમ કહેવાને જ્ઞાનીનો પરમાર્થ છે.

સંવત્ ૧૯૫૩ ના ફાગણ વદ ૧૧, શ્રી વવાણીઆ.

---

૪૬૮.

ૐ સર્વજ્ઞાય નમઃ

'આત્મસિદ્ધિ'માં કહેલા સમકિતના પ્રકારનો વિશેષાર્થ જિજ્ઞાસાનો કાગળ મળ્યો છે. 'આત્મસિદ્ધિ'માં ત્રણ પ્રકારનાં સમકિત ઉપદેશ્યાં છે:

આપ્ત પુરુષના વચનની પ્રતીતિરૂપ, આજ્ઞાની અપૂર્વ રુચિરૂપ, સ્વચ્છંદ-નિરોધપણે આપ્ત પુરુષની ભક્તિ; એ પ્રથમ સમકિત કહ્યું છે.

પરમાર્થની સ્પષ્ટ અનુભવાંશે પ્રતીતિ તે સમકિતનો બીજો પ્રકાર કહ્યો છે.

નિર્વિકલ્પ પરમાર્થઅનુભવ તે સમકિતનો ત્રીજો પ્રકાર કહ્યો છે.

પહેલું સમકિત બીજા સમકિતનું કારણ છે. બીજું સમકિત ત્રીજા સમકિતનું કારણ છે. ત્રણે સમકિત વીતરાગ પુરુષે માન્ય કર્યાં છે. ત્રણે સમકિત ઉપાસવાયોગ્ય છે, સત્કાર કરવાયોગ્ય છે; ભક્તિ કરવાયોગ્ય છે.

કેવળજ્ઞાન ઉપજવાના છેલ્લા સમયસુધી સત્પુરુષનાં વચનોનું અવલંબન વીતરાગે કહ્યું છે; અર્થાત્ બારમા ક્ષીણમોહગુણસ્થાનક પર્યંત શ્રુતજ્ઞાનથી આત્માના અનુભવને નિર્મળ કરતાં કરતાં તે નિર્મળતા સંપૂર્ણતા પામ્યે કેવળજ્ઞાન ઉપજ્ન થાય છે. તે ઉત્પન્ન થવાના પ્રથમ સમયસુધી સત્પુરુષે ઉપદેશેલો માર્ગ આધારભૂત છે; એમ કહ્યું છે તે નિઃસંદેહ સત્ય છે.

સંવત્ ૧૯૫૩ ના ફા૦ વદ ૧૧, રવિ, વવાણીઆ.

---

૪૯૯.

લેશ્યા—જીવનાં કૃષ્ણાદિ દ્રવ્યની પેઠે ભાસ્યમાન પરિણામ.

અધ્યવસાય—લેશ્યા—પરિણામની કંઇક સ્પષ્ટપણે પ્રવૃત્તિ.

સંકલ્પ—કંઇ પણ પ્રવૃત્તિ કરવાનો નિર્ધારિત અધ્યવસાય.

વિકલ્પ—કંઇ પણ પ્રવૃત્તિ કરવાનો અપૂર્ણ—અનિર્ધારિત—સંદેહાત્મક—અધ્યવસાય.

સંજ્ઞા—કંઇ પણ આગળ પાછળની ચિંતવનશક્તિવિશેષ અથવા સ્મૃતિ.

પરિણામ—જળના દ્રવણસ્વભાવની પેઠે દ્રવ્યની કથંચિત્ અવસ્થાંતર પામવાની શક્તિ છે, તે અવસ્થાંતરની વિશેષ ધારા, તે પરિણતિ.

મિથ્યાત્વસહિત મતિજ્ઞાન તથા શ્રુતજ્ઞાન હોય તો તે 'અજ્ઞાન.'

મિથ્યાત્વરહિત અતીંદ્રિય જ્ઞાન હોય તે 'વિભંગજ્ઞાન.'

કંઇ પણ વિશેષપણે જાણવું તે 'વિજ્ઞાન.'

સં૦ ૧૯૫૩ના ફાલ્ગુન વદ ૧૧, સોમે, વવાણીઆ.

---

૫૦૦.

**પરમભક્તિથી સ્તુતિકરનારપ્રત્યે પણ જેને રાગ નથી, અને પરમ દ્વેષથી પરિષહ ઉપસર્ગ કરનારપ્રત્યે પણ જેને દ્વેષ નથી, તે પુરુષરૂપ ભગવાનને વારંવાર નમસ્કાર.**

—:૦:—

અદ્વેષવૃત્તિ વર્તવું યોગ્ય છે, ધીરજ કર્તવ્ય.

"આચરંગ" વાંચતાં સાધુનો દીર્ઘશંકાદિ કારણોમાં પણ ઘણો સાંકડો માર્ગ જોવામાં આવ્યો. તે પરથી એવી આશંકા થઇ કે, એટલી બધી સંકડાશ એવી અલ્પ ક્રિયામાં પણ રાખવાનું કારણ શું હશે?" તે આશંકાનું સમાધાનઃ—

સતત અંતર્મુખ ઉપયોગે સ્થિતિ એ જ નિર્ગ્રંથનો પરમ ધર્મ છે. એક સમય પણ બહિર્મુખ કરવો નહીં એ નિર્ગ્રંથનો મુખ્ય માર્ગ છે; પણ તે સંયમાર્થે દેહાદિ સાધન છે તેના નિર્વાહને અર્થે સહજ પણ પ્રવૃત્તિ થવાયોગ્ય છે. કંઇ પણ તેવી પ્રવૃત્તિ કરતાં ઉપયોગ બહિર્મુખ થવાનું નિમિત્ત છે, તેથી તે પ્રવૃત્તિ અંતર્મુખ ઉપયોગપ્રત્યે રહ્યા કરે એવા પ્રકારમાં ગ્રહણ કરાવી છે. કેવળ અને સહજ અંતર્મુખ ઉપયોગ તો મુખ્યતાએ 'કેવળ ભૂમિકા' નામે તેરમે ગુણસ્થાનકે હોય છે અતિ નિર્મળ વિચારધારાના બળવાનપણાસહિત અંતર્મુખ ઉપયોગ સાતમે ગુણસ્થાનકે હોય છે. પ્રમાદથી તે ઉપયોગ સ્ખલિત થાય છે, અને કંઇ વિશેષ અંશમાં સ્ખલિત થાય તો વિશેષ બહિર્મુખ ઉપયોગ થઇ ભાવ અસંયમપણે ઉપયોગની પ્રવૃત્તિ થાય છે. તે ન થવા દેવાને અને દેહાદિ સાધનના નિર્વાહની પ્રવૃત્તિ પણ ન છોડી શકાય એવી હોવાથી, તે પ્રવૃત્તિ અંતર્મુખ ઉપયોગે થઇ શકે એવી અદ્ભુત સંકલનાથી ઉપદેશી છે. જેને 'પાંચ સમિતિ' કહેવાય છે જેમ આજ્ઞા આપી છે તેમ આજ્ઞાના ઉપયોગપૂર્વક ચાલવું પડે તો ચાલવું. જેમ આજ્ઞા આપી છે તેમ આજ્ઞાના ઉપયોગપૂર્વક બોલવું પડે તો બોલવું; જેમ આજ્ઞા આપી છે તેમ આજ્ઞાના ઉપયોગપૂર્વક આહારાદિ ગ્રહણ કરવું; જેમ આજ્ઞા આપી છે તેમ આજ્ઞાના ઉપયોગપૂર્વક વસ્ત્રાદિનું લેવું મૂકવું. જેમ આજ્ઞા આપી છે તેમ આજ્ઞાના ઉપયોગપૂર્વક દીર્ઘશંકાદિ શરીરમળનો ત્યાગકરવાયોગ્ય ત્યાગ કરવો, એ પ્રકારે પ્રવૃત્તિરૂપ 'પાંચ સમિતિ' કહી છે. જે જે સંયમમાં પ્રવર્તવાના બીજા પ્રકારો ઉપદેશ્યા છે, તે તે સર્વ આ 'પાંચ સમિતિ'માં સમાય છે; અર્થાત્ જે

કંઈ નિર્ગ્રંથને પ્રવૃત્તિ કરવાની આજ્ઞા આપી છે, તે પ્રવૃત્તિ ત્યાગ કરવી અશક્ય છે તેની જ આજ્ઞા આપી છે અને તે એવા પ્રકારમાં આપી છે કે મુખ્ય હેતુ જે અંતર્મુખ ઉપયોગ તેને જેમ અસ્ખલિતતા રહે તેમ આપી છે તે જ પ્રમાણે વર્તવામાં આવે તો ઉપયોગ સતત જાગ્રત રહ્યા કરે, અને જે જે સમયે જીવની, જેટલી જેટલી જ્ઞાનશક્તિ તથા વીર્યશક્તિ છે તે તે અપ્રમત્ત રહ્યા કરે દીર્ઘશંકાદિ ક્રિયાએ પ્રવર્તતાં પણ અપ્રમત્તસંયમદૃષ્ટિ વિસ્મરણ ન થઈ જાય તે હેતુએ તેવી તેવી સહકાર ભરી ક્રિયા ઉપદેશી છે પણ સત્પુરુષની દૃષ્ટિવિના તે સમજાતી નથી આ રહસ્યદૃષ્ટિ સંક્ષેપમાં લખી છે તે પર ઘણો ઘણો વિચાર કર્તવ્ય છે સર્વ ક્રિયામાં પ્રવર્તતાં આ દૃષ્ટિ સ્મરણમાં આણવાનો લક્ષ રાખવાયોગ્ય છે ' મૂળગ્રંથ ની વાચના દર્શન છે

ચૈત્ર શુદ ૩, રવિ, સંવત ૧૯૫૩, વવાણીઆ

---

૫૦૧

ત્રણે પ્રકારના સમકિતમાંથી ગમે તે પ્રકારનું સમકિત આવે તો પણ વધારેમાં વધારે પંદર ભવે મોક્ષ થાય અને જો તે સમકિત આવ્યા પછી જીવ વમે, તો વધારેમાં વધારે અર્ધપુદ્ગલપરાવર્તનકાળ સુધી સંસારપરિભ્રમણ થઈને મોક્ષ થાય

તીર્થંકરના નિર્ગ્રંથ, નિર્ગ્રંથીઓ, શ્રાવક અને શ્રાવિકાઓ, સર્વને જીવ અજીવનું જ્ઞાન હતું તેથી સમકિત કહ્યું છે એમ કંઈ નથી તેમાંના ઘણા જીવોને માત્ર સાચા અંતરંગ ભાવથી તીર્થંકરની અને તેમના ઉપદેશેલા માર્ગની પ્રતીતિથી પણ સમકિત કહ્યું છે એ સમકિત પામ્યા પછી જો વમ્યું ન હોય, તો વધારેમાં વધારે પંદર ભવ થાય સાચા મોક્ષમાર્ગને પામેલા સત્પુરુષની તથારૂપ પ્રતીતિથી સિદ્ધાંતમાં પણ ઘણે સ્થળે સમકિત કહ્યું છે. એ સમકિત આવ્યા વિના જીવને ઘણું કરીને જીવ અને અજીવનું યથાર્થ જ્ઞાન પણ થતું નથી. જીવ અજીવનું જ્ઞાન પામવાનો મુખ્ય માર્ગ એ જ છે.

મતિજ્ઞાન શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન, કેવળજ્ઞાન, મતિઅજ્ઞાન, શ્રુતઅજ્ઞાન, અને વિભંગઅજ્ઞાન, એ આઠ જીવના ઉપયોગસ્વરૂપ હોવાથી અરૂપી કહ્યા છે 'જ્ઞાન' અને 'અજ્ઞાન' એ બેમાં મુખ્ય ફેર આટલો છે કે જે જ્ઞાન સમકિતસહિત છે, તેને 'જ્ઞાન' કહ્યું છે, અને જે જ્ઞાન મિથ્યાત્વસહિત છે તેને ' અજ્ઞાન ' કહ્યું છે, પણ વસ્તુતાએ બન્ને જ્ઞાન છે.

'જ્ઞાનાવરણીયકર્મ' અને 'અજ્ઞાન' એક નથી. 'જ્ઞાનાવરણીયકર્મ' જ્ઞાનને આવરણસ્વરૂપ અને 'અજ્ઞાન' જ્ઞાનાવરણીયકર્મના ક્ષયોપશમસ્વરૂપ એટલે આવરણ ટળવારૂપ છે.

'અજ્ઞાન' શબ્દનો સાધારણ ભાષામાં "જ્ઞાનરહિત" અર્થ થાય છે જેમ જડ જ્ઞાનથી રહિત છે તેમ; પણ નિર્ગ્રંથપરિભાષામાં તો મિથ્યાત્વસહિત જ્ઞાનનું નામ 'અજ્ઞાન' છે; એટલે તે દૃષ્ટિથી અજ્ઞાનને અરૂપી કહ્યું છે.

એમ આશંકા થાય કે, જો અજ્ઞાન અરૂપી હોય, તો સિદ્ધમાં પણ હોવું જોઈએ. તેનું સમાધાન આ પ્રમાણે છે, મિથ્યાત્વસહિત જ્ઞાનનું નામ 'અજ્ઞાન' કહ્યું છે. તેમાંથી મિથ્યાત્વ જતાં બાકી જ્ઞાન રહે છે, તે જ્ઞાન સંપૂર્ણ શુદ્ધતાસહિત સિદ્ધ ભગવંતમાં વર્તે છે. સિદ્ધનું, કેવળજ્ઞાનીનું અને સમ્યક્દૃષ્ટિનું જ્ઞાન મિથ્યાત્વરહિત છે. મિથ્યાત્વ જીવને ભ્રાંતિસ્વરૂપે છે. તે ભ્રાંતિ યથાર્થ સમજાયે નિવૃત્ત થઈ શકવાયોગ્ય છે. મિથ્યાત્વ દિશાભ્રમરૂપ છે.

ચૈત્ર સુદ ૪, સોમ, સંવત્ ૧૯૫૩, વવાણીઆ.

---

૫૦૨

૧. એકેંદ્રિય જીવને અનુકૂળ સ્પર્શાદિની પ્રિયતા અવ્યક્તપણે છે, તે 'મૈથુનસંજ્ઞા' છે.

૨. એકેંદ્રિય જીવને દેહ અને દેહના નિર્વાહાદિ સાધનમાં અવ્યક્ત મૂર્છારૂપ 'પરિગ્રહસંજ્ઞા' છે. વનસ્પતિએકેંદ્રિય જીવમાં આ સંજ્ઞા કંઈક વિશેષ વ્યક્ત છે.

ચૈત્ર સુદ ૪. સંવત્ ૧૯૫૩, શ્રી વવાણીઆ.

---

૫૦૩.

ૐ. સર્વજ્ઞાયનમઃ

કેટલાક રોગાદિ ઔષધાદિ–સંપ્રાપ્ત થયે–અસર કરે છે, કેમકે તે રોગાદિના હેતુનો કર્મબંધ કંઈ પણ તેવા પ્રકારનો હોય છે. ઔષધાદિ નિમિત્તથી તે પુદ્ગલ વિસ્તારમાં પસરી જઈને, અથવા ખરી જઈને વેદનીયના ઉદયનું નિમિત્તપણું છોડી દે છે. તેવી રીતે નિવૃત્ત થવાયોગ્ય તે રોગાદિ સંબંધી

કર્મબંધન હોય, તો તે તેનાપર ઔષધાદિની અસર થતી નથી, અથવા ઔષધાદિ પ્રાપ્ત થતા નથી, કે સમ્યક્ ઔષધાદિ પ્રાપ્ત થતા નથી.

અમુક કર્મબંધ કેવા પ્રકારના છે, તે તથારૂપ જ્ઞાનદૃષ્ટિવિના જાણવુ કઠણ છે, એટલે ઔષધાદિ વ્યવહારની પ્રવૃત્તિ એકાંતે નિષેધી ન શકાય પોતાના દેહના સંબંધમા કોઇ એક પરમ આત્મદૃષ્ટિવાળા પુરુષ તેમ વર્ત્તે તો એટલે ઔષધાદિ ગ્રહણ ન કરે તો તે યોગ્ય છે પણ બીજા સામાન્ય જીવો તેમ વર્તવા જાય તો તે એકાંતિક દૃષ્ટિથી કેટલીક હાનિ કરે તેમા પણ પોતાને આશ્રિત રહેલા એવા જીવોપ્રત્યે અથવા બીજા કોઇ જીવપ્રત્યે રોગાદિ કારણોમા તેવા ઉપચાર કરવાના વ્યવહારમા વર્ત્તી શકે તેવુ છે. છતા ઉપચારાદિ કરવાની ઉપેક્ષા કરે તો અનુકંપામાર્ગ છોડી દેવા જેવુ થાય કોઇ જીવ ગમે તેવો પીડાતો હોય તોપણ તેની આતાના વાસના કરવાનુ, તથા ઔષધાદિવ્યવહાર, છોડી દેવામા આવે તો તેને આર્તધ્યાનના હેતુ થવા જેવુ થાય ગૃહસ્થવ્યવહારમા એવી એકાંતિક દૃષ્ટિ કરતા ઘણા વિરોધ ઉત્પન્ન થાય ત્યાગવ્યવહારમા પણ એકાંતે ઉપચારાદિનો નિષેધ જ્ઞાનીએ કર્યો નથી નિર્ગ્રંથને સ્વપરિગ્રહિત શરીરે રોગાદિ થાય ત્યારે ઔષધાદિ ગ્રહણ કરવામા એવી આજ્ઞા છે કે, જ્યાસુંધી આર્તધ્યાન ન ઉપજવાયોગ્ય દૃષ્ટિ રહે ત્યાસુધી ઔષધાદિ ગ્રહણ ન કરવુ, અને તેવુ વિશેષ કારણ દેખાય તો નિર્વદ્ય ઔષધાદિ ગ્રહણ કરતા આજ્ઞાનો અતિક્રમ નથી; અથવા યથાસૂત્ર ઔષધાદિ ગ્રહણ કરતા આજ્ઞાનો અતિક્રમ નથી અને બીજા નિર્ગ્રંથને શરીરે રાગાદિ થયુ હોય ત્યારે તેની વૈયાવચ્ચાદિ કરવાનો પ્રકાર જ્યા દર્શાવ્યો છે ત્યા કઇ પણ વિશેષ અનુકંપાદિ દૃષ્ટિ રહે એવી રીતે કથા રહ્યો છે એટલે ગૃહસ્થ વ્યવહારમા એકાંત તેનો ત્યાગ અશક્ય છે એમ સમજાશે

તે ઔષધાદિ કઇ પણ પાપક્રિયાથી થયા હોય, તોપણ તેથી પોતાના ઔષધાદિપણાનો ગુણ દેખાડ્યા વિના ન રહે અને તેમા થયેલી પાપક્રિયા પણ પોતાનો ગુણ દે દેખાડ્યાવિના ન રહે અર્થાત્ જેમ ઔષધાદિના પુદ્ગલમા રોગાદિ પુદ્ગલને પરાભવ કરવાનો ગુણ છે, અને તેથી કર્મબંધ થઇ યથાઅવસર તે પાપક્રિયાનુ ફળ ઉદયમા આવે ત પાપક્રિયાવાળા ઔષધાદિ કરવામા કરાવવામા તથા અનુમોદન કરવામા પ્રવર્ત્તનાર જીવની જેવી જેવી દેહાદિ પ્રત્યે મૂર્છા છે મનનુ આ ... છે તથા તે ઔષધાદિની પાપક્રિયા છે, તે સર્વ પોતપોતાના સ્વભાવ પ્રવર્ત્તતા દર્શાવે છે. જેમ ઔષધાદિના

પુદ્‌ગલ પોતાનો સ્વભાવ દર્શાવે છે, તેમ ઔષધાદિની ઉત્પત્તિ આદિમાં થયેલી ક્રિયા તેના કર્તાની જ્ઞાનાદિ વૃત્તિ તથા તે ગ્રહણકર્તાનાં જેવાં પરિણામ છે-તેનાં જેવાં જ્ઞાનાદિ છે, વૃત્તિ છે-તેને પોતાનો સ્વભાવ દર્શાવવાને યોગ્ય છે; તથારૂપ શુભ શુભસ્વરૂપે અને અશુભ અશુભસ્વરૂપે સફળ છે.

ગૃહસ્થવ્યવહારમાં પણ પોતાના દેહે રોગાદિ થયે જેટલી મુખ્ય આત્મદૃષ્ટિ રહે તેટલી રાખવી. અને આર્તધ્યાનનું યથાદૃષ્ટિએ જોતાં અવશ્ય પરિણામ આવવાયોગ્ય દેખાય, અથવા આર્તધ્યાન ઉપજતું દેખાય, તો ઔષધાદિ વ્યવહાર ગ્રહણ કરતાં નિર્વદ્ય (નિષ્પાપ) ઔષધાદિની વૃત્તિ રાખવી. ક્વચિત્ પોતાને અર્થે, અથવા પોતાને આશ્રિત એવા અનુકંપાયોગ્ય એવા પર જીવને અર્થે સાવદ્ય ઔષધાદિનું ગ્રહણ થાય તો તેનું સાવદ્યપણું નિર્ધ્વંશ (ક્રૂર) પરિણામના હેતુ જેવું અથવા માર્ગને ઉથાપે તેવું હોવું ન જોઇએ; એ લક્ષ રાખવાયોગ્ય છે.

સર્વ જીવને હિતકારી એવી જ્ઞાનીપુરુષની વાણીને કોઇ પણ એકાંત દૃષ્ટિ ગ્રહણ કરીને અહિતકારી અર્થમાં ઉતારવી નહીં; એ ઉપયોગ નિરંતર સ્મરણમાં રાખવાયોગ્ય છે.

ચૈત્ર શુદ ૧૦, ભોમે, ૧૯૫૨, શ્રી વવાણીઆથી.

---

## ૫૦૪.

### ૐ સર્વજ્ઞાયનમઃ

જે વેદનીયપર ઔષધ અસર કરે છે, તે ઔષધ વેદનીયનો બંધ વસ્તુતાએ નિવૃત્ત કરી શકે છે એમ કહ્યું નથી, કેમકે તે ઔષધ કર્મરૂપ વેદનીયનો નાશ કરે તો અશુભ કર્મ નિષ્ફળ થાય, અથવા ઔષધ શુભકર્મરૂપ કહેવાય. પણ ત્યાં એમ સમજવું યોગ્ય છે કે, તે અશુભ કર્મવેદનીય એવા પ્રકારની છે કે તેને પરિણામાંતર પામવામાં ઔષધાદિ નિમિત્ત કારણરૂપ થઇ શકે. મંદ, મધ્યમ, શુભ અથવા અશુભ બંધને કોઇ સ્વજાતીય કર્મ મળવાથી ઉત્કૃષ્ટ બંધ પણ થઇ શકે છે. મંદ, કે મધ્યમ બાંધેલા કેટલાએક શુભ બંધને કોઇ એક અશુભ કર્મવિશેષના પરાભવથી અશુભ પરિણામીપણું થાય છે, તેમ જ તેવા અશુભ બંધને કોઇ એક શુભકર્મના યોગથી શુભ પરિણામીપણું થાય છે.

મુખ્યકરીને બંધ પરિણામાનુસાર થાય છે. કોઇ એક મનુષ્યપ્રાણીનો તીવ્ર પરિણામે નાશ કરવાથી તેણે 'નિકાચિત કર્મ' ઉત્પન્ન કર્યું છતાં કેટલાક અર્થાંતરના કારણથી અને સાક્ષી આદિના અભાવથી રાજનીતિના ધોરણમાં તે કર્મ કરનાર મનુષ્ય છૂટી જાય તેથી કાંઇ તેનો બંધ 'નિકાચિત' નહીં હોય એમ સમજવાયોગ્ય નથી તેના વિપાકનો ઉદય થવાનો વખત દૂર હોય તેથી પણ એમ બને. વળી કેટલાક અપરાધમાં રાજનીતિના ધોરણે શિક્ષા થાય છે, તે પણ કર્તાના પરિણામવત્ જ છે એમ એકાંતે નથી, અથવા તે શિક્ષા કોઇ આગળ ઉત્પન્ન કરેલા અશુભ કર્મના ઉદયરૂપ પણ હોય છે; અને વર્તમાન કર્મબંધ સત્તામાં પડ્યા રહે છે. જે યથાઅવસરે વિપાક આપે છે.

સામાન્યપણે અસત્યાદિ કરતાં હિંસાનું પાપ વિશેષ છે. પણ વિશેષદૃષ્ટિએ તો હિંસા કરતાં અસત્યાદિનું પાપ એકાંતે ઓછું છે એમ ન સમજવું; અથવા 'વધારે છે' એમ પણ એકાંતે ન સમજવું. હિંસાના દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ અને તેના કર્તાના દ્રવ્ય, ક્ષેત્ર કાળ, ભાવને અનુસરીને તેનો બંધ કર્તાને થાય છે. તેમ જ અસત્યાદિના સંબંધમાં પણ સમજવાયોગ્ય છે. કોઇએક હિંસા કરતાં કોઇએક અસત્યાદિનું ફળ એક ગુણ, બે ગુણ, કે અનંતગુણવિશેષપર્યંત થાય છે તેમ જ કોઇએક અસત્યાદિ કરતાં કોઇએક હિંસાનું ફળ પણ એક ગુણ, બે ગુણ, કે અનંતગુણવિશેષપર્યંત થાય છે.

ત્યાગની-વારંવાર વિશેષ જિજ્ઞાસા છતાં, સંસારપ્રત્યે વિશેષ ઉદાસીનતા છતાં, કોઇએક પૂર્વકર્મના બળવાનપણાથી જે જીવ ગૃહસ્થાવાસ ત્યાગી શકતા નથી, તે પુરુષ ગૃહસ્થાવાસમાં કુટુંબાદિના નિર્વાહઅર્થે જે કાંઇ પ્રવૃત્તિ કરે છે, તેમાં તેનાં પરિણામ જેવાં જેવાં વર્તે છે, તે તે પ્રમાણે બંધાદિ થાય. મોહ છતાં અનુકંપા માનવાથી, કે પ્રમાદ છતાં ઉદય માનવાથી, કંઇ કર્મબંધ ભૂલથાપ ખાતો નથી; તે તો યથાપરિણામ બંધપણું પામે છે. કર્મના સૂક્ષ્મ પ્રકારોને મતિ વિચારી ન શકે તોપણ શુભ અને અશુભ કર્મ સફળ છે, એ નિશ્ચય જીવે વિસ્મરણ કરવો નહીં. પ્રત્યક્ષ પરમ ઉપકારી હોવાથી, તથા સિદ્ધપદના બતાવનાર પણ તેઓ હોવાથી, સિદ્ધ કરતાં અર્હંતને પ્રથમ નમસ્કાર કર્યો છે.

શ્રી વવાણીઆ, ચૈત્ર શુદ ૧૫, શનિ, સંવત્ ૧૯૫૩.

---

૯૦

૫૦૫

છ કાયનું સ્વરૂપ પણ સત્પુરુષની દૃષ્ટિએ પ્રતીત કરતાં તથા વિચારતાં જ્ઞાન જ છે 'આ જીવ દિશાથી આવ્યો છે' એ વાક્યથી 'શસ્ત્રપરિજ્ઞા-અધ્યયન' પ્રારંભ્યું છે સદ્ગુરુમુખે તે પ્રારંભવચનના આશયને સમજવાથી સમસ્ત દ્વાદશાંગીનું રહસ્ય સમજવાયોગ્ય છે

વવાણીઆ ચૈત્ર વદ ૧, રવિ સં૦ ૧૯૫૧

---

૫૦૬

તથારૂપ (યથાર્થ) આપ્ત (મોક્ષમાર્ગ માટે જેના વિશ્વાસે પ્રવર્તી શકાય એવા) પુરુષનો જીવને, સમાગમ થવામાં કોઈએક પુણ્યહેતુ જોઈએ છીએ, તેનું ઓળખાણ થવામાં મહદ્‌મહદ્‌પુણ્ય જોઈએ છીએ, અને તેની આજ્ઞાભક્તિએ પ્રવર્તવામાં મહદ્‌પુણ્ય જોઈએ છીએ, એવાં જ્ઞાનીનાં વચનો છે તે સાચાં છે એમ પ્રત્યક્ષ અનુભવાય એવું છે તથારૂપ આપ્ત પુરુષના અભાવ જેવો આ કાળ વર્તે છે, તોપણ આત્માર્થી જીવે તેનો સમાગમ ઇચ્છતાં તેના અભાવે પણ વિશુદ્ધિસ્થાનકના અભ્યાસનો લક્ષ અવશ્ય કરીને કર્તવ્ય છે

ઇડર વૈશાખ વદ ૧૨, શુક્ર ૧૯૫૧

---

૫૦૭

જેમ નિરાશા પામવાથી જીવને સત્સમાગમનો પ્રાપ્ત લાભ પણ શિથિલ થઈ જાય છે સત્સમાગમના અભાવનો ખેદ રાખતાં છતાં પણ સત્સમાગમ થશે એ પરમ પુણ્યયોગ બન્યો છે માટે સર્વસંગત્યાગયોગ બનતાસુધીમાં ગૃહસ્થાશ્રમે સ્થિતિ રહે ત્યાં પર્યંત તે પ્રવૃત્તિ નીતિસહ થઈ પણ જાગૃતી રાખીને પરમાર્થમાં ઉત્સાહસહિત પ્રવર્તી વિશુદ્ધિસ્થાનક નિત્ય અભ્યાસતા રહેવું એ જ કર્તવ્ય છે

---

૫૦૮

**જેને કોઈ પણ પ્રત્યે રાગ દ્વેષ રહ્યા નથી તે મહાત્માને વારંવાર નમસ્કાર.**

---

પરમયોગી એવા શ્રી ઋષભદેવાદિ પુરુષો પણ જે દેહને રાખી શક્યા નથી, તે દેહમાં એક વિશેષપણું રહ્યું છે તે એ કે તેનો સંબંધ વર્તે ત્યાંસુધીમાં

૧૦૦. આ પરમાર્થને જાણીને જે મોહના હણનાર થયા છે, અને જેણે રાગ દ્વેષને શાંત કર્યા છે, તે જીવ સંસારની દીર્ઘ પરંપરાનો નાશ કરી શુદ્ધાત્મપદમાં લીન થાય.

## ઇતિ પંચાસ્તિકાય પ્રથમ અધ્યાય:

---

## ॐ જિનાયનમ: નમ: શ્રીસદ્‌ગુરવે.

૧. મોક્ષના કારણ શ્રી ભગવાન્ મહાવીરને ભક્તિપૂર્વક મસ્તક નમાવી, તે ભગવાનનો કહેલો પદાર્થપ્રભેદરૂપ મોક્ષનો માર્ગ કહું છું.

૨. દર્શન અને જ્ઞાન તેમ જ રાગદ્વેષથી રહિત એવું ચારિત્ર-સમ્યક્-બુદ્ધિ —જેને પ્રાપ્ત થયેલ છે એવા ભવ્યજીવને મોક્ષમાર્ગ હોય.

૩. તત્ત્વાર્થની પ્રતીતિ તે 'સમ્યક્ત્વ,' તે ભાવોનુ જાણવું તે 'જ્ઞાન,' વિષયમાર્ગપ્રત્યે શાંતભાવ થવો-તે 'ચારિત્ર.'

૪. 'જીવ,' 'અજીવ,' 'પુણ્ય,' 'પાપ,' 'આશ્રવ,' 'સંવર,' 'નિર્જરા,' 'બંધ,' અને 'મોક્ષ' એ ભાવો તે 'તત્ત્વ' છે.

૫. 'સંસારસ્થ' અને 'સંસારરહિત' એમ બે પ્રકારના જીવો છે. બન્ને ચૈતન્યોપયોગ લક્ષણ છે. સંસારી દેહસહિત અને અસંસારી દેહરહિત જીવો છે.

૬. પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને વનસ્પતિ એ જીવ સંશ્રિત છે. તે જીવોને મોહનું પ્રબળ પણુ છે અને સ્પર્શ-ઇંદ્રિયના વિષયનુ તેને જ્ઞાન છે.

૭. તેમાં ત્રણ સ્થાવર છે. અલ્પ યોગવાળા અગ્નિ અને વાયુકાય તે ત્રસ છે. તે મનના પરિણામથી રહિત એક-ઇંદ્રિય જીવો જાણવા.

૮. એ પંચે પ્રકારનો જીવસમૂહ મનપરિણામથી રહિત અને એકેંદ્રિય છે એમ સર્વજ્ઞે કહ્યું છે.

૯. ઇંડામાં જેમ પક્ષીનો ગર્ભ વધે છે, જેમ મનુષ્યગર્ભમાં મૂર્છાગત અવસ્થા છતાં જીવત્વ છે. તેમ એકેંદ્રિય જીવો પણ જાણવા.

૧૦. શંબુક, શંખ, છીપ, કૃમિ એ આદિ જે જીવો રસ અને સ્પર્શને જાણે છે તે બે-ઇંદ્રિય જીવો જાણવા.

૧૧. જુ, માંકડ, કીડી, વીંછી આદિ અનેક પ્રકારના બીજા પણ કીડાઓ રસ, સ્પર્શ, અને ગંધને જાણે છે, તે ત્રણ-ઇંદ્રિય જીવો જાણવા.

१२. ढांस, मच्छर, माखी, भमरी, भमरा, पतंग आदि रूप, रस, गंध अने स्पर्शने जाणे छे ते चार-इंद्रिय जीवो जाणवा.

१३. देव, मनुष्य, नारक, तिर्यंच-जळचर, स्थळचर अने खेचर ते वर्ण, रस, स्पर्श, गंध अने शब्दने जाणे छे. जे बळवान पांच इंद्रियवाळा जीवो छे.

१४. देवताना चार निकाय छे. मनुष्य, कर्म अने अकर्म भूमीनां एम बे प्रकारनां छे. तिर्यंचना घणा प्रकार छे; तथा नारकी तेनी पृथ्वी-योनि जेटली जाति छे तेटली जातिना छे.

१५. पूर्वे बांधेलुं आयुष् क्षीण थवाथी, जीव गतिनामकर्मने लीधे आयुष् अने लेश्याना वशथी बीजा देहमां जाय छे.

१६. देहाश्रित जीवोना स्वरूपनो ओ विचार निरूपण कर्यो; तेना 'भव्य' अने 'अभव्य' एवा बे भेद छे. देहरहित एवा 'सिद्धभगवंतो' छे.

१७. जे सर्व जाणे छे, देखे छे, दुःख भेदीने सुख इच्छे छे, शुभ अने अशुभने करे छे अने तेनुं फळ भोगवे छे ते 'जीव' छे.

१८. आकाश, काळ, पुद्गल अने धर्म अधर्म द्रव्यने विषे जीवत्वगुण नथी; तेने अचैतन्य कहीए छीए, अने जीवने सचैतन्य कहीए छीए.

१९. सुख दुःखनुं वेदन, हितमां प्रवृत्ति, अहितमां भीति ते त्रणे काळमां जेने नथी तेने सर्वज्ञ महामुनिओ 'अजीव' कहे छे.

२०. संस्थान, संघात, वर्ण, रस, स्पर्श, गंध अने शब्द एम पुद्गलद्रव्यथी उत्पन्न थता गुण पर्यायो घणा छे.

२१. अरस, अरूप, अगंध, अशब्द, अनिर्दिष्ट संस्थान, अने वचनअगोचर एवो जेनो चैतन्य गुण छे ते 'जीव' छे.

२२. जे निश्चयकरी संसारस्थित जीव छे तेना बे प्रकारनां परिणाम होय छे. परिणामथी कर्म उत्पन्न थाय छे, तेथी सारी अने माठी गति थाय छे.

२३. गतिनी प्राप्तिथी देह थाय छे देहथी इंद्रियो अने इंद्रियोथी विषय ग्रहण थाय छे, अने तेथी राग, द्वेष उत्पन्न थाय छे

२४. संसारचक्रवालमा ते भावे करीने परिभ्रमण करता जीवोमा कोइ जीवोनो संसार अनादि-सांत छे, अने कोइनो अनादि-अनंत छे एम भगवान् सर्वज्ञे कह्युं छे.

૨૫. અજ્ઞાન, રાગ, દ્વેષ અને ચિત્તપ્રસન્નતા જે જે ભાવમાં વર્તે છે, તેથી શુભ, કે અશુભ પરિણામ થાય છે.

૨૬. જીવને શુભ પરિણામથી પુણ્ય થાય છે, અને અશુભ પરિણામથી પાપ છે. તેનાથી શુભાશુભ પુદ્ગલના ગ્રહણરૂપ કર્મપણું પ્રાપ્ત થાય છે.

૨૭. તૃષાતુરને, ક્ષુધાતુરને, રોગીને અથવા બીજા દુઃખી મનના જીવને તેનું દુઃખ મટાડવાના ઉપાયની ક્રિયા કરવામાં આવે તેનું નામ 'અનુકંપા.'

૨૮. ક્રોધ, માન, માયા અને લોભની મિઠાશ જીવને ક્ષોભ પમાડે છે અને પાપભાવની ઉત્પત્તિ કરે છે.

૨૯. ઘણા પ્રમાદવાળી ક્રિયા, ચિત્તની મલીનતા, ઇંદ્રિયવિષયમાં લુબ્ધતા, બીજા જીવોને દુઃખ દેવું, તેનો અપવાદ બોલવો એ આદિ વર્તનથી જીવ 'પાપ-આશ્રવ' કરે છે.

૩૦. ચાર સંજ્ઞા, કૃષ્ણાદિ ત્રણ લેશ્યા ઇંદ્રિયવશતા, આર્ત્ત અને રૌદ્રધ્યાન, દુષ્ટભાવવાળી ધર્મક્રિયામાં મોહ એ 'ભાવ પાપ આશ્રવ' છે.

૩૧. ઇંદ્રિયો, કષાય અને સંજ્ઞાનો જય કરવાવાળો કલ્યાણકારી માર્ગ જીવને જે કાળે વર્તે છે તે કાળે જીવને પાપ-આશ્રવરૂપ છિદ્રનો નિરોધ છે એમ જાણવું.

૩૨. જેને સર્વ દ્રવ્ય પ્રત્યે રાગ, દ્વેષ તેમ જ અજ્ઞાન વર્તતું નથી એવા સુખ દુઃખનેવિષે સમાનદૃષ્ટિના ધણી નિર્ગ્રંથ મહાત્માને શુભાશુભ આશ્રવ નથી.

૩૩. યોગનો નિરોધ કરીને જે તપશ્ચર્યા કરે છે, તે નિશ્ચય બહુ પ્રકારનાં કર્મોની 'નિર્જરા કરે છે.

૩૪. જે સંયમીને જ્યારે યોગમા પુણ્ય પાપની પ્રવૃત્તિ નથી ત્યારે તેને શુભાશુભકર્મકર્તૃત્વનો 'સંવર' છે.—'નિરોધ' છે.

૩૫. જે આત્માર્થનો સાધનાર સંવરયુક્ત, આત્માસ્વરૂપ જાણીને તદ્રૂપ ધ્યાન કરે છે તે મહાત્મા સાધુ કર્મરજને ખખેરી નાખે છે.

૩૬. જેને રાગ દ્વેષ તેમ જ મોહ અને યોગપરિણમન વર્ત્તતાં નથી તેને, શુભાશુભ કર્મને બાળીને ભસ્મ કરવાવાળો ધ્યાનરૂપી અગ્નિ પ્રગટે.

૩૭. દર્શનજ્ઞાનથી ભરપૂર, અન્ય દ્રવ્યના સંસર્ગથી રહિત એવું ધ્યાન નિર્જરા-હેતુથી ધ્યાવે છે તે મહાત્મા સ્વભાવસહિત છે.

૩૮. જે સંવરયુક્ત સર્વ કર્મની નિર્જરા કરતો છતો વેદનીય અને આયુષ્ય-કર્મથી રહિત થાય તે મહાત્મા તે જ ભવે 'મોક્ષ' પામે.

૩૯. જીવનો સ્વભાવ અપ્રતિહત જ્ઞાનદર્શન છે. તેનું અનન્યમય આચરણ —શુદ્ધનિશ્ચયમય એવો સ્થિર સ્વભાવ તે 'નિર્મલ ચારિત્ર' સર્વજ્ઞ વીતરાગદેવે કહ્યું છે.

૪૦ વસ્તુપણે આત્માનો સ્વભાવ નિર્મલ જ છે, ગુણ અને પર્યાય પરસમય-પરિણામીપણે અનાદિથી પરિણમ્યા છે તે દ્રષ્ટિથી અનિર્મલ છે. જો તે આત્મા સ્વસમયને પ્રાપ્ત થાય તો કર્મ બંધથી રહિત થાય.

૪૧. જે પરદ્રવ્યને વિષે શુભ અથવા અશુભ રાગ કરે છે તે જીવ 'સ્વચારિત્ર' થી ભ્રષ્ટ છે અને 'પરચારિત્ર' આચરે છે એમ જાણવું.

૪૨. જે ભાવવડે આત્માને પુણ્ય અથવા પાપ આશ્રવની પ્રાપ્તિ થાય તે વર્તમાન આત્મા પરચારિત્રમાં વર્તે છે એમ વીતરાગ સર્વજ્ઞે કહ્યું છે.

૪૩. જે સર્વ સંગમાત્રથી મુક્ત થઇ અનન્યમયપણે આત્મસ્વભાવમાં સ્થિત છે, નિર્મલ જ્ઞાતા, દ્રષ્ટા છે તે સ્વચારિત્ર આચરનાર જીવ છે.

૪૪. પરદ્રવ્યપ્રત્યેના ભાવથી રહિત, નિર્વિકલ્પ જ્ઞાનદર્શનમય પરિણામી આત્મા છે તે સ્વચારિત્રાચરણ છે.

૪૫. સમ્યક્ત્વ, આત્મજ્ઞાન, અને રાગદ્વેષથી રહિત એવું ચારિત્ર, સમ્યક્બુદ્ધિ પ્રાપ્ત થયેલ છે જેને એવા ભવ્ય જીવનો મોક્ષમાર્ગ છે.

૪૬. આ તત્ત્વાર્થ પ્રતીતિ તે 'સમ્યક્ત્વ,' તત્ત્વાર્થનું જ્ઞાન તે 'જ્ઞાન,' અને વિષયના વિમૂઢમાર્ગપ્રત્યે શાંતભાવ તે 'ચારિત્ર.'

૪૭. ધર્માસ્તિકાયાદિના સ્વરૂપની પ્રતીતિ તે 'સમ્યક્ત્વ.' બાર અંગ અને પૂર્વનું જાણપણું તે 'જ્ઞાન.' તપશ્ચર્યાદિમાં પ્રવૃત્તિ તે 'વ્યવહાર મોક્ષમાર્ગ' છે.

૪૮. 'તે તે સમાધિત આત્મા, શિવાય જ્યાં અન્ય કિંચિત્ માત્ર કરતો નથી, માત્ર અનન્ય આત્મામય છે ત્યાં 'નિશ્ચય મોક્ષમાર્ગ' સર્વજ્ઞ વીતરાગે કહ્યો છે.

૪૯. જે આત્મા આત્મસ્વભાવમય એવાં જ્ઞાન દર્શનને અનન્યમય આચરે છે. તેને તે નિશ્ચય જ્ઞાન, દર્શન અને ચારિત્ર છે.

૫૦. જે આ સર્વ જાણશે અને દેખશે તે અવ્યાબાધ સુખ અનુભવશે એવા ભાવોની પ્રતીતિ ભવ્યને થાય છે, અભવ્યને થતી નથી.

૫૧. દર્શન, જ્ઞાન અને ચારિત્ર એ 'મોક્ષમાર્ગ' છે, તેની સેવનાથી 'મોક્ષ' પ્રાપ્ત થાય છે. અને (અમુક હેતુથી) 'બંધ' થાય છે એમ મુનિઓએ કહ્યું છે.

૫૨. અર્હત્‌સિદ્ધચૈત્યપ્રવચનમુનિજ્ઞાનભક્તિસંપન્ન ઘણું પુણ્ય ઉત્પન્ન કરે છે, પણ તે તે સર્વ કર્મનો ક્ષય કરતો નથી.

૫૩. જેના હૃદયને વિષે અણુમાત્ર પરદ્રવ્ય પ્રત્યે રાગ વર્તે છે, તે સર્વ આગમ નો જાણનાર હોય તોપણ 'સ્વસમય' નથી જાણતો એમ જાણવું.'

૫૩. તે માટે સર્વ ઇચ્છાથી નિવર્તી નિઃસંગ અને નિર્મમત્વ થઇને જે સિદ્ધસ્વરૂપની ભક્તિ કરે તે નિર્વાણને પ્રાપ્ત થાય.

૫૫ પરમેષ્ઠિપદને વિષે જેને તત્ત્વાર્થપ્રતીતિપૂર્વક ભક્તિ છે, અને નિર્ગ્રંથપ્રવચનમાં રુચિપણે જેની બુદ્ધિ પરિણામી છે, તેમજ તે સંયમતપસહિત વર્તે છે તો તેને મોક્ષ કંઇ દૂર નથી

૫૬. અર્હતની, સિદ્ધની, ચૈત્યની, પ્રવચનની ભક્તિસહિત જે તપશ્ચર્યા છે તો તે નિયમથી દેવલોકને અંગીકાર કરે છે.

૫૭. તેથી ઇચ્છામાત્રની નિવૃત્તિ કરો. સર્વત્ર કિંચિત્‌માત્ર પણ રાગ કરો મા, કેમકે વીતરાગ ભવસાગરને તરે છે.

૫૮. માર્ગનો પ્રભાવ થવાને અર્થે, પ્રવચનની ભક્તિથી ઉત્પન્ન થયેલી પ્રેરણાથી પ્રવચનના રહસ્યભૂત 'પંચાસ્તિકાય'ના સંગ્રહરૂપ આ શાસ્ત્ર મેં કહ્યું

**ઇતિ પંચાસ્તિકાય સમાપ્તમ્.**

---

**૫૪૯[1].**

+શારીરિક, માનસિક અનંત પ્રકારનાં દુઃખોએ આકુલ વ્યાકુલ જીવોને તે દુઃખોથી છૂટવાની બહુ બહુ પ્રકારે ઇચ્છા છતાં તેમાથી મુક્ત થઇ શકતા નથી તેનું શું કારણ' એવું પ્રશ્ન અનેક જીવોને ઉત્પન્ન થયા કરે, પણ તેનું યથાર્થ સમાધાન કોઇ એક વિરલ જીવને જ પ્રાપ્ત થાય છે. જ્યાંસુધી દુઃખનું મૂળ કારણ યથાર્થપણે જાણવામા ન આવ્યું હોય ત્યાંસુધી, તે ટાળવાને માટે

---

૧ શાસ્ત્રયોજના છે—સંશોધક.

+ પહેલી આવૃત્તિમાં આ મથાળાનો લેખ હાથ લાગ્યો ન હતો; પણ આ વખતે હાથ થવાથી જોડી દેવામાં આવ્યો છે.

ગમે તેવું પ્રયત્ન કરવામાં આવે તોપણ દુઃખનો ક્ષય થઇ શકે નહીં. અને ગમે તેટલી અરૂચિ, અપ્રિયતા અને અભાવ તે દુઃખપ્રત્યે હોય છતાં તેને અનુભવ્યા જ કરવું પડે. વાસ્તવિક ઉપાયથી તે દુઃખ મટાડવાનું પ્રયત્ન કરવામાં આવે, અને તે પ્રયત્ન ન સહન થઇ શકે એટલા પરિશ્રમપૂર્વક કર્યું હોય છતાં ને દુઃખ ન મટવાથી દુઃખ મટાડવા ઇચ્છતા મુમુક્ષુને અત્યંત વ્યામોહ થઇ આવે છે, અથવા થયા કરે છે, કે આનું શું કારણ? આ દુઃખ ટળતું કેમ નથી? કોઇ પણ પ્રકારે મારે તે દુઃખની પ્રાપ્તિ ઇચ્છિત નહીં છતાં સ્વપ્નેય પણ તેના પ્રત્યે કંઇ પણ વૃત્તિ નહીં છતાં તેની પ્રાપ્તિ થયા કરે છે, અને હું જે જે પ્રયત્ન કરૂં છું તે તે બધાં નિષ્ફળ જઇ દુઃખ અનુભવ્યા જ કરે છું એનું શું કારણ? શું દુઃખ કોઇનું મટતું જ નહીં હોય? દુઃખી થવું એ જ જીવનો સ્વભાવ હશે? શુ કોઇએક જગતકર્તા ઇશ્વર હશે તેણે આમ જ કરવું યોગ્ય ગણ્યું હશે? શું ભવિતવ્યતાને આધીન એ વાત હશે? અથવા કોઇ એક મારા કરેલા આગલા અપરાધોનું ફળ હશે? એ વગેરે અનેક પ્રકારના વિકલ્પો જે જીવો મનસહિત દેહધારી છે તે કર્યા કરે છે. અને જે જીવો મનરહિત છે તે અવ્યક્તપણે દુઃખનો અનુભવ કરે છે, અને અવ્યક્તપણે તે દુઃખ મટે એવી ઇચ્છા રાખ્યા કરે છે. આ જગતને વિષે પ્રાણીમાત્રની વ્યક્ત અથવા અવ્યક્ત ઇચ્છા પણ એ જ છે કે, કોઇ પણ પ્રકારે મને દુઃખ ન હો. અને સર્વથા સુખ હો. પ્રયત્ન પણ એ જ અર્થે છે છતાં તે દુઃખ શા માટે મટતું નથી? એવો પ્રશ્ન ઘણા ઘણા વિચારવાનોને પણ ભૂત કાળે ઉત્પન્ન થયો હતો; વર્તમાનકાળે પણ થાય છે અને ભવિષ્યકાળે પણ થશે, તે અનંત અનંત વિચારવાનોમાંથી અનંત વિચારવાનો તેના યથાર્થ સમાધાનને પામ્યા અને દુઃખથી મુક્ત થયા. વર્તમાનકાળે પણ જે જે વિચારવાનો યથાર્થ સમાધાન પામે છે ને પણ્ તથારૂપ ફળને પામે છે, અને ભવિષ્યકાળે પણ જે જે વિચારવાનો યથાર્થ સમાધાન પામશે તે તે તથારૂપ ફળને પામશે એમાં સંશય નથી.

શરીરનું દુઃખ માત્ર ઔષધ કરવાથી મટી જતું હોત, મનનું દુઃખ ધનાદિ મળવાથી જતું હોત, અને બાહ્ય સંસર્ગ સંબંધનું દુઃખ મનને કંઇ અસર ઉપજાવી શકતુ ન હોત, તો દુઃખ મટવા માટે જે જે પ્રયત્ન કરવામાં આવે છે તે તે સર્વ જીવોનું સફળ થાત; પણ જ્યારે તેમ બનતું જોવામાં ન આવ્યું ત્યારે જ વિચારવાનોને પ્રશ્ન ઉત્પન્ન થયું કે, દુઃખ મટવા માટે બીજો જ ઉપાય હોવો જોઇએ. આ જે કરવામાં આવે છે તે ઉપાય અયથાર્થ

છે, અને બધો શ્રમ વૃથા છે માટે તે દુ:ખનું મૂળ કારણ જો યથાર્થ જાણવામા આવે, અને તેજ પ્રમાણે ઉપાય કરવામા આવે તો દુ:ખ મટે, નહીં તો નહીંજ મટે

જે વિચારવાનો દુ:ખનુ યથાર્થ મૂળ કારણ વિચારના ઉત્કંઠિત થતા કોઇ એકજ તેનુ યથાર્થ સમાધાન પામ્યા અને ઘણા યથાર્થ સમાધાન નહીં પામતા છતા મતિ વ્યામોહાદિ કારણથી યથાર્થ સમાધાન પામ્યા છૈએ એમ માનવા લાગ્યા, અને તે પ્રમાણે ઉપદેશ કરવા લાગ્યા, અને ઘણા લોક તેને અનુસરવા પણ લાગ્યા જગતમા જુદા જુદા ધર્મ મત જોવામા આવે છે તેની ઉત્પત્તિનુ મુખ્ય કારણ એ જ છે 'ધર્મથી દુ:ખ મટે' એમ ઘણાખરા વિચારવાનોની માન્યતા થઇ, પણ ધર્મનુ સ્વરૂપ સમજવામા એક બીજામા ઘણો તફાવત પડ્યો ઘણા તો પોતાનો મૂળ વિષય ભુલી ગયા અને ઘણા તો તે વિષયમા મતિ થાકવાથી અનેક પ્રકારે નાસ્તિકાદિ પરિણામોને પામ્યા

દુ:ખના મૂળ કારણ અને તેની કઇ રીતે પ્રવૃત્તિ થઇ તેના સબંધમા થોડાક મુખ્ય અભિપ્રાયો અત્રે સક્ષેપમા જણાવવામા આવે છે

દુ:ખ શુ છે? તેના મૂળ કારણો શુ છે? અને તે શાથી મટી શકે? તે સબંધી જિનો એટલે વીતરાગોએ પોતાનો જે મત દર્શાવ્યો છે તે અહીં સક્ષેપમા કહીએ છીએ

હવે, તે યથાર્થ છે કે કેમ? તેનુ અવલોકન કરીએ છીએ

જે જે ઉપાયો દર્શાવ્યા તે સમ્યક્દર્શન સમ્યક્જ્ઞાન, અને સમ્યક્ચારિત્ર, અથવા તે ત્રણેનુ એક નામ 'સમ્યક્મોક્ષ

સમ્યક્દર્શન, સમ્યક્જ્ઞાન, અને સમ્યક્ચારિત્રમા સમ્યક્દર્શનની મુખ્યતા ઘણે સ્થળે તે વીતરાગોએ કહી છે જો કે સમ્યક્જ્ઞાનથીજ સમ્યક્દર્શનનુ પણ ઓળખાણ થાય છે, તો પણ સમ્યક્દર્શનની પ્રાપ્તિ વગરનુ જ્ઞાન સંસાર એટલે દુ:ખના હેતુ રૂપે હોવાથી સમ્યક્દર્શનનુ મુખ્યપણુ ગ્રહણ કર્યું છે.

જેમ જેમ સમ્યક્દર્શન શુદ્ધ થતું જાય છે, તેમ તેમ સમ્યક્ચારિત્ર પ્રત્યે વીર્ય ઉલ્લસતું જાય છે, ક્રમે કરીને સમ્યક્ચારિત્રની પ્રાપ્તિ થવાનો વખત આવે છે, જેથી આત્મામાં સ્થિર સ્વભાવ પ્રગટે છે; અને આત્મા નિજ પદમાં લીન થઇ સર્વ કર્મ કલંકથી રહિત થવાથી એક શુદ્ધઆત્મસ્વભાવરૂપ મોક્ષમાં પરમઅવ્યાબાધસુખના અનુભવસમુદ્રમાં સ્થિત થાય છે.

સમ્યક્દર્શનની પ્રાપ્તિથી જેમ જ્ઞાન સમ્યક્સ્વભાવને પામે છે—એ સમ્યક્દર્શનનો પરમ ઉપકાર છે—તેમ સમ્યક્દર્શન ક્રમે કરી શુદ્ધ થતું જ્યાં પૂર્ણ સ્થિર સ્વભાવ સમ્યક્ચારિત્રને પ્રાપ્ત થાય તેને અર્થે સમ્યક્જ્ઞાનના બળની તેને ખરેખરી આવશ્યકતા છે. તે સમ્યક્જ્ઞાનપ્રાપ્તિનો ઉપાય વીતરાગશ્રુત અને તે શ્રુતતત્ત્વોપદેષ્ટ મહાત્મા છે.

વીતરાગશ્રુતના પરમરહસ્યને પ્રાપ્ત થયેલા અસંગ અને પરમકારુણીક મહાત્માનો યોગ પ્રાપ્ત થવો અતિશય કઠણ છે. મહતભાગ્યોદયના યોગથી જ તે યોગ પ્રાપ્ત થાય છે એમાં સંશય નથી, કહ્યું છે કે,—

તહા રૂવાણં સમણાણં ॥

તે શ્રવણમહાત્માઓનાં પ્રવૃત્તિલક્ષણો પરમપુરુષે આ પ્રમાણે કહ્યાં છેઃ

અભ્યંતરદશાનાં ચિન્હ તે મહાત્માઓનાં પ્રવૃત્તિલક્ષણોથી નિર્ણીત કરી શકાય; જો કે પ્રવૃત્તિલક્ષણ કરતાં અભ્યંતરદશા વિષેનો નિશ્ચય અન્યપણ નીકળે છે. કોઇ એક શુદ્ધવૃત્તિમાન મુમુક્ષુને તેવા અભ્યંતરદશાની પરિક્ષા આવે છે.

એવા મહાત્માઓના સમાગમ અને વિનયની શી જરૂર ? ગમે તેવો પુરુષ હોય પણ સારી રીતે શાસ્ત્ર વાંચી, સાંભળીને તેના પુરુષથી જીવ કલ્યાણ-

નો યથાર્થ માર્ગ શા માટે ન પામી શકે? એવી આશંકાનું સમાધાન કરવામાં આવે છે.

એવા મહાત્માપુરુષનો યોગ બહુ દુર્લભ છે. સારા દેશ, કાળમાં પણ એવા મહાત્માઓનો યોગ દુર્લભ છે, તો આવા દુષમકાળમાં તેમ હોય એમાં કંઈ કહેવું રહેતું નથી. કહ્યું છે કે,—

યદ્યપિ તેવા મહાત્માપુરુષનો ક્વચિત્ યોગ બને છે તોપણ જો શુદ્ધવૃત્તિમાન્ મુમુક્ષુ હોય તો તે અપૂર્વ ગુણને તેવા ક્ષણમાત્રના સમાગમમાં પ્રાપ્ત કરી શકે છે. જેવા મહાત્માપુરુષનાં વચનપ્રતાપથી ક્ષણમાત્રમાં ચક્રવર્તિઓ પોતાનું રાજપાટ છોડી ભયંકર વનમા તપશ્ચર્યા કરવાને ચાલી નીકળતા હતા, તેવા મહાત્માપુરુષના યોગથી અપૂર્વ ગુણ કેમ પ્રાપ્ત ન થાય?

સારા દેશ, કાળમાં પણ ક્વચિત્ તેવા મહાત્માનો યોગ બની આવે છે, કેમકે તેઓ અપ્રતિબદ્ધ-વિહારી હોય છે. ત્યારે એવા પુરુષોનો નિત્ય સંગ રહી શકે તેમ શી રીતે બની શકે કે જેથી મુમુક્ષુ જીવ સર્વ દુઃખ ક્ષય કરવાનાં અનન્ય કારણોને પૂર્ણપણે ઉપાસી શકે? તેનો માર્ગ આ પ્રમાણે ભગવાન્ જિને અવલોક્યો છે.

નિત્ય તેમના સમાગમમાં આજ્ઞાધીનપણે વર્તવું જોઈએ, અને તે માટે બાહ્યાભ્યંતર પરિગ્રહાદિ ત્યાગજ યોગ્ય છે.

જેઓ સર્વથા તેવો ત્યાગ કરવાને સમર્થ નથી તેમણે આ પ્રમાણે દેશ-ત્યાગપૂર્વક કરવું યોગ્ય છે. તેનું સ્વરૂપ આ પ્રમાણે ઉપદેશ્યું છે:

તે મહાત્માપુરુષના ગુણાતિશયપણાથી, સમ્યક્‌આચરણથી, પરમજ્ઞાનથી, પરમશાંતિથી, પરમનિવૃત્તિથી મુમુક્ષુ જીવની અશુભ વૃત્તિઓ પરાવર્તન થઈ શુભસ્વભાવને પામી સ્વરૂપપ્રત્યે વળતી જાય છે.

તે પુરુષનાં વચનો આગમસ્વરૂપ છે, તોપણ વારંવાર પોતાથી વચનયોગની પ્રવૃત્તિ ન થાય તેથી, તથા નિરંતર સમાગમનો યોગ ન બને તેથી, તથા તે વચનનું શ્રવણ તાદૃશ્ય સ્મરણમાં ન રહે તેથી, તેમ જ કેટલાક ભાવોનું સ્વરૂપ જાણવામાં પરાવર્તનની જરૂર હોય છે તેથી, અનુપ્રેક્ષાનું બળ વૃદ્ધિ પામવાને અર્થે વીતરાગશ્રુત-વીતરાગ શાસ્ત્ર-એક બળવાન ઉપકારી સાધન છે, જો કે તેવા મહાત્માપુરુષદ્વારા જ પ્રથમ તેનું રહસ્ય જાણવું જોઈએ, પછી વિશુદ્ધ દૃષ્ટિ થયે મહાત્માના સમાગમના અંતરાયમાં પણ તે શ્રુત બળવાન ઉપકાર કરે છે, અથવા જ્યાં કેવળ તેવા મહાત્માઓનો યોગ બની શકતો નથી, ત્યાં પણ વિશુદ્ધ દૃષ્ટિવાનને વીતરાગશ્રુત પરમોપકારી છે, અને તે જ અર્થે થઈને મહત્પુરુષોએ એક શ્લોકથી માંડી દ્વાદશાંગસુધીની રચના કરી છે

તે દ્વાદશાંગના મૂળ ઉપદેષ્ટા સર્વજ્ઞવીતરાગ છે. કે જેના સ્વરૂપનું મહાત્માપુરુષો નિરંતર ધ્યાન કરે છે, અને તે પદની પ્રાપ્તિમાં જ સર્વસ્વ સમાયલું છે એમ પ્રતીતિથી અનુભવે છે. સર્વજ્ઞવીતરાગનાં વચનો ધારણ કરીને મહત્

આચાર્યોએ દ્વાદશાંગની રચના કરી હતી; અને તદ્દભિન્ન આજ્ઞાંકિત મહાત્માઓએ બીજાં અનેક નિર્દોષ શાસ્ત્રોની રચના કરી છે. આ પ્રમાણે દ્વાદશાંગનાં નામો છેઃ આચારંગ. દૃષ્ટિવાદ.

તેમાં આ પ્રમાણે નિરૂપણ છે

કાળદોષથી ઘણાં સ્થળો તેમાંથી વિસર્જન થઈ ગયા, અને માત્ર અલ્પ સ્થળો રહ્યાંઃ

જે અલ્પસ્થળો રહ્યાં તેને એકાદશાંગને નામે શ્વેતામ્બરઆચાર્યો કહે છે. દિગમ્બરો તેમાં અનુમત નહીં થતાં એમ કહે છે કે,—

વિસંવાદ કે મતાગ્રહની દૃષ્ટિએ તેમા ... કેવળ ભિન્નભિન્ન માર્ગની પેઠે જોવામા આવે છે દીર્ઘ દૃષ્ટિએ જોતા તેના જૂ... કારણો જોવામા આવે છે.

ગમે તેમ હો, પણ આ પ્રમાણે બન્ને બહુ નજીકમા આવી જાય છે;

વિવાદમાં ઘણાં સ્થળો તો અપ્રયોજન જેવાં છે; તે પણ પરોક્ષ છે.

અપાત્ર શ્રોતાને દ્રવ્યાનુયોગાદિ ભાવ ઉપદેશવાથી નાસ્તિકતાદિ ભાવો ઉત્પન્ન થવાનો વખત આવે છે, અથવા શુષ્કજ્ઞાની થવાનો વખત આવે છે.

હવે, આ પ્રસ્તાવના અંતે સંક્ષેપીએ છીએ, અને જે મહાત્માપુરુષે.

આ પ્રમાણે જો સુપ્રતીત થાય તો.

હિંસારહિઓ ધમ્મો। અટ્ઠારસ દોષ વિરહિઓ દેવો ॥
નિગ્ગંથે પવયણે। દહણે હોઇ સમ્મતં ॥ ૧ ॥

તથા

જીવને મોક્ષમાર્ગ છે, નહીં તો ઉન્માર્ગ છે.

સર્વ દુઃખનો ક્ષય કરનાર એક પરમ સદુપાય સર્વ જીવને હિતકારી, સર્વ દુઃખના ક્ષયનો એક આત્યંતિક ઉપાય-પરમ સદુપાયરૂપ વીતરાગદર્શન છે. તેની પ્રતીતિથી, તેના અનુસરણથી તેની આજ્ઞાના પરમ આરાધનથી, જીવ ભવસાગર તરી જાય છે 'સમવાયાંગસૂત્ર'માં કહ્યું છે કે—

આત્મા શું? કર્મ શું? તેનો કર્તા કોણ? તેની સ્થિતિ કેટલી? કર્તા શા વડે? શું પરિમાણમાં તે આવી શકે? એ આદિ ભાવોનું સ્વરૂપ જેવું નિર્ગ્રંથસિદ્ધાંતમાં સ્પષ્ટ, સૂક્ષ્મ અને સંકલનાપૂર્વક છે તેવું કોઈ પણ દર્શનમાં નથી

---

૫૫૦

હે આર્ય! જેમ રણ ઊતરીને પારને સંપ્રાપ્ત થયા, તેમ ભવસ્વયંભૂરમણ તરી પારને સંપ્રાપ્ત થાઓ

ચૈત્ર વદ ૨, શુક્રવાર, ૧૯૫૫, વવાણીઆ

---

૫૫૧

ૐ

ગૃહવાસનો જેને ઉદય વર્તે છે, તે જો કંઈ પણ શુભધ્યાનની પ્રાપ્તિ ઇચ્છતા હોય, તો તેના મૂળહેતુભૂત એવા અમુક સદ્વર્તનપૂર્વક રહેવું યોગ્ય છે તે અમુક નિયમમાં 'ન્યાયસંપન્ન આજીવિકાદિ વ્યવહાર" તે પહેલો નિયમ સાધ્ય કરવા યોગ્ય છે એ નિયમ સાધ્ય થવાથી ઘણા આત્મગુણો પ્રાપ્ત કરવાનો અધિકાર ઉત્પન્ન થાય છે આ પ્રથમ નિયમ ઉપર જો ધ્યાન આપવામાં આવે અને તે નિયમને સિદ્ધ જ કરવામાં આવે તો કષાયાદિ સ્વભાવથી મંદ પડવા યોગ્ય થાય છે અથવા જ્ઞાનીનો માર્ગ આત્મપરિણામી થાય છે જે પર ધ્યાન આપવું યોગ્ય છે

વવાણીઆ, વૈશાખ સુદ ૭, (૮૮ મે)

---

૫૫૨

શુદ્ધાત્મસ્થિતિના પારમાર્થિક શ્રુત અને ઇંદ્રિયજય બે મુખ્ય અવલંબન છે સુદૃઢપણે ઉપાસતાં તેની સિદ્ધિ થાય છે હે આર્ય! નિરાશા વખતે મહાત્મા પુરુષોનું અદ્ભુત આચરણ સંભારવું યોગ્ય છે ઉલ્લસિત વીર્યવાન પરમતત્ત્વ ઉપાસવાનો મુખ્ય અધિકારી છે

મોહમયી, અશાડ શુદ ૮, રવિ સં૦ ૧૯૫૫ શાંતિઃ

---

૫૫૩

અપ્રમત્ત સ્વભાવનું વારંવાર સ્મરણ કરીએ છીએ. પરમાર્થિક શ્રુત અને વૃત્તિજયનો અભ્યાસ વર્દ્ધમાન કરવો યોગ્ય છે.

અશાડ શુદ ૮, રવિવાર, ૧૯૫૫, મોહમયીક્ષેત્ર.

---

૫૫૪.

મુમુક્ષુ તથા બીજા જીવોના ઉપકારને નિમિત્તે જે ઉપકારશીલ બાહ્ય પ્રતાપની સૂચના–વિજ્ઞાપન દર્શાવ્યું તે અથવા બીજાં કોઈ કારણો કોઈ અપેક્ષાએ ઉપકારશીલ થાય છે.

હાલ તેવા પ્રવૃત્તિસ્વભાવપ્રત્યે ઉપશાંતવૃત્તિ છે. પ્રારબ્ધયોગથી જે બને તે પણ શુદ્ધસ્વભાવનાં અનુસંધાનપૂર્વક થવું ઘટે છે.

મહાત્માઓએ નિષ્કારણ કરુણાથી પરમપદનો ઉપદેશ કર્યો છે. તેથી એમ જણાય છે કે, તે ઉપદેશનું કાર્ય પરમ મહત્ત જ છે. સર્વે જીવપ્રત્યે બાહ્યદયામાં પણ અપ્રમત્ત રહેવાનો જેના યોગનો સ્વભાવ છે, તેનો આત્મસ્વભાવ સર્વે જીવને પરમપદના ઉપદેશનો આકર્ષક હોય–તેવી નિષ્કારણ કરુણાવાળો હોય તે યથાર્થ છે.

અશાડ વદ ૮, રવિ સં. ૧૯૫૫, મુંબઈ.

---

૫૫૫.

ॐ

પરમપુરુષની મુખ્ય ભક્તિ ઉત્તરોત્તર ગુણની વૃદ્ધિ થાય એવા સદ્વર્તનથી પ્રાપ્ત થાય છે. ચરણપ્રતિપત્તિ–(શુદ્ધ આચરણની ઉપાસના)–રૂપ સદ્વર્તન જ્ઞાનીની મુખ્ય આજ્ઞા છે જે આજ્ઞા પરમપુરુષની મુખ્ય ભક્તિ છે.

ઉત્તરોત્તર ગુણની વૃદ્ધિ થવામાં ગૃહવાસીજનોએ "સદ્ધર્મરૂપ આજીવિકાવ્યવહાર" સહિત પ્રવર્તન કરવું યોગ્ય છે.

ઘણાં શાસ્ત્રો અને વાક્યોના અભ્યાસ કરતાં પણ જો જ્ઞાનીપુરુષોની એકેક આજ્ઞા જીવ ઉપાસે તો ઘણા શાસ્ત્રથી થતું ફળ સહજમાં પ્રાપ્ત થાય.

શ્રાવણ શુદ ૩, મુંબઈ, (૧૦, આગ. ૯૯

---

૫૫૬.

ત્રણુ યોગની અલ્પ પ્રવૃત્તિ, તે પણ સમ્યકૂપ્રવૃત્તિ હોય ત્યારે મહત્ પુરૂષના વચનામૃતનું મનન પરમશ્રેયનું મૂળ દૃઢીભૂત કરે છે, ક્રમે કરીને પરમપદ સંપ્રાપ્ત કરે છે.

ચિત્ત અવિક્ષેપ રાખી પરમશાંત શ્રુતનું અનુપ્રેક્ષન કર્તવ્ય છે.

શ્રાવણ શુદ ૭, ૧૯૫૫, મોહમયીક્ષેત્ર.

---

૫૫૭.

ૐ

જે વચનોની આકાંક્ષા છે, તે ઘણુંકરીને થોડા વખતમાં પ્રાપ્ત થશે.

ઇંદ્રિયનિગ્રહના અભ્યાસપૂર્વક સત્શ્રુત અને સત્સમાગમ નિરંતર ઉપાસવાયોગ્ય છે. ક્ષીણમોહપર્યંત જ્ઞાનીની આજ્ઞાનું અવલંબન પરમ હિતકારી છે.

આત્મનિવૃત્તિસપર્યંત તમારાપ્રત્યે, તથા તમારા સમીપ વસતા ભાઇઓ બાઇઓપ્રત્યે યોગના પ્રમત્તસ્વભાવવડે કિંચિત્ જે અન્યથા થયું હોય તે અર્થે નમ્રભાવથી ક્ષમાની યાચના છે.

મુંબઇ, ભાદ્રપદ શુદ ૫ રવિવાર, (૧૯૫૫) શાંતિ:

---

૫૫૮.

*ૐ. જે જ્ઞાનીપુરુષોને દેહાભિમાન ટળ્યું છે, તેને કંઇ કરવું રહ્યું નથી;* એમ છે તોપણ તેમને સર્વસંગપરિત્યાગાદિ સત્પુરુષાર્થતા પરમપુરુષે ઉપકારભૂત કહી છે

---

૫૫૯

જ્ઞાનાવરણીયાદિ કર્મના પુદ્ગલયોગથી ગ્રહણ થાય છે તે 'દ્રવ્યાશ્રવ' જાણવો. જિનભગવાને તે અનેક ભેદથી કહ્યો છે.

જીવ જે પરિણામથી કર્મનો બંધ કરે છે તે 'ભાવબંધ' કર્મપ્રદેશ, પરમાણુઓ, અને જીવનો અન્યોન્યપ્રવેશરૂપે સબંધ થવો તે 'દ્રવ્યબંધ'

પ્રકૃતિ, સ્થિતિ,, અનુભાગ અને પ્રદેશ એમ ચાર પ્રકારનો બંધ છે. પ્રકૃતિ અને પ્રદેશબંધ યોગથી થાય છે. સ્થિતિ તથા અનુભાગબંધ કષાયથી થાય છે.

આશ્રવને રોકી શકે એવો ચૈતન્યસ્વભાવ તે 'ભાવસંવર,' અને તેથી દ્રવ્યાશ્રવને રોકે તે 'દ્રવ્યસંવર' બીજો છે. વ્રત, સમિતિ, ગુપ્તિ, ધર્મ, અનુપ્રેક્ષા અને પરિષહજય એમ ચારિત્રના ઘણા પ્રકાર તે 'ભાવસંવર'ના વિશેષ જાણવા.

તપશ્ચર્યાએ કરીને જે કાળે કર્મના પુદ્ગલોએ રસ ભોગવી લીધો તે 'ભાવનિર્જરા.' તે પુદ્ગલપરમાણુઓનું આત્મપ્રદેશથી ખરી પડવું તે 'દ્રવ્યનિર્જરા.'

સર્વ કર્મનો ક્ષયથવારૂપ આત્મસ્વભાવ તે 'ભાવમોક્ષ.' કર્મવર્ગણાથી આત્મદ્રવ્યનું જૂદું થઇ જવું તે 'દ્રવ્યમોક્ષ.'

શુભ અને અશુભ ભાવને પુણ્ય અને પાપ જીવને હોય છે. શાતા, શુભાયુ, શુભનામ અને ઉચ્ચગોત્રનો હેતુ 'પુણ્ય' છે. 'પાપ'થી તેથી વિપરીત થાય છે.

સમ્યક્દર્શન, સમ્યક્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર મોક્ષનાં કારણ છે, 'વ્યવહાર' અને 'નિશ્ચય' નયથી તે ત્રણે છે. 'નિશ્ચય'થી આત્મા એ ત્રણેમય છે.

જીવાદિ તત્ત્વોપ્રત્યે આસ્થારૂપ આત્મસ્વભાવ તે 'સમ્યક્દર્શન;' માઠા આગ્રહથી રહિત તે 'સમ્યક્જ્ઞાન.'

સંશય, વિપર્યય અને ભ્રાંતિથી રહિત આત્મસ્વરૂપને અને પરસ્વરૂપને યથાર્થપણે ગ્રહણ કરી શકે તે 'સમ્યક્જ્ઞાન.' સાકરોપયોગરૂપ તેના ઘણા ભેદ છે.

ભાવોનું સામાન્યસ્વરૂપ જે ઉપયોગ ગ્રહણ કરી શકે તે 'દર્શન.' 'દર્શન' શબ્દ શ્રદ્ધાના અર્થમાં પણ વપરાય છે; એમ આગમમાં કહ્યું છે.

છદ્મસ્થને પ્રથમ દર્શન અને પછી જ્ઞાન થાય છે. કેવળીભગવાનને બન્ને સાથે થાય છે.

અશુભભાવથી નિવૃત્તિ, અને શુભભાવમાં પ્રવૃત્તિ તે 'ચારિત્ર' વ્યવહાર-નયથી તે 'ચારિત્રવ્રત' સમિતિગુપ્તિરૂપે શ્રી વીતરાગોએ કહ્યું છે.

સંસારના મૂળ હેતુઓના વિશેષ નાશ કરવાને અર્થે બાહ્ય અને અંતરંગ ક્રિયાનો જ્ઞાનીરૂપને નિરોધ થાય તેનું નામ 'પરમ સમ્યક્ચારિત્ર' વીતરાગોએ કહ્યું છે

મોક્ષના હેતુરૂપ એ બન્ને ચારિત્ર ધ્યાનથી અવશ્ય મુનિઓ પામે છે, તેટલા માટે પ્રયત્નવાન ચિત્તથી ધ્યાનનો ઉત્તમ અભ્યાસ કરો.

જો તમે સ્થિરતા ઇચ્છતા હો તો પ્રિય અથવા અપ્રિય વસ્તુમાં મોહ ન કરો, રાગ ન કરો, દ્વેષ ન કરો; અનેક પ્રકારના ધ્યાનની પ્રાપ્તિને અર્થે પાંત્રિશ, સોળ, છ, પાંચ, ચાર, બે, અને એક એક પરમેષ્ઠિપદના વાચક-છે

તેનું જ જયપૂર્વક ધ્યાન કરો વિશેષ સ્વરૂપ શ્રી ગુરુના ઉપદેશથી જાણવું યોગ્ય છે.

---

૫૬૦

એક આત્મપરિણતિ શિવાયના બીજા જે વિષયો તેને વિષે ચિત્ત અવ્યવસ્થિતપણે વર્તે છે, અને તેવું અવ્યવસ્થિતપણું લોકવ્યવહારથી પ્રતિકૂળ હોવાથી લોકવ્યવહાર ભજવો ગમતો નથી, અને બનતો નથી, એ વેદના ઘણુંકરીને દિવસના આખા ભાગમાં વેદનામાં આવ્યા કરે છે.

ખાવાને વિષે, પીવાને વિષે, બોલવાને વિષે, શયનને વિષે, લખવાને વિષે, કે બીજા વ્યાવહારિક કાર્યોને વિષે જેવા જોઈએ તેવા ભાનથી પ્રવર્તાતું નથી, અને તે પ્રસંગો રહ્યા કરવાથી આત્મપરિણતિને સ્વતંત્ર પ્રગટપણે અનુસરવામાં વિપત્તિ આવ્યા કરે છે, અને તે વિષેનું ક્ષણે ક્ષણે દુઃખ રહ્યા કરે છે.

અચલિત આત્મરૂપે રહેવાની સ્થિતિમાં જ ચિત્તેચ્છા રહે છે, અને ઉપર જણાવ્યા પ્રસંગોની આપત્તિને લીધે કેટલોક તે સ્થિતિનો વિયોગ રહ્યા કરે છે અને તે વિયોગ માત્ર પરેચ્છાથી રહ્યો છે. સ્વેચ્છાના કારણથી રહ્યો નથી. એ એક ગંભીર વેદના ક્ષણે ક્ષણે થયા કરે છે.

આ જ ભવને વિષે, અને થોડા જ વખત પહેલાં વ્યવહારને વિષે પણ સ્મૃતિ તીવ્ર હતી. તે સ્મૃતિ હવે વ્યવહારને વિષે ક્વચિત જ મંદપણે પ્રવર્તે છે. થોડા જ વખત પહેલાં–એટલે થોડા વર્ષો પહેલાં–વાણી ઘણું બોલી શકતી– વક્તાપણે કુશળતાથી પ્રવર્તી શકતી–તે હવે મંદપણે અવ્યવસ્થાથી પ્રવર્તે છે. થોડાં વર્ષ પહેલાં–થોડા વખત પહેલાં–લેખકશક્તિ અતિ ઉગ્ર હતી. આજે શું લખવું તે સૂઝતાં સૂઝતાં દિવસના દિવસ વ્યતીત થઈ જાય છે. અને પછી પણ જે કંઈ લખાય છે તે ઇચ્છેલું, અથવા યોગ્ય વ્યવસ્થાવાળું લખાતું નથી. અર્થાત્ એક આત્મપરિણામ શિવાય સર્વ બીજા પરિણામને વિષે ઉદાસીનપણું વર્તે છે, અને જે કંઈ કરાય છે તે જેવું જોઈએ તેવા ભાનના સોમા અંશથી પણ નથી. જેમ તેમ અને જે તે કરાય છે. લખવાની પ્રવૃત્તિ કરતાં વાણીની પ્રવૃત્તિ કંઈક ઠીક છે.

કુંદકુંદાચાર્યજી, આનંદઘનજીને સિદ્ધાંત સંબંધી જ્ઞાન તીવ્ર હતું. કુંદકુંદાચાર્ય તો આત્મસ્થિતિમાં બહુ સ્થિત હતા. નામનું જેને દર્શન તે બધા સમ્યક્જ્ઞાની કહી શકાતા નથી. વિશેષ હવેપછી—

---

## વ્યાખ્યાન સાર સંક્ષેપ.[1]

——:૦:——

૧. પહેલે ગુણસ્થાનકે ગ્રંથિ છે તેનું ભેદન કર્યા વિના આત્મા ગુણસ્થાનકે જઇ શકતો નથી. જોગાનજોગ મળવાથી અકામનિર્જરા કરતો જીવ આગળ વધે છે; ને ગ્રંથિ ભેદ કરવાથી નજીક આવે છે. અહીં આગળ ગ્રંથિનું એટલું બધું પ્રબળપણું છે કે, તે ગ્રંથિભેદ કરવામાં મોળો પડી જઇ અસમર્થ થઇ જઇ પાછો વળે છે; હિંમત કરી આગળ વધવા ધારે છે; પણ મોહનીયના કારણથી રૂપાન્તર સમજાઇ પોતે ગ્રંથિભેદ કરે છે એમ સમજે છે; અને ઉલટું તે સમજવારૂપ મોહના કારણથી ગ્રંથિનું નિવિડપણું કરે છે. તેમાંથી કોઇક જ જીવ જોગાનજોગ પ્રાપ્ત થયે અકામનિર્જરા કરતાં અતિ બળવાન થઇ તે ગ્રંથિને મોળી પાડી, અથવા ઢીલી કરી, આગળ વધી જાય છે જે અવિરતિસમ્યક્દૃષ્ટિનામાં ચોથું ગુણસ્થાનક છે; જ્યાં મોક્ષમાર્ગની સુપ્રતીતિ થાય છે. આનું બીજું નામ 'બોધબીજ' છે. અહીં આત્માના અનુભવની શરૂઆત થાય છે; અર્થાત્ મોક્ષ થવાનું બીજ અહીં રોપાય છે.

૨. આ 'બોધબીજ ગુણસ્થાનક'—ચોથા ગુણસ્થાનક—થી તેરમા ગુણસ્થાનક સુધી આત્મઅનુભવ એક સરખો છે, પરંતુ જ્ઞાનાવરણીયકર્મની નિરાવરણતાનુસાર જ્ઞાનની વિશુદ્ધતા ઓછી અધિકી હોય છે તેના પ્રમાણમાં અનુભવનું પ્રકાશવું કહી શકે છે.

***

---

૧. શ્રીમદ્‌ના સંવત્ ૧૯૫૪–૫૫ ના શ્રી મોરબીના આગમન પ્રસંગના વ્યાખ્યાનના જે મુદ્દાઓ ( Points ) યથાશક્તિ સ્મૃતિમાં રાખી યથાવકાશે પોતાના ક્ષયોપશમાનુસાર એક શ્રોતાએ પૃથક્ પૃથક્ સ્થળે અવ્યવસ્થિતપણે લખી લીધેલા તેનો સંગ્રહ કરી અમે આ સ્થળે મૂકીએ છીએ આ સ્મૃત વચનો હોવાથી શ્રીમદ્‌ના લખીત વચનોની રીત્યાનુસાર અમે તેના ઉપર આંક રાખ્યા નથી. —સંશોધક.

ઘાતાવરણનું સર્વ પ્રકારે નિવારણ થવું તે 'કેવળજ્ઞાન' એટલે 'મોક્ષ,' જે બુદ્ધિબળથી કહેવામાં આવે છે એમ નથી; પરંતુ અનુભવગમ્ય છે.

૪. બુદ્ધિબળથી નિશ્ચય કરેલો સિદ્ધાંત તેથી વિશેષ બુદ્ધિબળ અથવા તર્કથી વ તે ફરી શકે છે;. પરતુ જે વસ્તુ અનુભવગમ્ય–અનુભવસિદ્ધ–થઇ છે તે ત્રણે કાળમાં ફરી શકતી નથી.

૫. હાલના સમયમાં જૈનદર્શનને વિષે અવિરતિસમ્યક્‌દૃષ્ટિનામા ચોથા ગુણુસ્થાનકથી અપ્રમત્તનામા સાતમા ગુણસ્થાનકસુધી આત્મઅનુભવ સ્પષ્ટ સ્વીકારેલ છે.

૬. સાતમાથી સયોગીકેવળીનામા તેરમા ગુણસ્થાનકસુધીનો કાળ અંતર્મૂહૂર્ત્તનો છે. તેરમાનો કાળ વખતે લાંબો પણ હોય છે. ત્યાંસુધી આત્મઅનુભવ પ્રતીતિરૂપ છે.

૭. આ કાળને વિષે મોક્ષ નથી એમ માની જીવ મોક્ષહેતુભૂત ક્રિયા કરી શકતો નથી, અને તેવી માન્યતાને લઇને જીવનું પ્રવર્ત્તન બીજી જ રીતે થાય છે.

૮. પાંજરામાં પૂરેલો સિંહ પાંજરાથી પ્રત્યક્ષ જૂદો છે, તોપણ બહાર નીકળવાને સામર્થ્યરહિત છે. તેમ જ ઓછા આયુષ્યના કારણથી, અથવા સંઘયણાદિ અન્ય સાધનોના અભાવે આત્મારૂપી સિંહ કર્મરૂપી પાંજરામાંથી બહાર આવી શકતો નથી એમ માનવામાં આવે તો તે માનવું સકારણ છે.

૯. આ અસાર એવા સંસારને વિષે મુખ્ય એવી ચાર ગતિ છે, જે કર્મબંધથી પ્રાપ્ત થાય છે. બંધ વિના તે ગતિ પ્રાપ્ત થતી નથી. અબંધ એવું જે મોક્ષસ્થાનક તે બંધથી થનારી એવી જે ચાર ગતિ તે રૂપ સંસારને વિષે નથી. સમ્યક્‌ત્વ અથવા ચારિત્રથી બંધ થતો નથી એ તો ચોક્કસ છે, તો પછી ગમે તે કાળમાં સમ્યક્‌ત્વ અથવા ચારિત્ર પામે ત્યાં તે સમયે બંધ નથી, અને જ્યાં બંધ નથી ત્યાં સંસાર નથી

૧૦. સમ્યક્‌ત્વ અને ચારિત્રમાં આત્માની શુદ્ધ પરિણતિ છે, તથાપિ તે સાથે મન વચન શરીરના શુભજોગ પ્રવર્ત્તે છે. તે શુભજોગથી શુભ એવો બંધ થાય છે. તે બંધને લઇને દેવાદિગતિ એવો જે સંસાર તે કરવો પડે છે. પરંતુ તેથી વિપરીત જે સમ્યક્‌ત્વ અને ચારિત્ર જેટલે અંશે પ્રાપ્ત થાય છે તેટલે અંશે મોક્ષ પ્રગટ થયે છે; તેનું ફળ દેવાદિ ગતિ

પ્રાપ્ત થઈ તે નથી. દેવાદિ ગતિ જે પ્રાપ્ત થઈ તે ઉપર બનાવેલા મન વચન શરીરના શુભજોગથી થઈ છે; અને અબંધ એવું જે સમ્યક્ત્વ તથા ચારિત્ર પ્રગટ થયું છે તે કાયમ રહીને ફરી મનુષ્યપણું પામી ફરી તે ભાગને જોડાઈ મોક્ષ થાય છે.

૧૧. ગમે તે કાળમાં કર્મ છે; તેનો બંધ છે, અને તે બંધની નિર્જરા છે, અને સંપૂર્ણ નિર્જરા તેનું નામ 'મોક્ષ' છે.

***

૧૨. નિર્જરાના બે ભેદ છે. એક સકામ, એટલે સહેતુ–મોક્ષના હેતુભૂત–નિર્જરા, અને બીજી અકામ એટલે વિપાકનિર્જરા.

૧૩. અકામનિર્જરા ઉદયિક ભાવે થાય છે. આ નિર્જરા જીવે અનંતિવાર કરી છે, અને તે કર્મબંધનું કારણ છે.

૧૪. સકામનિર્જરા ક્ષાયોપશમિક ભાવે થાય છે જે કર્મના અબંધનું કારણ છે. જેટલે અંશે સકામ નિર્જરા (ક્ષાયોપશમિક ભાવે) થાય એટલે અંશે આત્મા પ્રગટ થાય છે. જો અકામ–વિપાક–નિર્જરા હોય તો તે ઉદયિક ભાવે હોય છે, અને તે કર્મબંધનું કારણ છે. અહીં પણ કર્મનું નિર્જરવું થાય છે; પરંતુ આત્મા પ્રગટ થતો નથી.

૧૫. અનંતિવાર ચારિત્ર પ્રાપ્ત કરવાથી જે નિર્જરા થઈ છે તે ઉદયિક ભાવે–જે ભાવ અબંધક નથી–થઈ છે; ક્ષાયોપશમિક ભાવે થઈ નથી. જો તેમ થઈ હોત તો આ પ્રમાણે રખડવું બનત નહીં.

૧૬. માર્ગ બે પ્રકારે છે; એક લૌકિકમાર્ગ, અને બીજો લોકોત્તરમાર્ગ; જે એક બીજાથી વિરુદ્ધ છે.

૧૭. લૌકિકમાર્ગથી વિરુદ્ધ જે લોકોત્તરમાર્ગ તે પાળવાથી તેનું ફળ તેથી વિરુદ્ધ, એવું જે લૌકિક તે હોય નહીં. જેવું કૃત્ય તેવું ફળ.

***

૧૮. આ સંસારને વિષે અનંત એવા અરિહંત આદિ જીવોની સંખ્યા છે. વ્યવહારાદિ પ્રસંગે ક્રોધાદિ વર્ણવ્યુક્ત અનંત જીવ છે; ચક્રવર્તિ રાજા આદિ ક્રોધાદિ ભાવે સકામ ચાલે છે, અને લાખો મનુષ્યનો ઘાત કરે છે તોપણ તેઓમાંના કોઈ કોઈનો તે જ કાળમાં મોક્ષ થયો છે.

૧૯. ક્રોધ, માન, માયા, અને લોભની ચોકડીને કષાય એવા નામથી ઓળખવામાં આવે છે. આ કષાય છે તે અનંત ક્રોધાદિવાળો છે. તે જો

અનંત સંસારનો હેતુ હોઇને અનંતાનુબંધિ કષાય થતો હોય તો તે ચક્રવર્ત્યાદિને અનંત સંસારની વૃદ્ધિ થવી જોઇએ, અને તે હિસાબે અનંત સંસાર વ્યતીત થયા પહેલાં મોક્ષ થવો શી રીતે ઘટે? એ વાત વિચારવાયોગ્ય છે.

૨૦. જે ક્રોધાદિથી અનંત સંસારની વૃદ્ધિ થાય તે અનંતાનુબંધિ કષાય છે, એ પણ નિઃશંક છે. તે હિસાબે ઉપર બતાવેલા ક્રોધાદિ અનંતાનુબંધિ સંભવતા નથી. ત્યારે અનંતાનુબંધિની ચોકડી બીજી રીતે સંભવે છે.

૨૧. સમ્યક્ જ્ઞાન, દર્શન, અને ચારિત્ર એ ત્રણેની ઐક્યતા તે 'મોક્ષ.' તે સમ્યક્ જ્ઞાન, દર્શન અને ચારિત્ર એટલે વીતરાગ જ્ઞાન, દર્શન અને ચારિત્ર છે. તેનાથી જ અનંત સંસારથી મુક્તપણું પમાય છે. આ વીતરાગજ્ઞાન કર્મનો અબંધહેતુ છે. વીતરાગ માર્ગે ચાલવું, અથવા તેમની આજ્ઞાપ્રમાણે ચાલવું એ પણ [illegible] છે. તે પ્રત્યે જે ક્રોધાદિ કષાય હોય તેથી વિમુક્ત થવું [illegible] અનંત સંસારથી અસંતપણે મુક્ત થવું છે; અર્થાત્ મોક્ષ છે. મોક્ષથી વિપરીત એવો જે અનંત સંસાર તેની વૃદ્ધિ જેનાથી થાય છે તેને અનંતાનુબંધિ કહેવામાં આવે છે; અને છે પણ તેમ જ. વીતરાગનામાર્ગ અને તેમની આજ્ઞાએ ચાલનારનું કલ્યાણ થાય છે. આવા જે ઘણા જીવોનું કલ્યાણકારી માર્ગ તેપ્રત્યે ક્રોધાદિભાવ-જે મહા વિપરીતના કરનારા છે-તેજ અનંતાનુબંધિ કષાય છે.

૨૨. જો કે ક્રોધાદિભાવ લૈકિક પણ અફળ નથી, પરંતુ વીતરાગે પ્રરૂપેલા વીતરાગજ્ઞાન અથવા મોક્ષધર્મ અથવા તો સતધર્મ તેનું ખંડન અથવા તે પ્રત્યે ક્રોધાદિભાવ તીવ્ર મંદાદિ જેવે ભાવે હોય તેવે ભાવે અનંતાનુબંધિ કષાયથી બંધ થઇ અનંત એવા સંસારની વૃદ્ધિ થાય છે.

૨૩ અનુભવનો [illegible] આત્મા [illegible] નથી. બુદ્ધિબળથી [illegible] કરેલ વાત જે અપ્રત્યક્ષ છે તેનો કવચિત્ અભાવ પણ થવો ઘટે.

૨૪. "કેવળજ્ઞાન એટલે જેનાથી કંઇ પણ જાણવું અવશેષ નથી તે કે આત્મપ્રદેશનો જે સ્વભાવભાવ છે તે?".—

(અ) આત્માએ ઉત્પન્ન કરેલ વિભાવભાવ અને તેથી જડપદાર્થનો થયેલો સંયોગ તે રૂપે થયેલા આવરણે કરી જે કંઇ દેખવું, જાણવું થાય

છે તે ઇંદ્રિયની સહાયતાથી થઇ શકે છે, પરંતુ તે સંબંધી આ વિવેચન નથી. આ વિવેચન 'કેવળજ્ઞાન' સંબંધી છે.[1]

(આ) વિભાવભાવથી થયેલા જે પુદ્ગલાસ્તિકાયનો સંબંધ તે આત્માથી પર છે તેનું, તથા જેટલા પુદ્ગલનો સંયોગ થયો, તેનું યથાન્યાયથી જ્ઞાન અર્થાત્ અનુભવ થાય, તે અનુભવગમ્યમાં સમાય છે. અને તેને લઇને લોકસમસ્તમાં જે પુદ્ગલ તેનો પણ એવો જ નિર્ણય થાય તે બુદ્ધિબળમાં સમાય છે. જેમ, જે આકાશપ્રદેશને વિષે, અથવા તો તેની નજીક વિભાવી આત્મા સ્થિત છે તે આકાશપ્રદેશના તેટલા ભાગને લઇને અછેદ્ય અભેદ્ય એવું જે અનુભવાય છે તે અનુભવગમ્યમાં સમાય છે; અને તે ઉપરાંતનો બાકીનો આકાશ જેને કેવળજ્ઞાનીએ પોતે પણ અનંત-જેનો અંત નહીં એવો-કહેલ છે, તે અનંત આકાશનો પણ તે પ્રમાણે ગુણ હોવો જોઇએ એવું બુદ્ધિબળે નિર્ણીત કરેલું હોવું જોઇએ.

(ઇ) આત્મજ્ઞાન ઉત્પન્ન થયું, અથવા તો આત્મજ્ઞાન થયું, એ વાત અનુભવગમ્ય છે. તે આત્મજ્ઞાન ઉત્પન્ન થવાથી આત્મઅનુભવ થવા ઉપરાંત શું શું થવું જોઇએ એમ જે કહેવામાં આવ્યું છે તે બુદ્ધિબળથી કહેલું, એમ ધારી શકાય છે.

(ઈ) ઇંદ્રિયના સંયોગથી જે કંઇ દેખવું, જાણવું થાય તે જો કે અનુભવગમ્યમાં સમાય છે ખરૂં, પરંતુ અહીં તો અનુભવગમ્ય આત્મતત્વને વિષે કહેવાનું છે; જેમાં ઇંદ્રિયોની સહાયતા, અથવા તો સંબંધની જરૂર છે નહીં. તે શિવાયની વાત છે. કેવળજ્ઞાની સહજ દેખી, જાણી રહ્યા છે; અર્થાત્ લોકના સર્વ પદાર્થને અનુભવ્યા છે એમ જે કહેવામાં આવે છે તેમાં ઉપયોગનો સંબંધ રહે છે; કારણ કે, કેવળજ્ઞાનીના ૧૩ મા અને ૧૪ મા ગુણસ્થાનક એવા બે વિભાગ કરવામાં આવ્યા છે તેમાં ૧૩ મા ગુણસ્થાનકવાળા કેવળજ્ઞાનીને યોગ છે એમ સ્પષ્ટ છે, અને જ્યાં એ પ્રમાણે છે ત્યાં, ઉપયોગની ખાસ રીતે જરૂર છે, અને જ્યાં ખાસ રીતે જરૂર છે ત્યાં, બુદ્ધિબળ છે એમ કહ્યાવિના ચાલે તેમ નથી; અને જ્યાં એ પ્રમાણે ઠરે છે ત્યાં અનુભવ સાથે બુદ્ધિબળ પણ ઠરે છે.

1. "આત્મપ્રદેશનો જે સ્વભાવ તે 'કેવળજ્ઞાન'" એમ આ વિવેચનનો

(૬.) આ પ્રમાણે ઉપયોગ કરવાથી આત્માને જે જડપદાર્થ નજીક છે તેનો તો અનુભવ થાય છે; પણ જે નજીક નથી અર્થાત્ જેનો યોગ નથી તેનો અનુભવ થતો એમ કહેવું એ મુશ્કેલીવાળું છે; અને જેની સાથે છેટેના પદ થતો અનુભવગમ્ય નથી એમ કહેવાથી કહેવાતા કેવળજ્ઞાનના અર્થને વિરોધ આવે છે, તેથી ત્યાં બુદ્ધિબળથી સર્વ પદાર્થનું, સર્વ પ્રકારે, સર્વ કાળનું જ્ઞાન થાય છે એમ ઠરે છે.

૨૫. એક કાળના કલ્પેલા સમય જે અનંત છે તેને લઇને અનંતકાળ કહેવાય છે. તેમાંના વર્તમાન કાળ પહેલાના જે સમય વ્યતીત થાય છે તે ફરીથી આવવાના નથી એ વાત ન્યાયસંપન્ન છે; તે સમય અનુભવગમ્ય શી રીતે થઇ શકે એ વિચારવાનું છે.

૨૬. અનુભવગમ્ય જે સમય થાય છે તેનું જે સ્વરૂપ છે તે, તથા તે સ્વરૂપ શિવાય તેનું બીજું સ્વરૂપ થયું નથી, અને તે જ પ્રમાણે અનાદિ અનંત કાળના બીજા જે સમય તેનું પણ તેવું જ સ્વરૂપ છે; એમ બુદ્ધિબળથી નિર્ણીત થયેલુ જણાય છે.

* *

૨૭. આ કાળને વિષે જ્ઞાન ક્ષીણ થયુ છે; અને જ્ઞાન ક્ષીણ થવાથી મતભેદ ઘણા થયા છે. જેમ જ્ઞાન ઓછું તેમ મતભેદ વધારે, અને જ્ઞાન વધુ તેમ મતભેદ ઓછા. નાણાની પેઠે જ્યાં નાણું ઘટ્યુ ત્યાં કંકાશ વધારે, અને જ્યાં નાણું વધ્યું ત્યાં કંકાશ ઓછા હોય છે.

૨૮. જ્ઞાનવિના સમ્યક્ત્વનો વિચાર સુઝતો નથી. મતભેદ ઉત્પન્ન નથી કરવો એવું જેના મનમાં છે તે જે જે વાંચે અથવા સાંભળે તે તે તેને ફળે છે. મતભેદાદિ કારણને લઇને શ્રુતશ્રવણાદિ ફળતાં નથી.

* * *

૨૯. વાટે ચાલતાં એક ફાળિયું કાંટામાં ભરાયું, અને રસ્તાની મુસાફરી હજી છે, તો બની શકે તો કાંટા દૂર કરવા, પરંતુ કાંટા કાઢવાનું ન બની શકે તો તેટલા સારૂ ત્યાં રોકાઇ રાત ન રહેવું; પણ ફાળિયું મૂકી દઇ ચાલી નીકળવું, તેવી જ રીતે જિનમાર્ગનું સ્વરૂપ તથા તેનું રહસ્ય શું છે તે સમજ્યાવિના; અથવા તેનો વિચાર કર્યાવિના અલ્પ અલ્પ શંકાઓ માટે બેસી રહી આગળ ન વધવું તે ઉચિત નથી. જિનમાર્ગ ખરી રીતે જોતાં તો જીવને કર્મક્ષય કરવાનો ઉપાય છે, પણ પોતાના મતથી ગુંચાઇ ગયેલ છે.

* *

૩૦. જીવ પહેલા ગુણસ્થાનકમાંથી નીકળી ગ્રંથીભેદસુધી અનંતિવાર આવ્યો, ને ત્યાંથી પાછો વળી ગયો છે.

૩૧. જીવને એવો ભાવ રહે છે કે, સમ્યક્ત્વ અનાયાસે આવતું હશે; પરંતુ તે તો પ્રયાસ-પુરુષાર્થ-કર્યાવિના પ્રાપ્ત થતુ નથી.

૩૨. કર્મપ્રકૃતિ ૧૫૮ છે. સમ્યક્ત્વ આવ્યાવિના તેમાંની કોઇપણ પણ પ્રકૃતિ સમૂળગી ક્ષય થાય નહી. અનાદિથી જીવ નિર્જરા કરે છે પરંતુ મૂળમાંથી એક પણ પ્રકૃતિ ક્ષય થતી નથી! સમ્યક્ત્વમાં એવું સામર્થ્ય છે, તે પ્રકૃતિને મૂળમાથી ક્ષય કરે છે. તે આવી રીતે કે—અમુક પ્રકૃતિ ક્ષય થયા પછી તે આવે છે; અને જીવ બળીઓ' થાય તો આસ્તે આસ્તે સર્વ પ્રકૃતિ ખપાવે છે.

૩૩. સમ્યક્ત્વ સર્વને ન જણાય એમ પણ નહી, તેમ કોઇને પણ ન જણાય એમ પણ નહી. વિચારવાનને તે જણાય છે.

૩૪. જીવને સમજાય તો સમજ્યા પછીથી બહુ સુગમ છે, પણ સમજવા સારૂ જીવે આજદિવસ સુધી ખરેખરો લક્ષ આપ્યો નથી. સમ્યક્ત્વ પ્રાપ્ત થવાના જીવને જ્યારે જ્યારે જોગ બન્યા છે ત્યારે ત્યારે બરાબર ધ્યાન આપ્યું નથી, કારણ કે જીવને અંતરાય ઘણા છે. કેટલાક અંતરાયો તો પ્રત્યક્ષ છે, છતાં જાણવામાં આવતા નથી. જો જણાવનાર મળે તોપણ અંતરાયના જોગથી ધ્યાનમાં લેવાનું બનતું નથી. કેટલાક અંતરાય તો અવ્યક્ત છે, કે જે ધ્યાનમાં આવવા જ મુશ્કેલ છે.

૩૫. સમ્યક્ત્વનું સ્વરૂપ માત્ર વાણીયોગથી કહી શકાય; એકદમ કહેવામાં આવે તો ત્યાં આગળ જીવને ઉલટો ભાવ ભાસે; તથા સમ્યક્ત્વ ઉપર ઉલટો અભાવ થવા માંડે, પરંતુ તે જ સ્વરૂપ જો અનુક્રમે જેમ જેમ દશા વધતી જાય તેમ તેમ કહેવામા અથવા સમજાવવામાં આવે તો તે સમજવામાં આવી શકવાયોગ્ય છે.

૩૬. આ કાળને વિષે મોક્ષ છે એમ બીજા માર્ગમાં કહેવામાં આવે છે. જૈનમાર્ગમાં આ કાળને વિષે અમુક ક્ષેત્રમાં તેમ થતું નથી કે કહેવામાં આવતુ નથી; છતાં તેજ ક્ષેત્રમા આ કાળને વિષે સમ્યક્ત્વ થઇ શકે છે, એમ કહેવામાં આવ્યું છે.

૩૭ જ્ઞાન, દર્શન, ચારિત્ર એ ત્રણે આ કાળને વિષે છે. પ્રયોજનભૂત પદાર્થનું જાણપણુ તે 'જ્ઞાન' તેને લઇને સુપ્રતીતિ તે 'દર્શન;' અને તેથી થતી ક્રિયા તે "ચારિત્ર" છે. આ ચારિત્ર, આ કાળને વિષે જૈનમાર્ગમાં સમ્યકત્વ પછી સાતમા ગુણસ્થાનકસુધી પ્રાપ્ત કરી શકવાનું સ્વીકારવામાં આવ્યું છે.

૩૮. સાતમા સુધી પહોંચે તોપણ મોટી વાત છે.

૩૯. સાતમાસુધી પહોંચે તો તેમાં સમ્યકત્વ સમાઇ જાય છે, અને જો ત્યાં સુધી પહોંચે તો તેને ખાત્રી થાય છે કે, આગલી દશાનું કેવી રીતે છે? પરંતુ સાતમા સુધી પહોંચ્યા વિના આગલી વાત ખ્યાલમાં આવી શકતી નથી.

* *

૪૦. વધતી દશા થતી હોય તો તેને નિષેધવા જરૂર નથી અને ન હોય તો માનવા જરૂર નથી. નિષેધકર્યાવિના આગળ વધતા જવું.

***

૪૧. સામાયિક છ, આઠ કોટિનો વિવાદ મૂકી દીધા પછી નવવિના નથી થતું; અને છેવટે નવ નવ કોટિએ વૃત્તિ મુકયા વિના મોક્ષ નથી.

૪૨. ૧૧ પ્રકૃતિ ખપાવ્યા વિના સામાયિક આવે નહીં. સામાયિક થાય તેની દશા તો અદ્‌ભુત થાય. ત્યાંથી છ, સાત, અને આઠમા ગુણસ્થાનકે જાય; ને ત્યાંથી બે ઘડીમાં મોક્ષ થઇ શકે છે.

***

૪૩. મોક્ષમાર્ગ કરવાળની ધાર જેવો છે, એટલે એક ધારો—એક પ્રવાહરૂપે—છે. ત્રણે કાળમાં એક ધારાએ એટલે એક સરખો પ્રવર્ત્તે તે જ મોક્ષમાર્ગ; વહેવામાં ખંડિત નહીં તે જ મોક્ષમાર્ગ.

***

૪૪. અગાઉ બે વખત કહેવામાં આવ્યુ છે છતા આ ત્રીજી વખત કહેવામાં આવે છે કે, કયારેય પણ બાહ્ય અને અબાહ્યક્રિયાનો નિષેધ કરવામાં આવ્યો નથી, કારણ કે અમારા આત્માને વિષે તેવો ભાવ કોઇ દિવસ સ્વપ્નેય પણ ઉત્પન્ન થાય તેમ છે નહીં.

૪૫. રૂઢીવાળી ગાંઠ, મિથ્યાત્વ, અથવા કષાયને સૂચવનારી ક્રિયાના સંબંધમાં વખતે કોઇ પ્રસંગે કાંઇ કહેવામાં આવ્યું હોય, તો ત્યાં ક્રિયાના નિષેધ

અર્થે તો નહીંજ કહેવામાં આવ્યું હોય; જ્યાં કહેવાથી બીજી રીતે સમજવામાં આવ્યું હોય, તો તેમાં સમજનારે પોતાની ભૂલ થઇ છે એમ સમજવાનું છે.

૪૬. જેણે કષાય ભાવનું ઉચ્છેદન કર્યું છે તે કષાયભાવનું સેવન થાય એમ કદી પણ કરે નહીં.

૪૭. અમુક ક્રિયા કરવી એવું જ્યાં સુધી અમારા તરફથી કહેવામાં નથી આવતું ત્યાં સુધી એમ સમજવું કે તે કારણસહિત છે; ને તેથી કરી ક્રિયા ન કરવી એમ કહ્યું નથી.

૪૮. હાલ અમુક ક્રિયા કરવી એમ કહેવામાં જો આવે, અને પાછળથી દેશકાળને અનુસરી તે ક્રિયાને બીજા આકારમાં મૂકી કહેવામાં આવે તો શ્રોતાના મનમાં શંકા આણવાનું કારણ થાય કે, એક વખત આમ કહેવામાં આવતું હતું, ને બીજી વખત આમ કહેવામાં આવે છે; ને એવી શંકાથી તેનું શ્રેય થવાને બદલે અશ્રેય થાય

*

૪૯. બારમા ગુણસ્થાનકમાં છેલ્લા સમય સુધી પણ જ્ઞાનીની આજ્ઞા પ્રમાણે ચાલવાનું થાય છે. તેમાં સ્વચ્છંદપણું વિલય થાય છે.

૫૦. સ્વછંદે નિવૃત્તિ કરવાથી વૃત્તિઓ શાંત થતી નથી, પણ ઉન્મત્ત થાય છે, અને તેથી પડવાનો વખત આવે છે; અને જેમ જેમ આગળ ગયા પછી જો પડવાનું થાય છે, તો તેમ તેમ તેને પછાટ વધારે લાગે છે, એટલે ઘણો તે ઉંડો જાય છે; અર્થાત્ પહેલામાં જઇ પુંચે છે, એટલુંજ નહીં પરંતુ તેને ત્યાં ઘણા કાળ સુધી જોરની પછાટથી પુંચ્યા રહેવું પડે છે.

૫૧. હજુ પણ શંકા કરવી હોય તો કરવી; પણ એટલું તો ચોકસપણે શ્રદ્ધવું કે જીવથી માંડી મોક્ષ સુધી છે; અને મોક્ષનો ઉપાય પણ છે; તેમાં કાંઇ પણ અસત્ય નથી. આવો નિર્ણય કરવા પછી તેમાં તો કોઇ દિવસ શંકા કરવી નહીં; અને એ પ્રમાણે નિર્ણય થયા પછી ઘણું કરીને શંકા થતી નથી. જો કદાચ શંકા થાય તો તે દેશ શંકા થાય છે. ને તેનું સમાધાન થઇ શકે છે. પરંતુ મૂળમાં એટલે જીવથી માંડી મોક્ષ સુધી અથવા તેના ઉપાયમાં શંકા થાય તો તે દેશશંકા નથી પણ સર્વશંકા છે; ને તે શંકાથી ઘણું કરી પડવું થાય છે; અને તે પડવું એટલા બધા જોરમાં થાય છે કે તેની પછાટ અત્યંત લાગે છે.

સમ્યક્ત્વ' છે તે દરેક રહસ્યના પર્યાયસહિત, કેવળી જાણી શકે છે; અથવા દરેક પ્રયોજનભૂત પદાર્થના હેતુ અહેતુ સંપૂર્ણપણે જાણવા એ કેવળી શિવાય બીજાથી બની શકતુ નથી, ત્યાં આગળ 'નિશ્ચય સમ્યક્ત્વ' કેવળીગમ્ય કહ્યું છે. તે પ્રયોજનભૂત પદાર્થના સામાન્યપણે અથવા સ્થૂળપણે હેતુ, અહેતુ સમજી શકાય એ બનવાયોગ્ય છે, અને તે કારણને લઇને મહાન્ બનારસીદાસ વગેરેએ પોતાને સમ્યક્ત્વ છે એમ કહેલું છે.

૫૯. 'સમયસારે' મહાન્ બનારસીદાસે કરેલી કવિતામાં 'અમારે હૃદયને વિષે બોધબીજ થયું છે' એમ કહેલુ છે, અર્થાત્ પોતાને વિષે સમ્યક્ત્વ છે એમ કહ્યું છે.

૬૦. સમ્યક્ત્વ પ્રથમ થયા પછી વધારેમાં વધારે પંદર ભવની અંદર મુક્તિ છે અને જો ત્યાંથી તે પડે છે તો અર્ધપુદ્ગલપરાવર્તનકાળ ગણાય. અર્ધપુદ્ગલપરાવર્તનકાળ ગણાય તોપણ તે સાદિસાંતના ભાગમાં આવી જાય છે, એ વાત નિઃશંક છે.

૬૧. સમ્યક્ત્વનાં લક્ષણો.—

૧. કષાયનું મંદપણું, અથવા તેના રસનુ મોળાપણું
૨. મોક્ષમાર્ગ તરફ વલણ
૩. સંસાર બંધનરૂપ લાગે, અથવા સંસાર ખારો ઝેર લાગે
૪. સર્વ પ્રાણી ઉપર દયાભાવ, તેમાં વિશેષે કરી પોતાના આત્મા તરફ દયાભાવ.
૫. સત્દેવ, સતધર્મ, સદ્ગુરૂ ઉપર આસ્થા.

* * *

૬૨. આત્મજ્ઞાન, અથવા આત્માથી પર એવુ જે કર્મસ્વરૂપ, અથવા પુદ્ગલાસ્તિકાય વગેરેનુ જે સ્વરૂપ જૂદા જૂદા પ્રકારે, જૂદે જૂદે પ્રસંગે, અતિ સૂક્ષ્મમાં સૂક્ષ્મ અને અતિ વિસ્તારથી જ્ઞાનીથી પ્રકાશનું થયું છે; તેમા કંઇ હેતુ સમાય છે કે શી રીતે? અને સમાય છે તો શું? તે વિષે વિચાર કરવાથી સાત કારણો તેમા સમાયેલાં છે એમ માલુમ પડે છે, સદ્ભુતાર્થપ્રકાશ, તેનો વિચાર, તેની પ્રતીતિ, જીવસંરક્ષણ વગેરે. તે સાતે હેતુનું ફળ મોક્ષની પ્રાપ્તિ થવી તે છે. તેમ જ મોક્ષની પ્રાપ્તિનો જે માર્ગ તે આ હેતુથી સુપ્રતીતરૂપ થાય છે.

* * *

૬૩. કર્મ અનંત પ્રકારનાં છે. તેમાં મુખ્ય ૧૫૮ છે. તેમાં મુખ્ય આઠ કર્મપ્રકૃતિ વર્ણવવામાં આવી છે. આ બધાં કર્મમાં મુખ્ય–પ્રાધાન્ય–એવું મોહનીય છે; જેનું સામર્થ્ય બીજા કરતાં અત્યંત છે. અને સ્થિતિ પણ સર્વ કરતાં વધારે છે.

૬૪. આઠ કર્મમાં ચાર ઘનઘાતિ છે તે ચારમાં પણ મોહનીય અત્યંત પ્રબલપણે ઘનઘાતિ છે. મોહનીયકર્મ શિવાય સાત કર્મ છે તે મોહનીયકર્મના પ્રતાપથી પ્રબલપણે થાય છે. જો મોહનીય ખસે તો બીજાં નિર્બલ થઇ જાય છે. મોહનીય ખસવાથી બીજાઓનો પગ ટકી શકતો નથી.

૬૫. કર્મબંધના ચાર પ્રકાર છે. પ્રકૃતિબંધ, પ્રદેશબંધ, સ્થિતિબંધ, અને રસબંધ. તેમાં પ્રદેશ, સ્થિતિ અને રસ એ ત્રણ બંધના સર્વાળાનું નામ પ્રકૃતિ આપવામાં આવ્યું છે પ્રદેશબંધ છે તે, આત્માના પ્રદેશની સાથે પુદ્ગલનો જમાવ અર્થાત્ જોડાણ છે. ત્યા તેને પ્રબલપણું હોતું નથી; તે ખેરવવા ચાહે તો ખરી શકે તેમ છે. મોહને લઇને સ્થિતિ તથા રસનો બંધ પડે છે, અને તે સ્થિતિ તથા રસનો બંધ છે તે જીવ ફેરવવા ધારે તો ફરી જ શકે એમ બનવુ અશક્ય છે. આવું મોહને લઇને એ સ્થિતિ તથા રસનુ પ્રબલપણું છે.

૬૬. સમ્યક્ત્વ અન્યોક્તરીતે પોતાનુ દૂષણ બતાવે છે. "મને ગ્રહણ કરવાથી ગ્રહણ કરનારની ઇચ્છા ન થાય તોપણ મારે તેને પરાણે મોક્ષે લઇ લઇ જવા પડે છે; માટે મને ગ્રહણ કરવા પહેલાં એ વિચાર કરવો કે, મોક્ષે જવાની ઇચ્છા ફેરવી હશે તો પણ કામ આવવાની નથી; મને ગ્રહણ કરવા પછી નવમે સમયે તો મારે તેને મોક્ષે પહોંચાડવો જોઇએ. ગ્રહણ કરનાર કદાચ શિથિલ થઇ જાય તોપણ બને તો તે જ ભવે, અને ન બને તો વધારેમાં વધારે પંદર ભવે મારે તેને મોક્ષે પોહોંચાડવો જોઇએ. કદાચ મને છોડી દઇ મારાથી વિરુદ્ધ આચરણ કરે, અથવા પ્રબલમા પ્રબ' એવા મોહને ધારણ કરે તોપણ અર્ધ-પુદ્ગલપરાવર્તનની અંદર મારે તેને મોક્ષે પહોંચાડવો એ મારી પ્રતિજ્ઞા છે." ! અર્થાત્ અહીં સમ્યક્ત્વની મહત્તા બતાવી છે.

૬૭. સમ્યક્ત્વ કેવળજ્ઞાનને કહે છેઃ "હું જીવને મોક્ષે પહોંચાડુ એટલેસુધી કાર્ય કરી શકું છું; અને તું પણ તે જ કાર્ય કરે છે.–તું તેથી કાંઇ

નિમેષ કાંઈ કરી શકતું નથી; તો પછી તારા કરતાં મારામાં ન્યૂનતા શાની! એટલું જ નહીં, પરંતુ તને પામવામાં મારી જરૂર રહે છે."!

**

૬૮. ગ્રંથાદિ વાંચવાનું શરૂ કરતાં પ્રથમ મંગલાચરણ કરવું, અને તે ગ્રંથ ફરીથી વાંચતાં, અથવા ગમે તે ભાગથી તે વાંચવાનું શરૂ કરતાં-માંડતી વખત-પ્રથમ મંગલાચરણ કરવું એવી શાસ્ત્રપદ્ધતિ છે તેનું મુખ્ય કારણ એ છે કે, બાહ્યવૃત્તિમાંથી આત્મવૃત્તિમાં કરવી છે માટે તેમ કરવામાં પ્રથમ શાંતભાવ કરવાની જરૂર છે, અને તે પ્રમાણે પ્રથમ મંગલાચરણ કરવાથી શાંતભાવ પ્રેરિત થાય છે. વાંચવાનો અનુક્રમ જે હોય તે બનતાંસુધી ન જ તોડવો જોઈએ, તેમાં નાતીનો ભાખો લેવા જરૂર નથી.

*

૬૯. આત્મા અનુભવગમ્ય, અથવા આત્માજનિત સુખ અને મોક્ષસુખ તે એક જ છે. માત્ર શબ્દ જુદા છે.

૭૦. કેવળજ્ઞાની શરીરને લઈને નથી કે બીજાના શરીર કરતાં તેમનું શરીર ન્યારાપણું જણાય. વળી તે કેવળજ્ઞાન શરીરથી કરી નીપજાવેલ છે એમ નથી તે તો આત્મપ્રદેશ કરી પ્રગટ કરવામાં આવ્યું છે; તેને લીધે શરીરથી તફાવત જણાવાનું કારણ નથી; અને શરીર તફાવતવાળું લોકોના જોવામાં નહીં આવવાથી લોકો તેનું મહાત્મ્ય બહુ જાણી શકતા નથી

૭૧. જેને મતિજ્ઞાન તથા શ્રુતજ્ઞાનની અંશે પણ ખબર નથી તે જીવ કેવળજ્ઞાનનું સ્વરૂપ જાણવા ઇચ્છે તે શી રીતે બની શકવાયોગ્ય છે? અર્થાત્ બની શકવાયોગ્ય નથી.

૭૨. મતિ સ્ફુરાયમાન થઈ જણાયેલું જે જ્ઞાન તે 'મતિજ્ઞાન', અને શ્રવણ થવાથી થયેલું જે જ્ઞાન તે 'શ્રુતજ્ઞાન,' અને તે શ્રુતજ્ઞાનનું મનન થઈ પ્રગમ્યું ત્યારે તે પાછું મતિજ્ઞાન થયું, અથવા તે 'શ્રુતજ્ઞાન' પ્રગમ્યાથી બીજાને કહેવામાં આવ્યું ત્યારે તેજ કહેનારને વિષે મતિજ્ઞાન અને સાંભળનારને માટે શ્રુતજ્ઞાન થાય છે. તેમ 'શ્રુતજ્ઞાન' મતિવિના થઈ શકતું નથી; અને તે જ મતિ પૂર્વે શ્રુત હોવું જોઈએ. એમ એક બીજાને કાર્ય કારણનો સંબંધ છે, તે સર્વે ભેદને જેમ જોઈએ તેમ હેતુ સહિત જાણ્યા નથી-હેતુસહિત જાણવા સમજવા એ દુર્ઘટ છે-અને ત્યાર પછી આગળ વધતાં અવધિજ્ઞાન જેના પણ ઘણા ભેદ છે, તે જે

મધળા રૂપી પદાર્થને જાણુનાના વિષય છે તેને અને તેજ પ્રમાણે મન પર્યવનો વિષય છે તે મરળાઓને લઇ અગે પણ જાણુના મમ જ્ઞાની જેને શક્તિ નથી એવા મનુષ્યો પર અને અરૂપી પદાર્થના સઘળા ભાવને જાણુનારૂ એવુ જે કેવળજ્ઞાન તેના વિષે જાણુવા, સમજવાનુ પ્રશ્ન કરે તો તે રીતે સમજી શકે ? અર્થાત્ ન સમજી શકે

***

૭૩ જ્ઞાનીના માર્ગને વિષે ચાલનારને કર્મબંધ નથી તેમજ તે જ્ઞાનીની આજ્ઞા પ્રમાણે ચાલનારને પણ કર્મબંધ નથી, કારણ કે ક્રોધ માન, માયા લોભાદિનો ત્યા અભાવ છે, અને તે અભાવના હેતુએ કરી કર્મબંધ ન થાય તો પણ ઇરિયા પથ'ને વિષે વર્તતા 'ઇરિયા પથ'ની ક્રિયા જ્ઞાનીને લાગે છે અને જ્ઞાનીની આજ્ઞા પ્રમાણે ચાલનારને પણ તે ક્રિયા લાગે છે

**

૭૪ જે વિદ્યાથી જીવ કર્મ બાધે છે તે જ વિદ્યાથી જીવ કર્મ છોડે છે।

૭૫ તેજ વિદ્યા સમારી હેતુના પ્રયોગે વિચાર કરવાથી કર્મબંધ કરે છે અને તે જ વિદ્યાથી દ્રવ્યનુ સ્વરૂપ સમજવાના પ્રયોગથી વિચાર કરે છે ત્યા કર્મ છોડે છે।

૭૬ 'ક્ષેત્રસમાસ'મા ક્ષેત્રસંબંધાદિની જે જે વાતો છે, તે અનુમાનથી માનવાની છે તેમા અનુભવ હોતો નથી પરંતુ તે સઘળુ કારણોને લઇને વર્ણવવામા આવે છે તેની શ્રદ્ધા વિશ્વાસપૂર્વક રાખવાની છે મૂળ શ્રદ્ધામા ફેર હોઇને આગળ સમજવામા ઠેઠ સુધી ભૂલ ચાલી આવે છે

**

૭૭ જ્ઞાન પચ પ્રકારનુ છે તે જ્ઞાન જ્યા સમ્યક્ત્વવિનાનુ મિથ્યાત્વસહિત હોય તો મતિ અજ્ઞાન' શ્રુત અજ્ઞાન અને 'અવધિ અજ્ઞાન એમ કહેવાય તે મળી કુલ આઠ પ્રકાર છે

૭૮ મતિ, શ્રુત અને અવધિ મિથ્યાત્વસહિત હોય તો તે અજ્ઞાન' છે, અને સમ્યક્ત્વસહિત હોય તો જ્ઞાન છે તે સિવાય બીજો ફેર નથી,

**

૭૯ દેહાદિ સહિત જીવ કઇ પણ પ્રવૃત્તિ કરે તેનુ નામ કર્મ છે—શુભ અથવા અશુભ અધ્યવસાયવાળુ પરિણમન તે 'કર્મ' કહેવાય, અને શુદ્ધ અધ્યવસાયવાળુ પરિણમન તે કર્મ નથી, પણ નિર્જરા' છે,

૮૦. અમુક આચાર્ય એમ કહે છે કે, દિગમ્બરના આચાર્યે એમ સ્વીકાર્યું છે કે "જીવનો મોક્ષ થતો નથી. પરંતુ મોક્ષ સમજાય છે; તે એવી રીતે કે જીવ શુદ્ધસ્વરૂપી છે; તેને બંધ થયો નથી, તો પછી મોક્ષ થવાપણું ક્યાં રહે છે? પરંતુ તેણે માનેલું છે કે, 'હું બંધાણો છું' તે માનવાપણું વિચારવડીએ કરી સમજાય છે કે મને બંધન નથી માત્ર માન્યું હતું; તે માનવાપણું શુદ્ધ સ્વરૂપ સમજવાથી રહેતું નથી અર્થાત્ મોક્ષ સમજાય છે." આ વાત, 'શુદ્ધનય'ની, અથવા 'નિશ્ચયનય'ની છે. પર્યાયાર્થી નયવાળાઓ એ નયને વળગી આચરણ કરે તો તેને રખડી મરવાનું છે.

***

૮૧. 'ઠાણાંગસૂત્ર'માં કહેવામાં આવ્યું છે કે જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ, અને મોક્ષ એ પદાર્થ સદ્ભાવ છે; એટલે તેના ભાવ છતાં છે; કલ્પવામાં આવ્યા છે એમ નથી.

૮૨. વેદાંત છે તે શુદ્ધનયઆભાસી છે. શુદ્ધનયઆભાસમતવાળા 'નિશ્ચયનય' સિવાય બીજા નયને એટલે 'વ્યવહારનય'ને ગ્રહણ કરતા નથી. જિન અનેકાંતિક છે. અર્થાત્ તે સ્યાદ્વાદી છે.

૮૩. કોઈ નવ તત્ત્વની, કોઈ સાત તત્ત્વની, કોઈ પદ્દ્રવ્યની, કોઈ બે રાશિની વાત કહે છે, પરંતુ તે સઘળું જીવ, અજીવ એવી બે રાશિ અથવા એ બે તત્ત્વ અર્થાત્ દ્રવ્યમાં સમાય છે.

૮૪. નિગોદમાં અનંતા જીવ રહ્યા છે એ વાતમાં તેમ જ કંદમૂળમાં સોયની અણી ઉપર રહે તેટલા નાના ભાગમાં અનંતા જીવ રહ્યા છે તે વાતમાં આશંકા કરવાપણું છે નહીં. જ્ઞાનીએ જેવું સ્વરૂપ દીઠું છે તેવું જ કહ્યું છે. આ જીવ જે સ્થૂળદેહપ્રમાણ થઈ રહ્યો છે, અને જેને પોતાના સ્વરૂપનું હજુ જાણપણું નથી થયું તેને એવી ઝીણી વાત સમજવામાં ન આવે તે વાત ખરી છે; પરંતુ તેને આશંકા કરવાનું કારણ નથી. તે આ રીતે, ચોમાસાના વખતમાં એક ગામના પાદરમાં તપાસીએ તો ઘણી લીલોતરી જોવામાં આવે છે; અને તેવી થોડી લીલોતરીમાં અનંતા જીવો છે; તો એવા ઘણા ગામનો વિચાર કરીએ તો જીવની સંખ્યાના પ્રમાણવિષે અનુભવ નથી થતો, છતાં બુદ્ધિબળથી વિચાર કરતાં અનંતપણું સમજી શકાય છે. કંદમૂળ આદિમાં અનંતપણું

ગણાવે છે બીજી લીલોતરીમાં અનંતપણું સંભવતું નથી, પરંતુ કંદમૂળમાં અનંતપણું ઘટે છે. કંદમૂળનો અમુક થોડો ભાગ જો વાવવામાં આવે તો તે ઉગે છે ત કારણથી પણ ત્યાં જીવનું વિશેષપણું ઘટે છે. તથાપિ જો પ્રતિતિ ન થતી હોય તો આત્માનુભવ કરવો આત્માનુભવ થવાથી પ્રતીતિ થાય છે જ્યાં સુધી આત્માનુભવ નથી થતો, ત્યાં સુધી તે પ્રતીતિ થવી મુશ્કેલ છે, માટે જો તેની પ્રતીતિ કરવી હોય તો પ્રથમ આત્માના અનુભવી થવું

***

૮૫ જ્યાં સુધી જ્ઞાનાવરણીયનો ક્ષયોપશમ નથી થયો, ત્યાં સુધી સમ્યક્ત્વની પ્રાપ્તિ થવાની ઇચ્છા રાખનારે તે વાતની પ્રતીતિ રાખી આજ્ઞાનુસાર વર્તન કરવું.

***

૮૬ જીવમાં સંકોચ વિસ્તારની શક્તિરૂપ ગુણ રહે છે તે કારણથી તે નાના મોટા શરીરમાં દેહપ્રમાણ સ્થિતિ કરી રહે છે. આ જ કારણથી જ્યાં થોડા અવકાશને વિષે પણ સંકોચપણું વિશેષપણે કરી શકે છે ત્યાં જીવો તેમ કરી રહેલા છે

૮૭. જેમ જેમ જીવ કર્મપુદ્ગલ વધારે ગ્રહણ કરે છે, તેમ તેમ તે વધારે નિબિડ થઇ નાના દેહને વિષે રહે છે

૮૮ પદાર્થને વિષે અચિંત્ય શક્તિ છે દરેક પદાર્થ પોતપોતાના ધર્મને ત્યાગતા નથી એક જીવે પરમાણુરૂપે ગ્રહેલા એવા જે કર્મ તે અનંત છે. તેવા અનંત જીવ જેની પાસે કર્મરૂપી પરમાણુ અનંતા અનંત છે તે સર્વ નિગોદઆશ્રયી થોડા અવકાશમાં રહેલા છે. તે વાત પણ શંકા કરવા-યોગ્ય નથી સાધારણ ગણિતપ્રમાણે એક પરમાણુ એક આકાશ પ્રદેશ અવગાહે છે પરંતુ તેઓમાં અચિંત્ય સામર્થ્યપણું છે તે સામર્થ્યધર્મે કરી થોડા આકાશને વિષે અનંતા પરમાણુ રહ્યા છે એક આરિસો છે તે સામે તેથી ઘણી મોટી વસ્તુ મૂકવામાં આવે, તો પણ તેટલો આકાર તેમાં સમાઇને રહે છે આંખ એક નાની વસ્તુ છે છતાં તેવી નાની વસ્તુ તેમાં સૂર્ય ચંદ્રાદિ મોટા પદાર્થોનું સ્વરૂપ ગાઢ જોવામાં આવે છે. તે જ રીતે આકાશ જે ઘણું વિશાળ ક્ષેત્ર છે તે પણ એક આંખને વિષે દેખાવારૂપે સમાય છે મોટા મોટા એવા ઘણા ઘરો તેને નાની

તો તેઓને ઘણો લાભ થવો જોઇએ; તેમ કાંઇ જોવામાં આવતું નથી; તેમ અસત્ય બોલવાથી લાભ થતો હોય તો કર્મ સાવ રદ્ થઇ જાય, અને શાસ્ત્ર પણ ખોટાં પડે.

૬. સત્યનો જય છે. પ્રથમ મુશ્કેલી જણાય, પણ પાછળથી સત્યનો પ્રભાવ થાય, ને તેની અસર સામા માણસ તથા સંબંધમાં આવનાર ઉપર થાય.

૭. સત્યથી મનુષ્યનો આત્મા સ્ફટિક જેવો જણાય છે.

સંવત્ ૧૯૫૭ (હાલારી)ના અશાડ વદ ૪ સોમ,—તા૦ ૧૬।૭।૧૯૦૦.

૧. દિગમ્બરસંપ્રદાય એમ કહે છે કે આત્મામાં 'કેવળજ્ઞાન' શક્તિરૂપે રહ્યું છે.

૨. શ્વેતામ્બરસંપ્રદાય કેવળજ્ઞાન સત્તારૂપે રહ્યાનું કહે છે.

૩. 'શક્તિ' શબ્દનો અર્થ 'સત્તા'થી વધારે ગૌણ થાય છે.

૪. શક્તિરૂપે છે, એટલે આવરણથી રોકાયું નથી. જેમ જેમ શક્તિ વધતી જાય એટલે તેના ઉપર જેમ જેમ પ્રયોગ થતા જાય, તેમ તેમ જ્ઞાન વિશુદ્ધ થતું જઇ, કેવળજ્ઞાન પ્રગટ થાય.

૫. સત્તામાં એટલે આવરણમાં રહ્યું છે એમ કહેવાય.

૬. સત્તામાં કર્મપ્રકૃતિ હોય તે ઉદયમાં આવે એ શક્તિરૂપે ન કહેવાય.

૭. સત્તામાં કેવળજ્ઞાન હોય અને આવરણમાં ન હોય એમ ન બને.[1]

૮. કાન્તિ, દીપ્તિ, શરીરનું બળવું, ખોરાકનું પાચન થવું, લોહીનું ફરવું, ઉપરના પ્રદેશોનું નીચે આવવું, નીચેનાનું ઉપર જવું (વિશેષ કારણથી સમુદ્ઘાતાદિ), રતાશ, તાવ આવવો; એ બધી તેજસ્ પરમાણુની ક્રિયાઓ છે. તેમ જ સામાન્ય રીતે આત્માના પ્રદેશો ઉંચા નીચા થયા કરે એટલે કંપાયમાન રહે તે પણ તેજસ્ પરમાણુથી.

૯. કાર્મણશરીર તે જ સ્થળે આત્મપ્રદેશોને પોતાના આવરણના સ્વભાવ બતાવે.

૧૦. આત્માના આઠ રોચક પ્રદેશ પોતાનું સ્થાન ન બદલે. સામાન્ય રીતે સ્થૂળ નયથી એ આઠ પ્રદેશ નાભિના કહેવાય; સૂક્ષ્મપણે ત્યાં અસંખ્યાતા પ્રદેશ કહેવાય.[2]

---

૧. અહીં શ્રોતાએ આ પ્રમાણે નોંધ કરી છેઃ-'ભગવતી આરાધના'માં વિશેષ જોવા (શ્રીમદે) ભલામણ કરી, ને પ્રસંગ વિશેષપણે સમજાવવા (શ્રીમદે) કહ્યું:— સંશોધક.

૨. શ્રોતાની નોંધઃ-"આઠ પ્રદેશનો સંબંધ (શ્રીમદે) બતાવ્યો."-સંશોધક.

૧૧. એક પરમાણુ એક પ્રદેશી છતાં ૭ દિશાને સ્પર્શે (ચાર દિશા તથા એક ઊર્ધ્વ અને બીજી અધો એ મળી ૭ દિશા)

૧૨ નિયાણું એટલે નિદાન

૧૩ આઠ કર્મ બધા વેદનીય છે કારણ કે બધા વેદાય છે, પરંતુ લોકપ્રસિદ્ધ વેદવું થતું નહીં હોવાથી લોકપ્રસિદ્ધ વેદનીયકર્મ જૂદું ગણ્યું છે

૧૪ કાર્મણ, તૈજસ, આહારક વૈક્રિય અને ઔદારિક એ પાંચ શરીરના પરમાણુ એકના એક એટલે સરખા છે પરંતુ તે આત્માના પ્રયોગ પ્રમાણે પરિણમે છે

૧૫ અમુક અમુક મગજમાંની નસો દાબવાથી ક્રોધ, હાસ્ય, ઘેલછા ઉત્પન્ન થાય છે શરીરમાં મુખ્ય મુખ્ય સ્થળો જીભ, નાસિકા, ઇત્યાદિ પ્રગટ જણાય છે તેથી માનીએ છીએ, પણ આના સૂક્ષ્મ સ્થાનો પ્રગટ જણાતા નથી એટલે માનતા નથી પણ તે જરૂર છે

૧૬ વેદનીકર્મ એ નિર્જરારૂપે છે પણ દવા ઇત્યાદિ તેમાંથી ભાગ પડાવી જાય.

૧૭ જ્ઞાનીએ એમ કહ્યું છે કે આહાર લેતાંય દુઃખ થતું હોય, અને છોડતાંય દુઃખ થતું હોય ત્યાં અપેક્ષના કરી તેમાં પણ અપવાદ હોય છે જ્ઞાનીએ કંઈ આત્મઘાત કરવાની આજ્ઞા કરી નથી

૧૮ જ્ઞાનીએ અનંત ઔષધિ અનંત ગુણોસંયુક્ત જોઈ છે, પરંતુ મોત મટાડી શકે એવી ઔષધિ કોઈ જોવામાં આવી નહીં! વૈદ્ય અને ઔષધિ એ નિમિત્ત પણ છે

૧૯. બુદ્ધદેવને રોગ, દરિદ્રતા, વૃદ્ધાવસ્થા, અને મોત એ ચાર બાબત ઉપરથી વૈરાગ્ય ઉત્પન્ન થયો હતો

સંવત ૧૯૫૭ (રાજકોટ)ના અશાડ વદ ૪ સોમ—તા૦ ૧૭।૭।૧૯૦૦.

૧ ચક્રવર્તીને ઉપદેશ કરવામાં આવે તો તે ઘડીમાં રાજ્યનો ત્યાગ કરે, પણ ભિક્ષુકને અનંતિ તૃષ્ણા હોવાથી તે પ્રકારનો ઉપદેશ તેને અસર કરે નહીં

૨ જો એક વખત આત્મામાં અંતર્વૃત્તિ સ્પર્શી જાય, તો અર્ધપુદ્‌ગલપરાવર્તન રહે એમ તીર્થંકરાદિએ કહ્યું છે અંતર્વૃત્તિ જ્ઞાનથી થાય છે અંતર્વૃત્તિ થવાનો આભાસ એની મેળે (સ્વભાવે જ) આત્મામાં થાય છે અને તેમ થવાની ખાત્રી પણ સ્વભાવિક થાય છે. અર્થાત્ આત્મા 'થરમોમીટર' સમાન છે તાવ હોવાની તેમ તાવ ઉતરી જવાની ખાત્રી

'થરમોમીટર આપે છે. જો કે થરમોમીટર તાવની આકૃતિ બતાવતું નથી, છતાં તેની પ્રતીતિ થાય છે. તેમ અંતર્વૃત્તિ થયાની આકૃતિ જણાતી નથી, છતાં અંતર્વૃત્તિ થઇ છે એમ આત્માને પ્રતીતિ થાય છે. ઔષધ કેવી રીતે તાવ ઉતારે છે, તે કાંઇ બતાવતું નથી, છતાં ઓષધથી તાવ ખસી જાય છે એમ પ્રતીતિ થાય છે. એજ રીતે અંતર્વૃત્તિ થયાની એની મેળે જ પ્રતીતિ થાય છે. આ પ્રતીતિ તે 'પરિણામપ્રતીતિ' છે.

૩. વેદનીયકર્મ.[01]

૪. નિર્જરાનો અસંખ્યાતગુણો ઉત્તરોત્તર ક્રમ છે. સમ્યક્દર્શન પામેલ નથી એવા મિથ્યાદૃષ્ટિ જીવ કરતાં સમ્યક્દૃષ્ટિ અનંતગુણી નિર્જરા કરે છે[૨]

૫. તીર્થંકરાદિને ગૃહસ્થાશ્રમમાં વર્ત્તતાં છતાં 'ગાઢ' અથવા 'અવગાઢ' સમ્યક્ત્વ હોય છે.

૬. 'ગાઢ' અથવા 'અવગાઢ' એક જ કહેવાય.

૭. કેવળીને 'પરમાવગાઢ સમ્યક્ત્વ' હોય છે.

૮. ચોથે ગુણસ્થાનકે, 'ગાઢ' અથવા 'અવગાઢ' સમ્યક્ત્વ હોય છે.

૯. ક્ષાયિક સમ્યક્ત્વ અથવા ગાઢ-અવગાઢ સમ્યક્ત્વ એક સરખું છે.

૧૦. દેવ, ગુરૂ, તત્ત્વ, અથવા ધર્મ અથવા પરમાર્થને તપાસવાના ત્રણ પ્રકાર છે. (૧) કસ, (૨) છેદ, અને (૩) તાપ. એમ ત્રણ પ્રકારે કસોટી થાય છે. સોનાની કસોટીને દૃષ્ટાન્તે. (ધર્મબિંદુ ગ્રન્થમાં છે.) પહેલા બીજા પ્રકારે કોઇમાં મળતાપણુ આવે. પરંતુ તાપની વિશુદ્ધ કસોટીએ શુદ્ધ જણાય તો તે દેવ ગુરૂ અને ધર્મ ખરા ગણાય.

૧૧. શિષ્યની જે ખામીઓ હોય છે તે જે ઉપદેશકના ધ્યાનમાં આવતી નથી તે ઉપદેશકર્ત્તા ન સમજવો. આચાર્યો એવા જોઇએ કે શિષ્યનો અલ્પ દોષ પણ જાણી શકે. અને તેવો યથાસમયે બોધ પણ આપી શકે.

---

01 શ્રોતાની નોંધઃ-વેદનીયકર્મની ઉદયમાન પ્રકૃતિમાં આત્મા હર્ષ ધરે છે, કેવા ભાવમાં આત્મા ભાવિત રહેવાથી તેમ થાય છે એ વિષે સ્વાત્માશ્રયી ચારવા (શ્રીમદે) કહ્યું"—સંશોધક.

૨. "એમ અનંત ગુણ નિર્જરાનો ચઢિઆતો ક્રમ ચૌદમા ગુણસ્થાનક સુધી [illegible]મદે) બતાવ્યો. અને સ્વામિ કાર્તિકની શાખ આપી." એ પ્રકારે આ સ્થળે [illegible]; કરી છે.—સંશોધક.

૧૨. સમ્યક્દૃષ્ટિ ગૃહસ્થ એવા હોવા જોઈએ કે જેની પ્રતીતિ દુશ્મનો પણ કરે, એમ જ્ઞાનીઓએ કહ્યું છે. તાત્પર્ય કે, એવા નિષ્કલંક ધર્મ પાળનારા હોવા જોઈએ.[1]

રાત્રે.

૧૩. અવધિજ્ઞાન અને મનઃપર્યવજ્ઞાન વચ્ચે તફાવતઃ[2]

૧૪. પરમાવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાનથી પણ ચઢી જાય છે; અને તે એક અપવાદરૂપે છે.

સંવત્ ૧૯૫૭ (ભાદરી)ના અશાડ વદ ૫ બુધ,–તા૦ ૧૮।૭।૧૯૦૦.

૧. આરાધના થવા માટે સઘળાં શ્રુતજ્ઞાન છે, અને તે આરાધનાનું વર્ણન કરવા શ્રુતકેવળી પણ અશક્ય છે.

૨. જ્ઞાન, લબ્ધિ, ધ્યાન અને સમસ્ત આરાધનાનો પ્રકાર પણ એવો જ છે.

૩. ગુણનું અતિશયપણું જ પૂજ્ય છે, અને તેને આધીન લબ્ધિ, સિદ્ધિ ઇત્યાદિ છે, અને ચારિત્ર સ્વચ્છ કરવું એ તેનો વિધિ છે.

૪. દશવૈકાલિકમાં પહેલી ગાથા–"ધમ્મો મંગલ મુક્કિટ્ઠં, અહિંસા સંજમો તવો। દેવાવિ તં નમંસંતિ જસ્સ ધમ્મે સયામણો"॥ એમાં સર્વ વિધિ સમાઈ જાય છે. પણ અમુક વિધિ એમ કહેવામાં આવેલ નથી તેથી એમ સમજવામાં આવે છે, કે સ્પષ્ટપણે વિધિ બતાવ્યો નથી.

૫. ગુણાતિશયમાં જ ચમત્કાર છે. (આત્માના).

૬. સર્વોત્કૃષ્ટ શાન્ત સ્વભાવ કરવાથી પરસ્પર વૈરવાળાં પ્રાણીઓ પોતાનો વૈરભાવ છોડી દઈ શાન્ત થઈ બેસે છે. એવો શ્રી તીર્થંકરનો અતિશય છે.

---

૧. શ્રોતાની નોંધ:–"અવધિજ્ઞાન, અને મનઃપર્યવજ્ઞાન સંબંધી 'નંદિસૂત્ર'માં જે વાંચવામાં આવેલ તેથી અભિપ્રાય જુદો થયેલ, તે જ પ્રમાણે 'ભગવતી આરાધના'માં અધિકાર વાંચવામાં આવ્યાનું (શ્રીમદે) જણાવ્યું. બન્ને વચ્ચે શું તફાવત છે તે જણાવવામાં નથી આવ્યો–સંશોધક.

૨ શ્રોતાએ અત્ર નોંધ કરી છે કે, 'પહેલા (અવધિ, જ્ઞાનના કટકા થાય છે; હીયમાન ઇત્યાદિ છે. ચોથે ગુણસ્થાનકે પણ હોઈ શકે; સ્થૂળ છે; એટલે મનના સ્થૂલ પર્યાય જાણી શકે; અને બીજું (મનઃપર્યવ)જ્ઞાન સ્વતંત્ર-ખાસ મનના પર્યાય સંબંધી શક્તિવિશેષને લઈને એક જુદા તાલુકાની માફક છે; તે અખંડ છે, અપ્રમત્તને જ થઈ શકે ઇત્યાદિ મુખ્ય મુખ્ય તફાવત (શ્રીમદે) કહી બતાવ્યો."—સંશોધક.

૭. જે કાંઇ સિદ્ધિ, લબ્ધિ ઇત્યાદિ છે તે આત્માના જાગૃતપણામાં એટલે આત્માના અપ્રમત્ત સ્વભાવમાં છે. તે બધી શક્તિઓ આત્માને આધીન છે. આત્માવના કાંઇ નથી. એ સર્વેનું મૂળ સમ્યક્ જ્ઞાન દર્શન અને ચારિત્ર છે.

૮. અત્યંત લેશ્યાશુદ્ધિ હોવાને લીધે પરમાણુ પણ શુદ્ધ હોય છે. સાત્વિક અસાત્વિક ઝાડ નીચે બેસવાથી જણાતી અસરના દૃષ્ટાન્તે.

૯. લબ્ધિ સિદ્ધિ સાચી છે; અને તે અપેક્ષાવગરના મહાત્માને પ્રાપ્ત થાય છે. જોગી વૈરાગી એવા મિથ્યાત્વીને પ્રાપ્ત થતી નથી. તેમાં પણ અનંત પ્રકાર હોઇને અપવાદ છે. એવી શક્તિઓવાળા મહાત્મા જાહેરમાં આવતા નથી; તેમ બતાવતા પણ નથી. જે કહે છે તેની પાસે તેવું હોતું નથી.

૧૦. લબ્ધિ ક્ષોભકારી, અને ચારિત્રને શિથિલ કરનારી છે, લબ્ધિ આદિ માર્ગેથી પડવાનાં કારણો છે. તેથી કરી જ્ઞાનીને તેનો તિરસ્કાર હોય છે જ્ઞાનીને જ્યાં લબ્ધિ, સિદ્ધિ આદિથી પડવાનો સંભવ ઉત્પન્ન થાય છે ત્યાં તે પોતાથી વિશેષ જ્ઞાનીનો આશ્રય શોધે છે.

૧૧. આત્માની યોગ્યતાવગર એ શક્તિ આવતી નથી. આત્માએ પોતાનો અધિકાર વધારવાથી તે આવે છે.

૧૨. દેહ છૂટે છે તે પર્યાય છૂટે છે; પણ આત્મા આત્માકારે અખંડ ઉભો રહે છે; પોતાનું કાંઇ જતું નથી; જે જાય છે તે પોતાનું નથી એમ પ્રત્યક્ષ જ્ઞાન થાય નહીં ત્યાંસુધી મૃત્યુનો ભય લાગે છે.

૧૩. ગુરૂ ગણધર ગુણધર અધિક, પ્રચુર પરંપર ઔર;
વ્રત તપ તનુ નગન ધર, વંદૌં વૃષ શિરમોર. ૧.

—સ્વામિકાર્તિક.

પ્રચુર=છુટક, છુટક; વિરલા; વૃષ=વ્રત. શિરમોર=માથાના મુકુટ.

૧૪. અવગાઢ=મજબૂત. પરમાવગાઢ ઉત્કૃષ્ટપણે મજબૂત. અવગાહ-એક પરમાણુ પ્રદેશ રોકે તે વ્યાપવું. શ્રાવક=જ્ઞાનીના વચનના શ્રોતા; જ્ઞાનીનું વચન શ્રવણ કરનાર. દર્શન જ્ઞાન વગર ક્રિયા કરતાં છતાં શ્રુતજ્ઞાન વાંચતાં છતાં શ્રાવક સાધુ હોઇ શકે નહીં. ઉદયિક ભાવે તે શ્રાવક, સાધુ કહેવાય. પરિણામિકભાવે કહેવાય નહીં. સ્થવિર=સ્થિર જામેલ.

૧૫. સ્થવિરકલ્પ—જે સાધુ વૃદ્ધ થયેલ છે તેઓને શાસ્ત્રમર્યાદાએ વર્તવાનો —ચાલવાનો જ્ઞાનીઓએ મુકરર કરેલો, બાંધેલો; નક્કી કરેલો માર્ગ—નિયમ.

૧૬. જિનકલ્પ—એકાકી વિચરનારા સાધુઓને માટે કલ્પેલો અર્થાત્ બાંધેલો —મુકરર કરેલો જિનમાર્ગ વા નિયમ.

તા૦ ૧૯।૭।૧૯૦૦.

૧. સર્વ ધર્મ કરતાં જૈનધર્મ ઉત્કૃષ્ટ દયાપ્રણીત છે. દયાનું સ્થાપન જેવું તેમાં કરવામાં આવ્યું છે, તેવું બીજા કોઈમાં નથી. "માર" એ શબ્દ જ "મારી" નાખવાની સજ્જડ છાપ તીર્થંકરોએ આત્મામાં મારી છે. એ જગોએ ઉપદેશનાં વચનો પણ આત્મામાં સર્વોત્કૃષ્ટ અસર કરે છે, શ્રી જિનની છાતીમાં જીવહિંસાના પરમાણુ જ ન હોય એવો અહિંસાધર્મ શ્રી જિનનો છે જેનામાં દયા ન હોય તે જિન ન હોય. જૈનને હાથે ખુન થવાના બનાવો પ્રમાણમા અલ્પ હશે. જૈન હોય તે અસત્ય બોલે નહીં.

૨. જૈન શિવાય બીજા ધર્મોને મુકાબલે અહિંસામા બૌદ્ધ પણ ચઢી જાય છે, બ્રાહ્મણોની યજ્ઞાદિ હિંસકક્રિયાનો નાશ પણ શ્રી જિને ને શ્રી બુદ્ધે કર્યો છે. જે હજુ સુધી કાયમ છે.

૩. બ્રાહ્મણો યજ્ઞાદિ હિંસકધર્મવાળા હોવાથી શ્રી જિને તથા શ્રી બુદ્ધે સખત શબ્દો વાપરી ધિક્કાર્યા છે, તે યથાર્થ છે.

૪. બ્રાહ્મણોએ સ્વાર્થબુદ્ધિથી એ હિંસકક્રિયા દાખલ કરી છે. શ્રી જિને તેમ જ શ્રીબુદ્ધે જાતે વૈભવત્યાગ કર્યો હોવાથી તેઓએ નિ:સ્વાર્થબુદ્ધિએ દયાધર્મનો ઉપદેશ કરી હિંસકક્રિયાનો વિચ્છેદ કર્યો. જગતસુખમાં તેઓની સ્પૃહા નહોતી.

૫. હિંદુસ્થાનના લોકો એક વખત વિદ્યાનો અભ્યાસ એવી રીતે છોડી દે છે કે, ફરીને તે ગ્રહણ કરતાં તેઓને કંટાળો આવે છે. યુરોપિયન પ્રજામાં તેથી ઉલટું છે. તેઓ તદ્દન છોડી દેતા નથી. પણ ચાલુ જ રાખે છે. પ્રવૃત્તિના કારણને લઇને વત્તોઓછો અભ્યાસ થઇ શકે એ વાત જુદી.

રાત્રે.—

૬. વેદનીયકર્મની સ્થિતિ જઘન્ય બાર મુહૂર્તની છે; તેથી ઓછી સ્થિતિનો બંધ પણ કષાય વગર એક સમયનો પડે, બીજે સમયે વેદે, ત્રીજે સમયે નિર્જરે.

૭. ઇર્યાપથિકી ક્રિયા=ચાલવાની ક્રિયા.

૮. એક સમયે સાત, અથવા આઠ પ્રકૃતિનો બંધ થાય છે. ખોરાક તથા વિષયનાં દૃષ્ટાન્તે. જેમ ખોરાક એક જગોએથી લેવામાં આવે છે પણ તેનો રસ દરેક ઇન્દ્રિયને પહોંચે છે, ને દરેક ઇન્દ્રિયો જ પોતે પોતાની શક્તિપ્રમાણે ગ્રહી તે રૂપે પારણમે છે. તેમાં તફાવત પડતો નથી. તેવી જ રીતે વિષ લેવામાં આવે, અથવા સર્પદંસ થાય તો તે ક્રિયા તો એક જ ઠેકાણે થાય છે પરંતુ તેની અસર ઝેરરૂપે દરેક ઇન્દ્રિયને જૂદે જૂદે પ્રકારે આખે શરીરે થાય છે. આ જ રીતે કર્મ બાંધતી વખત મુખ્ય ઉપયોગ એક પ્રકૃતિનો હોય છે, પરંતુ તેની અસર અર્થાત્ વહેંચણ બીજી સર્વ પ્રકૃતિઓને અન્યોઅન્યના સંબંધને લઇને મળે છે. જેવો રસ તેવું ગ્રહણ કરવું થાય. જે ભાગમાં સર્પદંસ થાય તે ભાગ કાપી નાંખવામાં આવે, તો ઝેર ચઢતું નથી; તે જ પ્રમાણે પ્રકૃતિનો ક્ષય કરવામાં આવે તો બંધ પડતો અટકે છે. અને તેને લીધે બીજી પ્રકૃતિઓમાં વહેંચણ થતી અટકે છે. બીજા પ્રયોગથી જેમ ચઢેલું ઝેર પાછું ઉતરે છે, તેમ પ્રકૃતિનો રસ મંદ કરી નાંખવામાં આવે તો તેનું બળ ઓછું થાય છે. એક પ્રકૃતિ બંધ કરે કે બીજી પ્રકૃતિઓ તેમાંથી ભાગ લે; એવો તેમાં સ્વભાવ રહેલો છે.

૯. મૂળ કર્મપ્રકૃતિનો ક્ષય થયો ન હોય ત્યાંસુધી ઉત્તર કર્મપ્રકૃતિનો બંધ વિચ્છેદ થયો હોય તોપણ તેનો બંધ મૂળ પ્રકૃતિમાં રહેલા રસને લીધે પડી શકે છે. તે આશ્ચર્ય જેવું છે.

૧૦. અનંતાનુબંધીય કર્મપ્રકૃતિની સ્થિતિ ૪૦ કોડાકોડિની, અને મોહનીય (દર્શનમોહનીય)ની ૭૦ કોડાકોડિની છે તેનું કારણ.*

તા૦ ૨૦।૭।૧૯૦૦.

૧. આયુનો બંધ એક આવતા ભવનો આત્મા કરી શકે. તેથી વધારે ભવનો ન કરી શકે.

૨. કર્મગ્રન્થના બંધચક્રમાં આઠે કર્મપ્રકૃતિ જે બતાવી છે તેની ઉત્તર પ્રકૃતિઓ એક જીવઆશ્રયી અપવાદ સાથે બંધ ઉદયાદિમાં છે, પરંતુ તેમાં આયુ અપવાદરૂપે છે. તે એવી રીતે કે, મિથ્યાત્વગુણસ્થાનકવર્તી જીવને બંધમાં ચાર આયુની પ્રકૃતિનો (અપવાદ) જણાવ્યો છે. તેમાં એમ સમજવાનું નથી કે ચાલતા પર્યાયમાં ચારે ગતિના આયુનો બંધ કરે; પરંતુ

આયુનો બંધ કરવા માટે વર્તમાનપર્યાયમાં જે ગુણસ્થાનકવર્તી જીવને ચાર ગતિ ખુલી છે તેમાંથી ચારમાંથી એક એમ ગતિનો બંધ કરી શકે તે જ પ્રમાણે જે પર્યાયમાં જીવ હોય તેને તે આયુનો ઉદય હોય. મતલબ કે ચાર ગતિમાંથી વર્તમાન એક ગતિનો ઉદય હોઈ શકે, ને ઉદીરણા પણ તેની જ હોઈ શકે

૩. જે પ્રકૃતિ ઉદયમાં હોય તે શિવાય બીજી પ્રકૃતિની ઉદીરણા કરી શકે, ને તેટલો વખત ઉદયમાન પ્રકૃતિ રોકાઈ જાય ને પછી ઉદયમાં આવે.

૪. ૭૦ કોડાકોડિનો મોટામાં મોટો સ્થિતિબંધ છે તેમાં અસંખ્યાતા ભવ થાય. વળી પાછો તેનો ને તેવો ક્રમે ક્રમે બંધ પડતો જાય એવા અનંત બંધની અપેક્ષાએ અનંતાભવ કહેવાય પણ અગાઉ કહ્યા પ્રમાણે જ ભવનો બંધ પડે

તા૦ ૨૧।૭।૧૯૦૦

૧. વિશિષ્ટ–મુખ્યપણે મુખ્યપણાવાચક શબ્દ છે

૨ જ્ઞાનાવરણીય દર્શનાવરણીય અને અંતરાય એ ત્રણ પ્રકૃતિ ઉપશમભાવમાં હોઇ શકે જ નહીં ક્ષયોપશમભાવે જ હોય. એ પ્રકૃતિ જો ઉપશમભાવે હોય તો આત્મા જડવત્ થઇ જાય અને ક્રિયા પણ કરી શકે નહીં, અથવા તો તેનાથી પ્રવર્ત્તન પણ થઇ શકે નહીં જ્ઞાનનું કામ જાણવાનું છે દર્શનનું કામ દેખવાનું છે, અને વીર્યનું કામ પ્રવર્ત્તવાનું છે વીર્ય બે પ્રકારે વર્તી શકે છે ૧ અભિસંધિ ૨ અનભિસંધિ અભિસંધિ =આત્માની પ્રેરણાથી વીર્યનું પ્રવર્ત્તવું થાય તે અનભિસંધિ=કષાયથી વીર્યનું પ્રવર્ત્તવું થાય તે જ્ઞાનદર્શનમાં ભૂલ થતી નથી પરંતુ ઉદયભાવે રહેલા દર્શનમોહને લીધે ભૂલ થવાથી એટલે ઓરનું તોર જણાવાથી વીર્યની પ્રવૃત્તિ વિપરીતપણે થાય છે જો સમ્યક્‌પણે થાય, તો સિદ્ધ પર્યાય પામે આત્મા કોઇ પણ વખતે ક્રિયા વગરનો હોઇ શકતો નથી જ્યાં સુધી યોગો છે ત્યાંસુધી ક્રિયા કરે છે તે પોતાની વીર્યશક્તિથી કરે છે. તે ક્રિયા જોવામાં આવતી નથી પણ પરિણામ ઉપરથી જાણવામાં આવે છે ખાધેલો ખોરાક નિદ્રામાં પચી જાય છે એમ સવારે ઉઠતાં જણાય છે નિદ્રા સારી આવી હતી ઇત્યાદિક બોલીએ છીએ તે થયેલી ક્રિયા સમજવાથી બોલવામાં આવે છે ચાળીશ વર્ષની ઉમરે આંકડા ગણતાં આવડે તો શું તે પહેલાં આંકડા નહોતા એમ કાંઇ કહી શકાશે? નહીં જ પોતાને જ્ઞાન નહોતું તેથી એમ કહે આ જ

પ્રમાણે જ્ઞાન દર્શનનું સમજવાનું છે આત્માનાં જ્ઞાન દર્શન અને વીર્ય થોડાં ઘણાં પણ ખુલ્લાં રહેતાં હોવાથી આત્મા ક્રિયામાં પ્રવર્તી શકે. વીર્ય ચળાચળ હમેશાં રહ્યા કરે છે. કર્મગ્રન્થ વાંચવાથી વિશેષ સ્પષ્ટ થશે. આટલા ખુલાસાથી બહુ લાભ થશે.

૩. પારિણામિકભાવે હમેશા જીવત્વપણુ છે; એટલે જીવ જીવપણે પરિણમે, અને સિદ્ધત્વ ક્ષાયિકભાવે હોય, કારણ કે પ્રકૃતિઓનો ક્ષય કરવાથી સિદ્ધપર્યાય પમાય છે.

૪. મોહનીયકર્મ ઉદયિકભાવે હોય.

૫. વાણિયા બોડા અક્ષર લખે છે, પણ આંકડા બોડા લખતા નથી. ત્યાં તો બહુ સ્પષ્ટપણે લખે છે. તેવી રીતે કથાનુયોગમાં જ્ઞાનીઓએ વખતે બોડું લખ્યું હોય તો ભલે. બાકી કર્મપ્રકૃતિમાં તો ચોકસ આંકડા લખ્યા છે. તેમાં જરા તફાવત આવવા નથી દીધો.

તા૦ ૨૨।૭।૧૯૦૦.

૧. જ્ઞાન એ દોરો પરોવેલ સોય જેવું છે એમ ઉત્તરાધ્યનસૂત્રમાં કહેલું છે. દોરો પરોવેલ સોય ખોવાતી નથી તેમ જ્ઞાન હોવાથી સંસારમાં ભૂલું પડાતું નથી.

તા૦ ૨૩।૭।૧૯૦૦.

૬. દર્શન-જગતના કોઇ પણ પદાર્થનું ભેદરૂપ રસગંધરહિત નિરાકાર પ્રતિબિંબિત થવું,—તેનું અસ્તિત્વ જણાવું નિર્વિકલ્પપણે કાંઇ છે એમ આરસીના ઝળકાગની પેઠે ગામા પદાર્થનો ભાસ થવો એ "દર્શન" વિકલ્પ થાય ત્યાં "જ્ઞાન" થાય

૭ દર્શનાવરણીયકર્મના આવરણને લઇને દર્શન અવગાઢપણે અવરાયું હોવાથી, ચેતનમાં મૂઢતા થઇ ગઇ, અને ત્યાંથી શૂન્યવાદ શરૂ થયો.

૮. દર્શન રોકાય ત્યાં જ્ઞાન પણ રોકાય

૯ દર્શન અને જ્ઞાનની વહેંચણ કલ્પનામાં આવી છે જ્ઞાન દર્શનના કાંઇ કટકા થઇ જૂદા પડી શકે એમ નથી એ આત્માના ગુણો છે. રૂપિયાના બે અર્ધા તે જ રીતે આઠ આના દર્શન, અને આઠ આના જ્ઞાન છે.

૧૦ તીર્થંકરને એક સમયે દર્શન અને તે જ સમયે જ્ઞાન એમ બે ઉપયોગ દિગમ્બરમતપ્રમાણે છે શ્વેતામ્બરમતપ્રમાણે નથી ૧૨ મા ગુણસ્થાનકે જ્ઞાનાવરણીય દર્શનાવરણીય, અને અંતરાય એમ ત્રણ પ્રકૃતિનો ક્ષય એક સાથે થાય છે, અને ઉત્પન્ન થતી લબ્ધિ પણ સાથે થાય છે જો એમ સમયે ન થતું હોય તો એક બીજી પ્રકૃતિએ ખમવું જોઇએ. શ્વેતામ્બર કહે છે કે જ્ઞાન સત્તામાં રહેવું જોઇએ, કારણ એક સમયે બે ઉપયોગ ન હોય, પણ દિગમ્બરની તેથી જૂદી માન્યતા છે.

૧૧ શૂન્યવાદ-કાંઇ નથી એમ માનનારા, એ બૌદ્ધ ધર્મનો એક ફાંટો છે આયતન કોઇ પણ પદાર્થનું સ્થળ, પાત્ર, કૂટસ્થ-અચળ, ન ખસી શકે એવો તટસ્થ-કાંઠે, તે સ્થળે. મધ્યસ્થ-વચમાં

તા૦ ૨૪।૭।૧૯૦૦

૧. ચયોપચય-જવું જવું પણ પ્રસંગવશાત્ આવવું જવું-ગમનાગમન. માણસના જવા આવવાને લાગુ પડે નહીં શ્વાસોચ્છ્વાસ ઇત્યાદિ સૂક્ષ્મ ક્રિયાને લાગુ પડે ચયવિચય-જવું આવવું

૨. આત્માનું ધ્યાન જ્યારે ચિંતામાં રોકાય છે ત્યારે નવા પરમાણુ ગ્રહણ થઇ શકતા નથી, ને જે હોય છે તેનું જવું થાય છે, તેથી શરીરનું વજન ઘટી જાય છે

૩. શ્રી આચારાંગસૂત્રના પહેલા અધ્યયન શસ્ત્રપરિજ્ઞામાં, અને શ્રી ષડ્દર્શન સમુચ્ચયમાં મનુષ્ય અને વનસ્પતિના ધર્મની તુલના કરી વનસ્પતિમાં

આત્મા હોવાનું સિદ્ધ કરી બતાવ્યું છે. તે એવી રીતે કે બન્ને જન્મે છે, વધે છે, આહાર લે છે; પરમાણુ લે છે, મૂકે છે; મરે છે. ઇત્યાદિ.

તા૦ ૫ાટા૧૯૦૦.

૧. સાધુ.—સામાન્યપણે—ગ્રહવાસ ત્યાગી મૂળગુણના ધારક તે. યતિ—ધ્યાનમાં સ્થિર થઇ શ્રેણિ માંડનાર. મુનિ—જેને અવધિ, મનઃપર્યવ જ્ઞાન હોય તથા કેવળજ્ઞાન હોય તે. ઋષિ—બહુ ઋદ્ધિ ધારી હોય તે. ઋષિના ચાર ભેદ. ૧. રાજ્ય. ૨. બ્રહ્મ. ૩. દેવ. ૪. પરમ. રાજર્ષિ—ઋદ્ધિવાળા. બ્રહ્મર્ષિ—અક્ષીણ મહાન ઋદ્ધિવાળા. દેવર્ષિ—આકાશગામી દેવ. પરમર્ષિ—કેવળજ્ઞાની.

તા૦ ૧૮ાટા૧૯૦૦.

૧. અભવ્યજીવ એટલે જે જીવ ઉત્કટ રસે પરિણમે, અને તેથી કર્મો બાંધ્યા કરે, અને તેને લીધે તેનો મોક્ષ ન થાય. ભવ્ય એટલે જે જીવનું વીર્ય શાંતરસે પરિણમે, ને તેથી નવો કર્મબંધ ન થતાં મોક્ષ થાય. જે જીવનો વળાંક ઉત્કટ રસે પરિણમવાનો હોય તેનુ વીર્ય તે પ્રમાણે પરિણમે તેથી જ્ઞાનીના જ્ઞાનમાં અભવ્ય લાગ્યા. આત્માની પરમશાંત દશાએ 'મોક્ષ', અને ઉત્કટ દશાએ 'અમોક્ષ', જ્ઞાનીએ દ્રવ્યના સ્વભાવની અપેક્ષાએ ભવ્ય અભવ્ય કહ્યા છે. જીવનુ વીર્ય ઉત્કટ રસે પરિણમતાં સિદ્ધપર્યાય પામી શકે નહીં એમ જ્ઞાનીએ કહેલું છે. ભજના—અંશે. વંચક-મન, વચન, કાયાએ.

તા૦ ૧૮ાટા૧૯૦૦.

૧. કમ્મ દવ્વેહિં સંગમ, સંજોગો જો હોઇ જીવસ્સ;
સો બંધો નાયવ્વો, તસ્સ વિગોગો ભવે મોખો.

અર્થઃ—કર્મદ્રવ્યની એટલે પુદ્ગલદ્રવ્યની સાથે જીવનો સંબંધ થવો તે બંધ. તેનો વિયોગ થવો તે મોક્ષ.
સંગમ—સારી રીતે સંબંધ થવો. ખરેખરી રીતે સંબંધ થવો. જેમ તેમ કલ્પના કરી સંબંધ થયાનું માની લેવું તેમ નહીં.

૨. પ્રદેશ અને પ્રકૃતિબંધ મન વચન કાયાના યોગવડે થાય. સ્થિતિ અને અનુભાગ બંધકષાયવડે થાય.

૩. વિપાક એટલે અનુભાગવડે ફળપરિપકવતા થાય છે તે. સર્વ કર્મનું મૂળ અનુભાગ છે, તેમાં જેવો રસ તીવ્ર તીવ્રતર મંદ મંદતર પડ્યો, તેવો ઉદયમાં આવે છે, તેમાં ફેરફાર કે ભૂલ થતી નથી. કુલડીમાં પૈસા,

રૂપિયા, સોનામોહોરનું, આદિને દૃષ્ટાંતે. જેમ એક કુલડીમાં ઘણા વખત પહેલા રૂપિયા, પૈસા, સોનામોહોર નાખી હોય તે જ્યારે કાઢો ત્યારે તેને તે ઠેકાણે તે જ ધાતુરૂપે નીકળે છે. તેમાં જગે ની તેમ જ તેની સ્થિતિનો ફેરફાર થતો નથી. એટલે કે પૈસા રૂપિયા થતા નથી, તેમ રૂપિયા પૈસા થઇ જતા નથી. તે જ પ્રમાણે બાંધેલું કર્મ, દ્રવ્ય, ક્ષેત્ર, કાળ ભાવ પ્રમાણે ઉદયમાં આવે છે.

૪. આત્માના હોવાપણા વિષે જેને શંકા પડે તે 'ચાર્વાક' કહેવાય.

૫. તેરમે ગુણસ્થાનકે તીર્થંકરાદિ ને એક સમયનો બંધ હોય. મુખ્યત્વે કરી વખતે અગીઆરમે ગુણસ્થાનકે અકષાયીને પણ એક સમયનો બંધ હોઇ શકે.

૬. પવન પાણીની નિર્મળતાનો ભંગ કરી શકતો નથી; પણ તેને ચલાયમાન કરી શકે. તેમ આત્માના જ્ઞાનમાં કાંઇ નિર્મળતા ઓછી થતી નથી, પણ યોગનું ચલાયમાનપણું છે તેથી રસવિના એક સમયનો બંધ કહ્યો.

૭. જો કે કષાયનો રસ પુણ્ય તથા પાપરૂપ છે તોપણ તેનો સ્વભાવ કડવો છે.

૮. પુણ્ય પણ ખારાશમાંથી થાય છે. પુણ્યનો ચોહાણિયો રસ નથી, કારણ કે એકાંત શાતાનો ઉદય નથી. કષાયના ભેદ બે. ૧ પ્રશસ્તરાગ. ૨ અપ્રશસ્તરાગ. કષાય વગર બંધ નથી.

૯. આર્તધ્યાનનો સમાવેશ મુખ્ય કરીને કષાયમાં થઇ શકે. 'પ્રમાદ'નો 'ચારિત્રમોહ'માં, અને 'યોગ'નો 'નામકર્મ'માં થઇ શકે.

૦. શ્રવણ એ પવનની લહેરમાફક છે. તે આવે છે, અને ચાલ્યું જાય છે.

૧. મનન કરવાથી છાપ બેસે છે. અને નિદિધ્યાસન કરવાથી ગ્રહણ થાય છે.

૨. અધિક શ્રવણ કરવાથી મનનશક્તિ મંદ થતી જોવામાં આવે છે.

૩. પ્રાકૃતજન્ય એટલે લોકમાં કહેવાનું વાક્ય. જ્ઞાનીનું વાક્ય નહીં.

૪. આત્મા સમય સમય ઉપયોગી છતાં અવકાશની ખામી, અથવા કામના બોજાને લઇને તેને આત્માસંબંધી વિચાર કરવાનો વખત મળી શકતો નથી એમ કહેવું એ પ્રાકૃતજન્ય, 'લૌકિક' વચન છે. જો ખાવાનો પીવાનો ઉંઘવા ઇત્યાદિનો વખત મળ્યો તે કામ કર્યું તે પણ આત્માના ઉપયોગ વિના થયું નથી, તો પછી જે મુખ્ય જે સુખની આવશ્યકતા

છે, તે જે મનુષ્યજન્મનુ કર્તવ્ય છે તેમાં વખત ન મળ્યો એ વચન જ્ઞાની કોઇ કાળે માનું મની શકે નહીં. એનો અર્થ એટલો જ છે કે, બીજાં ઇંદ્રિયાદિક સુખના કામો જરૂરનાં લાગ્યાં છે અને તે વિના દુઃખી થવાના ડરની કલ્પના છે. આત્મિક સુખના વિચારનુ કામ કર્યાવિના અનંતો કાળ દુખ ભોગવવું પડશે, અને અનંત સંસાર ભ્રમણ કરવો પડશે એ વાત જરૂરની નથી લાગતી! મનનબ આ ચૈતન્યે કૃત્રિમ માન્યુ છે. સાચું માન્યું નથી.

૧૫. સમ્યગ્દૃષ્ટિ પુરુષો કર્યાવિના ચાલે નહીં એવા ઉદયને લીધે લોકવ્યવહાર નિર્દોષપણે લજ્જાવમાનપણે કરે છે. પ્રવૃત્તિ કરવી જોઇએ તેથી શુભાશુભ જેમ બનાવાનું હશે તેમ બનશે એવી દૃઢ માન્યતાની સાથે ઉપલક પ્રવૃત્તિ કરે છે.

૧૬. બીજા પદાર્થો ઉપર ઉપયોગ આપીએ તો આત્માની શક્તિ આવિર્ભાવ થાય છે. તો સિદ્ધિ લબ્ધિ આદિ શંકાને પાત્ર નથી. પ્રાપ્ત થતી નથી તેનું કારણ આત્મા નિરાવરણ નથી કરી શકાતો એ શક્તિ બધી સાચી છે. ચૈતન્યમાં ચમત્કાર જોઇએ, તેનો શુદ્ધ રસ પ્રગટવો જોઇએ. એવી સિદ્ધિવાળા પુરષો અશાતાની શાતા કરી શકે છે તેમ છતાં તેની અપેક્ષા કરતા નથી. તે વેદવામાં જ નિર્જરા સમજે છે.

૧૭. તમો જીવોમા ઉલ્લાસમાન વીર્ય કે પુરુષાર્થ નથી વીર્ય મંદ પડયું ત્યાં ઉપાય નથી

૧૮. અશાતાનો ઉદય ન હોય ત્યારે કામ કરી લેવું એમ જ્ઞાનીપુરુષોએ જીવનુ અસામર્થ્યવાનપણુ જોઇને કહેલુ છે; કે જેથી તેનો ઉદય આવ્યે ચળે નહીં

૧૯ સમ્યગ્દૃષ્ટિ પુરુષને નાખવાનો માફક પવન વિરૂદ્ધ હોવાથી વહાણ મરડી રસ્તો બદલવો પડે છે તેથી તેઓ પોતે લીધેલો રસ્તો એરો નથી, એમ સમજે છે, તેમ જ્ઞાનીપુરષો ઉદયવિશેષને લઇને, વ્યવહારમા પણ અંતરગતમદૃષ્ટિ ચુકતા નથી

૨૦. ઉપાધિમ ઉપાધિ રાખવી. સમાધિમાં સમાધિ રાખવી. અંગ્રેજો ની માફક કામ ટાણે કામ, અને આરામટાણે આરામ. એક બીજાને સેળભેળ કરી દેવા ન જોઇએ.

૨૧. વ્યવહારમા આત્મકર્તવ્ય કરતા રહેવું સુખ દુઃખ ધન પ્રાપ્તિ અપ્રાપ્તિ એ શુભાશુભ તથા લાભાંતરાયના ઉદય ઉપર આધાર રાખે છે, શુભના

ઉદયની સાથે અગાઉથી અશુભના ઉદયનું પુસ્તક વાંચ્યું હોય તો શોક ન થાય. શુભના ઉદય વખતે શત્રુ મિત્ર થઇ જાય છે, અને અશુભના ઉદય વખતે મિત્ર શત્રુ થઇ જાય છે. સુખદુઃખનું ખરૂં કારણ કર્મ જ છે કાર્તિકેયાનુપ્રેક્ષામા કહ્યું છે કે, કોઇ માણસ કરજ લેવા આવે તેને કરજ ચુકવી આપ્યાથી માથા ઉપરથી બોજો ઓછો થતાં કેવો હર્ષ થાય છે? તે પ્રસંગાનુ્ં પુદ્ગલ દ્રવ્યરૂપી શુભાશુભ કરજ જે કાળે ઉદયમા આવે તે કાળે સમ્યક્પ્રકારે વેદી ચુકવી દેવાથી નિર્જરા થાય છે ને નવું કરજ થતું નથી, તો જ્ઞાનીપુરુષે કર્મરૂપી કરજમાંથી મુક્ત થવાને હર્ષાયમાનપણે તૈયાર થઇ રહેવુ જોઇએ; કારણ તે દીધા વગર છૂટકો થવાનો નથી.

૨૨. સુખદુઃખ જે દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવે ઉદય આવવાનું હોય તેમા ઇન્દ્રાદિ પણ ફેરફાર કરવાને શક્તિવાન નથી.

૨૩. કરણાનુયોગમાં જ્ઞાનિએ અંતર્મુહૂર્ત્ત આત્માનો અપ્રમત્ત ઉપયોગ માન્યો છે.

૨૪. કરણાનુયોગમા સિદ્ધાન્તનો સમાવેશ થાય છે.

૨૫. ચરણાનુયોગમા વ્યવહારમાં આચરી શકે તેનો સમાવેશ કર્યો છે.

૨૬. સર્વવિરતિમુનિને બ્રહ્મચર્યવ્રતની પ્રતિજ્ઞા જ્ઞાની આપે છે તે ચરણાનુયોગની અપેક્ષાએ, પણ કરણાનુયોગની અપેક્ષાએ નહીં, કારણ કે, કરણાનુયોગ પ્રમાણે નવમા ગુણસ્થાનકે વેદોદયનો ક્ષય થઇ શકે છે. ત્યાંસુધી થઇ શકતો નથી.



શ્રીમદ્ રાજચંદ્ર

જન્મ-વવાણીઆ. કાર્તિક શુક્લ પુર્ણિમા, સંવત્ ૧૯૨૪, વિક્રમ.

દેહોત્સર્ગ-રાજકોટ. ચૈત્ર કૃષ્ણ પંચમી, સંવત્ ૧૯૫૭, વિક્રમ.

વધારામાં શ્રીમદ્‌ના કેટલાક અંગત અભિપ્રાયો આપી જાય છે તે ઉપરાંત તેઓનું આન્તર પરિણામ અવલોકન (Introspection) લખેલ ત્રણ હાથનોધ (Memo Books) પ્રાપ્ત થતા અત્ર મૂકીએ છીએ આ હાથનોધમા સ્વચોચનાથી ઉદ્‌ભવેલા પૃથક્ પૃથક્ ઉદ્‌ગારો સ્વઉપયોગાર્થે ક્રમ-ગઢિત લખેલા છે. આ હાથનોધમા બે વિલાયતના બાધાની છે, અને એક અહિંના બાધાની છે. પ્રથમની બેમાથી એકના પુ. ઉપર અંગ્રેજી વર્ષ ૧૮૯૦ નું, અને બીજામાં ૧૮૯૬ નું, 'કેલેન્ડર' છે, અહીંવાળામાં નથી. વિલાયતવાળી બન્નેના કદ ઇંચ ૭×૪½ છે, અને અહીંવાળીનું કદ ઇંચ ૬¾×૪ છે. ૧૮૯૦ વાળીમા ૧૦૦ ૧૮૯૬ વાળીમા ૧૧૬ અને બીજી અહીંવાળીમા ૬૦ પાના (Leaves) છે આ ત્રણેમા ઘણુંખરી એક લેખ ક્રમવાર નથી દૃષ્ટાન્ત તરીકે, ૧૮૯૦ વાળી હાથનોધમા લખવાનો પ્રારંભ બીજા પાના-(ત્રીજા પૃષ્ઠ)થી 'સહજ' એ મથાળા નીચેનો લેખ જોતાં થયો જણાય છે આ પ્રારંભલેખની શૈલી જોતા તે અંગ્રેજી વર્ષ ૧૮૯૦ અથવા વિક્રમ સંવત્ ૧૯૪૬ મા લખાયો હોય એમ સંભવે છે આ પ્રારંભલેખ બીજા પાના-ત્રીજા પૃષ્ઠ-મા છે, જ્યારે પ્રારંભલેખ લખતી વેળા પહેલું પૃષ્ઠ મૂકી દીધેલું તે પાછળથી લખ્યુ છે આ જ રીતે ૫૧ મા પૃષ્ઠમા સંવત્ ૧૯૫૧ ના પોષ માસની મીતિનો લેખ છે ત્યારપછી ૬૨ મા પૃષ્ઠમા સંવત્ ૧૯૫૩ ના ફાગણ વદ ૧૨ નો લેખ છે. અને ૮૭ મા પૃષ્ઠમા સંવત્ ૧૯૫૧ ના મહા શુદ ૭ નો લેખ છે જ્યારે ૧૩૦ મા પૃષ્ઠમા જે લેખ છે તે સંવત્ ૧૯૪૭ નો સંભવે છે કેમકે તે લેખનો વિષય દર્શન-આલોચનારૂપ છે જે દર્શન-આલોચના સંવત્ ૧૯૪૭ મા સમ્યગ્ દર્શન (જુઓ નોધ પહેલીનો નં. ૩૧ એગણીસેં સુડતાળીસે સમકિત શુદ્ધ પ્રકાશ્યુ રે-) થવા પૂર્વે હોવાયોગ્ય છે વળી ૧૮૯૬ એટલે સંવત્ ૧૯૫૨ વાળી હાથનોધ લખવી શરૂ કર્યા પછી તેમા જ લખ્યું એમ પણ નથી કેમકે સંવત્ ૧૯૫૩ વાળી નવી હાથનોધ છતાં ૧૮૯૦ (૧૯૪૬) વાળી હાથનોધમા સંવત્ ૧૯૫૩ ના લેખો છે સંવત્ ૧૯૫૨ (૧૮૯૬) વાળી હાથનોધ પૂરી થઈ રહ્યા પછી ત્રીજી અહીંના

બાંધાવાળી વાપરી છે એમ પણ નથી, કેમકે ૧૮૯૬ વાળીમાં ૨૭ પાનાં વાપર્યાં છે; અને ત્યારપછી તમામ કોરાં પડ્યાં છે. અને ત્રીજી અહીંના બાંધાવાળીમાં કેટલાક લેખો છે. જેમ સંવત્ ૧૮૯૬ વાળી મિમોણુકમાં સંવત્ ૧૯૫૪ ના જ લેખ છે. તેમ અહીંના બાંધાવાળીમાં પણ છે. તેવીજ રીતે ૧૮૯૦ વાળીમાં સંવત્ ૧૯૫૩ ના જ લેખ હશે અને ત્યારપછીના નહીં હોય એમ પણ કહી શકવું શક્ય નથી. તેમ ત્રણે મિમોણુકમાં વચવચમાં ઘણાં પાનાંઓ કેવળ કોરાં પડતર છે; અર્થાત્ એમ અનુમાન થાય છે કે, જ્યારે જે મિમોણુક હાથ આવી, અને ઉઘાડતાં જે પાનું નીકળ્યું તેમાં કવચિત્ કવચિત્ સ્વાલોચના પોતાને જ જાણવાને અર્થે લખી વાળેલ છે. જે અંગત લેખો વચક્રમમાં છે તે, અને આ ત્રણે મિમોણુક સ્વાલોચના અર્થે છે તેટલા માટે અમે તેને 'અભ્યન્તરપરિણામઅવલોકન' એવા મથાળા નીચે અત્ર દાખલ કર્યા છે. આ આલોચનામાં કેટલાક તેમની દશા, આત્મજાગૃતિ અને આત્મમંદતા, અનુભવ, સ્વવિચાર અર્થે લખેલાં પ્રશ્નોત્તર, અન્ય જીવોનાં નિર્ણય કરવાના ઉદ્દેશથી લખેલાં પ્રશ્નોત્તર, દર્શનોદ્ધાર યોજનાઓ આદિ સંબંધે અનેક ઉદ્ગારો છે. જેમાં કેટલીક બાંધી લીધેલી ભાષા (સંજ્ઞા)માં છે, જ્યાં જ્યાં અમે સ્પષ્ટતા કરી શકીશું ત્યાં ત્યાં તેમ કરવા પ્રયત્ન કરીશું.

—સંશોધક.



# વર્ષ ૨૨ થી ૩૪ પર્યંત.

## આભ્યન્તરપરિણામઅવલોકન.

---

### હાથનોંધ ૧ લી.

૧.[૧] (હાથનોંધ પૃષ્ઠ ૧.)

પ્રત્યેકે પ્રત્યેક પદાર્થનો અત્યંત વિવેક કરી આ જીવને તેનાથી વ્યાવૃત્ત કરવો એમ નિર્ગ્રંથ કહે છે

શુદ્ધ એવા સ્ફટિકને વિષે અન્ય રંગનું પ્રતિભાસવું થવાથી તેનું જેમ મૂળ સ્વરૂપ લક્ષગત થતું નથી, તેમ શુદ્ધ નિર્મળ એવું આ ચેતન અન્ય સંયોગના તાદાત્મ્યવત્ અધ્યાસે પોતાના સ્વરૂપનો લક્ષ પામતું નથી. યત્કિંચિત્ પર્યાયાંતરથી એ જ પ્રકારે જૈન, વેદાંત, સાંખ્ય, યોગાદિ કહે છે.

૨.[૨]

જીવના અસ્તિત્વપણાનો તો કોઈ કાળે પણ સંશય પ્રાપ્ત નહીં થાય.

જીવનાં નિત્યપણાનો-ત્રિકાળ હોવાપણાનો કોઈ કાળે પણ સંશય પ્રાપ્ત નહીં થાય

---

૧. ષડ્દર્શનમાં કહેલ પદાર્થના સ્વરૂપનો શ્રીમદ્‌નો જ્ઞાનાનુભવ આ વચનો દર્શાવે છે —સંશોધક

૨. આ સદ્‌ભૂત છ તત્ત્વોનો શ્રીમદ્‌નો અચલ નિર્ણય, તેઓના સમ્યક્ દર્શનની પ્રત્યક્ષતાનું પ્રમાણ ગણાય, કેમકે શ્રી સિદ્ધાંત આ પ્રકારના નિર્ણયને 'સમ્યગ્દર્શન' કહે છે.—સંશોધક.

જીવનાં ચૈતન્યપણાનો–ત્રિકાળ હોવાપણાંનો કોઇ કાળે પણ સંશય પ્રાપ્ત નહીં થાય.

તેને કોઇ પણ પ્રકારે બંધ દશા વર્તે છે એ વાતનો કોઇ કાળે પણ સંશય પ્રાપ્ત નહીં થાય

તે બંધની નિવૃત્તિ કોઇ પણ પ્રકારે નિઃસંશય ઘટે છે, એ વાતનો કોઇ કાળે પણ સંશય પ્રાપ્ત નહીં થાય.

મોક્ષપદ છે એ વાતનો કોઇ પણ કાળે સંશય નહી થાય.

૮.૧ (હાથનોંધ ૧૪ ૩.)

સહજ.

જે પુરુષ આ ગ્રંથમા સહજ નોંધ કરે છે, તે પુરુષ માટે પ્રથમ સહજ તે પુરુષ લખે છે.

તેની હમણા એવી દશા અંતરંગમા રહી છે કે કંઇક વિના સર્વ સંસારી ઇચ્છાની પણ તેણે વિસ્મૃતિ કરી નાખી છે અ

તે કંઇક પામ્યો પણ છે, અને પૂર્ણનો મરમ મુમુક્ષુ છે છેલ્લા માર્ગનો નિઃશંક જિજ્ઞાસુ છે. આ.

હમણા જે આવરણો તેને ઉદય આવ્યા છે, તે આવરણોથી એને ખેદ નથી. પરંતુ વસ્તુભાવમા થતી મંદતાનો ખેદ છે ઈ.

તે ધર્મની વિધિ, અર્થની વિધિ, કામની વિધિ અને તેને આધારે મોક્ષની વિધિને પ્રકાશી શકે તેવો છે. ઘણા જ થોડા પુરુષોને પ્રાપ્ત થયો હશે એવો એ કાળનો ક્ષયોપશમી પુરુષ છે. અ.

તેને પોતાની સ્મૃતિ માટે ગર્વ નથી. તર્ક માટે ગર્વ નથી. તેમ તે માટે તેનો પક્ષપાત પણ નથી; તેમ છતાં કંઇક અહાર રાખવું પડે છે તેને માટે ખેદ છે. આ.

તેનું અત્યારે એક વિષય વિના બીજા વિષયપ્રતિ ઠેકાણું નથી તે પુરુષ જો કે તીક્ષ્ણ ઉપયોગવાળો છે; તથાપિ તે તીક્ષ્ણ ઉપયોગ બીજા કોઇ પણ વિષયમાં વાપરવા તે પ્રીતિ ધરાવતો નથી. ઈ. (હાથનોંધ પૃષ્ઠ ૪.)

૪.૧ (હાથનોંધ પૃષ્ઠ ૯.)

એકવાર તે સ્વભુવનમાં બેઠો હતો. જગતમાં કોણ સુખી છે, તે જોઉં તો ખરો. પછી આપણે આપણે માટે વિચાર. એની એ જિજ્ઞાસા પૂર્ણ કરવા અથવા પોતે તે મંત્રસ્થાન જોવા ઘણા પુરુષો—( આત્માઓ )—ઘણા પદાર્થો તેની સમીપે આવ્યા.

" એમાં કોઇ જડ પદાર્થ હતો નહીં." " કોઇ એકલો આત્મા જોવામાં આવ્યો નહીં."

માત્ર કેટલાક દેહધારીઓ હતા, જેઓ મારી નિવૃત્તિને માટે આવ્યા હોય એમ તે પુરૂષને શંકા થઇ.

વાયુ, અગ્નિ, કે પાણી, ભૂમિ એ કોઇ કેમ આવ્યું નથી?

(નેપથ્ય) તેઓ સુખનો વિચાર પણ કરી શકતાં નથી. દુઃખથી બિચારાં પરાધીન છે.

બે ઇંદ્રિય જીવો કેમ આવ્યા નથી?

(નેપથ્ય) એને માટે પણ એ જ કારણ છે. આ ચક્ષુથી જુઓ. તેઓ બિચારાંને કેટલું બધું દુઃખ છે.

તેનો કંપ—તેનો થરથરાટ—પરાધીનપણું ઇત્યાદિક જોઇ શકાય તેવું ન હોતું–તે બહુ દુઃખી હતાં. (હાથનોંધ પૃષ્ઠ ૧૦.)

(નેપથ્ય) એ જ ચક્ષુથી હવે તમે આખું જગત્ જોઇ લ્યો. પછી બીજી વાત કરો.

ઠીક ત્યારે. દર્શન થયું, આનંદ પામ્યો; પણ પાછો ખેદ જન્મ્યો.

(નેપથ્ય) હવે ખેદ કાં કરો છે?

મને દર્શન થયું તે શું સમ્યક્ હતું?

"હા"

સમ્યક્ હોય તો પછી ચક્રવર્ત્યાદિક તે દુઃખી કેમ દેખાય?"

"દુઃખી હોય તે દુઃખી, અને સુખી હોય તે સુખી દેખાય."

ચક્રવર્ત્તિ તો દુઃખી નહીં હોય?

"જેમ દર્શન થયું તેમ શ્રધો. વિશેષ જોવું હોય તો ચાલો મારી સાથે"

ચક્રવર્ત્તિનાં અંતઃકરણમાં પ્રવેશ કર્યો.

અંતઃકરણમાં જોઇને પેલું દર્શન સમ્યક્ હતું એમ મેં માન્યું. તેનું અંતઃકરણ બહુ દુઃખી હતું. અનંત ભયના પર્યાયથી તે થરથરતું હતું. કાળ આયુષ્યની દોરીને ગળી જતો હતો. હાડ માંસમાં તેની વૃત્તિ હતી. કાંકરામાં તેની પ્રીતિ હતી. ક્રોધ માનનો તે ઉપાસક હતો. બહુ દુઃખ.

(હાથ નોંધ પૃષ્ઠ ૧૧.)

વારૂ. આ દેવોનું દર્શન પણ સમ્યક્ સમજવું.

"નિશ્ચય કરવા માટે ઇંદ્રના અંતઃકરણમાં પ્રવેશ કરીએ".

ચાલો ત્યારે—

(તે ઇંદ્રની ભવ્યતાથી ભૂલ ખાધી.) તે પણ પરમ દુઃખી હતો. બિચારો ચવીને કોઇ બિભત્સ સ્થળમાં જન્મવાનો હતો માટે ખેદ કરતો હતો.

તેનામા સમ્યગ્દષ્ટિ નામની દેવી વસી હતી તે તેને ખેદમા વિશ્રાંતિ હતી એ મહાદુઃખ સિવાય તેના બીજાં ઘણાય અવ્યક્ત દુઃખ હતા

પણ (નેપથ્ય)–આ જડ એના કે આત્મા એકના જગતમા નથી શુ કે?—તેઓએ મારા આમંત્રણને સન્માન આપ્યુ નથી

"જડને જ્ઞાન નહીં હોવાથી તમારૂ આમંત્રણ તે બિચારા ક્યાથી સ્વીકારે? સિદ્ધ (એકાત્મભાવી) તમારૂ આમંત્રણ સ્વીકારી શકતા નથી તેની તેમને દરકાર નથી

એટલી બધી બેદરકારી? આમંત્રણને તો માન્ય કરવુ જોઇએ તમે શુ કહો છો?

"એને આમંત્રણ–અનામંત્રણથી કઇ સબંધ નથી

(હાથનોધ પૃષ્ઠ ૧૨)

તેઓ પરિપૂર્ણ સ્વરૂપસુખમા વિરાજમાન છે એ મને બતાવો એકદમ–બહુ ત્વરાથી

'તેનુ દર્શન બહુ દુર્લભ છે લ્યો આ અજન આછુ દર્શન પ્રવેશ ભેળા કરી જુઓ

અહો! આ બહુ સુખી છે એને ભય પણ નથી શોકપણ નથી વૃદ્ધતા નથી. રોગ નથી આધિએ નથી વ્યાધિએ નથી એ બધુય નથી. પણ અનંત અનંત સચ્ચિદાનદ સિદ્ધિથી તેઓ પૂર્ણ છે આપણને એના થવુ છે

'ક્રમે કરીને થઇ શકશો

તે ક્રમ બ્રમ અહીં ચાલશે નહીં અહીં તો તુરત તે જ પદ જોઇએ

'જરા શાત થાઓ સમતા રાખો, અને ક્રમને અગીકાર કરો નહીંતો તે પદ્યુક્ત થવુ નહીં સભવે

થવુ નહીં સભવે એ તમારા વચનને તમે પાછા લ્યો ક્રમ ત્વરાથી બતાવો અને તે પદમા તુરત મોકલો

"ઘણા માણસો આવ્યા છે તેમને અહીં બોલાવો તેમાથી તમને ક્રમ મળી રહેશે (હાથનોધ પૃષ્ઠ ૧૩)

ઇચ્છ્યુ કે તેઓ આવ્યા –

તમે મારૂ આમંત્રણ સ્વીકારી આવ્યા તે માટે તમારો ઉપકાર માનું છઉ તમે સુખી છો એ વાત ખરી? શુ? તમારૂં પદ શુ સુખવાળુ ગણાય છે એમ?

'તમારૂં આમંત્રણ સ્વીકારવું, ન સ્વીકારવું એવું અમને કંઇ બંધન નથી. અમે સુખી છીએ કે દુ:ખી તેનું બતાવવાને પણ અમારૂં અહીં આગમન નથી. અમારાં પદની વ્યાખ્યા કરવા માટે પણ આગમન નથી. તમારાં કલ્યાણને અર્થે અમારૂં આગમન છે.' એક વૃદ્ધ પુરૂષે કહ્યું.

કૃપા કરીને ત્વરાથી કહો, આપ મારૂં શું કલ્યાણ કરશો તે. અને આવેલા પુરૂષોનું ઓળખાણ પાડો.

પ્રથમ તેમણે ઓળખાણ પાડી.

આ વર્ગમાં ૪–૫–૬–૭–૮–૯–૧૦–૧૨ અંકવાળા મુખ્ય મનુષ્યો છે. તે સઘળાં તમે જે પદને પ્રિય ગણ્યું તેના આરાધક યોગીઓ છે.

૪ થી તે પદ જ સુખરૂપ છે, અને બાકીની જગત્– (હાથનોંધ પૃષ્ઠ ૧૪.)

વ્યવસ્થા અમે જેમ માનીએ છીએ તેમ માને છે. તે પદની અંતરંગતી તેની અભિલાષા છે પણ તેઓ પ્રયત્ન કરી શકતા નથી; કારણ થોડો વખત સુધી તેમને અંતરાય છે.

અંતરાય શી ? કરવા માટે તત્પર થાય એટલે થયું.

વૃદ્ધ–તમે ત્વરા ન કરો. તેનું સમાધાન હમણા જ તમને મળી શકશે –મળી જશે.

–ઠીક–આપની તે વાતને સમ્મત થઉં છઉં.

વૃદ્ધ–આ '૫' ના અંકવાળો–એ કંઇક પ્રયત્ન પણ કરે છે. બાકી "૪" ના પ્રમાણે છે.

'૬' સર્વ પ્રકારે પ્રયત્ન કરે છે, પણ પ્રમત્તદશાથી પ્રયત્નમાં મંદતા આવી જાય છે.

'૭' સર્વ પ્રકારે અપ્રમત્તપ્રયત્નિ છે.

"૮–૯–૧૦" તેના કરતાં ક્રમે ઉજ્જવળ, પણ તે જ જાતિના છે, "૧૧" ના અંકવાળા પતિત થઇ જાય છે માટે અહીં તેનું આગમન નથી. દર્શન થવા માટે બાગ્મે જ હુ–હમણા હું તે પદને સંપૂર્ણ જોવાનો છું–પરિપૂર્ણતા પામવાનો છુ આયુ પરિયાત પૂરી થયે તમે જોયેલું પદ–તેમા એક મને પણ જોશો.—

પિતાજી.–તમે મહાભાગ્ય છો. (હાથનોંધ પૃષ્ઠ ૧૫)

આવા અંક કેટલા છે ?

વૃદ્ધ–ત્રણ અંક પ્રથમના તમને અનુકૂળ ન આવે. અગિયારમાનું પણ તેમ જ. "૧૩–૧૪ તમારી પાસે આવે એવું કોઇ નિમિત્ત રહ્યું નથી.'

"૧૩" યત્કિંચિત્ આવે. પણ પૂ૦ ક૦ હોય તો તેઓનું આગમન થાય. નહીં તો નહીં. ચૌદમાનું આગમન કારણ માગશો નહીં. કારણ નથી.

(નેપથ્ય) "તમે એ સઘળાંનાં અંતરમાં પ્રવેશ કરો, હું સહાયક થઉં છઉં."

ચાલો–૪ થી ૧૧×૧૨ સુધી ક્રમે ક્રમે સુખની ઉત્તરોત્તર ચડતી લહરીઓ છૂટતી હતી. વધુ શું કહીએ! મને તે બહુ પ્રિય લાગ્યું; અને એ જ મારૂં પોતાનું લાગ્યું.

વૃદ્ધે મારા મનોગત ભાવ જાણીને કહ્યું; એ જ તમારો કલ્યાણમાર્ગ. જાઓ તો ભલે; અને આવો તો આ સમુદાય રહ્યો. ઉડીને ભળી ગયો.

(સ્વવિચારભુવન. દ્વાર પ્રથમ)

---

૫.[1] [હાથનોંધ પૃષ્ઠ ૧૭]

| | |
|---|---|
| કાયાનું | નિયમિતપણું. |
| વચનનું | સ્યાદ્વાદપણું. |
| મનનું | ઔદાસીન્યપણું. |
| આત્માનું | મુક્તપણું. |

(આ છેલ્લી સમજણ.)

૬.[2] [હાથનોંધ પૃષ્ઠ ૧૮.]

**આત્મસાધન.**

દ્રવ્ય–હું એક છું. અસંગ છું, સર્વ પરભાવથી મુક્ત છું.
ક્ષેત્ર–અસંખ્યાત નિજઅવગાહના પ્રમાણ છુ.
કાળ–અજર, અમર, શાશ્વત છુ. સ્વપર્યાયપરિણામી સમયાત્મક છું.
ભાવ–શુદ્ધ ચતન્ય માત્ર નિર્વિકલ્પ દૃષ્ટા છું.

૭.[3] [હાથનોંધ પૃષ્ઠ ૧૯.]

| | | |
|---|---|---|
| વચન સંયમ– | વચન સંયમ– | વચન સંયમ. |
| મનો સંયમ– | મનો સંયમ– | મનો સંયમ. |
| કાય સંયમ– | કાય સંયમ– | કાય સંયમ. |

---

૧. જીવનક્રમવિચારણા જણાય છે—સંશોધક.

૨. શુદ્ધનયાપેક્ષા આત્મસ્વરૂપનું અત્ર અવલોકન કર્યું જણાય છે—સંશોધક

૩. યોગસંક્ષેપતાર્થે સંચરણ કેવા પ્રકારે કરવો તે સંબંધી વિચારણા અત્ર કરી જણાય છે.—સંશોધક.

કાય સંયમ.

ઇંદ્રિય સંક્ષેપતા — આસન સ્થિરતા.

ઇંદ્રિય સ્થિરતા, — સઉપયોગ યથાસૂત્ર પ્રવૃત્તિ.

વચન સંયમ.

મૌનતા, — ઉપયોગ યથાસૂત્ર પ્રવૃત્તિ.

વચન સંક્ષેપ. — વચનગુપ્તિનિશ્ચયતા.

મનો સંયમ.

મનો સંક્ષેપતા, — મનસ્થિરતા,

આત્મચિંતનતા.

દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ.

સંયમ કારણ નિમિત્તરૂપ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, અને ભાવ.

દ્રવ્ય—સંયમિત દેહ.

ક્ષેત્ર—નિવૃત્તિવાળાં ક્ષેત્રે સ્થિતિ-વિહાર.

કાળ—યથાસૂત્ર કાળ.

ભાવ—યથાસૂત્ર નિવૃત્તિસાધનવિચાર.

૮.[1] (હાથનોંધ પૃ૪ ૨૧.)

સુખને ઇચ્છતો ન હોય તે નાસ્તિક, કાં સિદ્ધ, કાં જડ.

૯. (હાથનોંધ પૃ૪ ૨૫.)

એજ સ્થિતિ-એ જ ભાવ અને એ જ સ્વરૂપ આ

ગમે તો કલ્પના કરી બાજી વાટ લ્યો. યથાર્થ જોઈતો હોય તો

આ . . . લો આ

વિભંગ જ્ઞાન-દર્શન અન્ય દર્શનમાં માનવામાં આવ્યું છે. એમાં

---

૧. આત્મસુખેચ્છા રહિત સિદ્ધ જડ અને નાસ્તિક અવસ્થાઓ હોઈ શકે; એમ વિચારી શ્રીમદે એમ વિચાર્યું હોય કે, પોતાને વિષે જડ તથા નાસ્તિક અવસ્થાઓનો સંભવ નથી; ત્યારે જે બાકીની અવસ્થા સિદ્ધપણાની રહી તે ભવપરિપક્વતાએ પ્રાપ્ત થવા યોગ્ય છે, એમ આ વચનોપરથી અનુમાનવાનું અમે કારણ માનીએ છીએ.—સંશોધક.

૨ આ. કોઈ એક પ્રકારનું સમ્યક આત્મદર્શન છતાં આ ઉદ્ગારો નીકળ્યા હોય એમ ધારી શકાય છે.—સંશોધક.

મુખ્ય પ્રવર્ત્તકોએ જે ધર્મમાર્ગ બોધ્યો છે, તે સમ્યક્ થવા સ્યાત્ મુદ્રા જોઈએ. અ

સ્યાત્ મુદ્રા તે સ્વરૂપસ્થિત આત્મા છે, શ્રુતજ્ઞાનની અપેક્ષાએ સ્વરૂપસ્થિત આત્માએ કહેલી શિક્ષા છે. આ

નાના પ્રકારના નય, નાના પ્રકારના પ્રમાણ, નાના પ્રકારની ભંગજાલ, નાના પ્રકારના અનુયોગ એ સઘળાં લક્ષણરૂપ છે. લક્ષ એક સચ્ચિદાનંદ છે. ઇ

દૃષ્ટિવિષ ગયા પછી ગમે તે શાસ્ત્ર, ગમે તે અક્ષર, ગમે તે કથન, ગમે તે વચન, ગમે તે સ્થળ પ્રાયે અહિતનું કારણ થતુ નથી. ઈ

પુનર્જન્મ છે—જરૂર છે—એ માટે હુ અનુભવથી હા કહેવામાં અચળ છું. ઉ

આ કાળમાં મારૂ જન્મવુ માનુ તો દુ ખદાયક છે. અને માનુ તો સુખદાયક પણ છે. ઊ (હાથનોંધ પૃષ્ઠ ૨૬)

એવું હવે કેઇ વાંચન રહ્યું નથી કે જે વચી જોઇએ. છીએ તે પામીએ એ જેના સગમા રહ્યુ છે તે સગની આ કાળમા ન્યૂનતા થઈ પડી છે. એ

---

અ આ. ઈ ઈ સ્યાત્ મુદ્રા એ જ સ્વરૂપસ્થિતિ છે, એવો શ્રીમદ્‌નો સ્વાનુભવ દર્શાવતો અખંડ નિર્ણય આ વિચારોપરથી જોઈ શકાશે.--સંશોધક.

ઉ. પ્રત્યક્ષાનુભવવિના પુનર્જન્મના હોવાપણા માટે આટલો બધો અચલ અને નિઃશંક અભિપ્રાય આપી શકાય કે કેમ તે વિચારવા જેવુ છે. શ્રીમાન્ મન સુખરામ સૂર્યરામ ત્રિપાઠી પ્રત્યેના જ્યેષ્ઠ સુદ ૪, ૧૯૪૫ ના પત્રમા જાતિસ્મરણજ્ઞાનનો પ્રસગ લીધો છે તે આ અભિપ્રાયની સાથે રાખી વિચારવાથી કંઈક વિશેષ સ્પષ્ટતા થશે.—સંશોધક.

ઊ. કઈ અપેક્ષાએ શ્રીમદે પોતાનું આ કાળમાં જન્મવું દુઃખદાયક, અને કઈ અપેક્ષાએ સુખદાયક માન્યુ છે તે નિશ્ચિતપણે કહી શકાતુ નથી જે અનુમાન કરી શકાય તે એટલુ જ કે, ઉત્કૃષ્ટ આત્માવસ્થા માટે આ કાળ સામાન્યપણે વિષમતા વાળો ગણાય, અને તે અપેક્ષાએ આ કાળમાં જન્મવું દુઃખદાયક ગણાય; તેમ વળી, અતિ વિષમતા એ પરમ ઔદાસીન્યભાવ આણવાનું પ્રબળ સાધન જ્ઞાનીઓએ ગણ્યુ છે તે અપેક્ષાએ સુખદાયક પણ ગણાય

એ. માત્ર જ્ઞાનદર્શનસ્વરૂપે આત્મસ્વરૂપ પ્રગટ્યુ હોય, અને ચારિત્રસ્વરૂપે પામવાની પરમ જિજ્ઞાસા હોય અને તેને સહાયક પરમ સત્સંગની ન્યૂનતા અનુભવતાં આ વચનો જન્મ પામ્યાં હોય એમ આ વચનોના પ્રવાહપરથી જણાય છે.-સંશોધક.

વિકરાળ કાળ !— . . . વિકરાળ કર્મ ! . . . વિકરાળ આત્મા ! . . . જેમ . . . પણ એમ . . .
હવે ધ્યાન રાખો. એ જ કલ્યાણ. અ

૧૦. (હાથનોંધ પૃષ્ઠ ૨૭.)

એટલું જ શોધાય તો બધું પામશો; ખચીત એમાંજ છે. મને કંઈક અનુભવ છે. મહા કહું છું, યથાર્થ કહું છું. નિઃશંક માનો. આ

એ સ્વરૂપ માટે સહજ કોઈ સ્થળે લખી વાળ્યું છે. . . . ઇ

---

૧૧.[૧] (હાથ નોંધ પૃષ્ઠ ૨૯)

મારગ સાચા મિલ ગયા, છૂટ ગયે સંદેહ;
હોતા સો તો જલ ગયા, ભિન્ન કિયા નિજ દેહ.[૨]
સમજ પિછે સબ સરલ હૈ, બિનૂ સમજ મુશકીલ;
યે મુશકીલી ક્યા કહું ?
ખોજ પિંડ બ્રહ્માંડકા, પત્તા તો લગ જાય;
યેહી બ્રહ્માંડી વાસના, જબ જાવે તબ...
આપ આપકુ ભુલ ગયા, ઇનસે ક્યા અંધેર ?
સમર સમર અબ હસત હૈ, નહિ ભુલેંગે ફેર.[૩]
જહાં કલપના—જલપના,—તહાં માનુ દુખ છાંઇ;
ઘટે કલપના—જલપના, તબ વસ્તુ તિનૂ પાઇ.
ક્યા ઇચ્છત ? ખોવત સબૈ, હૈ ઇચ્છા દુઃખ મૂલ;
ઐસી કહાંસે મતિ ભઇ, આપ આપ હૈ નાહિં.

---

અ. 'વિકરાળ' શબ્દથી માંડી "એજ કલ્યાણ" પર્યંતના ઉદ્ગારો કોઈ એક અપૂર્વ જાગૃતિનું નિમિત્ત જણાય છે—સંશોધક

આ. કોઈ પ્રકારના અનુભવની યથાર્થતા, અને સત્યતાની નિઃશંકતા પ્રતીત થતાં આ ઉલ્લાસભાવ પ્રકટ્યો લાગે છે.—સંશોધક

ઇ. અમે આ હાથનોંધ વિષેની સૂચનામાં એમ જે જણાવ્યું છે કે, હાથનોંધમાં ક્રમરહિતપણે અને હાથનોંધ ઉઘાડતાં જ્યારે જે પાન હાથ આવ્યું તે પાનામાં લખી વાળ્યું છે એ આ શબ્દોથી પ્રતીતભૂત થશે—સંશોધક.

૧. સમ્યગ્દર્શનના ઉદયના હર્ષમાં આ પદો અત્ર મુકાયાં લાગે છે—સંશોધક.

૨–૩ આ એટપ્રાસમર નંબર ૪ ના અક્ષરમાં મૂકેલા ચરણ આ હાથનોંધમાં નથી; પણ પાછળથી એ બે ચરણ શ્રીમદે પૂરાં કરેલાં એમ જે ભાઈ તરફથી આ ચરણ મળ્યાં તેના કહેવા પરથી જણાયું—સંશોધક.

१४.[1] (હાથનોંધ પૃષ્ઠ ૩૭.)

અનુભવ.

१५.[2] (હાથનોંધ પૃષ્ઠ ૩૯.)

એ ત્યાગી પણ નથી, અત્યાગી પણ નથી. એ રાગી પણ નથી. વીતરાગી પણ નથી.

પોતાનો ક્રમ નિશ્ચળ કરો. તેની ચો બાજુ નિવૃત્તિ ભૂમિકા રાખો.

આ દર્શન થાય છે તે કાં વૃથા જાય છે? એનો વિચાર પુનઃ પુનઃ વિચારતાં મૂર્છા આવે છે.

સંતજનોએ પોતાનો ક્રમ મૂક્યો છે તે પરમ અસમાધિને પામ્યા છે.

સંતપણું અતિ અતિ દુર્લભ છે. આવ્યા પછી સંત મળવા દુર્લભ છે. સંતપણાની જિજ્ઞાસાવાળા અનેક છે. પરંતુ સંતપણું દુર્લભ જ છે!

---

१६.[3] (હાથનોંધ પૃષ્ઠ ૪૩.)

પ્રકાશ ભુવન.

ખચિત તે સત્ય છે. એમ જ સ્થિતિ છે. તમે આ ભણી વળો—

તેઓએ રૂપકથી કહ્યું છે. ભિન્ન ભિન્ન પ્રકારે તેથી બોધ થયો છે, અને થાય છે; પરંતુ તે વિભંગરૂપ છે.

આ બોધ સમ્યક્ છે. તથાપિ ઘણોજ સૂક્ષ્મ અને મોહ ટળ્યે ગ્રાહ્ય થાય તેવો છે.

સમ્યક્ બોધ પણ પૂર્ણ સ્થિતિમાં રહ્યો નથી. તો પણ જે છે તે યોગ્ય છે.

એ સમજીને હવે ઘટતો માર્ગ લ્યો.

કારણ શોધો મા, ના કહો મા, કલ્પના કરો મા. એમ જ છે.

એ પુરુષ યથાર્થ વક્તા હતો. અયથાર્થ કહેવાનું તેમને કોઇ નિમિત્ત નહોતું.

---

૧. 'અનુભવ' એટલોજ શબ્દ લખી લખવું મૂકી દીધું છે કાંઇ પ્રકારનો અનુભવ પ્રત્યક્ષ થતાં લખવાની અભિલાષા થઈ હોય.—સંશોધક.

૨. સ્ફુરાયમાન આત્મજાગૃતિને ક્રિયાશક્તિ આપવાનો પરમભાવ વર્તતો હશે તે સમયે આ વચનો લખાયાં સંભવે છે.—સંશોધક.

૩. આ લેખ ક્ષયોપશમભાવ માટે ઉપયોગ અને યથાવસ્થિતતાનો સમ્યક્ પરીક્ષણ અનુભવ સૂચવતો જણાય છે.—સંશોધક.

૧૭.[1] (હાથનોંધ પૃષ્ઠ ૪૭.)

તે દશા શાથી અવરાઇ ? અને તે દશા વર્ધમાન કેમ ન થઇ?

લોકના પ્રસંગથી, માનેચ્છાથી, અજાગૃતપણાંથી, સ્ત્રિયાદિ પરિષહનો જય ન કરવાથી.

જે ક્રિયાને વિષે જીવને રંગ લાગે છે, તેને ત્યાં જ સ્થિતિ હોય છે, એવો જે જિનનો અભિપ્રાય તે સત્ય છે.

ત્રીશ મહા મોહનીયનાં સ્થાનક શ્રી તીર્થંકરે કહ્યાં છે તે સાચાં છે.

અનંતા જ્ઞાની પુરુષોએ જેનું પ્રાયશ્ચિત કર્યું નથી, જેના ત્યાગનો એકાંત અભિપ્રાય આપ્યો છે એવો જે કામ તેથી જ મુંઝાયા નથી તે જ પરમાત્મા છે.

---

૧૮.[2] (હાથનોંધ પૃષ્ઠ ૪૯.)

કોઇ બ્રહ્મરસના ભોગી,
કોઇ બ્રહ્મરસના ભોગી.
જાણે કોઇ વિરલા યોગી,
કોઇ બ્રહ્મરસના ભોગી.

૧૯.[3] (હાથનોંધ પૃષ્ઠ ૫૧.)

૨-૨-૩મા-૧૯૫૧અ

| | |
|---|---|
| દ્રવ્ય,આ | એક લક્ષઈ |
| ક્ષેત્ર,ઈ | મોહમયી.ઉ |
| કાળ,ઊ | —મા. ૧. ૮-૧ એ |

---

૧ અહીં જે લોકપ્રસંગાદિ કારણો કહ્યાં છે તે કારણોએ પોતાપ્રત્યે અમુક પ્રસંગે જય મેળવવાથી, પ્રાપ્ત દશાનું વૃદ્ધિને બદલે અવરાવું થયેલું જોઈ શ્રીમદે વીર્યજાગૃતિ અર્થે નિજદોષો માટે તીવ્ર અભિનિંદન કર્યું જણાય છે.—સંશોધક.

૨. બ્રહ્મરસના પરમોલ્લાસમાં આ પદની સ્થિતિ અત્ર થઈ સંભવે છે—સંશોધક.

૩. (ક). શ્રીમદે પોતાની પરિગ્રહપરિમાણવિચારણા પોતાને જ જાણવા અર્થે ટુંકાક્ષરી ભાષા (સંજ્ઞા)માં આ સ્થળે લખી છેઃ—

(અ) ૨-૨-૩મા-૧૯૫૧=૨ = ૨ = બીજ ૨ = કૃષ્ણપક્ષ, ૩ = પોષ માસ; ૧૯૫૧ = સંવત્ ૧૯૫૧ = સંવત્ ૧૯૫૧ ના પોષ વદ બીજ.

(આ) દ્રવ્ય = ધન. (ઈ) એક લક્ષ = એક લાખ.

(ઈ) ક્ષેત્ર = સ્થાન. (ઉ) મોહમયી = મુંબઈ. (ઊ) કાળ = સમય. (એ) ૮ મા. ૧ વ એ. વર્ષને આઠ માસ

આ વિચારણા સંવત્ ૧૯૫૧ ના પોષ વદ ૨ ને રોજ એમ લખી સંભવે

| ભાવ. | | [1](ખ) ઉદય ભાવ. |
|---|---|---|
| દ્રવ્ય– | એક લક્ષ | ઉદાસીન. |
| ક્ષેત્ર– | મોહમયિ | ઇચ્છા. |
| કાળ– | ૮–૧ | |
| ભાવ– | ઉદયભાવ | પ્રારબ્ધ. |

૨૦.[2] (હાથનોંધ પૃષ્ઠ પ૨.)

સામાન્ય ચેતન — સામાન્ય ચૈતન્ય
વિશેષ ચેતન — વિશેષ ચૈતન્ય
નિર્વિશેષ ચેતન — (ચૈતન્ય)

સ્વાભાવિક અનેક આત્મા ( જીવ ) નિર્ગ્રંથ.
સોપાધિક અનેક આત્મા ( જીવ ) વેદાંત.

૨૧.[3] (હાથનોંધ પૃષ્ઠ પ૩ )

ચક્ષુ અપ્રાપ્યકારી.
મન અપ્રાપ્યકારી.
ચેતનનું બાહ્ય આગમન ( ગમન નહીં તે. )

---

છે કે, દ્રવ્યમર્યાદા એક લાખની કરવી મુંબઈમાં એક વર્ષ ને આઠ માસ રહેવું; આમ વૃત્તિ છતાં ઉદયભાવ પ્રમાણે વર્તવું.

૧ (ખ) આને આ વાતને ફરી વિચારી જણાય છે કે, એક લાખ દ્રવ્ય કેવી રીતે પ્રાપ્ત કરવું? તો કહે કે, ઉદાસીનપણે મુંબઈમાં સ્થિતિ કેવી રીતે કરવી? આ વાતનો ઉત્તર તેઓએ આપ્યો નથી તેથી એમ સૂચવે છે કે, ભાવાભાવરહિતપણે. એક વર્ષને આઠ માસની સ્થિતિમાં કેવો ભાવ છે? તો કહે કે ઇચ્છાભાવ. ઉદયભાવ તે શું? તો કહે કે પ્રારબ્ધ, અર્થાત્ પૂર્વનિષ્પન્ન કર્માનુસાર જે સ્થિતિ વેદવી પડે તે. શ્રીમદે વ્યવહારમુક્તતા પાટે સંવત્ ૧૯૫૫ના ચૈત્ર વદ ૮ ને રોજ આ વિચારણા કરી રાખી છે કે, ઉદાસીનભાવે એક લાખ રૂપિયાની સ્થિતિ કરવી એક વર્ષને આઠ માસ સુધીની સ્થિતિની ઇચ્છા રાખી, મુંબઈમાં ભાવાભાવરહિતપણે રહેવું; આમ વૃત્તિ છતાં પૂર્વ નિબંધકર્મના ઉદયાનુસાર જે સ્થિતિ પ્રાપ્ત થાય તે વેદવી—સંશોધક

૨ ભિન્ન ભિન્ન દર્શનોનું અવલોકન કરતાં આ સ્વરૂપ સહજ લક્ષાર્થે ટાંકી રાખ્યું જણાય છે—સંશોધક

૩. આ પ્રસંગ લખવાનો હેતુ અમે સમજી શકતા નથી—સંશોધક.

૨૨.[1] (હાથનોંધ પૃષ્ઠ ૫૫.)

જ્ઞાની પુરુષોને સમયે સમયે અનંતા સંયમપરિણામ વર્ધમાન થાય છે, એમ સર્વજ્ઞે કહ્યું છે તે સત્ય છે. અ

તે સંયમ, વિચારની તીક્ષ્ણ પરિણતિથી તથા બ્રહ્મરસપ્રત્યે સ્થિરપણાથી ઉત્પન્ન થાય છે. આ

૨૩.

શ્રી તીર્થંકર આત્માને સંકોચ વિકાશનું ભાજન યોગદશામાં માને છે, તે સિદ્ધાંત વિશેષે કરી વિચારવા યોગ્ય છે.[1]

૨૪.[2] (હાથનોંધ પૃષ્ઠ ૫૬.)

ધ્યાન.

ધ્યાન–ધ્યાન.

ધ્યાન–ધ્યાન–ધ્યાન.

ધ્યાન–ધ્યાન–ધ્યાન–ધ્યાન.

ધ્યાન–ધ્યાન–ધ્યાન–ધ્યાન–ધ્યાન.

ધ્યાન–ધ્યાન–ધ્યાન–ધ્યાન–ધ્યાન–ધ્યાન.

ધ્યાન–ધ્યાન–ધ્યાન–ધ્યાન–ધ્યાન–ધ્યાન–ધ્યાન.

૨૫.[3] (હાથનોંધ પૃષ્ઠ ૫૭.)

ચિદ્ ધાતુમય, પરમશાંત, અડગ એકાગ્ર; એક સ્વભાવમય અસંખ્યાત પ્રદેશાત્મક પુરુષાકાર ચિદાનંદઘન તેનું ધ્યાન કરો.

---

અ. આ. તીક્ષ્ણ વિચારપરિણતિ તથા બ્રહ્મરસસ્થિરતા, સંયમના ઉત્પત્તિહેતુઓ છે, અને જ્ઞાનાવસ્થા સંયમપરિણામવર્ધમાનતાનું સર્વોત્કૃષ્ટ સાધન છે એવા સ્વાનુભાવનું પરિણામ આ વચનો લાગે છે.– સંશોધક.

૧. જે સિદ્ધાંત યોગદશામાં આત્માને સંકોચવિકાસનું ભાજન માને છે તે સિદ્ધાંત સૂક્ષ્મ અવલોકનદ્વારા પ્રમાણભૂત થવાયોગ્ય છે એમ પોતાનો અનુભવ અહીં કહ્યો જણાય છે—સંશોધક

અનેકવાર 'ધ્યાન' શબ્દના આ જાપપરથી, શ્રીમદ્‌ની ધ્યાનત્વરાનું અનુમાન થઈ શકે—સંશોધક.

૩. સર્વ લોકાલોકભાસક ચમત્કારનું ધામ અષ્ટ કર્મરહિતતાએ ઉત્પન્ન થયેલી જિન ચિદ્‌મૂર્તિ છે, અને તે જ પ્રત્યેક આત્માનું અને તેથી પોતાનું મૂળ શુદ્ધપદ છે. (જુઓ દેહપૂર્ણતા પહેલાનાં–સંવત ૧૯૫૭ના ચૈત્ર શુદ ૧૦ નાં છેલ્લાં વચનો), એવા પ્રકારવડે આ ધ્યાનતત્પરતા જન્મ પામી સંભવે છે.—સંશોધક.




નો આત્યંતિક અભાવ. પ્રદેશસંબંધ પામેલાં પૂર્વ નિષ્પન્ન—સત્તાપ્રાપ્ત ઉદયપ્રાપ્ત—ઉદીરણા પ્રાપ્ત ચાર એવાં ના૦ ગો૦ આ૦ વેદનીય વેદવાથી. અભાવ જેને છે એવું શુદ્ધસ્વરૂપ જિન ચિદ્‌મૂર્તિ—સર્વલોકાલોક ભાસક ચમત્કારનું ધામ.

૨૬. ( હાથનોંધ પૃષ્ઠ ૫૮.)

વિશ્વ અનાદિ છે. જીવ અનાદિ છે.[૧]——

પરમાણુ પુદ્‌ગલો અનાદિ છે. જીવ અને કર્મનો સંબંધ અનાદિ છે.——

સંયોગીભાવમાં તાદાત્મ્ય અધ્યાસ હોવાથી જીવ જન્મ મરણાદિ દુઃખોને અનુભવે છે.

૨૭.[૨] ( હાથનોંધ પૃષ્ઠ ૫૯.)

પાંચ અસ્તિકાયરૂપ લોક એટલે વિશ્વ છે. ચૈતન્ય લક્ષણ જીવ છે.

વર્ણ ગંધ રસ સ્પર્શમાન પરમાણુઓ છે તે સંબંધ સ્વરૂપથી નથી. વિભાવરૂપ છે.

૨૮. ( હાથનોંધ પૃષ્ઠ ૬૦. )

શરીરને વિષે આત્મભાવના પ્રથમ થતી હોય તો થવા દેવી, ક્રમે કરી પ્રાણમાં આત્મભાવના કરવી, પછી ઇંદ્રિયોમાં આત્મભાવના કરવી, પછી સંકલ્પ વિકલ્પરૂપ પરિણામમાં આત્મભાવના કરવી, પછી સ્થિર જ્ઞાનમાં આત્મભાવના કરવી ત્યાં સર્વ પ્રકારની અનાલંબન રહિત સ્થિતિ કરવી.[૩]

---

૧. શ્રી જિનકથિત વિશ્વવ્યવસ્થાપ્રત્યે પોતાનો સ્વાનુભવઅભિપ્રાય કહ્યો લાગે છે.—સંશોધક.

૨. જુઓ હાથનોંધ પૃષ્ઠ ૫૮ ની નોંધ—સંશોધક

૩. અનાલંબનરહિત સ્થિતિ માટે સ્થિર જ્ઞાન કરવા સારૂ આત્મભાવનાનો ક્રમ શ્રીમદે વિચાર્યો જણાય છે.—સંશોધક.

૨૯.[1] (હાથનોંધ પૃષ્ઠ ૬૧.)

| | | |
|---|---|---|
| પ્રાણ, વાણી, રસ. | સોહં<br>અનહદ | તેનું ધ્યાન કરવું |

૩૦.[2] (હાથનોંધ પૃષ્ઠ ૬૨.)

સંવત ૧૯૫૩ ના ફા. વદી ૧૨ ભોમવાર.

| | | |
|---|---|---|
| જિન | મુખ્ય | આચાર્ય. |
| સિદ્ધાંત | પદ્ધતિ | ધર્મ. |
| શાંત રસ | અહિંસા | મુખ્ય. |
| લિંગાદિ | વ્યવહાર | જિનમુદ્રા સૂચક. |
| મતાંતર | સમાવેશ | |
| શાંત રસ | પ્રવહન. | |
| જિન | અન્યમતે | ધર્મ પ્રાપ્તિ. |
| લોકાદિ સ્વરૂપ— | સંશયની | નિવૃત્તિ સમાધાન. |
| જિન | પ્રતિમા | કારણ. |

કાંઇક ગૃહવ્યવહાર શાંત કરી. પરિ—ગ્રહાદિ કાર્યથી નિવૃત્ત થવું.

અપ્રમત્ત ગુણસ્થાનકપર્યંત પહોંચવું. કેવળ ભૂમિકાનું સહજ પરિણામી ધ્યાન—

૩૧.[3] (હાથનોંધ પૃષ્ઠ ૬૩)

ધન્ય રે દિવસ આ અહો,
જાગી રે શાંતિ અપૂર્વ રે;
દશ વર્ષે રે ધારા ઉલસી,
મટ્યો ઉદય કર્મનો ગર્વ રે. ધન્ય૦

---

૧. સ્વરૂપાનુસંધાન વિચાર્યું જણાય છે.—સંશોધક.

૨. જિનશાસનના પુનર્દિગ્વિજય સંબંધી અને પોતાની ગુણસ્થાનક સ્થિતિ સબંધી કાંઈક મહાન્ અને અદ્દભુત વિચારણા છે. વિસ્તીર્ણ વ્યવહાર સમયની આ અંતરંગ જિજ્ઞાસા છે. આ સબંધી વિચાર આપવાનું કામ મહાન્ પુરૂષોનું છે એટલે એ વિષે અમે અત્ર શાંત રહીશું—સંશોધક.

૩. હાથનોંધ પૃષ્ઠ ૬૨ પર લખેલ વિષય જે દિવસે લખ્યો છે તે દિવસે પહુંચરી આ સ્વાત્મવૃત્તાંતોપયોગી પદ (Autobiographical poem) પણ લખ્યું જણાય છે, કેમકે લેખનપદ્ધતિ અને તેનું સાહિત્ય સમાન છે. આ આંતર વિષય છે, એટલે કૃપાળુ અત્ર ઇચ્છે તો તેઓનું જીવન અભ્યાસી આ સ્વાનુ

ઓગણીસેં ને એકત્રીસે,
આવ્યો અપૂર્વ અનુસાર રે;
ઓગણીસેં ને બેતાલીસે,
અદ્ભુત વૈરાગ્ય ધાર રે. ધન્ય૦

ઓગણીસેં ને સુડતાલીસે,
સમકિત શુદ્ધ પ્રકાશ્યું રે,
શ્રુત અનુભવ વધતી દશા,
નિજ સ્વરૂપ અવભાસ્યું રે. ધન્ય૦

ત્યાં આવ્યો રે ઉદય કારમો,
પરિગ્રહ કાર્ય પ્રપંચ રે;
જેમ જેમ તે હડસેલીએ,
તેમ વધે ન ઘટે રંચ રે. ધન્ય૦

વધતું એમ જ ચાલીયું, (હાથનોંધ પૃષ્ઠ ૬૪.)
હવે દીસે ક્ષીણ કાંઇ રે;
ક્રમે કરીને રે તે જશે,
એમ ભાસે મનમાંહિ રે. ધન્ય૦

યથા હેતુ જે ચિત્તનો,
સત્યધર્મનો ઉદ્ધાર રે;
થશે અવશ્ય આ દેહથી,
એમ થયો નિરધાર રે. ધન્ય૦

આવી અપૂર્વ વૃત્તિ અહો,
થશે અપ્રમત્ત યોગ રે;
કેવળ લગભગ ભૂમિકા,
સ્પર્શીને દેહ વિયોગ રે. ધન્ય૦

અવશ્ય કર્મનો ભોગ છે,
ભોગવવો અવશેષ રે;
તેથી દેહ એકજ ધારીને,
જાશું સ્વરૂપ સ્વદેશ રે. ધન્ય૦

---

અત્રપ્રત્યે અભિપ્રાય આવો યોગ્ય છે. આ પદની દશમી કડીમાં 'શુદ્ધ સમકિત' કહ્યું છે તેનો આશય "ક્ષાયિક સમ્યક્ત્વ" છે કે કેમ તે વિચારવું યોગ્ય છે, —સંશોધક.

૩૨.[૧] (હાથનોંધ પૃષ્ઠ ૬૭.)

દુક્ખં દધેહિ સમં, સંજોગો જો હોઇ જીવસ્સ, સો બંધો નાય ધો, તસ્સ વિયોગો ભવ મોક્ખો.

૩૩.[૨] (હાથનોંધ પૃષ્ઠ ૭૩).

સમ્યક્‌દર્શનસ્વરૂપ એવાં નીચે લખ્યાં શ્રી જિનનાં ઉપદેશેલાં ૭ પદ આત્માર્થી જીવે અતિશય કરી વિચારવાં ઘટે છે.

આત્મા છે, કેમકે પ્રમાણે કરીને તેનું પ્રસિદ્ધપણું છે; એ અસ્તિપદ.

આત્મા નિત્ય છે; એ નિત્યપદ.

આત્માનું જે સ્વરૂપ છે તે કોઇપણ પ્રકારે ઉત્પન્ન થવું સંભવતું નથી, તેમ તેનો વિનાશ સંભવતો નથી.

આત્મા કર્મનો કર્તા છે; એ કર્તા પદ.

આત્મા કર્મનો ભોક્તા છે. (હાથનોંધ પૃષ્ઠ ૭૪.)

તે આત્માની મુક્તિ થઇ શકે છે.

મોક્ષ થઇ શકે એવા પ્રકાર પ્રસિદ્ધ છે.

૩૪.[૩] (હાથનોંધ પૃષ્ઠ ૮૦.)

આત્મા—વેદાંત, જિન, સાંખ્ય, યોગ, નૈયાયિક, બૌદ્ધ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| નિત્ય— | | | | | |
| અનિત્ય | + | ,, | + | + | ,, |
| પરિણામી. | + | ,, | + | + | + |
| અપરિણામી. | | | | | |
| સાક્ષી. | | | | | |
| સાક્ષી-કર્તા. | | | | | |

---

૧. આ પ્રકારની વિચારદશામાં આ ગાથા લખાઈ હોય—સંશોધક

૨ આત્માના અસ્તિત્વ પદથી માંડી નિર્વાણપ્રાપ્તિ સુધી ઉપાયના પદાદિના અખંડાકાર નિર્ણય એ જ સમ્યગ્દર્શનપ્રાપ્તિનું બીજું સ્વરૂપ સિદ્ધાંતે કહ્યું છે.—સંશોધક.

૩. હાથનોંધ પૃષ્ઠ ૧૩૦ ઉપર સર્વદર્શનાવલોકન સંબંધી શ્રીમદ્‌ના વિચારો છે તે વાંચ્યા પછી આ જુદા જુદા દર્શનોની આલોચના ત્યાંના પ્રમાણો લાગશે; અર્થાત્ અંધશ્રદ્ધાએ નહીં પણ ભિન્ન ભિન્ન દર્શનો વિચાર્યા પછી આત્મને કરેલું આત્મસ્વરૂપ યથાર્થ છે એમ નિર્ણય કરેલો જણાશે. વર્ષના ક્રમમાં ૫૮૨ આંકવાળો લેખ જુઓ.—સંશોધક.

૩૫.[1] (હાથનોંધ પૃષ્ઠ ૮૧.)

સાંખ્ય કહે છે કે બુદ્ધિ જડ છે. પાતંજલી, વેદાંત એમજ કહે છે.
જિન કહે છે કે બુદ્ધિ ચેતન છે.
વેદાંત કહે છે કે આત્મા એક જ છે.
જિન કહે છે કે આત્મા અનંત છે.
જાતિ એક છે સાંખ્ય પણ તેમ જ કહે છે;
પાતંજલી પણ તેમ જ કહે છે.
વેદાંત કહે છે કે આ સમસ્ત વિશ્વ વંધ્યાપુત્રવત્ છે.
જિન કહે છે કે આ સમસ્ત વિશ્વ શાશ્વત છે.
પાતંજલી કહે છે કે નિત્ય મુક્ત એવો એક ઈશ્વર હોવો જોઈએ.
સાંખ્ય ના કહે છે. જિન ના કહે છે.

૩૬.[2]

શ્રીમાન્ મહાવીરસ્વામી જેવાએ અપ્રસિદ્ધ પદ રાખી ગૃહવાસરૂપ વેદો–ગૃહવાસથી નિવૃત્ત થયે પણ સાડાબાર જેવા દીર્ઘકાળ સુધી મૌન આચર્યું. નિદ્રા તજી વિષમ પરિષહ સહ્યા એનો હેતુ શો? અને આ જીવ આમ વર્ત્તે છે, તથા આમ કહે છે તેનો હેતુ શો?

જે પુરુષ સદ્ગુરુની ઉપાસના વિના નિજ કલ્પનાએ આત્મસ્વરૂપનો નિર્ધાર કરે તે માત્ર પોતાના સ્વચ્છંદના ઉદયને વેદે છે, એમ વિચારવું ઘટે છે.

જે જીવ સત્પુરુષના ગુણનો વિચાર ન કરે અને પોતાની કલ્પનાના આશ્રયે વર્ત્તે તે જીવ સહજમાત્રમાં ભવવૃદ્ધિ ઉત્પન્ન કરે છે, કેમકે અમર થવાને અર્થે ઝેર પીએ છે.

૩૭[3]

સર્વ સંગ મહાસ્રવરૂપ તીર્થંકરે કહ્યો છે, તે સત્ય છે. ક

આવી મિશ્ર ગુણસ્થાનક જેવી સ્થિતિ ક્યાં સુધી રાખવી? જે વાત

---

૧. હાથનોંધ પૃષ્ઠ ૮૦ની નોંધ જુઓ—સંશોધક

૨–૩ સ્વદશાના દર્પણરૂપ શ્રીમદ્ના આ વિચારો અભ્યાસવાની તેઓની આંતર સ્થિતિસંબંધનો અભિપ્રાય બાંધી શકવા યોગ્ય છે—સંશોધક

(ક.) પોતાને વર્ત્તતો સંગ મહાસ્રવરૂપ અનુભવવાનું કાંઈ કારણ મળ્યું હશે તે પ્રસંગે આ પ્રકારની શ્રીમદ્ને વિષે જાગૃતિ થતી સંભવે છે—સંશોધક.

ચિત્તમાં નહીં તે કરવી અને જે ચિત્તમાં છે તેમાં ઉદાસ રહેવું એવો વ્યવહાર શી રીતે થઇ શકે? ખ

વૈશ્યવેષે અને નિર્ગ્રંથભાવે વસતાં કોટી કોટી વિચાર થયા કરે છે. ગ

વેષ અને તે વેષસંબંધી વ્યવહાર જોઇ લોકદૃષ્ટિ તેવું માને એ ખરૂં છે, અને નિર્ગ્રન્થ ભાવે વર્તતું ચિત્ત તે વ્યવહારમાં યથાર્થ ન પ્રવર્ત્તિ શકે એ પણ સત્ય છે; માટે એવા બે પ્રકારની એક સ્થિતિ કરી વર્ત્તિ શકાતું નથી, કેમકે પ્રથમ પ્રકારે વર્તતાં નિર્ગ્રંથભાવથી ઉદાસ રહેવું પડે તો જ યથાર્થ વ્યવહાર સાચવી શકાય એમ છે, અને નિર્ગ્રંથભાવે વસીએ તો પછી તે વ્યવહાર ગમે તેવો થાય તેની ઉપેક્ષા કરવી ઘટે, જો ઉપેક્ષા ન કરવામાં આવે તો નિર્ગ્રંથભાવ હાનિ પામ્યા વિના રહે નહીં. (હાથનોંધ પૃષ્ઠ ૫૦)

તે વ્યવહાર ત્યાગ્યા વિના અથવા અત્યંત અલ્પ કર્યા વિના નિર્ગ્રંથતા યથાર્થ રહે નહીં અને ઉદયરૂપ હોવાથી વ્યવહાર ત્યાગ્યો જતો નથી. ઘ

આ સર્વ વિભાવયોગ મટયા વિના અમારૂં ચિત્ત બીજા કોઇ ઉપાયે સંતોષ પામે એમ લાગતું નથી. ચ

તે વિભાવયોગ બે પ્રકારે છેઃ એક પૂર્વે નિષ્પન્ન કરેલો એવો ઉદયસ્વરૂપ અને બીજો આત્મબુદ્ધિએ કરી રંજનપણે કરવામાં આવતો ભાવસ્વરૂપ. છ

---

(ખ.) "જે વાત ચિત્તમાં નહીં તે કરવી" એમ જે કહ્યું તે પોતાને વર્તતો 'વ્યવહાર' છે. અને "જે ચિત્તમાં છે તેમાં ઉદાસ રહેવું" એમ જે કહ્યું તે 'નિર્ગ્રંથ-દશાની જિજ્ઞાસા' છે. વ્યવહારપ્રત્યે અભાવ છતાં તે કરવો પડે છે, અને નિર્ગ્રંથતા પ્રત્યે પરમસદ્ભાવ છતાં તે પ્રત્યે ઉદાસીનતા રાખવી પડતી જોઇ જાણે શ્રીમદને ખેદ ન થતો હોય એમ આ વચનવેગ દર્શાવે છે.—સંશોધક.

(ગ). વૈશ્યસ્થિતિમાં નિર્ગ્રંથદશાએ વર્તવાની દુષ્કરતાનો અનુભવ થતાં આ ભાવ પ્રકટયો લાગે છે.—સંશોધક.

(ઘ) અત્ર આશય એમ જણાય છે કે, વર્તતી વૈશ્યદશાના કારણે તેઓની આભ્યંતરદશા જગત્ જીવોને લક્ષગત ન થાય એ સ્વાભાવિક છે ઇચ્છિત જે નિર્ગ્રંથતા તેની ઉપેક્ષા કરવી પડે તેવા સંયોગો જોઇને, અને અનિચ્છિત એવો જે વ્યવહાર તેનું અનુસરણ કરવું પડતું જોઇને જાગૃતિના અંકુરો પુનઃ સ્ફુરયમાન થતાં આ વચનો ઉત્પત્તિ પામ્યાં જણાય છે.—સંશોધક.

(ચ) વિભાવભાવ પ્રતિ અતિ અપ્રિયતા આ શબ્દો દર્શાવે છે.—સંશોધક.

(છ). (જ) (ઝ). (ટ) વિશેષપણે ક્ષીણ કરેલો સ્વપ્રેરિત વિભાવભાવ સર્વથા નાશ કરવાની પરમોત્કૃષ્ટ જિજ્ઞાસા દર્શાવવાની સાથે ઉદયબળ સામે પોતાના પુરૂષાર્થ

(હાથનોંધ પૃ૦ ૯૨.)

જ્ઞાની પુરુષો ઉદયવશ દેહાદિ કર્મ નિવૃત્તે છે. એ રીતે પ્રવૃત્તિ કરી હોય તો આત્મભાવ હણાયો ન જોઈએ; એ માટે તે વાત લક્ષમાં રાખી ઉદય વેદવા ઘટે છે, એમ વિચાર પણ હમણાં ઘટતો નથી, કેમકે જ્ઞાનના તારતમ્ય કરતાં ઉદયબળ વધતું જોવામાં આવે તો જરૂર ત્યાં જ્ઞાનીએ પણ જાગૃત દશા કરવી ઘટે, એમ શ્રી સર્વજ્ઞે કહ્યું છે. ૮

અત્યંત દુષમ કાળ છે તેને લીધે અને હતપુણ્ય લોકોએ ભરતક્ષેત્ર ઘેર્યું છે તેને લીધે પરમ સત્સંગ—સત્સંગ કે સરળ પરિણામી જીવોનો સમાગમ પણ દુર્લભ છે, એમ જાણી જેમ અલ્પ કાળમાં સાવધાન થવાય તેમ કરવું ઘટે છે. ૯

૩૮. (હાથનોંધ પૃ૦ ૯૩)

મૌન દશા ધારણ કરવી ?[1]

વ્યવહારનો ઉદય એવો છે કે તે ધારણ કરેલી દશા લોકોને કષાયનું નિમિત્ત થાય, તેમ વ્યવહારની પ્રવૃત્તિ બને નહીં.

ત્યારે તે વ્યવહાર નિવૃત્ત કરવો ?[2]

તે પણ વિચારતાં કઠણ લાગે છે, કેમકે તેવી કંઈક સ્થિતિ વેદવાનું ચિત્ત રહ્યા કરે છે. પછી તે શિથિલતાથી-ઉદયથી કે પરેચ્છાથી કે સર્વજ્ઞ દૃષ્ટથી, એમ છતાં પણ અલ્પકાળમાં આ વ્યવહારને સંક્ષેપ કરવા ચિત્ત છે.[4]

(૮). (૯). પુનઃ પુરુષાર્થ દાખવનાં વચનો છે—સંશોધક

૧-૨. પૂર્વ પ્રસંગોથી વાચકને લક્ષમાં આવ્યું હશે કે, શ્રીમદ્ ગૃહસ્થાશ્રમમાં વૈશ્યસ્થિતિએ હતા, તથાપિ તેઓનો અંતરંગ લક્ષ નિર્ગ્રંથદશા પ્રત્યે હતો. નિર્ગ્રંથદશાને પોષક મૌનદશા હોવાથી એ દશા ધારણ કરવાની વૃત્તિ ઉદ્ભવતાં આ પ્રશ્નોત્તરરૂપ વિચારણા કરી છે—સંશોધક.

૩-૪. સમીપના સમયમાં વ્યવહારદશાએ મૌન ધારણ કરવું શક્ય નહીં લાગતાં ફરી પ્રશ્નોત્તરમાં, વ્યવહારની નિવૃત્તિ કેવા પ્રકારે કરવી તે વિચાર્યું જણાય છે વ્યવહારનિવૃત્તિને અંતરાયક કારણોનો વિચાર કરતાં, વ્યવહાર વેદનનો કોઈ અંશે અભિપ્રાય જણાતાં અને અભિપ્રાય રહેવાનાં કારણો ૧ શિથિલતા, ૨ ઉદય, ૩ પરેચ્છા અને સર્વજ્ઞ દૃષ્ટ (કારણ) એમાંથી કયું છે તે કેમ જાણે પોતાથી નિર્ણીત ન થઈ શકતું હોય એવો ભાવ દર્શાવતાં ટુંક સમયમાં વ્યવહાર સંક્ષિપ્ત કરવાની જિજ્ઞાસા રાખી હોય એવું આ પ્રશ્નોત્તરરૂપ વિચારણાથી જણાય છે. —સંશોધક.

તે વ્યવહાર કેવા પ્રકારે સંક્ષેપ થઈ શકશે ?[૫]

કેમકે તેનો વિસ્તાર વિશેષપણે જોવામાં આવે છે. વ્યાપારસ્વરૂપે, કુટુંબ-પ્રતિબંધ, યુવાવસ્થાપ્રતિબંધ, દયાસ્વરૂપ, વિકાર સ્વરૂપે, ઉદયસ્વરૂપે—એ આદિ કારણે તે વ્યવહાર વિસ્તારરૂપ જણાય છે.[૬] (હાથનોંધ પૃ૦ ૯૧)

હું એમ જાણું છું કે અનંતકાળથી અપ્રાપ્તવત્ એવું આત્મસ્વરૂપ કેવળજ્ઞાન કેવળદર્શનસ્વરૂપે અંતર્મુહૂર્તમાં ઉત્પન્ન કર્યું છે, તો પછી વર્ષ છ માસ કાળમાં આટલો આ વ્યવહાર કેમ નિવૃત્ત નહીં થઈ શકે ? માત્ર જાગૃતિના ઉપયોગાંતરથી તેની સ્થિતિ છે, અને તે ઉપયોગનાં બળે નિત્ય વિચાર્યેથી અલ્પકાળમાં તે વ્યવહાર નિવૃત્ત થઈ શકવા યોગ્ય છે. તો પણ તેની કેવા પ્રકારે નિવૃત્તિ કરવી, એ હજી વિશેષપણે માર્ગે વિચારવું ઘટે છે; એમ માનું છું, કેમકે વીર્યને વિષે કંઈપણ મંદ દશા વર્ત્તે છે. તે મંદ દશાનો હેતુ શો ?[૧]

ઉદય બળે પ્રાપ્ત થયો એવો પરિચય—માત્ર પરિચય, એમ કહેવામાં કંઈ બાધ છે ? તે પરિચયની વિષે વિશેષ અરુચિ રહે છે, તે છતાં તે પરિચય કરવો રહ્યો છે. તે પરિચયનો દોષ કહી શકાય નહીં, પણ નિજદોષ કહી શકાય. અરુચિ હોવાથી ઇચ્છારૂપ દોષ નહીં કહેતાં ઉદયરૂપ દોષ કહ્યો છે.[૨]

---

૫–૬ વ્યવહાર સંક્ષિપ્ત થવા યોગ્ય છે કે કેમ તેનો આ પ્રશ્નોત્તરમાં વિચાર કરતાં પોતાને સંક્ષેપને અંતરાયરૂપ વ્યાપારસ્વરૂપ, કુટુંબ પ્રતિબંધ, યુવાવસ્થા પ્રતિબંધ, દયાસ્વરૂપ, વિકારસ્વરૂપ, અને ઉદયસ્વરૂપાદિ કારણો જોવામાં આવે છે. —સંશોધક

૧. અલ્પકાળમાં વ્યવહારમુક્ત થવાની ઉગ્ર પરિણતિનું પરિણામ આ ઉદ્‌ગારો જણાય છે 'વીર્યને વિષે કંઈપણ મંદદશા વર્ત્તે છે તે મંદ દશાનો હેતુ શો ?" એવો જે પોતે પોતાને પ્રશ્ન કર્યો છે તે પરથી તેઓની નિજદોષ જોવાની સૂક્ષ્મ દૃષ્ટિનું અનુમાન થવા યોગ્ય છે. "અનંત કાળથી અપ્રાપ્તવત્ એવું આત્મસ્વરૂપ કેવળજ્ઞાન કેવળદર્શન સ્વરૂપે અંતર્મુહૂર્તમાં ઉત્પન્ન કર્યું છે " એ વાક્યમાં 'કેવળજ્ઞાન કેવળદર્શન સ્વરૂપે' એમ જે કહેવામાં આવ્યું છે તેનો આશય 'સમ્યક્ દર્શન' લાગે છે, તથાપિ આ વાત વિશેષ સૂક્ષ્મ વિચારને પાત્ર જણાય છે—સંશોધક.

૨. પોતે ઇચ્છિત દશા (સંયમ ?) નહીં પ્રાપ્ત થવાનું કારણ પરિચયસંગ પોતાને લાગે છે. તથાપિ તે પરિચયનો દોષ ન કાઢતાં પોતાનો દોષ છે એવું સ્વીકારી, વળી વિચારે છે કે, તે પરિચય વેદન એ સ્વદોષ છે; જો કે તેને વિષે અરુચિ રહેતી હોવાથી પોતાનો ઇચ્છારૂપ દોષ નહીં કહેતાં ઉદયરૂપ દોષ કહ્યો. —સંશોધક.

૩૯. [હાથનોંધ પૃ૦ ૯૬]

ઘણો વિચાર કરી નીચેનું સમાધાન થાય છે.[3]

એકાંત દ્રવ્ય, એકાંત ક્ષેત્ર, એકાંત કાળ અને એકાંત ભાવરૂપ સંયમ આરાધ્યા વિના ચિત્તને શાંતિ નહીં થાય એમ લાગે છે. એવો નિશ્ચય રહે છે.

તે યોગ હજી કંઈ દૂર સંભવે છે, કેમકે ઉદયનું બળ જોતાં તે નિવૃત્ત થતાં કંઈક વિશેષ કાળ જશે.

૪૦. [હાથનોંધ પૃ૦ ૯૭]

મહાશુદ ૭ શનીવાર-વિક્રમ સંવત્ ૧૯૫૧ ત્યાર પછી દોઢ વર્ષથી વધારે સ્થિતિ નહીં.[4]

અને તેટલા કાળમાં ત્યાર પછી જીવનકાળ શી રીતે વેદવો તે વિચારવાનું બનશે[5]—

૪૧. [હાથનોંધ પૃ૦ ૯૮]

અવિ આપણો વિ દેહંમિ, નાયરંતિ મમાયં,

૪૨. [હાથનોંધ પૃ૦ ૧૦૦]

કામ, માન અને ઉતાવળ એ ત્રણનો વિશેષ સંયમ કરવો ઘટે છે.—[6]

૪૩.[7] [હાથનોંધ પૃ૦ ૧૦૧]

હે જીવ! અસારભૂત લાગતા એવા આ વ્યવસાયથી હવે નિવૃત્ત થા, નિવૃત્ત!

તે વ્યવસાય કરવાને વિષે ગમે તેટલો બળવાન પ્રારબ્ધોદય દેખાતો હોય તો પણ તેથી નિવૃત્ત થા, નિવૃત્ત!

---

૩. એકાંત દ્રવ્ય ભાવાદિ સંયમમય નિર્ગ્રંથતા એજ એક પોતાની શાંતિનું કારણ જોઈ શ્રીમદ્ તેની પરમાકાંક્ષા કરે છે, તથાપિ તેની સાથે તેઓને તેવો યોગ સમીપ નથી લાગતો એમ આ વિચારપત્રથી સહજ જણાવા યોગ્ય છે. —સંશોધક

૪. આ વિચારણા કઈ સ્થિતિને અંગે કરી છે તેનો નિર્ણય અમારાથી થઈ શકતો નથી —સંશોધક.

૫. ઉપર કહ્યા સમય પછીનો જીવનકાળ વ્યતીત કરવાની વિચારણા શ્રીમદ્‌ના સ્વાનુભવનો વિષય જણાય.—સંશોધક.

૬ સ્વતઃ સ્પષ્ટ છે —સંશોધક.

૭. ભાવથી વ્યવસાયપ્રતિ કેવી તીવ્ર અપ્રિયતા શ્રીમદ્‌ને હોવા યોગ્ય છે તે આ ઉદ્ગારોથી જાણી શકાવા યોગ્ય છે.—સંશોધક.

વ્યવહારહેતુ.
પરમાર્થહેતુ.
પરમાર્થગૌણુતાની પ્રસિદ્ધિ.
વ્યવહારવિસ્તારનું પર્યવસાન.
અનેકાંતદૃષ્ટિ હેતુ.
સ્વગતમતાંતર નિવૃત્તિપ્રયત્ન.
ઉપક્રમ ઉપસંહાર અવિરોધિ લોકવર્ણન સ્થૂળતત્વ હેતુ.
વર્તમાનકાળે આત્મસાધનભૂમિકા.
વીતરાગદર્શનવ્યાખ્યાનો અનુક્રમ.

૫ . [હાથનોંધ પૃષ્ટ ૧૧૭]

મૂળ.[૨]

લોક સંસ્થાન ?
ધર્મ અધર્મ અસ્તિકાયરૂપ દ્રવ્ય ?
સ્વાભાવિક અભવ્યત્વ ?
અનાદિ અનંતનું જ્ઞાન શી રીતે ?
આત્મા સંકોચે વિકાશે ?
સિદ્ધ ઊર્ધ્વગમન–ચેતન, ખંડવત્ શા ચ્હામાટે નહીં ?
કેવળજ્ઞાનમાં લોકાલોકનું જ્ઞાતૃત્વ શી રીતે ?
લોકસ્થિતિ મર્યાદા હેતુ ?
શાશ્વતવસ્તુલક્ષણુ ?

ઉત્તર.

તે તે સ્થાનવર્તિ સૂર્ય ચંદ્રાદિ વસ્તુ,
અથવા નિયમિત ગતિ હેતુ ?
દુષમ સુષમાદિ કાળ ?

---

૨. કાંતો આ પ્રકારના વિચારનું સમાધાન અન્યજનોના ઉપકારાર્થે લખવાનો વિચાર હોય, અને તેથી આ પ્રશ્નો અહીં ટાંક્યા હોય. અને કાં તો જે સમયે પોતે સર્વદર્શનોની આલોચના કરતા હતા તે સમયે પોતાના સહજ લક્ષાર્થે રહેવા ટાંક્યાં હોય; જો કે આ હાથનોંધ પૃષ્ટ ૨૨૫ જોતાં પરઉપકારાર્થે હોવાનું અનુમાન વિશેષ વિશ્વાસપાત્ર છે, કેમકે 'લોકોપકાર પ્રવૃત્તિ' અને તેના 'ધોરણ' સંબંધે પોતે જે વિચાર કર્યો છે, તે પોતે જ્યાસુધી પદાર્થના સ્વરૂપ વિષે નિશ્ચયાત્મક ન હોય ત્યાં સુધી કરવો શક્ય નથી—સંશોધક.

મનુષ્ય ઊંચત્વાદિ પ્રમાણ?
અગ્નિકાયાદિનું નિમિત્ત યોગે એકદમ ઉત્પન્ન થવું?
એક સિદ્ધ ત્યાં અનંત સિદ્ધ અવગાહના?

૫૨. [હા૦ નોં૦ પૃષ્ઠ ૧૧૪]

હેતુ અવ્યક્તવ્ય?[1]
એકમાં પરિણામ શી રીતે થઈ શકે છે?
અથવા થતું નથી?
વ્યવહાર રચના કરી છે એમ કોઈ હેતુથી સિદ્ધ થાય છે.

૫૩.[2] [હાથનોંધ પૃષ્ઠ ૧૧૫]

સ્વસ્થિતિ-આત્મદશા સબંધે વિચાર.
તથા તેનું વર્તમાન?
ત્યારપછી લોકોપકાર પ્રવૃત્તિ?
લોકોપકાર પ્રવૃત્તિનું ધોરણ.
વર્તમાનમાં કેમ વર્તવું ઉચિત છે?
(દાક્ષમા)

૫૪[4] [હાથનોંધ પૃષ્ઠ ૧૧૭.]

આત્મપરિણામની વિશેષ સ્થિરતા થવા વાણી અને કાયાનો સંયમ સઉપયોગપણે કરવો ઘટે છે—

૫૫ [હાથનોંધ પૃષ્ઠ ૧૧૮.]

ત્રણે કાળમાં જે વસ્તુ જાત્યાંતર થાય નહીં તેને શ્રી જિનદ્રવ્ય કહે છે.
કોઈ પણ દ્રવ્ય પરપરિણામે પરિણમે નહીં. સ્વપણાનો ત્યાગ કરી શકે નહીં.
પ્રત્યેક દ્રવ્ય (દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવથી) સ્વપરિણામી છે.
નિયત અનાદિ મર્યાદાપણે વર્તે છે.
જે ચેતન છે, તે કોઈ દિવસ અચેતન થાય નહીં· જે અચેતન છે તે કોઈ દિવસ ચેતન થાય નહીં.

૫૬.[5] [હાથનોંધ પૃષ્ઠ ૧૨૦]

હે યોગ.

---

૧ છેલ્લી નોંધ જુઓ—સંશોધક
૨-૩ પોતાના જીવનક્રમની વિચારણા જણાય છે—સંશોધક
૪ આ વિચારણાનો હેતુ સ્પષ્ટ થઈ શકતો નથી.—સંશોધક
૫. "હે યોગ" એટલા અક્ષરો લખી મૂકી દીધું છે તથાપિ યોગસ્વરૂપને અંકુર ઉગતા કાઢી તે સબળ કરી દેખાડવાનું ધાર્યું હો એમ લાગે છે—સંશોધક.

૫૭.[1] [હાથનોંધ પૃ૦ ૨૧.]

એક ચૈતન્યમાં આ સર્વ શી રીતે ઘટે છે?

૫૮.[2] [હાથનોંધ પૃ૦ ૧૨૨.]

જો આ જીવે તે વિભાવ પરિણામ ક્ષીણ ન કર્યાં તો આ જ ભવને વિષે તે પ્રત્યક્ષ દુઃખ વેદશે.

૫૯.[3] [હાથનોંધ પૃષ્ઠ ૧૨૪.]

જે જે પ્રકારે આત્માને ચિંતન કર્યો હોય તે તે પ્રકારે તે પ્રતિભાસે છે.

વિષયાર્ત્તપણાથી મૂઢતાને પામેલી વિચારશક્તિવાળા જીવને આત્માનું નિત્યપણું ભાસતું નથી. એમ ઘણું કરીને દેખાય છે, તેમ થાય છે, તે યથાર્થ છે; કેમકે અનિત્ય એવા વિષયને વિષે આત્મબુદ્ધિ હોવાથી પોતાનું પણ અનિત્યપણું ભાસે છે.

વિચારવાનને આત્મા વિચારવાન લાગે છે. શૂન્યપણે ચિંતન કરનારને આત્મા શૂન્ય લાગે છે, અનિત્યપણે ચિંતન કરનારને અનિત્ય લાગે છે, નિત્યપણે ચિંતન કરનારને નિત્ય લાગે છે.

ચેતનની ઉત્પત્તિનાં કંઈ પણ સંયોગો દેખાતા નથી, તેથી ચેતન અનુત્પન્ન છે. તે ચેતન વિનાશ પામવાનો કંઈ અનુભવ થતો નથી, માટે અવિનાશી છે,—નિત્ય અનુભવસ્વરૂપ હોવાથી નિત્ય છે

સમયે સમયે પરિણામાંતર પ્રાપ્ત થવાથી અનિત્ય છે

સ્વરૂપનો ત્યાગ કરવાને અયોગ્ય હોવાથી મૂળ દ્રવ્ય છે.

૬૦.[4] [હાથનોંધ પૃષ્ઠ ૧૨૬.]

સર્વ કરતાં વીતરાગનાં વચનને સંપૂર્ણ પ્રતીતિનું સ્થાન કહેવું ઘટે છે, કેમકે જ્યાં રાગાદિ દોષનો સંપૂર્ણ ક્ષય હોય ત્યાં સંપૂર્ણ જ્ઞાનસ્વભાવ પ્રગટવાયોગ્ય નિયમ ઘટે છે. શ્રી જિનને સર્વ કરતાં ઉત્કૃષ્ટ વીતરાગતા સંભવે છે. પ્રત્યક્ષ તેમનાં વચનનું પ્રમાણ છે માટે,

---

૧ આ શ્રીવેદાંતઅભિપ્રાય. સર્વ દર્શનની આલોચના કરવાના સમયે સહજ વિચારાર્થે ટાંક્યો હશે એમ અમને લાગે છે.—સંશોધક

૨. આ સ્વાનુભવનો વિષય છે એટલે તે સબંધી અનુમાન કરવું યોગ્ય નથી.—સંશોધક.

૩. આત્મદ્રવ્યની સ્થિતિનો પોતાને થયેલો નિર્ધાર અત્ર લખ્યો છે.—સંશોધક

૪. વીતરાગના વચનની પ્રતીતિ થવાના પરિણામમાં આ પ્રશ્નોત્તરરૂપ વિચારણા લખી જણાય છે.—સંશોધક,

જે કોઇ પુરુષને જેટલે અંશે વીતરાગતા સંભવે છે, તેટલે અંશે તે પુરુષનું વાક્ય માન્યતા યોગ્ય છે.

સાંખ્યાદિ દર્શને બંધ, મોક્ષની જે જે વ્યાખ્યા ઉપદેશી છે, તેથી બળવાન પ્રમાણસિદ્ધ વ્યાખ્યા શ્રીજિનવીતરાગે કહી છે, એમ જાણું છઉં.

શં૦ જે જિને દ્વૈતનું નિરૂપણ કર્યું છે, આત્માને ખંડ દ્રવ્યવત્ કહ્યો છે, કર્તા ભોક્તા કહ્યો છે, અને નિર્વિકલ્પ સમાધિને અંતરાયમાં મુખ્ય કારણ થાય એવી પદાર્થવ્યાખ્યા કહી છે, તે જિનની શિક્ષા બળવાન પ્રમાણસિદ્ધ છે એમ કેમ કહી શકાય ? કેવળ અદ્વૈત—અને

[હાથનોંધ પૃષ્ટ ૧૨૭.]

સહેજે નિર્વિકલ્પ સમાધિનું કારણ એવા જે વેદાંતાદિ માર્ગ તેનું તે કરતાં અવશ્ય વિશેષ પ્રમાણસિદ્ધપણું સંભવે છે.

ઉ૦ યદ્યપિ એકવાર તમે કહો છો તેમ ગણીએ, પણ સર્વ દર્શનની શિક્ષા કરતા જિનની કહેલી બંધ મોક્ષના સ્વરૂપની શિક્ષા જેટલી બીજાં દર્શનની પ્રતિભાસતી નથી.—અને જે અવિકળ શિક્ષા તે જ પ્રમાણસિદ્ધ છે.

શં૦ એમ જો તમે ધારો છો તો કોઇ રીતે નિર્ણયનો સમય નહીં આવે, કેમકે સર્વ દર્શનમાં જે જે દર્શનને વિષે જેની સ્થિતિ છે તે તે દર્શન માટે અવિકળતા માને છે.

ઉ૦ યદ્યપિ એમ હોય તો તેથી અવિકળતા ન ઠરે. જેનું પ્રમાણે કરી અવિકળપણું હોય તે જ અવિકળ ઠરે.

પ્ર૦ જે પ્રમાણે કરી તમે જિનની શિક્ષાને અવિકળ જાણો છો તે પ્રકારને તમે કહો; અને જે પ્રકારે વેદાંતિનું વિકળપણું તમને સંભવે છે, તે પણ કહો.

૬૬.[1] [હાથનોંધ પૃષ્ટ ૧૩૦.

પ્રત્યક્ષ અનેક પ્રકારનાં દુઃખને તથા દુખી પ્રાણીઓને જોઇને, તેમજ જગતની વિચિત્ર રચના જાણીને તેમ થવાનો હેતુ શો છે ? તથા તે દુઃખનુ

---

૧. શ્રીમદે સર્વ દર્શનો અને સંપ્રદાયોની કરેલી આલોચનાનું પરિણામ આ લેખ જણાય છે. જિનદર્શનની સિદ્ધિ શ્રીમદ્‌ને થઇ તે આ અવલોકનના અંતિમ વચનોથી જણાય છે; તથાપિ તે દર્શનની સિદ્ધિ થવામાં કેટલાક પૂર્વાપર વિરુદ્ધ કારણો જોવામાં આવ્યાં છે. આ આલોચનાલેખ પૃષ્ઠ ૧૦૭ વિષે પૂર્ણ થાય છે, અને જે પૂર્વાપર વિરોધવાળાં કારણો તે ૧૩૧ મા પૃષ્ઠપર લખવાં જોઇએ, પણ ૧૩૧ પૃષ્ઠ કોરું કોરું પડ્યું છે, આલોચનાલેખમાં જે પ્રશ્નોનાં કારણો સંબંધી

મૂળ સ્વરૂપ શું છે ? અને તેની નિવૃત્તિ કયા પ્રકારે થઇ શકવા યોગ્ય છે ? તેમજ જગતની વિચિત્ર રચનાનું અંતસ્વરૂપ શું છે—એ આદિ પ્રકારને વિષે વિચારદશા ઉત્પન્ન થઇ છે જેને એવા મુમુક્ષુ પુરૂષ તેમણે, પૂર્વ પુરૂષોએ ઉપર કહ્યા તે વિચારો વિષે જે કંઇ સમાધાન આપ્યું હતું, અથવા માન્યું હતું, તે વિચારના સમાધાન પ્રત્યે પણ યથાશક્ત આલોચના કરી. તે આલોચના કરતાં વિવિધ પ્રકારના મતમતાંતર તથા અભિપ્રાય સંબંધી યથાશક્તિ વિશેષ વિચાર કર્યો. તેમ જ નાના પ્રકારના રામાનુજાદિ સંપ્રદાયનો વિચાર કર્યો. તે આલોચના વિષે અનેક પ્રકારે તે દર્શનના સ્વરૂપનું મથન કર્યું. અને પ્રસંગે પ્રસંગે મથનની યોગ્યતાને પ્રાપ્ત થયેલું એવું જૈનદર્શન તે સંબંધી ઘણા પ્રકારે જે મથન થયું, તે મથનથી તે દર્શનને સિદ્ધ થવા અર્થે —પૂર્વાપર વિરોધ જેવા લાગે છે તે કારણો દેખાયાં.

૬૨.[२]

[હાથનોંધ પૃષ્ઠ ૧૩૨.]

ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય તથા આકાશાસ્તિકાય અરૂપી છતાં રૂપીને સામર્થ્ય આપે છે અને એ ત્રણ દ્રવ્ય સ્વભાવ પરિણામી કહ્યાં છે, ત્યારે એ અરૂપિ છતાં રૂપીને સહાયક કેમ થઇ શકે ?

ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય એક ક્ષેત્રાવગાહી છે, અને પરસ્પર વિરૂદ્ધતાવાળા તેના સ્વભાવ છે, છતાં તેમાં વિરોધ, ગતિ પામેલી વસ્તુ પ્રત્યે સ્થિતિ સહાયકતારૂપે અને સ્થિતિ પામેલી વસ્તુપ્રત્યે ગતિ સહાયકરૂપે થઇ શા માટે આવે નહીં ?

ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય અને આત્મા એક એ ત્રણસમાન અસંખ્યાત પ્રદેશી છે, તેનો કંઇ બીજો રહસ્યાર્થ છે ?

---

કહેવામાં આવ્યું છે તે પ્રકારના જેવા કેટલાંક પ્રશ્નો ૧૩૨–૧૩૩ પૃષ્ઠ પર જોવામાં આવે છે તથાપી અમે નિશ્ચયપૂર્વક કહી શકતા નથી કે ૧૩૦ મા પૃષ્ઠપરના આલોચનાલેખમાં જે પૂર્વાપર વિરોધ કહેવામાં આવ્યા છે તે જ ૧૩૨–૧૩૩ પૃષ્ઠપરના છે, કેમકે ૧૩૧ પૃષ્ઠપર આ કારણો લખવાં જોઈએ તેને બદલે તે પાનું કોરૂં મૂકીને શા માટે ૧૩૨–૧૩૩ પૃષ્ઠપર લખવામાં આવે એ પ્રશ્ન સહેજ ઉત્પન થાય છે ૧૩૨–૧૩૩ પૃષ્ઠપર લખેલા કેટલાંક પ્રશ્નોના ઉત્તર શ્રીમદ્‌ના જુદા જુદા લેખોમાંથી નીકળી શકે છે. આ આલોચનાલેખનો સમય સંવત્ ૧૯૪૭ ની પૂર્વે એટલે સમ્યગ્દર્શનની પૂર્વેનો હોવો જોઇએ કેમકે સમ્યગ્દર્શનની પ્રાપ્તિ, એને જિન પ્રવચનમાં કહેવામાં આવે છે કે જેથી જિનશાસ્ત્રોક્ત તત્ત્વની શ્રદ્ધાન થાય. —સંશોધક.

૨. છેલ્લી નોંધ જુઓ.–સંશોધક.

ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાયની અવગાહના અમુક આકારે છે, તેમ હોવામાં કંઈ રહસ્યાર્થ છે?

લોકસંસ્થાન સદૈવ એક સ્વરૂપે રહેવામાં કંઈ રહસ્યાર્થ છે?

એક તારો પણ ઘટવધ થતો નથી, એવી અનાદિસ્થિતિ શા હેતુથી માનવી?

શાશ્વતપણાની વ્યાખ્યા શું? આત્મા કે પરમાણુ કદાપિ શાશ્વત માનવામાં મૂળ દ્રવ્યત્વ કારણ છે, પણ તારા, ચંદ્ર, વિમાનાદિમાં તેવું શું કારણ છે?

૬૩[1] [હાથનોંધ પૃ૰ ૧૦૩]

સિદ્ધ આત્મા લોકાલોકવ્યાપક નથી, વ્યાપક તો સ્વઅવગાહના પ્રમાણ છે. જે મનુષ્યદેહે સિદ્ધિ પામ્યા તેના ત્રીજા ભાગ ઊણે તે પ્રદેશ ઘન છે એટલે આત્મદ્રવ્ય લોકાલોકવ્યાપક નથી પણ લોકાલોકપ્રકાશક એટલે લોકાલોક જ્ઞાયક છે, લોકાલોક પ્રત્યે આત્મા જતો નથી, અને લોકાલોક કંઈ આત્મામાં આવતા નથી, અવગાહનાની સર્વ પોતપોતાની સ્વસત્તામાં રહ્યા છે, તેમ છતાં આત્માને તેનું જ્ઞાન દર્શન શી રીતે થાય છે?

અત્રે જો એવું દૃષ્ટાંત કહેવામાં આવે કે જેમ અરીસામાં વસ્તુ પ્રતિબિંબિત થાય છે, તેમ આત્મામાં પણ લોકાલોક પ્રકાશિત થાય છે, પ્રતિબિંબિત થાય છે તો એ સમાધાન પણ અવિરોધ દેખાતું નથી, કેમકે અરીસામાં તો વિસ્રસા પરિણામી પુદ્ગલ ગતી (?) પ્રતિબિંબ થાય છે.

આત્માનો અગુરુલઘુ ધર્મ છે, તે ધર્મને દેખતાં આત્મા સર્વ પદાર્થને જાણે છે, કેમકે સર્વ દ્રવ્યમાં અગુરુલઘુ ગુણ સમાન છે એમ કહેવામાં આવે છે, ત્યાં અગુરુલઘુ ધર્મનો અર્થ શું સમજવો?

૬૮[2] (હાથનોંધ પૃ૰ ૩૬)

આહારનો જય,
આસનનો જય,
નિદ્રાનો જય,
વાક્સંયમ,
જિનોપદિષ્ટ આત્મધ્યાન.

---

૧ [illegible]

૨ ચારિત્રદર્શનનો ક્રમ અને ચતુર્થ ગુણસ્થાન (સમ્યગ્દર્શન) હોવાનું અનુમોદન અને વર્ધમાન દશા કરવાની ચિંતના આ લેખ પરથી જણાય છે.—સંશોધક.

,, આત્મધ્યાન શી રીતે?
જ્ઞાન પ્રમાણું ધ્યાન થઇ શકે, માટે જ્ઞાનતારતમ્યતા જોઇએ.
શું વિચારતાં, શું માનતાં, કી દશા થતાં ચોથું ગુણસ્થાનક કહેવાય?
શાથી ચોથે ગુણસ્થાનકથી તેરમે ગુણસ્થાનકે આવે?

૬૫.[1] [હાથનોંધ પૃષ્ઠ ૧૩૫.]

વર્તમાનકાળની પેઠે આ જગત સર્વ કાળ છે.
પૂર્વકાળે ન હોય તો વર્તમાનકાળે તેનું હોવું પણ હોય નહીં.
વર્તમાનકાળે છે તો ભવિષ્યકાળમાં તે અત્યંત વિનાશ પામે નહીં.
પદાર્થમાત્ર પરિણામી હોવાથી આ જગત્ પર્યાયાંતર દેખાય છે; પણ મૂળપણે તેનું સદા વર્તમાનપણું છે.

૬૬.[2] [હાથનોંધ પૃષ્ઠ ૧૫૦.]

જે વસ્તુ સમયમાત્ર છે, તે સર્વ કાળ છે.
જે ભાવ છે તે છે, જે ભાવ નથી તે નથી,
બે પ્રકારનો પદાર્થ સ્વભાવપૂર્વક સ્પષ્ટ દેખાય છે. જડ સ્વભાવ, ચેતન સ્વભાવ.

૬૭.[3] [હાથનોંધ પૃષ્ઠ ૧૫૨.]

ગુણાતિશયતા શું?
તે કેમ આરાધાય?
કેવળજ્ઞાનમાં અતિશયતા શું?
તીર્થંકરમાં અતિશયતા શું? વિશેષતાહેતુ શો?
જો જિનસમ્મત કેવળજ્ઞાન-લોકાલોક જ્ઞાયક માનીએ તો તે કેવળજ્ઞાનમાં આહાર, નિહાર વિહારાદિ ક્રિયા શી રીતે સંભવે?
વર્તમાનમાં તેની આ ક્ષેત્રે અપ્રાપ્તિ તેનો હેતુ શો?

૬૮.[4] [હાથનોંધ પૃષ્ઠ ૧૫૪.]

મતિ,
શ્રુત,

---

૧. વિશ્વવ્યવસ્થાના દ્રવ્ય-પદાર્થોના સ્વભાવની શ્રદ્ધાનદર્શક આ લેખ છે. —સંશોધક.
૨. પૃષ્ઠ ૭૫ પરની નોંધ જુઓ—સંશોધક.
૩. તત્વાર્થશ્રદ્ધાન પૂર્વની તત્વાર્થવિચારણા જણાય છે.—સંશોધક.
૪ મત્યાદિજ્ઞાનની વ્યાખ્યાઓ લખવા અર્થે આ અનુક્રમ લખ્યો જણાય છે. —સંશોધક.

અવધિ,
મનઃપર્યવ,
પરમાવધિ,
કેવળ,

૬૯.[૫] [હાથનોંધ પૃ૦ ૧૫૫.]

પરમાવધિજ્ઞાન ઉત્પન્ન થયા પછી કેવળજ્ઞાન ઉત્પન્ન છે, એ રહસ્ય અનુપ્રેક્ષા કરવા યોગ્ય છે.

અનાદિ અનંતકાળનું, અનંત એવા અલોકનું ગણિતથી અતીત અથવા અસંખ્યાતથી પર એવા જીવસમૂહ, પરમાણુસમૂહ અનંત છતાં અનંતપણાનો સાક્ષાત્કાર થાય તે ગણિતાતીતપણું છતાં શી રીતે સાક્ષાત્ અનંતપણું જણાય એ વિરોધની શાંતિ ઉપર કહ્યાં તે રહસ્યથી થવાયોગ્ય સમજાય છે.

વળી કેવળજ્ઞાન નિર્વિકલ્પ છે, ઉપયોગનો પ્રયોગ કરવો પડતો નથી. સહજ ઉપયોગે તે છે; તે પણ રહસ્ય અનુપ્રેક્ષા કરવાયોગ્ય છે.

કેમકે પ્રથમ સિદ્ધ કોણ? પ્રથમ જીવપર્યાય કયો? પ્રથમ પરમાણુ-પર્યાય કયો? એ કેવળજ્ઞાનગોચર પણ અનાદિ જ જણાય છે, અર્થાત્ કેવળજ્ઞાન તેની આદિ પામતું નથી, અને કેવળજ્ઞાનથી કંઈ છાનું નથી એ બે વાત પરસ્પર વિરોધી છે, તેનું સમાધાન પરમાવધિની અનુપ્રેક્ષાથી તથા સહજ ઉપયોગની અનુપ્રેક્ષાથી સમજાવાયોગ્ય રસ્તો દેખાય છે.

૭૦[૧] [હાથનોંધ પૃ૦ ૧૫૬.]

કંઈ પણ છે?
શું છે?
શા પ્રકારે છે?
જાણવા યોગ્ય છે?
જાણવાનું ફળ શું છે?

બંધનો હેતુ શો છે? [હાથનોંધ પૃ૦ ૧૫૭]
પુદ્‍ગલનિમિત્ત બંધ કે જીવના દોષથી બંધ?

---

૫ શ્રીમદ્‌નું પરમાવધિ આદિ જ્ઞાનનું અનુપ્રેક્ષણ છે.—સંશોધક.

૧. તત્વાર્થશ્રદ્ધાન (વિ૦ સં૦ ૧૯૪૭) થવા પૂર્વે શ્રીમદે તત્વવિચારણા આ પ્રશ્નોથી કરી હોય અથવા આવા વિષયોપરત્વે વિવેચન લખવાના અભિપ્રાયથી આ પ્રશ્નો લખ્યા હોય.—સંશોધક.

જે પ્રકારે માનો તે પ્રકારે બંધ ન ટાળી શકે. એવો સિદ્ધ થાય છે; માટે મોક્ષપદની હાનિ થાય છે. તેનું નાસ્તિત્વ ઠરે છે.

અમૂર્તતા તે કંઇ વસ્તુતા કે અવસ્તુતા?

અમૂર્તતા જો વસ્તુતા તો કંઇ મહત્ત્વવાન કે તેમ નહીં?

મૂર્ત એવાં પુદ્ગલનો અને અમૂર્ત એવા જીવનો સંયોગ કેમ ઘટે?

[હાથનોંધ પૃષ્ઠ ૧૫૮.]

ધર્મ અધર્મ અને જીવ દ્રવ્યનું ક્ષેત્રવ્યાપીપણું જે પ્રકારે જિન કહે છે તે પ્રમાણે માનતાં તે દ્રવ્ય ઉત્પન્નસ્વભાવીવત્ સિદ્ધ થવા જાય છે, કેમકે મધ્યમપરિણામીપણું છે.

ધર્મ, અધર્મ, અને આકાશ એ વસ્તુ દ્રવ્યપણે એક જાતિ અને ગુણપણે ભિન્ન જાતિ એમ માનવા યોગ્ય છે. કે દ્રવ્યતા પણ ભિન્ન ભિન્ન માનવા યોગ્ય છે?

દ્રવ્ય એટલે શું? ગુણપર્યાયવિના તેનું બીજું શું સ્વરૂપ છે?

[હાથનોંધ] પૃષ્ઠ ૧૫૯.]

કેવળજ્ઞાન સર્વ, દ્રવ્ય, ક્ષેત્ર, કાળભાવનું જ્ઞાયક ઠરે તો સર્વ વસ્તુ નિયત મર્યાદામાં આવી જાય-અનંતપણું ન ઠરે, કેમકે અનંતપણું-અનાદિપણું સમજાતું જતું નથી-અર્થાત્ કેવળજ્ઞાનમાં તેનું કઇ રીતે પ્રતિભાસવું થાય! તેનો વિચાર બરાબર બંધ બેસતો નથી.

૭૧.[૨] [હાથનોંધ પૃષ્ઠ ૧૬૨.]

જૈન જેને સર્વપ્રકાશતા કહે છે, તેને વેદાંત સર્વવ્યાપકતા કહે છે.

દૃષ્ટ વસ્તુપરથી અદૃષ્ટનો વિચાર અનુસંધાન કરવો ઘટે.

જિનને અભિપ્રાયે આત્મા માનતાં અત્ર લખ્યા છે તે પ્રસંગોપ્રત્યે વધારે વિચાર કરવો—

૧ અસંખ્યાત પ્રદેશનું મૂળ પરિમાણ.

૨ સંકોચ વિકાસ થઇ શકે એવા આત્મા માન્યો છે તે સંકોચ વિકાસ અરૂપીને વિષે હોવાયોગ્ય છે? તથા કેવા પ્રકારે હોવાયોગ્ય છે.

૩ નિગોદ અવસ્થાવિષે વિશેષ કારણ કંઇ છે?

---

૨. તત્વાર્થપ્રદ્ધાર (વિ. સં. ૧૯૦૭) મથા પૂર્વેના તત્વવિચાર પરંપ પ્રમો છે.-સંશોધક.

૪ સર્વ દ્રવ્ય ક્ષેત્રાદિની પ્રકાશકતા તે રૂપ કેવળજ્ઞાનસ્વભાવી આત્મા છે, કે સ્વસ્વરૂપાવગાહ નિજજ્ઞાનમય કેવળજ્ઞાન છે?

૫ આત્મામા યોગે વિપરિણામ છે, સ્વભાવે વિપરિણામ છે. વિપરિણામ આત્માની મૂળ સત્તા છે, સંયોગી સત્તા છે. તે સત્તાનુ કયુ દ્રવ્ય મૂળ કારણ છે?

૬ હીનાધિક અવસ્થા ચેતન પામે તેને વિષે કઇ વિશેષ કારણ છે. સ્વસ્વભાવનુ? પુદ્ગલ સંયોગનુ કે તેથી વ્યતિરિક્ત?

૭ જે પ્રમાણે મોક્ષપદે આત્મતા પ્રગટે તે પ્રમાણે મૂળ દ્રવ્ય માનીએ તો લોકવ્યાપક પ્રમાણ આત્મા ન થવાનું કારણ શુ?

૮ જ્ઞાન ગુણ અને આત્મા ગુણી એ ઘટના ઘટાવતા જતા આત્મા કથંચિત્ જ્ઞાનવ્યતિરિક્ત માનવો તે કેવી અપેક્ષાએ —જડત્વભાવે કે અન્યગુણ અપેક્ષાએ?

૯ મધ્યમ પરિણામવાળી વસ્તુનુ નિત્યપણુ શી રીતે સંભવે છે?

૧૦ શુદ્ધચેતનમા અનેકની સંખ્યાનો ભેદ શા કારણે ઘટે છે?

૭૨[1] [હાથનોંધ પૃષ્ઠ ૧૬૫]

અ. જેનાથી માર્ગ પ્રવર્ત્યો છે, એવા મોટા પુરુષના વિચાર, બળ, નિર્ભયતાદિ ગુણો પણ મોટા હતા

આ એક રાજ્ય પ્રાપ્ત કરવામા જે પરાક્રમ ઘટે છે, તે કરતા અપૂર્વ અભિપ્રાય સહિત ધર્મસંતતિ પ્રવર્તાવવામા વિશેષ પરાક્રમ ઘટે છે

ઇ તથારૂપ શક્તિ થોડા વખત પૂર્વે અત્ર જણાતી હતી, હાલ તેમા વિકળતા જોવામા આવે છે તેના હેતુ શો હોવો જોઇએ તે વિચારવાયોગ્ય છે.

ઈ. દર્શનની રીતે આ કાળમા ધર્મ પ્રવર્તે એથી જીવોનુ કલ્યાણ છે કે સંપ્રદાયની રીતે પ્રવર્તે તો જીવોનુ કલ્યાણ છે તે વાત વિચારવાયોગ્ય છે

ઉ સંપ્રદાયની રીતે ઘણા જીવોને તે માર્ગ ગ્રહણ થવા યોગ્ય થાય, દર્શનની રીતે વિરલ જીવોને ગ્રહણ થાય

ઊ જો જિનને અભિમત માર્ગ નિરૂપણ કરવાયોગ્ય ગણવામા આવે

---

૧ શ્રીમદ્‌ની માર્ગ પ્રવર્તાવવાની ઇચ્છા, આ લેખપરથી અત્યંત સ્પષ્ટ થાય છે —સંશોધક

અ આ માર્ગપ્રવર્તનને પરાક્રમાદિ જોઇએ તે સંબંધીની શ્રીમદ્‌ની સાવધતા દર્શાવે છે

ઇ આત્મનિરીક્ષણ વચનો છે

ઈ. ઉ. ઊ દર્શનદૃષ્ટિએ અને સંપ્રદાયદૃષ્ટિએ માર્ગ પ્રવર્તાવવાની પોતાની

તો તે સંપ્રદાયના પ્રકારે નિરૂપણ થવો વિશેષ અસંભવિત છે, કેમકે તેની રચનાનું સાંપ્રદાયિક સ્વરૂપ થવું કઠણ છે.

દર્શનની અપેક્ષાએ કોઇક જીવને ઉપકારી થાય એટલો વિરોધ આવે છે.

૭૩.[2] [હાથનોંધ પૃષ્ટ ૧૬૬.]

જે કોઇ મોટા પુરુષ થયા છે તેઓ પ્રથમથી સ્વસ્વરૂપ (નિજશક્તિ) સમજી શકતા હતા, અને ભાવિ મહત્કાર્યનાં બીજને પ્રથમથી અવ્યક્તપણે વાવ્યા રહેતા હતા–અથવા સ્વાચરણ અવિરોધ જેવું રા'તા હતા.

અત્રે તે પ્રકાર વિશેષ વિરોધમાં પડયો હોય એમ દેખાય છે તે વિરોધમાં કારણો પણ અત્રે લખ્યાં છે.

૧ વિશેષ સંસારીની રીતિ જેવો વ્યવહાર વર્તતો હોવાથી..

૨ બ્રહ્મચર્યનું ધારણ.

૭૪.[1] [હાથનોંધ પૃષ્ટ ૧૬૭.]

અ. સોહં (આશ્ચર્યકારક) મહાપુરુષોએ ગવેષણા કરી છે.

આ. કલ્પિત પરિણતિથી જીવને વિરમવું આટલું બધું કઠણ થઇ પડયું છે તેનો હેતુ શો હોવો જોઇએ?

ઇ. આત્માના ધ્યાનનો મુખ્ય પ્રકાર કયો કહી શકાય?

ઈ. તે ધ્યાનનું સ્વરૂપ શા પ્રકારે?

ઉ. આત્માનું સ્વરૂપ શા પ્રકારે?

ઊ. કેવળજ્ઞાન જિનાગમમાં પ્રરૂપ્યું છે તે યથાયોગ્ય છે કે, વેદાંતે પ્રરૂપ્યું છે તે યથાયોગ્ય છે?

૭૫.[2] [હાથનોંધ પૃષ્ટ ૧૬૮.]

પ્રેરણાપૂર્વક સ્પષ્ટ ગમનાગમ ક્રિયા આત્માના અસંખ્યાત પ્રદેશપ્રમાણપણુ માટે વિશેષ વિચારવાયોગ્ય છે.

પ્ર૦ પરમાણુ એક પ્રદેશાત્મક આકાશ અનંત પ્રદેશાત્મક માનવામાં જે હેતુ છે, તે હેતુ આત્માના અસંખ્યાત પ્રદેશપણા માટે યથાતથ્ય સિદ્ધ થતો નથી. મધ્યમ પરિણામી વસ્તુ અનુત્પન્ન જોવામાં આવતી નથી માટે.

---

શક્તિવિષેનો શ્રીમદ્‌નો સ્વાનુભવ દર્શાવે છે–સંશોધક.

૨. પ્રમત્તભાવ ટાળવાની પરમ શિક્ષારૂપ આ ઉદ્‌ગારો જણાવે છે.–સંશોધક.

૧. અ, આ, ઇ, ઈ, ઉ. સ્વતઃ સ્પષ્ટ છે,—

ઊ કેવળજ્ઞાનના સ્વરૂપની વિચારણાના છે.—સંશોધક

૨. તત્વશોધન છે–સંશોધક.

ઉ૦—

૭૬.૩ [હાથનોંધ પૃષ્ટ ૧૬૯.]

અમૂર્તપણાની વ્યાખ્યા શું?

અનંતપણાની વ્યાખ્યા શું?

આકાશનું અવગાહકધર્મપણું શા પ્રકારે?

મૂર્ત્તામૂર્તનો બંધ આજ થતો નથી તો અનાદિથી કેમ થઇ શકે વસ્તુસ્વભાવ એમ અન્યથા કેમ માની શકાય?

ક્રોધાદિભાવ જીવમા પરિણામીપણે છે, નિવૃત્તપણે છે?

પરિણામીપણે જો કહીએ તો સ્વભાવિક ધર્મ થાય, સ્વભાવિક ધર્મનું ટળવાપણું ક્યાય અનુભૂત થતું નથી

નિવર્તપણે જો ગણીએ તો સાક્ષાત્ બંધ જે પ્રકારે જિન કહે છે તે પ્રમાણે માનતા વિરોધ આવવો સંભવે છે.

૭૭ ૪ [હાથનોંધ પૃષ્ટ ૧૭૦]

જિનને અભિમત કેવળદર્શન અને વેદાંતને અભિમત બ્રહ્મ એમા ભેદ શો છે?

૭૮.૧ [હાથનોંધ પૃષ્ઠ ૧૭૧]

જિનને અભિમતે

આકાશ—અસંખ્યાત પ્રદેશી—(૦) સંકોચ વિકાસનું ભાજન—અરૂપી લોક પ્રમાણ પ્રદેશાત્મક.

૭૯ ૨ [હાથનોંધ પૃષ્ઠ ૧૭૨]

જિન

મધ્યમ પરિમાણનું નિત્યપણું, ક્રોધાદિનું પારિણામિકપણું (?) આત્મામાં કેમ ઘટે? કર્મ બંધનો હેતુ આત્મા, કે પુદ્ગલ, કે ઉભય કે કંઇ એથી પણ અન્ય પ્રકાર? મુક્તિમા આત્મઘન? દ્રવ્યનું ગુણથી અતિરિક્તપણું શું? બધા

---

૩ તત્ત્વાર્થશ્રદ્ધાન (વિ૦ સં૦ ૧૯૪૯) પૂર્વેની તત્ત્વવિચારણા જણાય છે—સંશોધક

૪ તત્ત્વાર્થશ્રદ્ધાન (સં૦ ૧૯૪૬) પૂર્વે કરેલા ભિન્ન ભિન્ન દર્શનોના સિદ્ધાંતોના અવલોકનરૂપ આ પ્રશ્ન છે—સંશોધક

૧ તત્ત્વવિચારણા છે—સંશોધક.

૨ તત્ત્વાર્થશ્રદ્ધાન (સં૦ ૧૯૪૬) પૂર્વે આ પૃષ્ઠપરના તથા ત્યાર પછીના પૃષ્ઠપરના તત્ત્વારાધનાર્થે ઉદ્ભવેલા પ્રશ્નો લખ્યા હોય એમ અનુમાન થાય છે.—સંશોધક.

ગુણ મળી એક દ્રવ્ય કે તે વિના બીજું દ્રવ્યનું કંઇ વિશેષ સ્વરૂપ છે? સર્વ દ્રવ્યનું વસ્તુત્વ–ગુણ બાદ કરી વિચારીએ તો એક છે કે કેમ? આત્મા ગુણી જ્ઞાન ગુણ એમ કહેવાથી કથંચિત્ આત્માનું જ્ઞાનરહિતપણું ખરૂં કે નહીં? જો જ્ઞાનરહિત આત્માપણું સ્વીકારીએ તો જડ બને? ચારિત્ર–વીર્યાદિ ગુણ કહીએ તો જ્ઞાનથી તેનું જુદાપણું હોવાથી તે જડ ઠરે તેનું સમાધાન શા પ્રકારે ઘટે છે? અભવ્યત્વ પરિણામિક ભાવે શા માટે ઘટે? ધર્માસ્તિકાય–અધર્માસ્તિકાય–આકાશ અને જીવ દ્રવ્ય દૃષ્ટિએ જોઇએ તો એક વસ્તુ ખરી કે નહીં? દ્રવ્યપણું શું? ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, અને આકાશનું સ્વરૂપ વિશેષ શી રીતે પ્રતિપાદન થઇ શકે છે? લોક અસંખ્ય પ્રદેશી–અને દ્વીપ સમુદ્ર અસંખ્યાતા તે

૮૦. [હાથનોંધ પૃષ્ઠ ૧૭૩.]

આદિ વિરોધનું સમાધાન શા પ્રકારે છે? આત્મમતમાં પારિણામિકતા? મુક્તિમાં પણ સર્વ પદાર્થનું પ્રતિભાસવું? અનાદિ અનંતનું જ્ઞાન કયા પ્રકારે થવા યોગ્ય છે?

વેદાંત.

આત્મા એક, અનાદિ માયા. બંધમોક્ષનું પ્રતિપાદન એ તમે કહો છો એમ ઘટી શકતાં નથી.

આનંદ અને ચૈતન્યમાં શ્રી કપિલદેવજીએ વિરોધ કહ્યો છે, તેનું શું સમાધાન છે? યથાયોગ્ય સમાધાન વેદાંતમાં જોવામાં આવતું નથી.

આત્મા નાનાવિના બંધ, મોક્ષ હોવાયોગ્ય જ નથી. તે તો છે, એમ છતાં કલ્પિત કહેવાથી પણ ઉપદેશાદિ કાર્ય કરવા યોગ્ય ઠરતાં નથી.

૮૧.[૩] [હાથનોંધ પૃષ્ઠ ૨.]

જીવનું વ્યાપકપણું, પરિણામપણું, કર્મસંબંધ, મોક્ષક્ષેત્ર, શા શા પ્રકારે ઘટવા યોગ્ય છે તે વિચાર્યાવિના, તથાપ્રકારે સમાધિ ન થાય, ગુણ અને ગુણીનો ભેદ સમજવા યોગ્ય પ્રકારે છે?

જીવનું વ્યાપકપણું. સામાન્ય વિશેષાત્મકતા, પરિણામીપણું, લોકાલોકજ્ઞાયકપણું, કર્મસંબંધતા, મોક્ષક્ષેત્ર એ પૂર્વાપર અવિરોધથી શી રીતે સિદ્ધ છે.

૩. તત્વવિચારક્ષણ? (શ્રી. તત્વાર્થસૂત્ર (સંવત્ ૧૯૪૭) પૂર્વેના, જણાય છે.—સંશોધક.

એક જ જીવ નામનો પદાર્થ જુદાં જુદાં દર્શનો, સંપ્રદાયો, અને મતો જુદે જુદે સ્વરૂપે કહે છે, તેનો કર્મબંધ, અને મોક્ષ પણ જુદે જુદે સ્વરૂપે કહે છે, એથી નિર્ણય કરવો કાંઇ કેમ નથી?

૮૨.[1] [હાથનોંધ પૃ૦ ૧૭૪.]

## જૈનમાર્ગ.

૧ લોકસંસ્થાન,
૨ ધર્મ અધર્મ, આકાશ દ્રવ્ય.
૩ અરૂપીપણું.
૪ સુષમ દુષમાદિકાળ,
૫ તે તે કાળે ભારતાદિની સ્થિતિ–મનુષ્ય ઉચ્ચત્વાદિપ્રમાણ
૬ નિગોદ સૂક્ષ્મ.
૭ ભવ્ય અભવ્ય નામે બે પ્રકારે જીવ
૮ વિભાવ દશા પારિણામિક ભાવે.
૯ પ્રદેશ અને સમય તેનુ વ્યાવહારિક પરમાર્થિક કંઇ સ્વરૂપ.
૧૦ ગુણ સમુદાયથી જૂદું કંઇ દ્રવ્યત્વ
૧૧ પ્રદેશ સમુદાયનુ વસ્તુત્વ.
૧૨ રૂપ, રસ, ગંધ, સ્પર્શથી જૂદું એવું કંઇ પણ પરમાણુપણું
૧૩ પ્રદેશનુ સંકોચાવુ, વિકાસાવુ
૧૪ તેથી ઘનપણું કે પાતળાપણું.
૧૫ અસ્પર્શગતિ.
૧૬ એક સમય અત્ર અને સિદ્ધક્ષેત્ર હોવાપણું–અથવા તે જ સમયે લોકાંતગમન.
૧૭ સિદ્ધસંબંધી અવગાહ
૧૮ અવધિ, મન પર્યવ અને કેવળની વ્યાવહારિક પરમાર્થિક કંઇ વ્યાખ્યા; —જીવની અપેક્ષા તથા દ્રવ્ય પદાર્થની અપેક્ષાએ.
"મતિશ્રુતની વ્યાખ્યા–તે પ્રકારે." [હાથનોંધ પૃ૦ ૧૭૫]
૧૯ કેવળજ્ઞાનની બીજી કંઇ વ્યાખ્યા
૨૦ ક્ષેત્રપ્રમાણની બીજી કંઇ વ્યાખ્યા
૨૧ સમસ્ત વિશ્વનો એક અદ્વૈત તત્વપર વિચાર.

---

૧ આ વિષયોના વિવેચનરૂપ ગ્રંથની સંકલના જણાય છે —સંશોધક.

૨૨ કેવળજ્ઞાનવિના જીવસ્વરૂપનું બીજા કોઈ જ્ઞાને અરૂપી પ્રત્યક્ષપણે.
૨૩ વિભાવનું ઉપાદન કારણ.
૨૪ તેમ તથા પ્રકારનો સમાધાનયોગ્ય કોઈ પ્રકાર.
૨૫ આ કાળને વિષે દશ બોલનું વ્યવચ્છેદપણું-તેનો અન્ય કંઈ પણ પરમાર્થ.
૨૬ બીજભૂત અને સંપૂર્ણ એમ કેવળ જ્ઞાન બે પ્રકારે.
૨૭ વીર્યાદિ આત્મગુણ ગણ્યા છે તેનાં ચેતનપણું.
૨૮ જ્ઞાનથી જૂદું એવું આત્મત્વ.
૨૯ જીવનો સ્પષ્ટ અનુભવ થવાના ધ્યાનના મુખ્ય પ્રકાર-વર્તમાનકાળને વિષે.
૩૦ તેમાં પણ સર્વોત્કૃષ્ટ મુખ્ય પ્રકાર.
૩૧ અતિશયનું સ્વરૂપ.
૩૨ લબ્ધિ (કેટલીક) આત્મત્વ માનતાં સિદ્ધ થાય એવી માન્ય છે,
૩૩ કેવળદર્શનનો સુગમ માર્ગ-વર્તમાનકાળે કંઈ પણ.

[હાથનોંધ પૃ૦ ૧૭૯.]

૩૪ વેદાંતદર્શનનો સુગમ માર્ગ-વર્તમાનકાળે.
૩૫ સિદ્ધત્વપર્યાય સાદિ અનંત, અને મોક્ષ અનાદિ અનંત૦
૩૬ પરિણામી પદાર્થ-નિરંતર સ્વાકાર પરિણામી હોય તો પણ અવ્યવસ્થિત પરિણામીપણુ અનાદથી હોય તે કેવળજ્ઞાનને વિષે ભાસ્યમાન. પદાર્થને વિષે શી રીતે ઘટમાન.

[હાથનોંધ પૃ૦ ૧૮૦]

૮૩.[1]

૧ કર્મવ્યવસ્થા.
૨ સંયોજના.
૩ પારિણામિકતા.
૪ નાના પ્રકારના વિચાર અને સમાધાન.
૫ અન્યથી ન્યૂન પરાભવતા.
૬ જ્યાં જ્યાં અન્ય વિકળ છે ત્યાં ત્યાં અવિકળ આ અવિકળ દેખાય ત્યાં અન્યનું ક્વચિત્ અવિકળપણું-નહીં તો નહીં.

[હાથનોંધ પૃ૦ ૧૮૧.]

૮૪.[2]

મોહમયી ક્ષેત્ર સંબંધી ઉપાધિ પરિત્યાગવાને આઠ મહિના અને દશ દિવસ બાકી ? અને તે પરિત્યાગ થઈ શકવા યોગ્ય છે.—

---

૧. આ વિષયો વિવેચનરૂપ ગ્રંથની યોજનાના લાગે છે—સંશોધક.
૨. મુંબઈ પરિત્યાગ કરેલા નિયમ સંબંધ પહેલાં નિવૃત્તિ, વ્યાપારરહિત રહેવાની ઇચ્છા, અને સર્વસંગપરિત્યાગની વૃત્તિ ક્રિયામાં ન મૂકાય ત્યાંસુધી પૂર્વાપર

બીજે ક્ષેત્રે ઉપાધિ (વ્યાપાર) કરવાના અભિપ્રાયથી મોહમયિ ક્ષેત્ર ઉપાધિનો ત્યાગ કરવાનો વિચાર રહે છે, એમ નથી.

પણ જ્યાં સુધી સર્વસંગપરિત્યાગરૂપ યોગ નિવારણ થાય નહીં ત્યાંસુધી જે ગૃહાશ્રમ વર્ત્તે તે ગૃહાશ્રમમાં કાળ વ્યતીત કરવા વિષેનો વિચાર કર્ત્તવ્ય છે. ક્ષેત્રનો વિચાર કર્ત્તવ્ય છે જે વ્યવહારમાં વર્ત્તવું તે વ્યવહારનો વિચાર કર્ત્તવ્ય છે, કેમકે પૂર્વાપર અવિરોધપણું નહીં, તો રહેવું કઠણ છે.

૮૫.[3] [હાથનોંધ પૃષ્ઠ ૧૮૬.]

| | |
|---|---|
| ભૂ— | બ્રહ્મ. |
| સ્થાપના— | ધ્યાન. |
| મુખ:— | યોગબળ. |
| બ્રહ્મગ્રહણ | નિર્ગ્રંથ દિ સંપ્રદાય. |
| ધ્યાન. | નિરૂપણ. |
| યોગબળ. | ભૂ સ્થાપના મુખ સર્વદર્શન અવિરોધ. |
| સ્વાયુ સ્થિતિ | |
| આત્મબળ. | |

૮૬. [હાથનોંધ પૃષ્ઠ ૧૮૭]

સો ધમ્મો જથ્થ દયા, દસદ દોસા ન જસ્સ સો દેવો; મોક્ષુ ગુરૂ જો નાણી, આરંભ પરિગ્ગહા વિરઓ

૮૭.[1] [હાથનોંધ પૃ૦ ૧૮૭.]

અકિંચિનપણાથી વિચરતાં એકાંત મૌનથી જિન સદૃશ ધ્યાનથી તન્મયાત્મકરૂપ એવો ક્યારે થઇશ?

૮૮.[2]

એકવાર વિક્ષેપ શમ્યાવિના બહુ સમીપ આવી શકવા યોગ્ય અપૂર્વ સંયમ પ્રગટશે નહીં. કેમ, ક્યાં, સ્થિતિ કરીએ?

---

અવિરોધપણું રહેવા અર્થે ગૃહસ્થાશ્રમ કેવા પ્રકારે વેદવો તે સબંધનો શ્રીમદ્નો વિચાર આ ઉપરથી જણાય છે સંશોધક

૩. શ્રીમદ્ના દેહ સબંધીની વિચારણા છે.—સંશોધક.

૧ આ અદ્ભુત અભિલાષા સતત વિચારને પાત્ર છે.–સંશોધક.

૨ આ લેખ અપૂર્વ સંયમાભિલાષા સૂચક છે.—સંશોધક.

# વર્ષ ૨૯ થી ૩૪ પર્યંત.

---:o:---

## હાથનોંધ ૨ જી.

આ બીજી હાથનોંધ કઇ સાલથી લખવી શરૂ કરી છે, તથા કઇ સાલસુધી લખી છે તે જાણી શકાતું નથી. આ હાથનોંધમાં અંગ્રેજી વર્ષ ૧૮૯૬ નું કેલેન્ડર છે તે જોતાં સંવત્ ૧૯૫૨ પછી તે લખવી શરૂ કરી હોવી જોઇએ. સંવત્ ૧૯૫૨ ની સાલમાં શ્રીમદ્‌ને ૨૯ મું વર્ષ ચાલતું હતું; એટલે અમે ૨૯ મું વર્ષ અહીં લખ્યું છે, તથા કઇ સાલ સુધી લખી છે તે જણાતું નથી; એટલે દેહાંત સુધી અર્થાત્ ૩૪ મા વર્ષ પર્યંત એમ અહીં જણાવ્યું છે.—સંશોધક.

૧.[1] [હા૦ નોં૦ ૨ જી પૃ૦ ૩.]

રાગ, દ્વેષ અને અજ્ઞાનનો આત્યંતિક અભાવ કરી જે સહજ શુદ્ધ આત્મસ્વરૂપમાં સ્થિત થયા તે સ્વરૂપ અમારૂં સ્મરણ ધ્યાન અને પામવા યોગ્ય સ્થાન છે.

૨.[2] [હા૦ નોં૦ ૨ જી પૃ૦ ૫.]

સર્વજ્ઞપદનું ધ્યાન કરો.

૩.[3] [હા૦ નોં૦ ૨ જી પૃ૦ ૯.]

---

૧. હેતુ સ્પષ્ટ છે.—સંશોધક.

૨ સર્વજ્ઞપદની પરમ ઈચ્છા દર્શાવે છે.—સંશોધક.

૩. શ્રીમદ્‌ની કઈ દશા પ્રત્યે પરમ પ્રતીતિ હતી તે આ ઉદ્ગારોથી જાણી શકાય તેમ છે.—સંશોધક.

શુદ્ધ ચૈતન્ય
અનંત આત્મદ્રવ્ય
કેવળજ્ઞાન સ્વરૂપ
શક્તિરૂપે
તે
જેને સંપૂર્ણ વ્યક્ત થયું છે, તથા વ્યક્ત થવાનો
જે પુરુષો માર્ગ પામ્યા છે, તે પુરુષોને[1]
અત્યંત ભક્તિથી નમસ્કાર.

૪.૧ [હા૦ નોં૦ ૨ જી પૃ૦ ૬.]

નમો જિણાણં જિનં ભનાણં
જિનતત્ત્વસંક્ષેપ

અનંત અવકાશ છે.
તેમાં જડ ચેતનાત્મક વિશ્વ રહ્યું છે
વિશ્વમર્યાદા બે અમૂર્ત દ્રવ્યથી છે.
જેને ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય એવી સંજ્ઞા છે.
જીવ, અને પરમાણુપુદ્ગલ એ બે દ્રવ્ય સક્રિય છે.
સર્વ દ્રવ્ય દ્રવ્યત્વે શાશ્વત છે.
અનંત જીવ છે.
અનંત અનંત પરમાણુપુદ્ગલ છે.
ધર્માસ્તિકાય એક છે.
અધર્માસ્તિકાય એક છે.
કાળ દ્રવ્ય છે.
વિશ્વપ્રમાણ ક્ષેત્રાવગાહ કરી શકે એવો એકેક જીવ છે

૫.૨ [હા૦ નોં૦ ૨ જી પૃ૦ ૧૩.]

નમો જિણાણં જિન ભવાણં.

જેની પ્રત્યક્ષ દશા જ બોધરૂપ છે, તે મહપુરુષને ધન્ય છે.

જે મતભેદે આ જીવ ગ્રહાયો છે, તે જ મતભેદ જ તેના સ્વરૂપને મુખ્ય આવરણ છે

---

૧ જિનતત્ત્વાર્થનો વિચાર છે.—સંશોધક

૨. વીતરાગસ્વભાવની તિતિક્ષા દર્શાવે છે.—સંશોધક

વીતરાગપુરુષના સમાગમવિના, ઉપાસનાવિના, આ જીવને મુમુક્ષુતા કેમ ઉત્પન્ન થાય? સમ્યક્જ્ઞાન ક્યાંથી થાય? સમ્યક્દર્શન ક્યાંથી થાય? સમ્યક્ચારિત્ર ક્યાંથી થાય? કેમકે એ ત્રણે વસ્તુ અન્ય સ્થાનકે હોતી નથી.

વીતરાગપુરુષના અભાવ જેવો વર્તમાન કાળ વર્ત્તે છે.

હે મુમુક્ષુ!

વીતરાગપદ વારંવાર વિચાર કરવાયોગ્ય છે, ઉપાસના કરવાયોગ્ય છે. ધ્યાન કરવાયોગ્ય છે.

૬.[૩] [હા૦ નોં૦ ૨ જી પૃ૦ ૧૫.]

જીવને બંધનના મુખ્ય હેતુ બે

રાગ અને દ્વેષ.

રાગને અભાવે દ્વેષનો અભાવ થાય.

રાગનું મુખ્યપણું છે.

રાગને લીધે જ સંયોગમાં આત્મા તન્મયવૃત્તિમાન્ છે.

તે જ કર્મ મુખ્યપણે છે.

જેમ જેમ રાગ દ્વેષ મંદ તેમ તેમ કર્મબંધ મંદ, અને જેમ જેમ રાગ દ્વેષ તીવ્ર, તેમ તેમ કર્મબંધ તીવ્ર. રાગ દ્વેષનો અભાવ ત્યાં કર્મબંધનો સાંપરાયિક અભાવ.

રાગ દ્વેષ થવાનું મુખ્ય કારણ—

મિથ્યાત્વ એટલે

અસમ્યક્દર્શન છે.

સમ્યક્જ્ઞાનથી સમ્યક્દર્શન થાય છે.

તેથી અસમ્યક્દર્શન નિવૃત્તિ પામે છે.

તે જીવને સમ્યક્ચારિત્ર પ્રગટે છે.

જે વીતરાગદશા છે.

સંપૂર્ણ વીતરાગદશા જેને વર્ત્તે છે તે ચરમશરીરિ જાણીએ છીએ.

૭.[૧] [હા૦ નોં૦ ૨ જી પૃ૦ ૧૭]

હે જીવ! સ્થિર દૃષ્ટિથી કરીને તું અંતરંગમાં જો, તો સર્વ પરદ્રવ્યથી મુક્ત એવું તારું સ્વરૂપ તને પરમ પ્રસિદ્ધ અનુભવાશે.

---

૩. વીતરાગદર્શનના સિદ્ધાંતોનું રહસ્ય છે.–સંશોધક.

૧. સમ્યક્દર્શનની, સમ્યક્જ્ઞાનની અને સમ્યક્ચારિત્રની પ્રતિ ક્રમસરપણે આ વચનો જણાય છે.–સંશોધક.

હે જીવ! અસમ્યક્દર્શનને લીધે તે સ્વરૂપ તને ભાસતું નથી. તે સ્વરૂપમાં તને શંકા છે; વ્યામોહ અને ભય છે.

સમ્યક્દર્શનનો યોગ પ્રાપ્ત કરવાથી તે અભાસનાદિની નિવૃત્તિ થશે.

હે સમ્યક્દર્શની! સમ્યક્ચારિત્ર જ સમ્યક્દર્શનનું ફળ ઘટે છે, માટે તેમાં અપ્રમત્ત થા.

જે પ્રમત્તભાવ ઉત્પન્ન કરે છે તે કર્મબંધની તને સુપ્રતીતિનો હેતુ છે.

હે સમ્યક્ચારિત્રી! હવે શિથિલપણું ઘટતું નથી. ઘણો અંતરાય હતો તે નિવૃત્ત થયો; તો હવે નિરંતરાય પદમાં શિથિલતા શા માટે કરે છે?

૮.[૨] [હા૦ નોં૦ ૨ જી પૃ૦ ૨૧.]

દુઃખનો અભાવ કરવાને સર્વ જીવ ઇચ્છે છે.

દુઃખનો આત્યંતિક અભાવ કેમ થાય? તે નહીં જાણવાથી દુઃખ ઉત્પન્ન થાય. તે માર્ગને દુઃખથી મૂકાવાનો ઉપાય જીવ સમજે છે.

જન્મ, જરા, મરણ મુખ્યપણે દુઃખ છે. તેનું બીજ કર્મ છે. કર્મનું બીજ રાગ દ્વેષ છે, અથવા આ પ્રમાણે પાંચ કારણ છે.

મિથ્યાત્વ.
અવિરતિ.
પ્રમાદ.
કષાય.
યોગ.

પહેલા કારણનો અભાવ થયે બીજાનો અભાવ, પછી ત્રીજાનો, પછી ચોથાનો, અને છેવટે પાંચમા કારણનો એમ અભાવ થવાનો ક્રમ છે.

મિથ્યાત્વ મુખ્ય મોહ છે.
અવિરતિ ગૌણ મોહ છે.

પ્રમાદ, અને કષાય અવિરતિમાં અંતર્ભાવી શકે છે. યોગ સહચારીપણે ઉત્પન્ન થાય છે. ચારે વ્યતીત થયા પછી પણ પૂર્વ હેતુથી યોગ હોઇ શકે.

૯.[૧] [હા૦ નોં૦ ૨ જી પૃ૦ ૨૫.]

હે મુનિઓ! જ્યાં સુધી કેવળ સમવસ્થાનરૂપ સહજ સ્થિતિ સ્વભાવિક ન થાય ત્યાં સુધી તમે ધ્યાન અને સ્વાધ્યાયમાં લીન રહો.

---

૨. સંસારાવસ્થામાં જીવની સ્થિતિ અને તેનાં હેતુ આદિ વિષે સ્પષ્ટતા કરી જણાય છે.—સંશોધક.

૧. મુનિઓને આવશ્યક ક્રિયાસંબંધી આજ્ઞારૂપ આ વિચારો છે.—સંશોધક.

જીવ કેવળ સ્વભાવિક સ્થિતિમાં સ્થિત થાય ત્યાં કંઇ કરવું રહ્યું નથી.

જ્યાં જીવનાં પરિણામ વર્ધમાન, હીયમાન થયા કરે છે ત્યાં ધ્યાન કર્તવ્ય છે. અર્થાત્ ધ્યાન લીનપણે સર્વ બાહ્યદ્રવ્યના પરિચયથી વીરામ પામી નિજસ્વરૂપના લક્ષમાં રહેવું ઉચિત છે.

ઉદયના ધક્કાથી તે ધ્યાન જ્યારે જ્યારે છૂટી જાય ત્યારે ત્યારે તેનું અનુસંધાન ઘણી ત્વરાથી કરવું.

વચ્ચેના અવકાશમાં સ્વાધ્યાયમાં લીનતા કરવી. સર્વ પરદ્રવ્યમાં એક એક સમય પણ ઉપયોગ સંગ ન પામે એવી દશાને જીવ ભજે ત્યારે કેવળજ્ઞાન ઉત્પન્ન થાય.

૧૦.[૨] [હા૦ નોં૦ ૨ જી પૃ૦ ૨૭.]

એકાંત આત્મવૃત્તિ.
એકાંત આત્મા.
કેવળ એક આત્મા.
કેવળ એક આત્મા જ
કેવળ માત્ર આત્મા.
કેવળ માત્ર આત્મા જ.
શુદ્ધાત્મ જ.
સહજાત્મા જ.
નિર્વિકલ્પ, શબ્દાતીત સહજ સ્વરૂપ આત્મા જ.

૧૧.[૩] [હા૦ નોં૦ ૨ જી પૃ૦ ૨૯.]

૭-૧૨-૫૪અ
૩૧-૧૧-૨૨આ

આમ કાળ વ્યતીત થવા દેવો યોગ્ય નથી. સમયે સમય આત્મોપયોગે ઉપકારી કરીને નિવૃત્ત થવા દેવાયોગ્ય છે.

---

૨. એકાંત આત્મવૃત્તિ દર્શાવનાર આ શબ્દો જણાય છે.—સંશોધક.

૩. આ વચનો શ્રીમદે પોતાપ્રત્યે, પ્રમત્તભાવ ટાળવા અર્થે કહ્યાં જણાય છે. આ લેખનો સમય (અ) તથા (આ) દર્શાવેલ ૭-૧૨-૫૪ / ૩૧-૧૧-૨૨ ઉપરથી નીકળી શકે છે. ૭-૧૨-૫૪ નો આશય ૭ મો દિવસ ૧૨ મો માસ અને ૫૪ ની સાલ અર્થાત્ સંવત્ ૧૯૫૪ ના આસો શુદ ૭ લાગે છે; અને ૩૧-૧૧-૨૨ નો આશય,

| | |
|---|---|
| ધર્મસુગમતા.<br>લોકાનુગ્રહ. | } પદ્ધતિ. |
| યથાસ્થિત શુદ્ધ સનાતન.<br>સર્વોત્કૃષ્ટ જયવંત.<br>ધર્મનો ઉદય. | } વૃત્તિ. |

૧૪.૨. [હા૦ નોં૦ ૨ જી પૃ૦ ૩૨.]

**સ્વપર પરમોપકારક પરમાર્થ સત્યધર્મ જયવંત વર્તો.**

આશ્ચર્યકારક ભેદ પડી ગયા છે.

---

જગત્જીવોના કલ્યાણાર્થે અર્થાત્ 'માર્ગનો પુનરુદ્ધાર' માટે વૃત્તિ આ યોજનામાં દર્શાવી છે એમ જણાશે. પ્રથમ "વૃત્તિ" શું છે? તો તેને માટે એમ કહેવામાં આવ્યું છે કે "યથાસ્થિત શુદ્ધ સનાતન સર્વોત્કૃષ્ટ જયવંત ધર્મનો ઉદય" કરવો તે; પછી કેવી "પદ્ધતિ"એ તે "ઉદય કરવો તે વિચાર્યું જણાય છે, અને તેને માટે જણાવ્યું છે કે" લોકોને "ધર્મસુગમતા" થાય અને "લોકાનુગ્રહ" પણ થાય એ 'વૃત્તિ' અને 'પદ્ધતિ' નું પરિણામ શું લાવવું એ સંબંધી "સમાધાન" માં વિચાર્યું જણાય છે કે, "આત્મતત્વવિચાર" જગત્તત્વવિચાર," "જિનદર્શન તત્વ-વિચાર" અને બીજા દર્શનતત્વવિચાર "એ સંબંધી જગત્ જીવોનું સમાધાન કરવું" અમારૂં આ પુનરુદ્ધારસંબંધીનું અનુમાન આ પછીના એટલે હાથનોંધ ૨ જી પૃષ્ઠ ૩૩ માંનો લેખ વિચારવાથી યોગ્ય જણાશે "જિનચૈતન્યપ્રતિમા" થયા પછી "જગત્ જીવોના કલ્યાણ અર્થે પ્રવૃત્તિ કરવી" એમ જે અમે ઉપર કહ્યું તે વાત હાથનોંધ ૨ જી ના પૃષ્ઠ ૩૯ મા પરની વિચારણામાં પ્રથમ વાક્ય "પરાનુગ્રહ પરમ કારુણ્યવૃત્તિ કરતાં પણ પ્રથમ ચૈતન્ય જિન પ્રતિમા થા! ચૈતન્ય જિનપ્રતિમા થા!" વિચારવાથી યોગ્ય લાગશે કેમકે "પર નુગ્રહ રમ કારુણ્યવૃત્તિ કરતા પણ પ્રથમ ચૈતન્ય જિન૦" નો અર્થ એમ સંભવે છે કે, પર કહેતાં અન્ય જીવો ના, અનુગ્રહ કરવારૂપ તારે વિષે જે પરમ કારુણ્યવૃત્તિ છે "તેનો ઉપયોગ કરતા પહેલાં" "પણ" પ્રથમ કહેતાં ચૈતન્ય જિનપ્રતિમારૂપ થા. સંશોધક.

૨. પોતે કરવા ધારેલા વીતરાગમાર્ગના પુનઃદિગ્વિજયને અંતરાયક કારણોનો પોતાનો અનુભવ શ્રીમદે આ લેખમાં લખ્યો છે શ્રીમદને અનુભવ ત થએલ આ અંતરાયક કારણો અતિ બળવાન જાણ્યા છતા ઉદ્ધાર કરવાની પોતાની પરમ ઇચ્છાના પરિણામમાં (હા૦ નોં૦ ૨ જી ના પૃષ્ઠ ૩૩ પર પોતે પોતાને પ્રશ્ન કર્યો છે કે "ત્યારે (આગળ બધાં પ્રતિકૂળ સંયોગો છે) તમે શા માટે તે ધર્મનો ઉદ્ધાર ઇચ્છો છો? ' આ પ્રશ્નનો ઉત્તર તેઓએ જે આપ્યો છે કે "પરમ કારુણ્ય સ્વભાવથી" અને "ત સદ્ધર્મ પ્રત્યેની પરમ ભક્તિથી" તે મનન કરતાં શ્રીપદની જૈનદર્શનોદ્ધારઇચ્છાનું પરમપણું દૃષ્ટિમાં આવી શકવા યોગ્ય છે "

ખંડિત છે.
સંપૂર્ણ કરવાનું સાધન દુર્ગમ્ય દેખાય છે.
તે પ્રભાવને વિષે મહત્ અંતરાય છે.
દેશકાળાદિ ઘણાં પ્રતિકૂળ છે.
વીતરાગોનો મત લોકપ્રતિકૂળ થઇ પડયો છે.
રૂઢીથી જે લોકો તેને માને છે તેના લક્ષમાં પણ તે પ્રતીત જણાતો
નથી, અથવા અન્યમતને વીતરાગોનો મત સમજી પ્રવર્તી જાય છે.
યથાર્થ વીતરાગોનો મત સમજવાની તેમનામાં યોગ્યતાની ઘણી ખામી છે.
દૃષ્ટિરાગનું પ્રબળ રાજ્ય વર્તે છે.
વેષાદિ વ્યવહારમાં મોટી વિટંબના કરી મોક્ષમાર્ગનો અંતરાય કરી બેઠા છે.
તુચ્છ પામર પુરુષો વિરાધક વૃત્તિના ઘણી અગ્રભાગે વર્તે છે.
કિંચિત્ સત્ય બહાર આવતાં પણ તેમને પ્રાણઘાતતુલ્ય દુઃખ લાગતું
હોય એમ દેખાય છે.

૧૫.[1] [હા૦ નો૦ ૨ જી પૃ૦ ૩૪.]

ત્યારે તમે શા માટે તે ધર્મનો ઉદ્ધાર ઇચ્છો છો?
પરમ કારુણ્ય સ્વભાવથી.
તે સદ્ધર્મ પ્રત્યેની પરમ ભક્તિથી.

૧૬[2] [હા૦ નો૦ ૨ જી પૃ૦ ૩૫]

એવંભૂત દૃષ્ટિથી ઋજુ સૂત્ર સ્થિતિ કર.
ઋજુસૂત્ર દૃષ્ટિથી એવંભૂત સ્થિતિ કર.
નૈગમ દૃષ્ટિથી એવંભૂત પ્રાપ્તિ કર.
એવંભૂત દૃષ્ટિથી નૈગમ વિશુદ્ધ કર.
સંગ્રહ દૃષ્ટિથી એવંભૂત થા.
એવંભૂત દૃષ્ટિથી સંગ્રહ વિશુદ્ધ કર.
વ્યવહારદૃષ્ટિથી એવંભૂતપ્રત્યે જા
એવંભૂત દૃષ્ટિથી વ્યવહારવિનિવૃત્તિ કર.
શબ્દ દૃષ્ટિથી એવંભૂત પ્રત્યે જા.
એવંભૂત દૃષ્ટિથી શબ્દ નિર્વિકલ્પ કર

૧. છેલ્લી નોંધ જુઓ.—સંશોધક
૨. જિનશાસ્ત્રોક્ત સાતનયપૂર્વક દશા ઇચ્છી જણાય છે.—સંશોધક

અહો . આ દેહની રચના; અહો ! ચેતન; અહો ! તેનું સામર્થ્ય; અહો જ્ઞાની; અ । તેની ગવેષણા ! અહો તેમનું ધ્યાન ! અહો તેમની સમાધિ ! અહો તેમનો સંયમ ! અહો, તેમનો અપ્રમત્તભાવ ! અહો તેમની પરમ જાગૃતિ ! અહો, તેમનો વીતરાગ સ્વભાવ ! અહો, તેમનું નિરાવરણ જ્ઞાન ! અહો, તેમના યોગની શાંતિ ! અહો તેમના વચનાદિ યોગનો ઉદય !

હે આત્મા ! આ બધુ તને સુપ્રતીત થયું છતાં પ્રમત્તભાવ કેમ ? મંદ પ્રયત્ન કેમ ? જઘન્યમંદ જાગૃતિ કેમ ? શિથિલતા કેમ ? મુંઝવણ કેમ ? અંતરાયનો હેતુ શો ?

અપ્રમત્ત થા, અપ્રમત્ત થા.

પરમ જાગૃત સ્વભાવ ભજ, પરમ જાગૃત સ્વભાવ ભજ.

---

૩૧ મું વર્ષ ૧૧ મો મહિનો બાવીસમો દિવસ લાગે છે; અર્થાત્ આ લેખ સંવત્ ૧૯૫૪ ના આસો શુદ ૭ ને રોજ લખ્યો છે, અને તે દિવસે શ્રીમદ્‌ને ૩૧ મું વર્ષ, અગ્યારમો મહિનો, અને બાવીશમો દિવસ ચાલતાં હતાં શ્રીમદ્‌નો જન્મદિવસ સંવત્ ૧૯૨૪ ના કાર્તિક શુદ ૧૫ ને રોજ છે,-અને તે હિસાબે ગણતાં સંવત ૧૯૫૪ ના આસો શુદ સાતમે અમે કહીએ છીએ તે, પ્રમાણે શ્રીમદ્‌ને એકત્રીસમા વર્ષનો અગ્યારમો મહિનો અને બાવીશમો દિવસ ચાલતાં હોય વિશેષ સ્પષ્ટતા આપી શકે-

| વર્ષ | | માસ | | દિ૦ |
|---|---|---|---|---|
| ૧૯૫૪ | – | ૧૧ | | ૭=સંવત્ ૧૯૫૪ ના આસો શુદ ૭ |
| –૧૯૨૪ | – | ૦ | – | ૧૫ = ,, ૧૯૨૪ ના કાર્તિક શુદ ૧૫ |
| ૩૦ | – | ૧૧ | | ૨૨ = ૩૧ મુ વર્ષ, અગ્યારમો મહિનો, અને બાવીશમો દિવસ. |

સામાન્ય કરનીમાં એક વર્ષ પૂર્ણ થયા પછી બીજા વર્ષના થો । દિવસ કે માસ ગયા હોય, તોપણ બીજુ વર્ષ બોલાય છે, અને તે જ રીતે માસના સંબંધમા પણ પદ્ધતિ ચાલે છે આ ગણત્રીએ આ લેખ સવત્ ૧૯ ૪ ના આસો શુદ ૭ ને રોજ લખ્યો છે, અને તેથી તે દિવસે શ્રીમદ્‌ને એકત્રીસ મુ વર્ષ, અગ્યારમો મહિનો અને બાવીશમો દિવસ ચાલતા કહેવાય. આ લેખથી તે હા૦ નોંધ ૨ ૭ ના પૃ૯ ૪૧ સુધીના લેખો એક જ દિવસે લખાયા જણાય છે; કેમકે લખવાની પદ્ધતિ અને શાહી, કલમ આદિ લખવાનાં સાહિત્યો એકસરખા જણાય છે.
—સંશોધક.

૧૨.[1] [હા૦ નોં૦ ૨ ૨ જી પૃ૦ ૩૦.]

તીવ્ર વૈરાગ્ય, પરમ આર્જવ, બાહ્યાભ્યંતર ત્યાગ.
આહારનો જય.
આસનનો જય.
નિદ્રાનો જય.
યોગનો જય.
આરંભપરિગ્રહવિરતિ બ્રહ્મચર્ય પ્રત્યે પ્રતિનિવાસ.
એકાંતવાસ.
અષ્ટાંગયોગ.
સર્વતત્ત્વધ્યાન.
આત્મ ઇહા.
આત્મોપયોગ.
મૂળ આત્મોપયોગ.
અપ્રમત્ત ઉપયોગ.
કેવળ ઉપયોગ.
કેવળ આત્મા.
અચિંત્ય સિદ્ધસ્વરૂપ.

૧૩.[1] [હા૦ નોં૦ ૨ જી પૃ૦ ૩૧.]

જિનચૈતન્યપ્રતિમા.
સર્વાંગસંયમ.
એકાંત સ્થિરસંયમ.
એકાંત શુદ્ધસંયમ.
કેવળ બાહ્યભાવ નિરપેક્ષતા.

| | |
|---|---|
| આત્મતત્ત્વવિચાર.<br>જગતતત્ત્વવિચાર.<br>જિનદર્શનતત્ત્વવિચાર.<br>બીજાદર્શનતત્ત્વવિચાર. | } સમાધાન. |

૧. ચારિત્રદશાનો ક્રમ યોજ્યો જણાય છે.–સંશોધક.

૧. 'એકાન્તસ્થિરસંયમ' 'એકાંતશુદ્ધસંયમ' અને 'કેવળ બાહ્યભાવનિરપેક્ષતા' પૂર્વક 'સર્વાંગસંયમ' પ્રાપ્ત કરી તે દ્વારાએ "શ્રીજિનચૈતન્ય પ્રતિમા" રૂપ થઇ, અર્થાત્ 'અડોલ, આત્માવસ્થા પામી' જગત્જીવોના કલ્યાણર્થે અર્થાત્ માર્ગના પુનરુદ્ધારાર્થે પ્રવૃત્તિ કરવી; એવો આ યોજનાનો ઉદ્દેશ જણાય છે "વૃત્તિ" ''પદ્ધતિ' અને "સમાધાન" એમાં જે કહેવામાં આવ્યું છે તે વિચારવાથી

સમભિરૂઢ દૃષ્ટિથી એવંભૂત અવલોક.
એવંભૂત દૃષ્ટિથી સમભિરૂપ સ્થિતિ કર.
એવંભૂત દૃષ્ટિથી એવંભૂત થા.
એવંભૂત સ્થિતિથી એવંભૂત દૃષ્ટિ શમાવ.
ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

૧૭.[1] [હા૦ નોં૦ ૨ ૭ પૃ૦ ૩૭.]

હું અસંગ શુદ્ધચેતન છું, વચનાતીત નિર્વિકલ્પ એકાંત શુદ્ધઅનુભવ સ્વરૂપ છું.

હું પરમ શુદ્ધ, અખંડ ચિદ્ ધાતુ છું
અચિદ્ ધાતુના સંયોગ રસનો આ આભાસ તો જુઓ !
આશ્ચર્યવત્, આશ્ચર્યરૂપ, ઘટના છે.
કંઈ પણ અન્ય વિકલ્પનો અવકાશ નથી.
સ્થિતિ પણ એમ જ છે.

૧૮[2] [હા૦ નોં૦ ૨ ૭ પૃ૦ ૩૯.]

**પરાનુગ્રહ પરમકારુણ્યવૃત્તિ કરતાં પણ પ્રથમ ચૈતન્ય જિનપ્રતિમા થા. ચૈતન્ય જિનપ્રતિમા થા.**

તેવો કાળ છે?
તે વિષે નિર્વિકલ્પ થા.
તેવો ક્ષેત્ર યોગ છે?
ગવેશ.

---

૧ 'આત્મા'નું મૂળ શુદ્ધપદ દર્શાવ્યું છે "સ્થિતિ પણ એમ જ છે" એ શબ્દો શ્રીમદ્નો અનુભવ દર્શાવે છે—સંશોધક

૨ હાથ નોંધ ૨ ૭ ના ૨૯ મા પૃષ્ઠ ઉપરના લેખ લખવાનાં કાગળ આદિ આદિ સાહિત્યો પૃષ્ઠ ૪૧ સુધીના સર્વ લેખો સુધીનાં સાહિત્યો સમાન જણાય છે, અને ૯ મા પૃષ્ઠનો લેખ ૭-૧૨-૫૪

૩૧-૧૧-૨૨

આંકડાઓ ઉપરથી સંવત્ ૧૯ ૪ આસો શુદ ૭ અર્થાત્ શ્રીમદ્ના એકત્રીસમા વર્ષના અંતિમ મહિને અને બાસઠમા દિવસે લખાયાનો સંભવ થાય છે તેથી, આ ૩૯ મા પાના લેખ લખવાની તિથિ સંવત્ ૧૯૫૪ ના આસો શુદ ૭ અથવા તેની નજીકની હોવાનું અનુમાન થઈ શકે છે. આ લખનું પૃથક્કરણ કરી વિચારવાથી તેનો પ્રથમ ગંભીર આશય લક્ષમાં આવી શકવા યોગ્ય છેઃ "પરાનુગ્રહ પરમ કારુણ્યવૃત્તિ કરતાં પણ પ્રથમ ચૈતન્ય જિનપ્રતિમા થા। ચૈતન્ય જિનપ્રતિમા

તેવું પરાક્રમ છે?
અપ્રમત્ત શૂરવીર થા.
તેટલું આયુષબળ છે?
શું લખવું? શું કહેવું?
અંતર્મુખ ઉપયોગ કરીને જો.

ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

---

થા !" તેનો આ પ્રમાણે આશય સમજાવવા યોગ્ય યોગ્ય છે: 'પરાનુગ્રહ પરમકારુણ્યવૃત્તિ' એટલે 'અન્ય જીવોના અનુગ્રહ (માર્ગનો ઉદ્ધાર) કરવારૂપ પરમ કરુણાવૃત્તિ કરતાં પહેલાં હું પોતે જેવી જિનની ચૈતન્યપ્રતિમા છે તેવી પ્રતિમારૂપ અર્થાત્ અડોલ દશા પ્રાપ્ત કરું એ વખત 'ચૈતન્ય જિનપ્રતિમા થા' ઉદ્‌ગારો લખ્યા છે તે વિશેષતા સૂચક છે.' પ્રથમ જિનની અડોળ દશા માટે અને પછી પરમાનુગ્રહ કરવા માટે સાધનો અનુકૂળ છે કે કેમ તે સંબંધી નીચે વિચારણા કરી છે. ચાર સાધનો પોતાને દૃષ્ટિમાં આવતાં તે સાધનો છે કે કેમ તે પોતે પોતાને પૂછે છે, અને પાછો પોતે પોતાને ઉત્તર આપે છે: વિચારવાથી જણાશે કે પ્રથમ ત્રણ પ્રશ્નોના ઉત્તર "હકાર" માં છે, જ્યારે ચોથા પ્રશ્નનો ઉત્તર "હકાર" કે "નકાર" માં નથી. પણ 'ઔપ્યસ્થિતિ' માં છે, પહેલો પ્રશ્ન જે કર્યો છે કે 'તેવો કાળ છે?' તેનો આશય એવો જણાય છે કે, 'પરાનુગ્રહ' અને 'જિનની અડોલદશાને' માટે આ 'કાળ અનુકૂળ છે કે? તેનો ઉત્તર જે આપ્યો છે કે 'તે વિષે નિર્વિકલ્પ થા.' તેનો આશય એમ સમજાય છે કે, વર્તમાન કાળ વિષે નિર્વિકલ્પ રહેવા જેવું છે અર્થાત્ વર્તમાન કાળ બાધક નથી. બીજો પ્રશ્ન જે કર્યો છે કે, તેવો ક્ષેત્ર યોગ છે?' તેનો આશય એમ જણાય છે કે તે ઇચ્છિત સ્થિતિને માટે ક્ષેત્ર અર્થાત્ ભૂમિ સાનુકૂળ છે કે નહીં. તેનો ઉત્તર જે આપ્યો છે કે 'ગવેષ.' અર્થાત્ 'અવલોક' તે પરથી અસરળતા વિના કહી શકાય કે, ભૂમિ પોતાને પ્રતિકૂળ જણાઈ નથી. ત્રીજા પ્રશ્નમાં એમ જે કહ્યું કે 'તેવું પરાક્રમ છે?' તેનો આશય એમ જણાય છે કે, આવી ઇચ્છિત સ્થિતિ પ્રાપ્ત કરી શકે તેવું પોતાને (શ્રીમદને) વિષે સામર્થ્ય છે કે નહીં! તેનો ઉત્તર જે આપ્યો છે કે 'અપ્રમત્ત શૂરવીર થા!'

જે એમ દર્શાવે છે કે, જે 'અપ્રમત્તભાવ છે તે ટાળવારૂપ શૂરવીરતા' રાખ તો 'રાક્રમ' પણ છે; અર્થાત્ આ ત્રીજા પ્રશ્નનો ઉત્તર પણ 'હકાર' માં આપ્યો છે. ચોથો પ્રશ્ન જે કર્યો છે કે "તેટલું આયુષ બળ છે?' તેનો હેતુ એમ જણાય છે કે શ્રીમદ્ પોતે ઇચ્છેલી સ્થિતિ પ્રાપ્ત કરી શકે તેવું 'આયુષબળ' ધરાવે છે કે નહીં તે પોતાના મનમાં વિચારે છે, તેનો ઉત્તર જે આપ્યો છે કે 'શું લખવું? શું કહેવું? અંતર્મુખ ઉપયોગ કરીને જો' તે પરથી એમ ન કહી શકવા યોગ્ય છે કે તે 'હકાર' માં અથવા 'નકાર' માં છે. જે કહી શકાય તે એટલું જ કે તે

૨૧.[1] [હા૦ નોં૦ ૨ જી પૃ૦ ૩૪.]

જેમ ભગવાન્ જિને નિરૂપણ કર્યું છે તેમ જ સર્વ પદાર્થનું સ્વરૂપ છે.

ભગવાન જિને ઉપદેશેલો આત્માનો સમાધિમાર્ગ શ્રી ગુરુના અનુગ્રહથી જાણી, પરમપ્રયત્નથી ઉપાસના કરો.

૨૨.[2] [હા૦ નોં૦ ૨ જી પૃ૦ ૪૯.]

બંધ વિહાણં વિમુક્કં, વંદિઅ સિરિ-વદ્ધમાણ જિણચંદ.
સિરિ વીર જિણં વંદિઅ, કમ્મ વિવાગં સમાસઓ વુચ્છં
કીરએ જિએણ હે ઉહિં, જેણં તો ભન્નએ કમ્મં ?
કમ્મ દવ્વેહિં સમ્મં, સંજોગો જો હોઇ જીવસ્સ.
સો બંધો નાયવ્વો, તસ્સ વિયોગો ભવે મોક્ખો.

૨૩.[3] [હા૦ નોં૦ ૨ જી પૃ૦ ૫૧.]

કેવળ સમવસ્થિત શુદ્ધ ચેતન મોક્ષ.

તે સ્વભાવનું અનુસંધાન તે મોક્ષમાર્ગ.

પ્રતીતિરૂપે તે માર્ગ જ્યાં શરૂ થાય છે ત્યાં સમ્યકદર્શન.

દેશ આચરણરૂપે તે પંચમ ગુણસ્થાનક.

સર્વ આચરણરૂપે તે છઠ્ઠું ગુણસ્થાનક.

અપ્રમત્તપણે તે આચરણમાં સ્થિતિ તે સપ્તમ.

અપૂર્વ આત્મજાગ્રત તે અષ્ટ.

સત્તાગત સ્થૂળ કષાયબળપૂર્વક સ્વસ્વરૂપ સ્થિતિ તે નવમ.

,, સૂક્ષ્મ ,, ,, દશમ.
,, ઉપશાંત ,, ,, એકાદશ.
,, ક્ષીણ ,, ,, દ્વાદશ.

ઉત્પાદ
વ્યય
ધ્રુવ
} આ ભાવ એક વસ્તુમાં એક સમયે છે.

---

કુંદકુંદાચાર્ય વિ૦ સં૦ ૪૯ માં વિદ્યમાન હતા તેઓના 'સમયસાર,' 'પંચાસ્તિ-' સમયસાર,' આદિ ઘણા ગ્રંથો હાલમાં વિદ્યમાન છે.

૧. આ વાક્ય નિશ્ચયાત્મક છે; અને તેમાં 'સર્વ પદાર્થનું સ્વરૂપ' 'જેમ ભગવાન્ જિને નિરૂપણ કર્યું છે તેમ જ' 'છે એમ જે ભાર મૂકીને કહ્યું છે તે શ્રીમદ્‌ને પદાર્થની પ્રતીતિ અવગાઢપણે થયેલી જણાવે છે.—સંશોધક.

૨. તથા પ્રકારના વિચારસમયે આ ગાથાઓ અહીં મૂકાઈ હોય—સંશોધક.

૩. 'મોક્ષ' તથા તેના 'માર્ગ' અને 'ગુણસ્થાનક'ની સંક્ષિપ્ત વ્યાખ્યા છે. —સંશોધક.

જીવ અને

પરમાણુઓનો




સંયોગ.

| | | |
|---|---|---|
| કોઈ એક જીવ | એકેંદ્રિયપણે-પર્યાપ્ત | વર્તમાન ભાવ |
| ,, | બે ઇંદ્રિયપણે-,, | |
| ,, | ત્રણ ઇંદ્રિયપણે-,, | |
| ,, | ચાર ઇંદ્રિયપણે-,, | |
| ,, | પાંચ ઇંદ્રિયપણે-,, | |
| | સંજ્ઞી<br>અસંજ્ઞી<br>પર્યાપ્ત<br>અપર્યાપ્ત | વર્તમાન ભાવ |
| | જ્ઞાની<br>અજ્ઞાની | વર્તમાન ભાવ |
| | મિથ્યાદૃષ્ટિ<br>સમ્યગ્દૃષ્ટિ | વર્તમાન ભાવ |
| | એક અંશ ક્રોધ<br>યાવત્ અનંત અંશ ક્રોધ | વર્તમાન ભાવ |

સિદ્ધ ભાવ.



# વર્ષ ૨૨ થી ૩૪ પર્યંત.

## હાથનોંધ ૩ જી.

૧ આ હાથનોંધ ક્યારથી લખવી શરૂ થઇ, અને ક્યાંસુધી લખાઇ તેનો સમય નિર્ણીત થઇ શકતો નથી. ૨૨ મા વર્ષ પછી અને દેહોત્સર્ગ સુધીના વિચારો એમાં હોવાયોગ્ય છે એમ ધારી અમે "વર્ષ ૨૨ થી ૩૪ પર્યંત" એમ અત્રે કહ્યું છે.—સંશોધક.

૧.[1] [હા૦ નોં૦ ૩ જી પૃ૦ ૩.]

ૐ નમઃ

સર્વજ્ઞ. જિન. વીતરાગ.

સર્વજ્ઞ છે.

રાગ દ્વેષનો આત્યંતિક ક્ષય થઇ શકે છે.

જ્ઞાનને પ્રતિબંધક રાગ દ્વેષ છે.

જ્ઞાન, જીવનો સ્વત્વભૂત ધર્મ છે.

જીવ એક અખંડ સંપૂર્ણ દ્રવ્ય હોવાથી તેનું જ્ઞાન સામર્થ્ય સંપૂર્ણ છે.

---

૧. હાથનોંધ ૩ જી ના પૃષ્ઠ ૩ જાથી ૨૩ મા પૃષ્ઠ સુધી શ્રીમદને જેને સિદ્ધિ જણાઈ છે તે તત્વાર્થના નિશ્ચય કર્યા છે.—સંશોધક

૨. [હા૦ નોં૦ ૩ જી પૃ૦ ૭.]

સર્વજ્ઞપદ વારંવાર શ્રવણ કરવાયોગ્ય, વાંચવાયોગ્ય, વિચાર કરવાયોગ્ય, લક્ષ કરવાયોગ્ય, અને સ્વાનુભવે સિદ્ધ કરવાયોગ્ય છે.

૩ [હા૦ નોં૦ ૩ જી પૃ૦ ૯.]

| | |
|---|---|
| અર્હંત દેવ. | અર્હંત દેવ. |
| નિર્ગ્રંથ ગુરુ. | નિર્ગ્રંથ ગુરુ. |
| ઉપશમ મૂળ ધર્મ. | દયામૂળ ધર્મ. |

સર્વજ્ઞ દેવ.
નિર્ગ્રંથ ગુરુ.
સિદ્ધાંત મૂળ ધર્મ.

અર્હંત દેવ.
નિર્ગ્રંથ ગુરુ.
જિન-આજ્ઞા મૂળ ધર્મ.

સર્વજ્ઞનું સ્વરૂપ.
નિર્ગ્રંથનું સ્વરૂપ.
ધર્મનું સ્વરૂપ.
સમ્યક્ ક્રિયાવાદ.

૪. [હા૦ નોં૦ ૩ જી પૃ૦ ૧૧.]

ૐ નમઃ

પ્રદેશ
સમય
પરમાણુ

દ્રવ્ય
ગુણ
પર્યાય

જડ
ચેતન

૫. [હા૦ નોં૦ ૩ જી પૃ૦ ૧૩]

ૐ નમઃ

મૂળ દ્રવ્ય શાશ્વત.

મૂળ દ્રવ્યઃ—જીવ અજીવ.

પર્યાય—અશાશ્વત
અનાદિ નિત્ય પર્યાય—મેરૂ આદિ.

૬. [હા૦ નો૦ ૩ જી પૃ૦ ૧૫]

ॐ નમ

સર્વ જીવ સુખને ઇચ્છે છે
દુઃખ સર્વને અપ્રિય છે
દુઃખથી મુક્ત થવા સર્વ જીવ ઇચ્છે છે.
વાસ્તવિક તેનું સ્વરૂપ ન સમજાવાથી તે દુઃખ મટતું નથી.
તે દુઃખના આત્યંતિક અભાવનું નામ મોક્ષ કહીએ છીએ.

[હાથનોંધ ૩ જી પૃષ્ટ ૧૬.]

અત્યંત વીતરાગ થયાવિના આત્યંતિક મોક્ષ હોય નહીં.
સમ્યગ્જ્ઞાનવિના વીતરાગ થઇ શકાય નહીં
સમ્યગ્દર્શનવિના જ્ઞાન અસમ્યક્ કહેવાય છે.
વસ્તુની જે સ્વભાવે સ્થિતિ છે, તે સ્વભાવે તે વસ્તુની સ્થિતિ સમજાવી તેને સમ્યગ્જ્ઞાન કહીએ છીએ
સમ્યગ્જ્ઞાન દર્શનથી પ્રતીત થયેલા આત્મભાવે વર્ત્તવુ તે ચારિત્ર છે.
એ ત્રણેની એકતાથી મોક્ષ થાય
જીવ સ્વભાવિક છે.
જીવ અનંત છે
પરમાણુ અનત છે
જીવ અને પુદ્ગલનો સંયોગ અનાદિ છે
જ્યાંસુધી જીવને પુદ્ગલ સંબંધ છે, ત્યાંસુધી સકર્મ જીવ કહેવાય.
ભાવ કર્મનો કર્ત્તા જીવ છે
ભાવ કર્મનુ બીજુ નામ વિભાવ કહેવાય છે.
ભાવ કર્મના હેતુથી જીવ પુદ્ગલ ગ્રહે છે
તેથી તૈજસાદિ શરીર અને ઔદારિકાદિ શરીરનો યોગ થાય છે
ભાવ કર્મથી વિમુખ થાય તો નિજ ભાવ પરિણામી થાય

[હાથનોધ ૩ જી પૃષ્ટ ૧૭]

સમ્યગ્દર્શનવિના વાસ્તવિકપણે જીવ ભાવ કર્મથી વિમુખ ન થઇ શકે.
સમ્યગ્દર્શન થવાનો મુખ્ય હેતુ જિનવચનથી તત્વાર્થ પ્રતીતિ થવી તે છે,

૭ [હાથનોંધ ૩ જી પૃષ્ઠ ૧૯.]

હું કેવળ શુદ્ધ ચૈતન્યસ્વરૂપ સહજ નિજ અનુભવસ્વરૂપ છું
વ્યવહારદૃષ્ટિથી માત્ર આ વચનનો વક્તા છું
પરમાર્થથી તો માત્ર તે વચનથી વ્યંજિત મૂળ અર્થરૂપ છું.
તમારાથી જગત્ ભિન્ન છે, અભિન્ન છે, ભિન્નાભિન્ન છે
ભિન્ન, અભિન્ન, ભિન્નાભિન્ન, એવો અવકાશ સ્વરૂપમાં નથી.
વ્યવહારદૃષ્ટિથી તેનું નિરૂપણ કરીએ છીએ
—જગત મારા વિષે ભાસમાન હોવાથી અભિન્ન છે પણ જગત જગત્ સ્વરૂપે છે, હું સ્વસ્વરૂપે છું તેથી જગત્ મારાથી કેવળ ભિન્ન છે તે બે દૃષ્ટિથી જગત મારાથી ભિન્નાભિન્ન છે

ૐ શુદ્ધ નિર્વિકલ્પ ચૈતન્ય.

૮ [હાથનોંધ ૩ જી પૃષ્ઠ ૨૩.]

ૐ શુદ્ધ નિર્વિકલ્પ ચૈતન્ય.

હે

ૐ નમઃ

કેવળજ્ઞાન[1]
એક જ્ઞાન
સર્વ અન્ય ભાવના સંસર્ગરહિત શુદ્ધ જ્ઞાન.
સર્વ દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવનું સર્વ પ્રકારથી એક સમયે જ્ઞાન.
તે કેવળજ્ઞાનનું અમે ધ્યાન કરીએ છીએ[1]
નિજ સ્વભાવરૂપ છે
સ્વતત્ત્વભૂત છે,
નિરાવરણ છે
અભેદ છે.
નિર્વિકલ્પ છે
સર્વ ભાવનું ઉત્કૃષ્ટ પ્રકાશક છે

૯ [હા૦ નો૦ ૩ જી પૃ૦ ૨૪.]

હું કેવળ જ્ઞાનસ્વરૂપ છું
એમ સમ્યક્ પ્રતીત થાય છે.

---

૧ કેવળજ્ઞાન સંબંધી યોગ અનુભવવિચાર — સંશોધક

૧ 'કેવળજ્ઞાનનું અમે ધ્યાન કરીએ છીએ' એનો પરમાર્થ સૂક્ષ્મ વિચારને પાત્ર છે—સંશોધક

તેમ થવાના હેતુઓ સુપ્રતીત છે.

સર્વ ઇંદ્રિયોનો સંયમ કરી, સર્વ પરદ્રવ્યથી નિજસ્વરૂપ વ્યાવૃત્ત કરી યોગને અચળ કરી, ઉપયોગથી ઉપયોગની એકતા કરવાથી કેવળજ્ઞાન થાય

૧૦. [હા૦ નોં૦ ૩ જી પૃ૦ ૨૭.]

### આકાશવાણી.

તપ કરો: તપ કરો: શુદ્ધ ચૈતન્યનું ધ્યાન કરો; શુદ્ધ ચૈતન્યનું ધ્યાન કરો.[2]

૧૧.[3] [હા૦ નો૦ ૩ જી પૃ૦ ૨૯.]

હું એક છું; અસંગ છું; સર્વ પરભાવથી મુક્ત છું.

અસંખ્યાત પ્રદેશાત્મક નિજ અવગાહના પ્રમાણ અજન્મ, અજર, અમર, શાશ્વત છું. સ્વપર્યાય પરિણામી સમયાત્મક છું.

શુદ્ધ ચૈતન્યસ્વરૂપ માત્ર નિર્વિકલ્પ દ્રષ્ટા છું.




૧૨. [હા૦ નોં૦ ૩ જી પૃ૦ ૩૧.]

શુદ્ધ ચૈતન્ય.

શુદ્ધ ચૈતન્ય. શુદ્ધ ચૈતન્ય.

સદ્‌ભાવની પ્રતીતિ-સમ્યગ્દર્શન.

---

૨. શ્રીમદ્‌ની તપની પરમ જાગૃતિ સૂચવે છે.—સંશોધક.

૩. હાથનોંધ પૃષ્ઠ ૨૭ થી ૩૪ પર્યંત આત્મવિચારણા છે.—સંશોધક.

શુદ્ધાત્મપદ.

જ્ઞાનની સીમા થઈ?

નિરાવરણ જ્ઞાનની સ્થિતિ શું?

અર્હંત એકાંતે ધરે છે?

ધ્યાન અને અધ્યયન.

ઉ૦ અપ૦

૧૩. [હાથનોંધ ૩ જી પૃષ્ઠ ૩૫.]

ૐ.

"ઠાણાંગસૂત્ર"માં નીચે દર્શાવેલું સૂત્ર શું ઉપકાર થવા નાખ્યું છે તે વિચારો.

એગે સમણે ભગવં મહાવીરે ઇમીસેણુ ઊસપ્પિણીએ ચઉવીસં તિથ્થયરાણું ચરિમે તિથ્થયરે સિદ્ધે બુદ્ધે મુત્તે પરિ નિવ્વુડે સવ્વ દુઃખપ્પહીણે।

૪૧.[1] [હા૦ નોં૦ ૩ જી પૃ૦ ૩૭.]

આભ્યંતર ભાન અવધૂતવત્.

વિદેહિવત્.

જિનકલ્પીવત્.

સર્વ પરભાવ અને વિભાવથી વ્યાવૃત્ત.

નિજ સ્વભાવના ભાનસહિત, અવધૂતવત્, વિદેહિવત્ જિન કલ્પીવત્ વિચારતા પુરુષ ભગવાનનાં સ્વરૂપનું ધ્યાન કરીએ છીએ.

૧૫.[2] [હા૦ નોં૦ ૨ જી પૃ૦ ૩૭.]

પ્રવૃત્તિનાં કાર્યોપ્રત્યે વિરતિ.

સંગ અને સ્નેહપાશનું ત્રોડવું (અતિશય વસમું, છતાં પણ કરવું, કેમકે બીજો કોઇ ઉપાય નથી.)

આશંકા:—જે સ્નેહ રાખે છે, તેના પ્રત્યે આવી ક્રૂર દૃષ્ટિથી વર્તવું તે કૃતઘ્નતા અથવા નિર્દયતા નથી?

સમાધાન—

૧૬.[3] [હાથનોંધ ૩ જી પૃષ્ઠ ૪૦.]

સ્વરૂપબોધ.

યોગનિરોધ.

---

1 ભગવાનના આ પ્રકારના સ્મરણની પરમ જિજ્ઞાસા દર્શાવે છે—સંશોધક.

2, શ્રીમદ્‌ની અસંગતા પ્રતિ તિતિક્ષા સૂચવે છે—સંશોધક.

3, શ્રીમદ્‌ની કૃતજ્ઞતાપૂર્વક ઊંડી વિચારણા છે—સંશોધક.

સર્વ ધર્મ સ્વાધીનતા.
ધર્મ મૂર્તિતા.
સર્વપ્રદેશ સંપૂર્ણ ગુણાત્મકતા.
યોગસંયમ.
લોકપ્રત્યે નિષ્કારણ અનુગ્રહ.

૧૭.[1] [હાથનોંધ ૩ જી. પૃષ્ઠ ૪૩.]

ૐ નમઃ

સર્વજ્ઞ–વીતરાગ દેવ.

(સર્વ દ્રવ્ય ક્ષેત્ર, કાળ, ભાવનો–સર્વપ્રકારે જાણનાર, રાગદ્વેષાદિ સર્વ વિભાવ જેણે ક્ષીણ કર્યા છે તે ઇશ્વર.*

તે પદ મનુષ્યદેહને વિષે સંપ્રાપ્ત થવા યોગ્ય છે. સંપૂર્ણ વીતરાગ થાય, તે સંપૂર્ણ સર્વજ્ઞ થાય.

સંપૂર્ણ વીતરાગ થઇ શકાય એવા હેતુઓ પ્રતીત થાય છે.

૧૮.[2] [હાથનોંધ ૩ જી, પૃષ્ઠ ૪૫.]

પ્રત્યક્ષ નિજ અનુભવસ્વરૂપ છું, તેમાં સંશય શો?

તે અનુભવમાં જે વિશેષ વિષે ન્યૂનાધિકપણું થાય છે, તે જો મટે તો કેવળ અખંડાકાર સ્વાનુભવ સ્થિતિ વર્તે.

અપ્રમત્ત ઉપયોગે તેમ થઇ શકે.

અપ્રમત્ત ઉપયોગ થવાના હેતુઓ સુપ્રતીત છે. તેમ વર્ત્તે જવાય છે તે પ્રત્યક્ષ સુપ્રતીત છે.

અવિચ્છિન્ન તેવી ધારા વર્ત્તે તે અદ્‌ભુત અનંત જ્ઞાનસ્વરૂપ અનુભવ સ્પષ્ટ સમવસ્થિત વર્ત્તે.

---

૧. શ્રીમદ્‌ના જ્ઞાનાનુભવનો પરિચય આ વચનોથી થઇ શકે છે,—સંશોધક.

* શ્રીમદે કેટલાક લેખોમાં, અને ખાસ કરી સંવત્ ૧૯૫૬–૫૭ ની સાલના લેખોમાં 'ઇશ્વર' શબ્દનો ઉપયોગ કરવામાં આવ્યો છે તો ઇશ્વરનું સ્વરૂપ શા પ્રકારે તેઓએ કહ્યું છે તે આ વ્યાખ્યાથી જણાશે.

૨. 'કેવળ અખંડાકાર સ્વાનુભવ સ્થિતિ, વર્ત્તનાને માટે આવશ્યક હેતુઓનો શ્રી. મદનો અનુભવ સૂચવે છે, તેની સાથે એમ જે કહ્યું કે "અપ્રમત્ત ઉપયોગ થવાના હેતુઓ સુપ્રતીત છે. તેમ વર્ત્તે જવાય છે તે પ્રત્યક્ષ સુપ્રતીત છે' તે શ્રીમદની અપ્રમત્ત ભાવની વર્ત્તના સૂચવે છે.—સંશોધક.

૧૯.[1] [હા૦ નોં૦ ૩ જી પૃ૦ ૪૭

સર્વ ચારિત્ર વશીભૂત કરવાને માટે, સર્વ પ્રમાદ ટાળવાને માટે, આત્મામ અખંડ વૃત્તિ રહેવાને માટે, મોક્ષ સંબંધી સર્વ પ્રકારના સાધનના જયને અર્થે "બ્રહ્મચર્ય" અદ્ભુત અનુપમ સહાયકારી છે, અથવા મૂળભૂત છે.

૨૦[2] (હાથનોંધ ૨ જી પૃ૦ ૪૯

ૐ નમઃ

સંયમ

૨૧ (હાથનોંધ ૨ જી પૃ૦ ૫૦.)

જાગૃત સત્તા

જ્ઞાયક સત્તા

આત્મસ્વરૂપ.

૨૨[3] (હાથનોંધ ૨ જી પૃ૦ ૫૧.)

સર્વજ્ઞોપદિષ્ટ આત્મા સદ્ગુરુકૃપાએ જાણીને નિરંતર તેના ધ્યાનને અર્થે વિચરવું, સંયમ તપપૂર્વક:—

૨૩[4] (હાથનોંધ ૨ જી પૃ૦ ૫૨.)

અહો ! સર્વોત્કૃષ્ટ શાંત રસમય સન્માર્ગ —

અહો ! તે સર્વોત્કૃષ્ટ શાંત રસ પ્રણીત કરનાર એવા પરમકૃપાળુ સદ્ગુરુદેવ—

આ વિશ્વમાં સર્વકાળ તમે જયવંત વર્તો, જયવંત વર્તો

૨૪.[5] (હાથનોંધ ૨ જી પૃ૦ ૫૪.)

ૐ નમઃ

વિશ્વ અનાદિ છે.

આકાશ સર્વવ્યાપક છે.

તેમાં લોક રહ્યો છે.

જડ ચેતનાત્મક સંપૂર્ણ ભરપૂર લોક છે

ધર્મ અધર્મ, આકાશ, કાળ અને પુદ્ગલ એ જડ દ્રવ્ય છે.

જીવ દ્રવ્ય ચેતન છે.

---

૧. હેતુ સ્પષ્ટ છે—સંશોધક.

૨-૩-૪. આત્માની પરમ જાગૃતિ સૂચવે છે—સંશોધક.

૫. આ વિષય તત્ત્વાર્થવિચારણા હોઇ અનુભવ સૂચક છે.—સંશોધક.

ધર્મ અધર્મ, આકાશ, કાળ એ ચાર અમૂર્ત દ્રવ્ય છે.
વસ્તુતાએ કાળ ઉપચારિક દ્રવ્ય છે.
ધર્મ, અધર્મ, આકાશ એકેક દ્રવ્ય છે.
કાળ, પુદ્ગળ અને જીવ અનંત દ્રવ્ય છે
દ્રવ્ય ગુણ પર્યાયાત્મક છે.

(હાથનોંધ ૩ જી પૃ૦ ૫૫.)

૨૫.[2] (હાથનોંધ ૩ જી પૃ૦ ૫૭.)

પરમ ગુણમય ચારિત્ર જોઇએ, બળવાન અસંગાદિ ભાવ
પરમ નિર્દોષ શ્રુત.
પરમ પ્રતીતિ.
પરમ પરાક્રમ.
પરમ ઇંદ્રિયજય.
૧ મૂળનું વિશેષપણું.
૨ માર્ગની શરૂઆતથી અંતપર્યંતની અદ્‌ભુત સંકળના.
૩ નિર્વિવાદ—
૪ મુનિધર્મપ્રકાશ.
૫ ગૃહસ્થધર્મપ્રકાશ.
૬ નિગ્રંથ પરિભાષાની નિધિ—
૭ શ્રુતસમુદ્ર પ્રવેશ માર્ગ.

૨૬[3] (હાથનોંધ ૩જી પૃ૦ ૫૮)

સ્વપર ઉપકારનું મહત્કાર્ય હવે કરી લે! ત્વરાની કરી લે!
અપ્રમત્ત થા—અપ્રમત્ત થા.
શું કાળનો ક્ષણવારનો પણ ભરૂસો આર્ય પુરૂષોએ કર્યો?
હે પ્રમાદ! હવે તું જા. જા,
હે બ્રહ્મચર્ય! હવે તુ પ્રસન્ન થા.
હે વ્યવહારોદય! હવે પ્રબળથી ઉદય આવીને પણ તું શાંત થા, શાંત.
હે દીર્ઘસૂત્રતા! સુવિચારનું, ધીરજનું, ગંભીરપણાનું પરિણામ તું શા
માટે થવા દચ્છે છે?

---

૨ શ્રીમદ્‌ની અંગત વિચારણા છે.—સંશોધક.
૩. શ્રીમદ્‌ની પરમોત્કૃષ્ટ ચારિત્ર પ્રવૃત્તિ સૂચવે છે.—સંશોધક.

હે બોધબીજ! તું અત્યંત 'હસ્તામલકવત્ વર્ત,' વર્ત.

હે જ્ઞાન! તું દુર્ગમ્યને પણ હવે સુગમ સ્વભાવમાં લાવી મૂક.

હે ચારિત્ર! પરમ અનુગ્રહ કર. પરમ અનુગ્રહ કર.

[હા૦ નોં૦ ૩ છ પૃ૦ ૫૯.]

હે યોગ! તમે સ્થિર થાઓ; સ્થિર થાઓ!

હે ધ્યાન! તું નિજસ્વભાવાકાર થા, નિજસ્વભાવાકાર થા.

હે વ્યગ્રતા! તું જતી રહે, જતી રહે.

હે અલ્પ કે મધ્ય અલ્પ કષાય! હવે તમે ઉપશમ થાઓ. ક્ષીણ થાઓ. અમારે કાંઇ તમારા પ્રત્યે રૂચિ રહી નથી.

હે સર્વજ્ઞપદ! યથાર્થ સુપ્રતીતપણે તું હૃદયાવેશ કર, હૃદયાવેશ કર.[1]

હે અસંગ નિર્ગ્રંથપદ! તું સ્વાભાવિક વ્યવહારરૂપ થા!

હે પરમ કરૂણામય સર્વ પરમહિતના મૂળ વીતરાગ ધર્મ! પ્રસન્ન થા, પ્રસન્ન.

હે આત્મા! તું નિજસ્વભાવાકાર વૃત્તિમાં જ અભિમુખ થા! અભિમુખ થા. ઓમ્.

હે વચનસમિતિ! હે કાય ચપળતા! [હાથનોંધ ૩ છ પૃષ્ઠ ૬૧]

હે એકાંત વાસ! અને અસંગતા! તમે પણ પ્રસન્ન થાઓ! પ્રસન્ન થાઓ!

ખળભળી રહેલી એવી જે આભ્યંતર વર્ગણા તે કાં તો અભ્યંતર વેદી લેવી. કાં તો તેને સ્વચ્છ પુટ દઇ ઉપશમ કરી દેવી.

જેમ નિસ્પૃહતા બળવાન તેમ ધ્યાન બળવાન થઇ શકે–કાર્ય બળવાન થઇ શકે.

૨૭ (હાથનોંધ ૩ છ પૃષ્ઠ ૬૭)

ઇણમેવ નિગ્ગંથં પાવયણં સચ્ચં અણુત્તરં કેવલિયં પડિપુણ્ણં સંસુદ્ધં ણેયાઉય સલ્લકત્તણં સિદ્ધિમગ્ગં મુત્તિમગ્ગં વિજ્જાણમગ્ગં નિવ્વાણમગ્ગં અવિતહ-મવિસંધિ સવ્વ દુક્ખ પહિણમગ્ગં એત્થં ઠિયા જીવા સિજ્ઝંતિ બુજ્ઝંતિ મુચ્ચંતિ પરિણિવ્વાયંતિ સવ્વ દુખાણ મંતંકરંતિ તંમાણાએ તહા ગચ્છામો તહા ચિટ્ઠામો ણિસિ તહા મામો, તહા સુયટ્ટામો તહા ભુંજામો તહા અબ્ભુટ્ઠામે તહા ઉટ્ઠાએ ઉટ્ઠે મોત્તિ પાણાણં ભૂયાણં જીવાણં સત્તાણં સંજમેણં સંજમોત્તિ

૨૮.[1]

દ્વિ૦ આ૦ શુ૦ ૯ ૧૯૫૪.

[1] દેવુ ૨૫૪ છે.—સંશોધક.

ૐ નમઃ

સર્વ વિકલ્પનો, તર્કનો ત્યાગ કરીને.

મનનો
વચનનો
કાયાનો
ઇંદ્રિયનો
આહારનો
નિદ્રાનો
} જય કરીને.

નિર્વિકલ્પપણે અંતર્મુખવૃત્તિ કરી આત્મધ્યાન કરવું. માત્ર અનાબાધ અનુભવ સ્વરૂપમાં લીનતા થવા દેવી, બીજી ચિંતવના ન કરવી. જે જે તર્કાદિ ઉઠે, તે નહીં લંબાવતાં ઉપશમાવી દેવા.

વીતરાગ દર્શન સંક્ષેપ.

મંગળાચરણઃ—શુદ્ધ પદને નમસ્કાર.

ભૂમિકાઃ—મોક્ષપ્રયોજન.

તે દુઃખ મટવા માટે જૂ. જૂદા મતે. પૃથક્કરણ કરી નાં તેમાં વીતરાગદર્શન પૂર્ણ અને અવિરુદ્ધ છે, એવું સામાન્ય કથન; વિશેષ સ્વરૂપ.

તેની જીવને અપ્રાપ્તિ અને પ્રાપ્તિએ અનાસ્થા થવાનાં કારણો.

મોક્ષાભિલાષી જીવે તે દર્શનની ક્રમે ઉપાસના કરવી.

આસ્થા—તે આસ્થાના પ્રકાર અને હેતુ.
વિચાર—તે વિચારના પ્રકાર અને હેતુ.
વિશુદ્ધિ—તે વિશુદ્ધિના પ્રકાર અને હેતુ.
મધ્યસ્થ રહેવાનાં સ્થાનક—તેનાં કારણો.
ધીરજનાં સ્થાનક—તેનાં કારણો.
શંકાના સ્થાનક—તેનાં કારણો.
પતિત થવાનાં સ્થાનક—તેનાં કારણો.

ઉપસંહાર.

આસ્થા

પદાર્થનું અચિંત્યપણું, બુદ્ધિમાં વ્યામોહ, કાળદોષ.

---

# વર્ષ ૩૪ મું.

—:o:—

૯૮૮.

## અંતિમ વચનો.

ઘણી ત્વરાથી પ્રવાસ પૂરો કરવાનો હતો; ત્યાં વચ્ચે સહરાનું રણ સંપ્રાપ્ત થયું. માથે ઘણો બોજો રહ્યો હતો તે આત્મવીર્યે કરી જેમ અલ્પકાળે વેદી લેવાય તેમ પ્રયત્ના કરતાં પગે નિકાચિત ઉદયમાન થાક, ગ્રહણ કર્યો.

જે સ્વરૂપ છે તે અન્યથા થતુ નથી; એ જ અદ્ભુત આશ્ચર્ય છે. અવ્યાબાધ સ્થિરતા છે.

પ્રકૃતિ ઉદયાનુસાર કંઇક અશાતા મુખ્યત્વે વેદી શાતા પ્રત્યે.

રાજકોટ, ફાગણ વદ ૩, શુક્ર, ૧૯૫૭. ઓમ્ શાન્તિઃ

૯૮૯.

ઇચ્છે છે જે જોગી જન, અનંત સુખસ્વરૂપ;
મૂળ શુદ્ધ તે આત્મપદ, સંયોગી જિન સ્વરૂપ. ૧
આત્મસ્વભાવ અગમ્ય તે, અવલંબન આધાર;
જિનપદથી દર્શાવિયો, તેહ સ્વરૂપ પ્રકાર. ૨
જિનપદ નિજપદ એકતા, ભેદ ભાવ નહીં કાંય;
લક્ષ થવાને તેહનો, કહ્યાં શાસ્ત્ર સુખદાય. ૩

જિન પ્રવચન દુર્ગમ્યતા,-થાકે અતિ મતિમાન;
અવલંબન શ્રીસદ્‌ગુરૂ, સુગમ અને સુખખાણ. ૪
ઉપાસના જિનચરણની, અતિશય ભક્તિસહિત;
મુનિજન સંગતિ રતિ અતિ, સંયમ યોગ ઘટીત. ૫
ગુણપ્રમોદ અતિશય રહે, રહે અંતર્મુખ યોગ:
પ્રાપ્તિ શ્રી સદ્‌ગુરૂવડે, જિન દર્શન અનુયોગ. ૬.
પ્રવચન-સમુદ્રબિંદુમાં, ઉલટી આવે એમ:
પૂર્વ ચૌદની લબ્ધિનું, ઉદાહરણ પણ તેમ. ૭.
વિષય વિકાર સહીત જે, રહ્યા મતિના યોગ:
પરિણામની વિષમતા, તેને યોગ અયોગ. ૮.
મંદ વિષય ને સરળતા, સહ આજ્ઞા સુવિચાર;
કરૂણા કોમળતાદિ ગુણ, પ્રથમ ભૂમિકા ધાર. ૯.
રોક્યા શબ્દાદિક વિષય, સંયમ સાધન રાગ;
જગત ઇષ્ટ નહીં આત્મથી, મધ્ય પાત્ર મહાભાગ્ય. ૧૦
નહીં તૃષ્ણા જીવ્યાતણી, મરણ યોગ નહીં ક્ષોભ,
મહાપાત્ર તે માર્ગના, પરમ યોગ જિત લોભ. ૧૧
આવ્યે બહુ સમ દેશમાં, છાયા જાય સમાઇ:
આવ્યે તેમ સ્વભાવમાં, મન સ્વરૂપ પણ જાઇ. ૧૨
ઉપજે મોહ વિકલ્પથી, સમસ્ત આ સંસાર:
અંતર્મુખ અવલોકતાં, વિલય થતાં નહીં વાર. ૧૩
સુખ ધામ અનંત સુસંત ચહિ, દિન રાત્ર રહે તદ્ ધ્યાનમહિં;
પ્રશાંતિ અનંત સુધામય જે, પ્રણમું પદ તે વર તે જય તે. ૧

રાજકોટ, ચૈત્ર શુદ ૯, ૧૯૫૭.

# વૃદ્ધિપત્ર.

જેમ નિર્મલતા રે રત્ન સ્ફટિક તણી, તેમ જ જીવ સ્વભાવ રે,
તે જિનવીરે રે ધર્મ પ્રકાશિઓ, પ્રબલ કષાય અભાવ રે.

નમસ્કારપૂર્વક. સહજ દ્રવ્ય અત્યંત પ્રકાશિત થયે એટલે સર્વ કર્મનો ક્ષય થયે જ અસંગતા કહી છે; અને સુખસ્વરૂપતા કહી છે.

જ્ઞાનીપુરૂષનાં તે વચન અત્યંત સાચાં છે, કેમકે સતસંગથી પ્રત્યક્ષ–અત્યંત પ્રગટ–તે વચનોનો અનુભવ થાય છે.

નિર્વિકલ્પ ઉપયોગનો લક્ષ, સ્થિરતાનો પરિચય કર્યાથી થાય છે. સુધારસ, સતસમાગમ, સતશાસ્ત્ર, સદ્વિચાર, અને વૈરાગ્ય, ઉપશમ એ સૌ સ્થિરતાના હેતુ છે.

જો જ્ઞાની પુરૂષના દ્રઢ આશ્રયથી સર્વોત્કૃષ્ટ એવુ મોક્ષપદ સુલભ છે. તો પછી ક્ષણે ક્ષણે આત્મોપયોગ સ્થિર કરવો ઘટે એવો કઠણ માર્ગ તે જ્ઞાનીપુરૂષના દ્રઢ આશ્રયે પ્રાપ્ત થવો કેમ સુલભ હોય? કેમકે તે ઉપયોગના એકાગ્રપણાવિના તો મોક્ષપદની ઉત્પત્તિ છે નહીં. જ્ઞાનીપુરૂષના વચનનો દ્રઢ આશ્રય જેને થાય તેને સર્વ સાધન સુલભ થાય એવો અખંડ નિશ્ચય સત્પુરૂષોએ કર્યો છે; તો પછી અમે કહીએ છીએ કે, આ વૃત્તિઓનો જય કરવો ઘટે છે. તે વૃત્તિઓનો જય કેમ ન થઇ શકે? આટલું સત્ય છે કે, આ દુષમકાલને વિષે સતસંગની સમીપતા, કે દ્રઢ આશ્રય વિશેષ જોઇએ; અને અસતસંગથી અત્યંત નિવૃત્તિ જોઇએ; તોપણ મુમુક્ષુને તો એમ જ ઘટે છે. કે કઠણમાં કઠણ આત્મસાધન હોય તેની પ્રથમ ઇચ્છા કરવી, કે જેથી સર્વ સાધન અલ્પકાળમા ફળીભૂત થાય.

શ્રી તીર્થંકરે તો એટલા સુધી કહ્યું છે કે, જે જ્ઞાનીપુરૂષની દશા સંસારપરિક્ષીણ થઇ છે તે જ્ઞાનીપુરૂષને પરંપરા કર્મબંધ સંભવતો નથી, તો પણ પુરૂષાર્થ મુખ્ય રાખવો, કે જે બીજા જીવનો પણ આત્મસાધનપરિણામનો હેતુ થાય. સમયસારમાંથી જે કાવ્ય લખેલ છે તે તથા તેવા બીજા સિદ્ધાંતો માટે સમાગમે સમાધાન કરવાનું સુગમ થશે, એમ જાણી પત્રમાં લખવાનું કર્યું. નથી. જ્ઞાની પુરૂષને આત્મપ્રતિબંધપણે સંસારસેવા હોય નહીં, પણ પ્રારબ્ધપ્રતિબંધપણે હોય એમ છતાં પણ તેથી નિવૃત્તરૂપ પરિણામને પામે એમ જ્ઞાનીની રીત હોય છે; જે રીતનો આશ્રય કરતાં ત્રણ કાલ ત્રણ વર્ષ થયાં વિશેષ

તેમ કર્યું છે, અને તેમા જરૂર આત્મદશાને ભુલાવે એવો સંભવ રહે તેવો ઉદય પણ જેટલો બન્યો તેટલો સમપરિણામે વેદ્યો છે, જો કે તે વેદનાના કાળને વિષે સર્વસંગનિવૃત્તિ કોઇ રીતે થાય તો સારૂ એમ સૂઝ્યા કર્યું છે, તો પણ સર્વસંગનિવૃત્તિએ જે દશા રહેવી જોઈએ તે દશા ઉદયમા રહે, તો અલ્પકાલમા વિશેષ કર્મની નિવૃત્તિ થાય એમ જાણી જેટલુ બન્યુ તેટલુ તે પ્રકારે કર્યું છે પણ મનમા હવે એમ રહે છે કે, આ પ્રસંગથી એટલે સકલ ગૃહવાસથી દૂર થવાય. તેમ ન બને તો પણ વ્યાપારાદિ પ્રસંગથી નિવૃત્ત-દૂર થવાય તો સારૂ, કેમકે આત્મભાવે પરિણામ પામવાને વિષે જે દશા જ્ઞાનીની જોઈએ તે દશા આ વ્યાપાર વ્યવહારાદિથી મુમુક્ષુ જીવને દેખાતી નથી આ પ્રકાર જે લખ્યો છે તે વિષે હમણા વિચાર ક્યારેક ક્યારેક વિશેષ ઉદય પામે છે તે વિષે જે પરિણામ આવે તે ખરૂ આ પ્રસંગ લખ્યો છે તે લોકોમા હાલ પ્રગટ થવા દેવાયોગ્ય નથી. મહા શુદ ઉપર તે તરફ આવવાનુ થવાનો સંભવ રહે છે એ જ વિનતિ

આ૦ સ્વા૦ પ્રણામ.

(૨)

આપને સહજ વાચનના ઉપયોગાર્થે આપના પ્રશ્નનો ઉત્તરવાળો કાગળ આ સાથે બીડુ છુ

પરમાત્મામા પરમ સ્નેહ ગમે તેવી વિકટ વાટેથી થતો હોય તો પણ કરવો યોગ્ય જ છે સરળ વાટ મળ્યા છતા ઉપાધિના કારણથી તન્મય ભક્તિ રહેતી નથી અને એકતાર સ્નેહ ઉભરાતો નથી. આથી ખેદ રહ્યા કરે છે, અને વારંવાર વનવાસની ઇચ્છા થયા કરે છે, જો કે વૈરાગ્ય તો એવો રહે છે કે ઘર અને વનમા ઘણુંકરીને આત્માને ભેદ રહ્યો નથી, પરંતુ ઉપાધિના પ્રસંગને લીધે તેમા ઉપયોગ રાખવાની વારંવાર જરૂર રહે છે કે જેથી પરમ સ્નેહપર તે વેળા આવરણ આણવુ પડે, અને એવી પરમ સ્નેહતા અને અનન્ય પ્રેમભક્તિ આવ્યા વિના દેહત્યાગ કરવાની ઇચ્છા થતી નથી કદાપિ સર્વાત્માની એવી જ ઇચ્છા હશે, તો ગમે તેવી દીનતાથી પણ તે ઇચ્છા ફેરવશું પણ પ્રેમભક્તિની પરિપૂર્ણ લય આવ્યા વિના દેહત્યાગ નહીં કરી શકાય એમ રહે છે અને વારંવાર એ જ રટના રહેવાથી 'વનમા જઇએ' "વનમા જઇએ' એમ થઇ આવે છે આપનો નિરંતર સત્સંગ હોય તો અમને ઘર પણ વનવાસ જ છે.

ગોપાંગનાની શ્રીમદ્ ભાગવતમાં સુંદર આખ્યાયિકા આપી છે. એ દશા વારંવાર સાંભરી આવે છે; અને એવું ઉન્મત્તપણું પરમાત્માને પામવાનું પરમ દ્વાર છે, એ દશા વિદેહી હતી. ભરતજીને હરણના સંગથી જન્મની વૃદ્ધિ થઇ હતી; અને તેથી જડભરતના ભવમાં અસંગ રહ્યા હતા એવા કારણથી મને પણ અસંગતા બહુ જ સાંભરી આવે છે, અને કેટલીક વખત તો એવું થઇ જાય છે કે, તે અસંગતા વિના પરમ દુઃખ થાય છે. યમ (?) અંતકાળે પ્રાણીને દુઃખદાયક (નહીં ?) લાગતો હોય પણ અમને સંગ દુઃખદાયક લાગે છે; એમ અંતર્વૃત્તિઓ ઘણી છે; કે જે એક જ પ્રવાહની છે, લખી જતી નથી. રહ્યું જતું નથી; અને આપનો વિયોગ રહ્યા કરે છે. સુગમ ઉપાય કોઇ જડતો નથી. ઉદયકર્મ ભોગવતાં દીનપણું અનુકૂળ નથી. ભવિષ્યની એક ક્ષણનો ઘણું કરીને વિચાર પણ રહેતો નથી.

સત્ સત્ અને સતનું સાધન તમે તે, ત્યાં છો અધિક શું કહીએ? ઇશ્વરની ઇચ્છા એવી છે. અને તેને રાજી–રાખ્યા–વિના છુટકો નથી; નહીં તો આવી ઉપાધિયુક્ત સ્થિતિમાં ન રહીએ. અને ધાર્યું કરીએ. પરમ''' ''લઇને પ્રેમભક્તિમય જ રહીએ, પણ પ્રારબ્ધકર્મ બલવત્તર છે.

(૩)

આજે આપનું એક પત્ર મળ્યું. વાંચી હૃદયગત કર્યું. એ વિષે આપને ઉત્તર ન લખીએ એવી અમારી સત્તા આપની પાસે યોગ્ય નહીં. તથાપિ આપને અંતર્ગત સમજાયું છે તે જણાવું છું કે જે કંઇ થાય છે તે થવા દેવું. ન ઉદાસીન–ન અનુદ્યમી થવું. ન પરમાત્મા પ્રત્યે પણ ઇચ્છા કરવી, અને ન મુઝાવું. આપ જણાવો છો તેમ અહંપણું આડું આવતું હોય, તો તેનો જેટલો બને તેટલો રોધ કરવો; અને તેમ છતાં પણ તે ટળતું ન હોય તો તેને ઇશ્વરાર્પણ કરી દેવું, તથાપિ દીનપણું ન આવવા દેવું. "શું થશે" એવો વિચાર કરવો નહીં, અને જે થાય તે કર્યા રહેવું. અધિક ઝાવાં નાંખવા પ્રયત્ન કરવું નહીં. અલ્પ પણ ભય રાખવો નહીં. ઉપાધિ માટે ભવિષ્યની એક પળ પણ ચિંતા કરવી નહીં, કર્યાનો જે અભ્યાસ થઇ ગયો છે તે વિસ્મરણ કર્યા રહેવું; તો જ ઇશ્વર પ્રસન્ન થશે, અને તો જ પરમ ભક્તિ પામ્યાનું ફળ છે; તો જ અમારો તમારો સંગ થયો યોગ્ય છે; અને ઉપાધિ વિષે શું થાય છે તે આપણે આગળ ઉપર જોઇ લઇશું. જોઇ લઇશું એનો અર્થ બહુ ગંભીર છે. સર્વાત્મા હરિ સમર્થ છે, આપ અને મહંત પુરુષોની

કૃપાથી નિર્બળ મતિ ઓછી રહે છે. આપના ઉપાધિયોગ વિષે લખે કે સહ્ય રહ્યા કરે છે, પણ જે કંઈ મમતા છે, તે તે સર્વાત્માને હાથ છે; અને તે મમતા નિગ્રંથી નિગ્રહાંશ તેવા જ્ઞાનીને જ પ્રાપ્ત હોય છે; જ્યાંસુધી તે સર્વાત્મા હરિની ઇચ્છા જેમ હોય તેમ જાણીને પણ ચાલવું એ આજ્ઞાંકિત ધર્મ છે, ઇત્યાદિક વાત ઘણી છે. જે લખી શકતો નથી; અને બીજે રોજ —સમાગમ સિવાય—એ વાત કરવાનો ઉપાય હાથમાં નથી; જેથી જ્યારે પરમેચ્છા હશે ત્યારે એ વાત કરશું. ઉપર જે ઉપાધિમાંથી અદ્ભુત સમજવાનાં વચનો લખ્યાં છે તે ઉપર આપ થોડો વખત વિચાર કરશો. ત્યાં જ તેવી દશા થતી રહે એવી આપની મનોવૃત્તિ છે; અને એવી ગાંઠી શિક્ષા લખવાની સર્વાત્મા હરિની ઇચ્છા હોવાથી મેં આપને લખી છે માટે જેમ બને તેમ એને અવધારજો.

ફરી પણ આપને વિજ્ઞાપન છે કે ઉપાધિ વિષે જેમ બને તેમ નિઃશંકપણે રહી ઉદ્યમ કરવો. "કેમ થશે" એ વિચાર મૂકી દેવો. આથી વિશેષ ચોખી વાત લખવાની યોગ્યતા હાલ મને ઇશ્વરે અનુગ્રહ કરી નથી અને તેનું કારણ મારી તેવી આધીન ભક્તિ નથી. આપે સર્વ પ્રકારે નિઃશંક રહેવું એવી મારી ફરી ફરી વિનંતિ છે. એ સિવાય હું કંઈ બીજું લખવા યોગ્ય નથી. આ વિષય વિષે સમાગમે આપણે વાતચિત કરીશું. કોઈ રીતે આપે દિલગીર થવું નહીં આ ધીરજ આપવા તરીકેની જ સમ્મતિ છે. વધારે લખી શકાતું નથી. પણ આપે આકુળ રહેવું ન જોઇએ; એ જ વિનંતિ ફરી ફરી માનજો. બાકી અમે તો નિર્બળ છીએ જરૂર માનજો કે નિર્બળ છીએ પણ ઉપર જે લખી છે તે સમ્મતિ તે સબળ છે. જેવી તેવી નથી પણ સાચી છે આપને માટે એ જ સર્વ યોગ્ય છે. આપ જ્ઞાન કથા લખશો. પ્રબોધશતક ભાઇ રેવાશંકર હાલ તો વાંચે છે. રવિવાર સુધીમાં પાછું મોકલવું ઘટશે તો પાછું મોકલાવીશ નહીં તો રાખવા વિષે લખીશ, અને તેમ છતાં તેના માલિક તરફની ઉતાવળ હોય તો જણાવશો તો મોકલી આપીશ. આપના બધા પ્રશ્નોનો મારી ઇચ્છાપૂર્ણ ઉત્તર લખી શક્યો નથી. ઉપાધિયોગને લીધે, પણ આપ મારા અંતરને સમજી લેશો તમને નિઃશંકતા છે.

લ૦ આજ્ઞાંકિત રાયચંદ.

(૪)

તમારા ત્રણેક પત્રો પહોંચ્યા છે. એક પત્રમાં બે પ્રશ્ન લખ્યાં હતાં; જેમાંના એકનું સમાધાન નીચે લખ્યું છે. જ્ઞાનીપુરુષનો સત્સંગ થયે, નિશ્ચય

થયે અને તેના માર્ગને આરાધ્યે જીવને દર્શનમોહનીય કર્મ ઉપશમે છે, કે
ક્ષય થાય છે, અને અનુક્રમે સર્વ જ્ઞાનની પ્રાપ્તિ થઇ જીવ કૃતકૃત્ય થાય છે
એ વાત પ્રગટ સત્ય છે; પણ તેથી ઉપાર્જિત પ્રારબ્ધ પણ ભોગવવું પડતું
નથી એમ સિદ્ધાંત થઇ શકતો નથી કેવળજ્ઞાન થયું એવા વીતરાગને પણ
ઉપાર્જિત પ્રારબ્ધરૂપ એવાં ચાર કર્મ વેદવાં પડે છે; તો તેથી ઓછી ભૂમિકામાં
સ્થિત એવા જીવોને પ્રારબ્ધ ભોગવવું પડે તેમાં કાંઇ આશ્ચર્ય નથી. જેમ
તે સર્વજ્ઞ એવા વીતરાગને ઘનઘાતિ ચાર કર્મ નાશ પામવાથી વેદવાં પડતાં
નથી અને ફરી તે કર્મ ઉત્પન્ન થવાના કારણની તે સર્વજ્ઞ એવા વીતરાગને
સ્થિતિ નથી; તેમ જ્ઞાનીનો નિશ્ચય થયે અજ્ઞાન ભાવથી જીવને ઉદાસીનતા
થાય છે; અને તે ઉદાસીનતાને લીધે ભવિષ્ય કાળમાં તે પ્રકારનું કર્મ ઉપા-
ર્જવાનું મુખ્ય કારણ તે જીવને થતું નથી. કવચિત્ પૂર્વાનુસાર કોઇ જીવને
વિપર્યય ઉદય હોય, તોપણ તે ઉદય અનુક્રમે ઉપશમી ક્ષય થઇ જીવ જ્ઞાનીના
માર્ગને ફરી પામે છે. અને અર્ધપુદ્ગલપરાવર્તનમાં અવશ્ય સંસારમુક્ત થાય છે;
પણ સમકિતી જીવને, કે સર્વજ્ઞ વીતરાગને, કે કોઇ અન્ય યોગી કે જ્ઞાનીને
જ્ઞાનની પ્રાપ્તિને લીધે ઉપાર્જિત પ્રારબ્ધ વેદવું પડે નહીં; કે દુઃખ હોય નહીં
એમ સિદ્ધાંત ન હોઇ શકે. તો પછી અમને તમને માત્ર સત્સંગનો અલ્પ
લાભ હોય ત્યાં સંપાળી સર્વ દુઃખ નિવૃત્ત થવાં જોઇએ; એમ માનીએ તો
પછી કેવળ જ્ઞાનાદિ નિરર્થક થાય છે, કેમકે ઉપાર્જિત પ્રારબ્ધ આવેદ્યું નાશ
પામે તો પછી સર્વ માર્ગ મિથ્યા જ કરે. જ્ઞાનીના સત્સંગે અજ્ઞાનીના પ્રસંગની
રુચિ આળસ; અને સત્યાસત્ય વિવેક થાય; અનંતાનુબંધી ક્રોધાદિ ખપે; અનુક્રમે
સર્વ રાગ દ્વેષ ક્ષય થાય; એ બનવા યોગ્ય છે અને જ્ઞાનીના નિશ્ચયે તે અલ્પ
કાળમાં અથવા સુગમપણે બને એ સિદ્ધાંત છે; તથાપિ જે દુઃખ અવશ્ય
ભોગવ્યે નાશ પામે એવું ઉપાર્જિત છે તે તો ભોગવવું જ પડે એમાં કાંઇ
સંશય થતો નથી. આ વિષે વધારે સમાધાનની ઇચ્છા હોય તો
સમાગમે થઇ શકે, મારું અંતરનું અંગ એવું છે કે પરમાર્થ
પ્રસંગથી કોઇ મુમુક્ષુને મારો પ્રસંગ થાય તો જરૂર તેને મારા પ્રત્યે પરમા-
ર્થના હેતુની જ ઇચ્છા રહે તો જ તેનું શ્રેય થાય; પણ દ્રવ્યાદિ કારણની
કાંઇ પણ વાંછા રહે; અથવા તેવા વ્યવસાયનું મને તેનાથી જણાવવું હોય
તો પછી અનુક્રમે તે જીવ મલિનવાસનાને પામી, મુમુક્ષુતાનો નાશ કરે એમ
મને નિશ્ચય રહે છે, અને તે જ કારણથી તમને ઘણીવાર તમારા તરફથી

(૬)

વસ્તુનું યથાર્થસ્વરૂપ જેવું જાણવું, અનુભવવું તેવું જ કહેવું તે **સત્ય.** તેના બે પ્રકાર છેઃ **પરમાર્થ સત્ય અને વ્યવહારસત્ય. પરમાર્થસત્ય** એટલે આત્મા શિવાય બીજો કોઇ પદાર્થ આત્માનો થઇ શકતો નથી એમ નિશ્ચય જાણી ભાષા બોલવામાં વ્યવહારથી દેહ, સ્ત્રી, પુત્ર, મિત્ર, ધન, ધાન્ય, ગૃહ આદિ વસ્તુઓના પ્રસંગમાં બોલતાં પહેલાં એક આત્મા શિવાય બીજું કાંઇ મારૂં નથી; એ ઉપયોગ રહેવો જોઇએ. અન્ય આત્માના સંબંધી બોલતા આત્મામાં જાતિ, લિંગ, અને તેવા ઉપચારિક ભેદવાળો તે આત્મા ન છતાં માત્ર વહેવારનયથી કહેવાને માટે બોલાવવામાં આવે છે; એવા ઉપયોગપૂર્વક બોલાય તો તે પારમાર્થિક ભાષા છે એમ સમજવાનું છે. ૧. દૃષ્ટાંતઃ એક માણસ પોતાના આરોપીત દેહ ઘરની સ્ત્રીની, પુત્રની, કે અન્ય પદાર્થની વાત કરતો હોય તે વખત સ્પષ્ટપણે તે તે પદાર્થથી વક્તા હું ભિન્ન છું, અને તે મારા નથી; એમ સ્પષ્ટપણે બોલનારને ભાન હોય તો તે સત્ય કહેવાય. ૨. દૃષ્ટાંત—જેમ કોઇ ગ્રંથકાર શ્રેણિક રાજા અને ચેલણા રાણીનું વર્ણન કરતા હોય, તો તેઓ બન્ને આત્મા હતા અને માત્ર શ્રેણિકના ભવ આશ્રયી તેમનો સંબંધ, અગર સ્ત્રી, પુત્ર, ધન, રાજ્ય વગેરેનો સંબંધ હતો; તે વાત લક્ષમાં રાખ્યા પછી બોલવાની પ્રવૃત્તિ કરે એ જ પરમાર્થસત્ય. વ્યવહારસત્ય આવ્યા વિના પરમાર્થસત્ય વચન બોલવાનું બને તેમ ન હોવાથી વ્યવહારસત્ય નીચે પ્રમાણે જાણવાનું છે. વ્યવહારસત્ય જેવા પ્રકારે વસ્તુનું સ્વરૂપ જોવાથી અનુભવવાથી, શ્રવણથી અથવા વાચવાથી આપણને અનુભવવામાં આવ્યું હોય તેવા જ પ્રકારે યથાતથ્યપણે વસ્તુનું સ્વરૂપ કહેવું, અને તે પ્રસંગે વચન બોલવું તેનું નામ વ્યવહાર સત્ય. (દૃષ્ટાંત) જેમ કે, અમુક માણસનો લાલ અશ્વ જંગલમાં દિવસે બાર વાગે દીઠા હોય, અને કોઇના પૂછવાથી તે જ પ્રમાણે યથાતથ્ય વચન બોલવું તે વ્યવહારસત્ય. આમાં પણ કોઇ પ્રાણીનાં પ્રાણનો નાશ થતો હોય, અગર ઉન્મત્તતાથી વચન બોલાયું હોય, યદ્યપિ ખરૂં હોય તો પણ અસત્ય તુલ્ય જ છે એમ જાણી પ્રવર્તવું. સત્યથી વિપરીત તેને અસત્ય કહેવાય છે.

ક્રોધ, માન, માયા, લોભ, હાસ્ય, રતિ, અરતિ, શોક, ભય, દુર્ગંછા અજ્ઞાનાદિથી બોલાય છેઃ ક્રોધાદિ મોહનીયના અંગભૂત છે તેથી સ્થિતિ બીજા બધા કર્મથી વધારે એટલે (૭૦) સીત્તેર કોડાકોડી સાગરોપમની છે. આ કર્મ ક્ષય થયા વિના જ્ઞાનાવરણીયાદિ કર્મ સંપૂર્ણપણે ક્ષય થઇ શકતાં નથી.

જો કે સૂત્રોમાં પ્રથમ જ્ઞાનાવરણીયાદિ કર્મો કહ્યાં છે, પણ આ કર્મની ઘણી મહત્વતા છે, કેમકે સંસારના મૂળભૂત, રાગદ્વેષનું આ મૂળ સ્થાન હોવાથી ભવભ્રમણ કરવામાં આ કર્મની મુખ્યતા છે, આવું મોહનીય કર્મનું બળવાનપણું છે, છતાં પણ તેનો ક્ષય કરવો સહેલ છે. એટલે કે જેમ વેદનીયકર્મ વેદ્યા વિના નિષ્ફળ થતું નથી તેમ આ કર્મને માટે નથી. વિપક્ષ ભાવનાથી મોહનીય કર્મની પ્રકૃતિરૂપ, ક્રોધ માન માયા, અને લોભાદિ કષાય તથા નોકષાયના અનુક્રમે ક્ષમા, નમ્રતા, નિરભિમાનપણું, સરળપણું, નિર્દંભતા અને સંતોષાદિની વિપક્ષ ભાવનાથી એટલે મન વિચાર કરવાથી ઉપર દર્શાવેલા કષાયો નિષ્ફળ કરી શકાય છે. નોકષાય પણ વિચારથી ક્ષય પમાડી શકાય છે, એટલે કે તેને માટે બાહ્ય કાંઈ કરવું પડતું નથી. 'મુનિ' એ નામ પણ આ પૂર્વોક્ત રીતે વિચારીને વચન બોલવાથી સત્ય છે. ઘણું કરીને પ્રયોજન વિના બોલવું જ નહીં એનું નામ મુનિપણું. રાગ દ્વેષ ને અજ્ઞાન વિના યથાસ્થિત વસ્તુનું સ્વરૂપ કહેતાં બોલતાં છતાં પણ મુનિપણું—મૌનપણું —જાણવું. પૂર્વે તીર્થંકરાદિ મહાત્માઓએ આમ જ વિચાર કરી મૌનપણું ધારણ કરેલું અને સાડાબાર વર્ષ લગભગ મૌનપણું ધારણ કરનાર ભગવાન્ વીરપ્રભુએ આવા ઉત્કૃષ્ટ વિચારે કરી આત્મામાંથી કરી કરીને મોહનીય કર્મનો સંબંધ કાઢી નાખી કેવળ જ્ઞાનદર્શન પ્રગટ કર્યું હતું. આત્મા ધારે તો સત્ય બોલવું એ કંઈ કઠણ નથી. વ્યવહારસત્યભાષા ઘણીવાર બોલવામાં આવે છે પણ પરમાર્થસત્ય બોલવામાં આવ્યું નથી; માટે આ જીવનું ભવભ્રમણ મટતું નથી. સમ્યક્ત્વ થયા બાદ અભ્યાસથી પરમાર્થ સત્ય બોલવાનું થઈ શકે છે, અને પછી વિશેષ અભ્યાસે સહજ ઉપયોગ રહ્યા કરે છે. અસત્ય બોલ્યા વિના માયા થઈ શકતી નથી. વિશ્વાસઘાત કરવો તે પણ અસત્યમાં સમાવેશ થાય છે. ખોટા દસ્તાવેજ કરવા તે પણ અસત્ય જાણવું. પછી તપ પ્રમુખ માનાદિની ભાવનાથી કરી આત્મહિતાર્થે કરવા જેવો દેખાવ તે અસત્ય હોય એમ જાણવું. અખંડ સમ્યક્ દર્શન આવે તો જ સંપૂર્ણપણે પરમાર્થસત્ય વચન બોલી શકાય એટલે કે તો જ આત્મામાંથી અન્યપણે પદાર્થ ભિન્નપણે ઉપયોગ લઈ વચનની પ્રવૃત્તિ થઈ શકે. કોઈ પૂછે કે લોક શાશ્વત કેમ કહેવામાં આવ્યો, તેનું કારણ ધ્યાનમાં રાખી તે બોલે તો તે સત્ય. આ વ્યવહારસત્યના પણ બે વિભાગ થઈ શકે છે. એક સર્વથા પ્રકારે અને બીજો દેશથી. નિશ્ચય સ્વપર ઉપયોગ રાખી પ્રિય એટલે જે વચન અન્યના અથવા જેના સંબંધમાં બોલાયું હોય તેને પ્રીતિકારી હોય, અને ગુણકારી હોય એવું

જ સત્ય વચન બોલનાર સર્વવિરતિ મુનિરાજ પ્રાયે હોઇ શકે છે. સંસાર ઉપર અભાવ રાખનાર હોવા છતાં પૂર્વકર્મથી, અથવા બીજા કારણથી સંસારમાં રહેનાર દેશથી સત્ય વચન બોલવાનો નિયમ રાખવા યોગ્ય છે. તે મુખ્ય આ પ્રમાણેઃ મનુષ્યસંબંધી (કન્યાલિક) પશુસંબંધી (ગોવાલિક) ભૂમિસંબંધી (ભોમાલિક) ખોટી સાક્ષી અને થાપણ, ભરૂસો એટલે વિશ્વાસથી રાખવા યોગ્ય આપેલા દ્રવ્યાદિ પદાર્થ તે પાછા મંગાવી, તે સંબંધી ઇનકાર જવું તે. આ પાંચ સ્થૂળ પ્રકાર છે. આ વચન બોલતાં પરમાર્થસત્ય ઉપર ધ્યાન રાખી યથાસ્થિત એટલે જેવે પ્રકારે સમ્યક્ વસ્તુઓનાં સ્વરૂપ હોય તેવા પ્રકારે જ કરવાનો નિયમ તેને દેશથી વ્રત ધારણ કરનારે અવશ્ય કરવા યોગ્ય છે. આ કહેલા સત્ય વિષે ઉપદેશ વિચારી તે ક્રમમાં આવવું એ જ ફળદાયક છે.

આંક ૬૯૭ (પ્રથમાવૃત્તિ આંક ૩૮૫) પૃષ્ઠ ૩૨૩ (પ્રથમાવૃત્તિ પૃષ્ઠ ૩૨૦) ના પત્રમાં પ્રથમનો નીચેનો ભાગ મુદ્રિત થવો રહી ગયો. આ ભાગ પ્રથમાવૃત્તિના વૃદ્ધિપત્ર ૧ લા ની અંદર મૂકાએલો હતોઃ--

શ્રી ઠાણાંગ સૂત્રની એક ચોભંગીનો ઉત્તર વિશેષ સમજવા માગ્યો હતો તે સંક્ષેપમાં અમે લખ્યો છેઃ-એક આત્માનો ભવાંત કરે, પણ પરનો ન કરે તે પ્રત્યેક બુદ્ધ કે અશોચ્યા કેવળી, કેમકે તેઓ ઉપદેશ માર્ગ પ્રવર્તાવતા નથી એવો વ્યવહાર છે. ૨ એક આત્માનો ભવાંત ન કરે તે અચરિમ શરીરિ આચાર્ય એટલે જેને હજુ અમુક ભવ બાકી છે, પણ ઉપદેશ માર્ગને આત્માએ કરી જાણ્યો છે તેથી તેનાથી ઉપદેશ સાંભળી સાંભળનાર જીવ તે ભવે ભવનો અંત કરી શકે.

વધારે પ્રેમ રાખો છો તેને લીધે, જ્ઞાની પાસે જ્ઞાન ઇચ્છવું તે કરતાં એવ-સ્વરૂપ સમજી ભક્તિ ઇચ્છવી એ પરમ ફળ છે વધારે શું કહીએ? ઇશ્વરકૃપા કરે તેને કળિયુગમાં એ પદાર્થની પ્રાપ્તિ થાય:—મહા વિકટ છે.

મન વચન કાયાથી તમારો કોઇપણ દોષ થયો હોય તો દીનતાપૂર્વક ક્ષમા માગું છું. આવતી કાલે અહીંથી રવાના થઇ વવાણીઆભણી જવું ધાર્યું છે.

(૪)

કળિયુગ છે એટલે વધારે વખત ઉપાધિકાનો વિયોગ રહેવાથી યથા-યોગ્ય વૃત્તિ પૂર્વાપર ન રહે.

ભાદરવા વદ ૧૩ બુધ, ૧૯૪૭.

વિ૦ રાયચંદના યથા૦

(૫)

(સત શ્રદ્ધા પામીને) જે કોઇ તમને ધર્મ નિમિત્ત ઇચ્છે તેનો સંગ રાખો.
કાર્તિક શુદ ૧૪, બુધ, ૧૯૪૭, મુંબઇ.

(૬)

૧. તરવાને માટે જીવે પ્રથમ શું જાણવું?

૨. જીવનું પરિભ્રમણ થવામાં મુખ્ય કારણ શું?

૩. તે કારણ કેમ ટળે?

૪. તે માટે સુગમમાં સુગમ એટલે થોડા કાળમાં ફળદાયક થાય એવો કયો ઉપાય છે?

૫. એવો કોઇ પુરુષ હશે કે, જેથી એ વિષયનો નિર્ણય પ્રાપ્ત થાય આ કાળમાં એવા પુરુષ હોય એમ તમે ધારો છો? અને ધારો છો તે કેવાં કારણોથી? એવા પુરુષના કં૦ લક્ષણો હોય કે કેમ? હાલ એવા પુરુષ આ ણને કયા ઉપાયે પ્રાપ્ત હોઇ શકે?

૬. જો ૦૦૦ સંબંધી કંઇ પ્રસંગે આવે તો, પૂછવું કે "મોક્ષમાર્ગ" ની ૦૦૦ પ્રાપ્ત છે એવી નિઃશંકતા તમને છે? અને હોય તો શું કારણને લઇને? પ્રવૃત્તિવાળી દશામાં વર્તતો હોય, તો પૂછવું કે, આ વિષે તમને વિકલ્પ નથી આવતો? ૦૦૦૦૦ સર્વ પ્રકારે નિસ્પૃહતા હશે કે કેમ? કોઇ જાતના સિદ્ધિ જોગ હશે કે કેમ?

૭ મનુષ્યની પ્રાપ્તિ થયે જીવને મોક્ષ ન મળે એમ બને કે કેમ? એમ બને તો તો તેનું કારણ શું? જો જીવની "અયોગતા" જણાવવામાં આવે, તો તે અયોગ્યતા કયા વિષયની?

ચૈત્ર શુદ ૧૫, ગુરૂ ૧૯૪૧, મુંબઇ.

---

(૭)

ભગવત્ મુક્તિ આપવામાં કૃપણ નથી, પણ ભક્તિ આપવામાં કૃપણ છે એમ લાગે છે. એવા ભગવનને લોભ શા માટે હશે?

વવાણીઆ, ભાદરવા વદ ०)) ગુરૂ. ૧૯૪૭.

લી. રાયચંદના પ્રણામ.

---

(૮)

"છોટમકૃત પદસંગ્રહ' વગેરે પુસ્તકો વાંચવાનો હાલ તો પરિચય રાખજો. વગેરે શબ્દથી સત્સંગ, ભક્તિ અને વીતરાગતાનું મહાત્મ્ય વર્ણવ્યું હોય તેવા પુસ્તકો સમજજો.

સત્સંગાદિકની જેમાં મહાત્મ્યના વર્ણની છે તેવાં પુસ્તકો અથવા પદો -કાવ્યો હોય તે વારંવાર મનન કરવાં અને સ્મૃતિમાં રાખવાયોગ્ય સમજજો.

જૈનસૂત્રો હાલ વાચવાની ઇચ્છા થાય તો તે નિવૃત્ત કરવાયોગ્ય છે, કારણ કે તે વાચવા સમજવામા વધારે યોગ્યપણું હોવું જોઇએ; તે વિના યથાર્થ ફળની પ્રાપ્તિ હોતી નથી તથપિ બીજાં પુસ્તકોની ગેરહાજરી હોય, તો 'ઉત્તરાધ્યયન' અથવા 'સુયગડાંગ'નુ બીજુ અધ્યયન વાંચજો-વિચારજો.

ગને ને ક્રિયા જપ તપ કે શાસ્ત્ર વાંચન કરીને પણ એકજ કાર્ય સિદ્ધ કરવાનું છે, તે એ કે, જગત્ ની વિસ્મૃતિ કરવી, અને સત્ના ચરણમાં રહેવું.

અને એ એકજ લક્ષ ઉપર પ્રવૃત્તિ કરવાથી જીવને પોતાને શુ કરવુ યોગ્ય છે? અને શુ કરવું અયોગ્ય છે? તે સમજાય છે—સમજાતું જાય છે.

એ લક્ષ આડ્યા થયા વિના જપ, તપ, ધ્યાન કે દાન કોઇની યથાયોગ્ય સિદ્ધિ નથી; અને ત્યાંસુધી ધ્યાનાદિક નહીં જેવા કામના છે.

માટે એમાંના જેનાથી જે જે સાધનો થઇ શકતાં હોય તે બધાં એક લક્ષને સાધાને અર્થે કરવાં, કે જે લક્ષ અમે ઉપર જણાવ્યો છે, જપતપાદિ

કંઇ નિષેધવા યોગ નથી; તથાપિ તે બધાં એક લક્ષને અર્થે છે; અને એ લક્ષ વિના જીવને સમ્યક્ત્વ સિદ્ધ થતું નથી. વધારે શું કહીએ ? ઉપર જણાવ્યું છે તેટલુંજ સમજવાને માટે સઘળાં શાસ્ત્રો પ્રતિપાદિત થયાં છે.

કારતક શુદ ૭, રવ, ૧૯૪૮.

( ૯ )

ૐ સત્.

તમારા વૈરાગ્યાદિ વિચારોવાળું એક પત્ર વણેક દિવસ પહેલાં સવિસ્તર મળ્યું છે. જીવને વિષે વૈરાગ્ય ઉત્પન્ન થવો એ એક મોટો ગુણ જાણીએ છીએ, અને તે સાથે શમ, દમ, વિવેકાદિ સાધનો અનુક્રમે ઉત્પન્ન થવારૂપ જોગપ્રાપ્તિ થાય, તો જીવને કલ્યાણની પ્રાપ્તિ સુલભ થાય છે, એમ જાણીએ છીએ. ( ઉપલી લીટીમાં 'જોગ' શબ્દ લખ્યો તે તેનો અર્થ 'પ્રસંગ' અથવા 'સત્સંગ' એવો કરવો. )

અનંત કાળ થયાં જીવનું સંસારને વિષે પરિભ્રમણ છે, અને એ પરિભ્રમણને વિષે અનંત એવાં જપ, તપ, વૈરાગ્યાદિ સાધનો કર્યાં જણાય છે; તથાપિ જેથી યથાર્થ કલ્યાણ સિદ્ધ થાય છે એવાં એકે સાધન થઇ શક્યાં હોય એમ જણાતું નથી. એવો જપ, તપ કે વૈરાગ્ય અથવા બીજાં સાધનો તે માત્ર સંસારરૂપ થયાં છે. તેમ થયું તે શા કારણથી ? એ વાત અવશ્ય ફરી ફરી વિચારવાયોગ્ય છે આ સ્થળને વિષે કાઇપણ પ્રકારે જપ, તપ, વૈરાગ્યાદિ સાધનો નિષ્ફળ છે એમ કહેવાનો હેતુ નથી; પરંતુ નિષ્ફળ થયાં છે તેનો હેતુ શો હશે તે વિચારવા માટે લખવામાં આવ્યું છે. કલ્યાણની પ્રાપ્તિ જેને થાય છે એવા જીવને વિષે વૈરાગ્યાદિ સાધનો તો ખચિત હોય છે). તમે આ પત્ર જેના તરફથી લખવામા આવ્યો છે તે માટે જે કંઇ શ્રવણ કર્યું છે તે યથાતથ્ય છે કે કેમ તે પણ નિર્ધારવા જેવી વાત છે.

નિરંતર અમારા સંગને વિષે રહેવા સબંધી તમારી જે ઇચ્છા છે તે વિષે હાલ કંઇ લખી શકવું અશકય છે.

તમારા જાણવામાં આવ્યુ હોવું જોઇએ કે અત્ર અમારૂં જે રહેવું થાય છે તે ઉપાધિપૂર્વક થાય છે; અને તે ઉપાધિ એવા પ્રકારથી છે કે તેવા પ્રસંગમાં શ્રી તીર્થંકર જેવા પુરુષને વિષેનો નિર્ધાર કરવો હોય તોપણ વિકટ છે, કારણ કે અનાદિ કાળથી માત્ર, જીવને બાહ્ય પ્રવૃત્તિ અથવા બાહ્ય નિવૃત્તિનું ઓળખાણ છે; અને તેને આધારેજ તે સત્પુરુષ, અસત્પુરુષ કલ્પતો આવેલ છે. કોઇ સત્સંગના જોગે જીવને પ્રવૃત્તિરૂપ જોગ દેખીને જેવો જાઇએ

તેને નિશ્ચળ રહેતો નથી, અથવા તો નિરંતર વચનો એવો ભક્તિભાવ નથી રહેતો; અને વખતે તો મંદદને પ્રાપ્ત થઇ જીવ તેવા સત્પુરુષના જોગને લાગી જેવી આવ નિવૃત્તિ જોઇએ છે એવા પુરુષને દઢ પ્રેરે-એવ-છે; માટે નિવૃત્તિ-પ્રસંગ જે કાળમાં સત્પુરુષને વર્તતો હોય તેવા કાળમાં તેમની સમીપનો વાસ તે જીવને વિશેષ હિતકાર જાણીએ છીએ. આ વાત અત્યારે આથી વિશેષ લખવી અશક્ય છે, જો કોઇ પ્રસંગે સમાગમ થાય, તો તમે તે વિષે પૂછશો; અને કંઇ વિશેષ કહેવાજેવો પ્રસંગ હશે, તો કહી શકવા સંભવ છે.

દીક્ષાની વારંવાર ઇચ્છા થતી હોય તોપણ હાલ તે વૃત્તિ સમાવેશ કરવી; અને કલ્યાણ શું અને તે કેમ હોય તેની વારંવાર વિચારણા અને ગવેષણા કરવી. એ પ્રકારમાં અનંતકાલ થયા ભૂલ થતી આવી છે, માટે અસંત વિચાર પગલું ભરવું યોગ્ય છે. અત્યારે એજ વિનતિ.

સંવત્ ૧૯૪૮ ના ભાદરવા શુદ ૧, મુંબઇથી.

રાયચંદના નિષ્કામ યથાયોગ્ય.

(૧૦)

અત્રક્ષણ પર્યંત તમપ્રત્યે કોઇ પણ પ્રકારે પૂર્વાદિ કાળને વિષે મન, વચન અને કાયાના જોગથી જે જે અપરાધાદ કંઇ થયું હોય તે સર્વે અત્યંત આત્મભાવથી વિસ્મરણ કરી ક્ષમા ઇચ્છું છું. હવે પછીના કોઇ પણ કાળને વિષે તમપ્રત્યે તે પ્રકાર થવો અસંભવિત જાણું છું; તેમ છતાં પણ કોઇ અનુપયોગ ભાવે દેહપર્યંતને વિષે તે પ્રકાર ક્વચિત્ થાય તો તે વિષે પણ અત્ર અત્યંત નમ્ર પરિણામે ક્ષમા ઇચ્છું છું; અને તે ક્ષમારૂપ ભાવ આ પત્રને વિચારતાં વારંવાર ચિંતવી તમે પણ તે સર્વ પ્રકાર અમ પ્રત્યેના પૂર્વ કાળના વિસ્મરણ કરવાને યોગ્ય છે, કોઇ પણ સત્સંગવાર્તાનો પરિચય વધે તેમ યત્ન કરવો યોગ્ય છે. એજ વિનતિ.

ભાદરવા શુદ ૧૦, ગુરુ ૧૯૪૮.

(૧૧)

તમારું પત્ર ૧ આજે પહોંચ્યું છે, અને તે મેં વાંચ્યું છે. અત્રથી લખેલું પત્ર તમને મળવાથી થએલા આનંદ નિવેદન કરતાં તમે દીક્ષાદિ વૃત્તિ હાલ ક્ષોભ પામવાનું લખ્યું તે ક્ષોભ હાલ યોગ્ય છે. ક્રોધાદિ અનેક પ્રકારના દોષો પરિક્ષીણ પામી ગયાથી 'સંસારત્યાગરૂપ દિક્ષા યોગ્ય છે;' અથવા તો કોઇ મહ પુરુષના જોગે તેમ કરવું યોગ્ય છે. એ સિવાય બીજા પ્રકારે દિક્ષાનું

ધારણ કરવું તે સફળપણાને પ્રાપ્ત થતું નથી. તેની બીજા પ્રકારની ક્રિયારૂપ ભ્રાંતિએ ગ્રસ્ત થઇ અપૂર્વ એવાં  કે છે, અથવા તે તેથી વિશેષ અંતરાય પડે એવા જોગ ઉપાર્જન કરે છે, માટે હાલ તો તમારો તે ક્ષોભ યોગ્ય જાણીએ છીએ.

તમારી ઇચ્છા અત્રે અમારા સમાગમમાં વિશેષ રહે છે એમ જાણીએ છીએ; તથાપિ તે જોગની ઇચ્છા નિરોધ કરવાયોગ્ય છે; અર્થાત્ તેવો જોગ મળવો અશક્ય છે, અને તે ખુલાસો પ્રથમના પત્રમાં લખ્યો છે, તે તમે જાણી શક્યા હશો. આ તરફ આવવા વિષેની ઇચ્છામાં તમારા વડીલાદિ તરફથી જે નિરોધ છે તે નિરોધથી હાલ ઉપરવટ થવાની ઇચ્છા કરવી યોગ્ય નથી. અમારૂં તે પ્રદેશની લગભગથી કોઇ વાર જવા આવવાનું હોય ત્યારે વખતે સમાગમ જોગ થવા જોગ હશે તો થઇ પડશે.

મતાગ્રહ વિષેની બુદ્ધિને ઉદાસીન કરવી યોગ્ય છે; અને હાલ તો ગૃહસ્થધર્મને અનુસરવું પણ યોગ્ય છે. પોતાના હિતરૂપ જાણી કે સમજીને આરંભ પરિગ્રહાદિ સેવવા યોગ્ય નથી; અને આ પરમાર્થ વારંવાર વિચારી સદ્ગ્રંથનું વાંચન શ્રવણ મનનાદિ કરવું યોગ્ય છે. એજ વિનંતિ.

ભાદરવા વદ ૩, શુક્ર, ૧૯૪૮.

**નિષ્કામ યથાયોગ્ય.**

(૧૨)

થોડા વખત માટે મુંબઇમાં પ્રવર્તનથી અવકાશ લેવાનો વિચાર સુંઝી આવવાથી એક બે સ્થળે લખવાનું બન્યું હતું, પણ તે વિચાર તો થોડા વખત માટે કોઇ નિવૃત્તિક્ષેત્ર પ્રત્યે સ્થિતિ કરવાનો હતો. વવાણીઆ કે કાઠિયાવાડ તરફની સ્થિતિનો નહીં હતો. હજુ તે વિચાર ચોકસ વ્યવસ્થામાં આવ્યો નથી. ઘણું કરી આ પક્ષમાં અને ગુજરાત તરફના કોઇ કોઇ નિવૃત્તિ ક્ષેત્રને વિષે વિચાર આવવા સંભવ છે. વિચાર વ્યવસ્થા પામ્યેથી લખી જણાવીશ. એજ વિનંતિ.

૧૯૪૯ ના શ્રાવણ વદ ૪, બુધ.

**સર્વેને પ્રણામ પ્રાપ્ત થાય.**

છે એમ જણાવવું તે અયથાર્થ છે; જેથી જે સમાગમ થવાનું લખવાનું મારાથી બને, તો જેમ વાત અપ્રસિદ્ધ રહે તેમ કરશો એમ વિનંતિ છે.

ત્રણેના પત્ર જૂદા લખી શકવાની અશક્તિને લીધે એક પત્ર લખ્યું છે. એજ વિનંતિ.

૧૯૫૧ ના પોશ વદ ૧૦, રવિવાર.

આ૦ સ્વ૦ પ્રણામ.

(૧૪)

વિચારવાનને સંગથી વ્યતિરિક્તપણું પરમ શ્રેયરૂપ છે.

ચૈત્ર વદ ૧૧, શુક્ર, ૧૯૫૧.

(૧૫)

તમને તથા બીજા કોઇ સત્સમાગમની નિષ્ઠાવાળા ભાઇઓને અમારા સમાગમ વિષે જિજ્ઞાસા રહે છે તે પ્રકાર જાણવામાં રહે છે, પણ તે વિષેનો અમુક કારણો પ્રત્યે વિચાર કરતાં પ્રવૃત્તિ થતી નથી:-જે કારણો જણાવતાં પણ ચિત્ત સંક્ષેપ થાય છે. જો કે કંઇ પણ તે વિષે સ્પષ્ટાર્થથી લખવાનું બન્યું હોય હોય તો પત્ર તથા સમાગમાદિની રાહ જોવાં કરવાનું, અને તેમાં અનિશ્ચિતપણું થતુ હોવાથી કંઇ કલેશ પ્રાપ્ત થવા દેવાનું જે અમારા પ્રત્યેથી થાય છે તે થવાનો સંભવ ઓછો થાય, પણ તે વિષે સ્પષ્ટાર્થથી લખતાં પણ ચિત્ત ઉપશમ પામ્યા કરે છે એટલે સહજે કાંઇ થાય તે થવા દેવું યોગ્ય ભાસે છે.

વવાણીએથી વળતી વખત ઘણું કરી સમાગમનો યોગ થશે.

ઘણું કરી ચિત્તમાં એમ રહ્યા કરે છે કે, હાલ વધારે સમાગમ પણ કરી શકવા યોગ દશા નથી. પ્રથમથી આ પ્રકારનો વિચાર રહ્યા કરતો હતો અને જે વિચાર વધારે શ્રેયકારક લાગતો હતો, પણ ઉદયવશાત્ કેટલાક ભાઇઓનો સમાગમ થવાનો પ્રસંગ થયો: જે એક પ્રકારે પ્રતિબંધ થવા જેવું જાણ્યું હતું, અને હાલ કંઇ પણ તેવું થયું છે એમ લાગે છે. વર્તમાન આત્મદશા જોતાં તેટલો પ્રતિબંધ થવા દેવા યોગ્ય અધિકાર મને સંભવતો નથી.

અત્રે કંઇક પ્રસંગથી સ્પષ્ટાર્થ જણાવવા યોગ્ય છે. આ આત્માને વિષે ગુણનું વિશેષ વ્યક્તત્વ જાણી તમ વિગેરે કોઇ મુમુક્ષુ ભાઇઓની ભક્તિ વર્તતી હોય તો પણ તેથી તે ભક્તિની યોગ્યતા મારે વિષે સંભવે છે એમ

(૧૭)

બ્રહ્મરંધ્રાદિને વિષે થતા ભાસ વિષે પ્રથમ મુંબઇ કાગળ મળ્યો હતો. હાલ બીજો તે વિષેની વિગતનો અત્રે કાગળ મળ્યો છે—તે તે ભાસ થવા સંભવે છે. જણાવવામાં કંઇક સમજણભેદથી વ્યાખ્યાભેદ થાય. શ્રી વૈજનાથજીનો તમને સમાગમ છે તો તેઓ દ્વારા તે માર્ગનો યથાશક્તિ વિશેષ પુરુષાર્થ થનો હોય તો કરવો યોગ્ય છે. વર્તમાનમાં તે માર્ગ પ્રત્યે અમારો વિશેષ ઉપયોગ વર્તતો નથી. તેમ પત્રદ્વારા તે માર્ગનો ઘણું કરીને વિશેષ લક્ષ કરાવી શકાતો નથી. જેથી તમને શ્રી વૈજનાથજીનો સમાગમ છે તો યથાશક્તિ તે સમાગમનો લાભ લેવામાં વૃત્તિ રાખો તો અડચણ નથી. આત્માના કંઇક ઉજ્વળપણાને અર્થે તેનું અસ્તિત્વ તથા મહાત્મ્યાદિ પ્રતીતિમાં આવવાને અર્થે તથા આત્મજ્ઞાનના અધિકારીપણાને અર્થે તે સાધન ઉપકારી છે. એ શિવાય બીજી રીતે ઘણું કરીને ઉપકારી નથી; એટલો લક્ષ અવશ્ય રાખવો યોગ્ય છે. એજ વિનંતિ. સ્થંભતીર્થ સમીપ **વડવાથી.**

સંવત્ ૧૯૫૨ ભાદ્રપદ શુદ ૧૧, ગુરુવાર.

**સહજાત્મસ્વરૂપે યથાયોગ્ય પ્રણામ પ્રાપ્ત થાય.**

(૧૮)

આજ દિવસ પર્યંતમાં આ આત્માથી મન, વચન, કાયાને યોગે તમારા સંબંધી જે કંઇ અવિનય, આસાતના કે અપરાધ થયો હોય તે ખરા અંતઃકરણથી નમ્રતા ભાવે મસ્તક નમાવીને બે હાથ જોડી ખમાવું છું. તમારા સમીપવાસી ભાઇઓને તેજ પ્રમાણે ખમાવું છું.

શ્રી સ્થંભતીર્થ પાસે વડવા,

સંવત્ ૧૯૫૨ ના ભાદ્રપદ શુદ ૧૧, ગુરુ.

(૧૯)

**અગમ્ય છતાં સરલ એવા મહત્પુરૂષોના માર્ગને નમસ્કાર.**

સત્સમાગમ નિરંતર કર્તવ્ય છે.

મહત્ ભાગ્યના ઉદય વડે અથવા પૂર્વના અભ્યાસ યોગવડે જીવને સાચી મુમુક્ષુતા ઉત્પન્ન થાય છે જે અતિ દુર્લભ છે. તે સાચી મુમુક્ષુતા ઘણું કરીને મહત્ પુરુષના ચરણકમલની ઉપાસનાથી પ્રાપ્ત થાય છે, અથવા તેવી મુમુક્ષુતાવાળા આત્માને મહત્પુરુષના યોગથી આત્મનિષ્ઠપણું પ્રાપ્ત થાય

છે. સનાતન અનંત એવા જ્ઞાની પુરુષોએ ઉપાસેલો એવો સન્માર્ગ પ્રાપ્ત થાય છે. સાચી મુમુક્ષુતા જેને પ્રાપ્ત થઈ હોય તેને પણ જ્ઞાનીનો સમાગમ અને આજ્ઞા (અપ્રમત્તયોગ) સંપ્રાપ્ત કરાવે છે. મુખ્ય મોક્ષમાર્ગનો ક્રમ આ પ્રમાણે જણાય છે.

વર્તમાન કાળમાં તેવા મહત્પુરુષનો યોગ અતિ દુર્લભ છે, કેમકે ઉત્તમ કાળમાં પણ તે યોગનું દુર્લભપણું હોય છે, એમ છતાં પણ સાચી મુમુક્ષુતા જેને ઉત્પન્ન થઈ હોય, રાત્રિ દિવસ આત્મકલ્યાણ થવાનું તથારૂપ ચિંતન રહ્યા કરતું હોય, તેવા પુરુષને તેવો યોગ પ્રાપ્ત થવો સુલભ છે.

'આત્માનુશાસન' હાલ મનન કરવા યોગ્ય છે.

શ્રાવણ વદ ૦)) ૧૯૫૦ મોહમયી

(૨૦)

પત્ર મળ્યું છે, દિવાળીપર્યંત ઘણું કરીને આ ક્ષેત્રે સ્થિતિ થશે

દ્રવ્યથી, ક્ષેત્રથી, કાળથી અને ભાવથી જે સત્પુરુષોને પ્રતિબંધ નથી તે સત્પુરુષોને નમસ્કાર

સત્સમાગમ સત્શાસ્ત્ર અને સદાચારમાં દૃઢ વિશ્વાસ એ આત્મદશા થવાના પ્રબળ અવલંબન છે સત્સમાગમનો યોગ દુર્લભ છે, તોપણ મુમુક્ષુઓએ તે યોગની તીવ્ર જિજ્ઞાસા રાખવી અને પ્રાપ્તિ કરવી યોગ્ય છે તે યોગના અભાવે અવશ્ય કરી સત્શાસ્ત્રરૂપ વિચારના અવલંબને કરી સદાચારની જાગૃતિ જીવે રાખવી ઘટે છે

મુંબઈ, સંવત્ ૧૯૫૩ ના શ્રાવણ વ ૧૨

(૨૧)

આજપર્યંત તમારો કંઈ પણ અપરાધ કે અવિનય મારાથી થયો હોય તે ખમાવું છું

બાહ્ય ક્રિયા અને ગુણસ્થાનકાદિએ વર્તતી ક્રિયાનું સ્વરૂપ ચર્ચવું હાલ સ્વપર ઉપકારી ઘણું કરીને નહીં થાય. એટલું કર્તવ્ય છે કે તુચ્છ મતમતાંતર પર દૃષ્ટિ ન આપતાં અસદ્વૃત્તિના નિરોધને અર્થે સત્શાસ્ત્રના પરિચય અને વિચારમાં જીવની સ્થિતિ કરવી યોગ્ય છે

મુંબઈથી, સંવત ૧૯૫૩ ના ભાદરવા શુદ ૮, રવિ

(૨૨)

આત્મસ્વભાવની નિર્મળતા થવાને માટે મુમુક્ષુ જીવે બે સાધન અવશ્ય કરીને સેવવા યોગ્ય છે, સત્શ્રુત અને સત્સમાગમ. પ્રત્યક્ષ સત્પુરુષોનો સમાગમ ક્વચિત્ ક્વચિત્ જીવને પ્રાપ્ત થાય છે, પણ જો જીવ સદ્દૃષ્ટિવાન હોય તો સત્શ્રુતના ઘણા કાળના સેવનથી થતો લાભ પ્રત્યક્ષ સત્પુરુષના સમાગમથી બહુ અલ્પકાળમાં પ્રાપ્ત કરી શકે છે, કેમકે પ્રત્યક્ષ ગુણાતિશયવાન્ નિર્મળ ચેતનના પ્રભાવવાળાં વચન અને વૃત્તિક્રિયાચેષ્ટિતપણું છે. જીવને તેવો સમાગમ યોગ પ્રાપ્ત થાય એવો વિશેષ પ્રયત્ન કર્તવ્ય છે. તેવા યોગના અભાવે સત્શ્રુતનો પરિચય અવશ્ય કરીને કરવા યોગ્ય છે. શાંતરસનું જેમાં મુખ્યપણું છે, શાંતરસના હેતુએ જેનો સમસ્ત ઉપદેશ છે, સર્વ રસ શાંતરસગર્ભિત જેમાં વર્ણવ્યા છે, એવા શાસ્ત્રનો પરિચય તે સત્શ્રુતનો પરિચય છે.

મોરબી, મહા શુદ ૪ બુધ, ૧૯૫૮. ૐ.

(૨૩)

"મોક્ષમાર્ગ પ્રકાશ"[૧] ગ્રંથ વિચાર્યા પછી "કર્મગ્રંથ" વિચારવાથી સાનુકુળ થશે.

દ્રવ્યમન ચાર પાંખડીનું દિગમ્બર સંપ્રદાયમાં કહ્યું છે. શ્વેતામ્બર સંપ્રદાયમાં તે વાત વિશેષ ચર્ચિત નથી. "યોગશાસ્ત્ર"માં તેના ઘણા પ્રસંગો છે. સમાગમે તેનું સ્વરૂપ સુગમ્ય થવા યોગ્ય છે.

શ્રાવણ શુદ ૧૫, સોમ સં૦ ૧૯૫૪ મોહમયી ક્ષેત્ર.

(૨૪)

ૐ

સમાધિ વિશે. યથા પ્રારબ્ધ વિશેષ અવસરે.

સંવત્ ૧૯૫૪ ના શ્રાવણ વદ ૪, શુક્ર મોહમયી ક્ષેત્ર.

(૨૫)

અવિક્ષિપ્ત રહેશો. યથાવસરે અવશ્ય સમાધાન થશે. અત્રે સમાગમાર્થે આવવા યથાસુખ વર્તશો

સંવત્ ૧૯૫૪, આસો શુદ ૬, શુક્રવાર ખેડા. ૐ

૧. દિગંબર સંપ્રદાયનો છે. ૨. શ્વેતાંબર સંપ્રદાયનો છે.—સંશોધક.

(૨૬)

ૐ નમઃ

હાલ એક અઠવાડ્યુ ઘણાં અત્રે સ્થિતિ છે "આત્માનુશાસન" ગ્રંથ વાંચવા માટે પ્રવૃત્તિ કરતાં આજ્ઞાનો અતિક્રમ (ઉલ્લંઘન) નથી. વારંવાર તે ગ્રંથ હાલ વાંચવો તથા વિચારવાયોગ્ય છે "ઉપદેશ પત્રો" વિષે ઘણું કરીને તરતમાં ઉત્તર પ્રાપ્ત થશે. વિશેષ યથાવસર.

માર્ગ. શુદ ૧૪, સોમ, ૧૯૫૫ ઇડરથી

(૨૭)

વીતરાગશ્રુતનો અભ્યાસ રાખશો

માર્ગ. શુદ ૧૪. સોમ, ૧૯૫૫, ઇડરથી

(૨૮)

ૐ નમઃ

અત્રે સમાગમ લાભ થવો અશક્ય જે સ્થિતિ પણ વિશેષનો હવે સંભવ જણાતો નથી.

તમને જે સમાધાન વિશેષની જિજ્ઞાસા છે તે કોઇ એક નિવૃત્તિયોગ્ય સમાગમમાં પ્રાપ્ત થવાયોગ્ય છે. જિજ્ઞાસાબળ, વૈરાગ્યબળ, ધ્યાનબળ અને જ્ઞાનબળ વર્ધમાન થવાને અર્થે આત્માર્થીજીવને તથારૂપ જ્ઞાનીપુરૂષોનો સમાગમ વિશેષ કરી ઉપાસવા યોગ્ય છે. તેમાં પણ વર્તમાનકાળના જીવોને તે બળની દૃઢ છાપ પડી જવાને અર્થે ઘણા અંતરાયો જોવામાં આવે છે, જેથી તથારૂપ શુદ્ધ જિજ્ઞાસુ વૃત્તિએ દીર્ઘકાળ પર્યંત સત્સમાગમ ઉપાસવાની આવશ્યકતા રહે છે.

સત્સમાગમને અભાવે વીતરાગ શ્રુત (પરમાર્થરસપ્રતિપાદક વીતરાગ વચનો) ની અનુપ્રેક્ષા કર્તવ્ય છે. ચિત્તસ્થૈર્યને માટે તે પરમ ઔષધ છે

સં० ૧૯૫૫ માર્ગ० વદ ૧૪, શનિવાર, ઇડરથી.

(૨૯)

પત્ર સંપ્રાપ્ત થયુ, યથાર્થ જોઇએ તો શરીર એજ વેદનાની મૂર્તિ છે. સમયે સમયે જીવ તે દ્વારાએ વેદનાજ વેદે છે. માનસિક અસાતા અને પ્રાયે અસાતા જ વેદે છે માનસિક અસાતાનુ મુખ્યપણુ છતા તે સૂક્ષ્મ સમ્યગ્દૃષ્ટિવાનને જણાય છે. શારીરિકને અસાતાનું મુખ્યપણું સ્થૂળ દૃષ્ટિવાનને પણ

જણાય છે. જે વેદના પૂર્વે સુદૃઢ બંધથી જીવે બંધન કરી છે, તે વેદના ઉદય સંપ્રાપ્ત થતાં ઇંદ્ર, ચંદ્ર, નાગેંદ્ર કે જિનેંદ્ર પણ રોકવાને સમર્થ નથી. તેનો ઉદય વેદવોજ જોઇએ. અજ્ઞાનદૃષ્ટિ જીવો ખેદથી વેદે, તો પણ કંઇ તે વેદના ઘટતી નથી, કે જતી રહેતી નથી. સત્યદૃષ્ટિવાન જીવો શાંત ભાવે વેદે તો તેથી વેદના વધી જતી નથી, પણ નવીન બંધનો હેતુ થતી નથી. પૂર્વની બળવાન નિર્જરા થાય છે. આત્માર્થીને એજ કર્તવ્ય છે કે "હું શરીર નથી પણ તેથી ભિન્ન એવો જ્ઞાયક આત્મા છું. તેમ નિત્ય શાશ્વત છું. આ વેદના માત્ર પૂર્વ કર્મની છે; પણ મારૂં સ્વરૂપ નાશ કરવાને તે સમર્થ નથી, માટે મારે ખેદ કર્તવ્યજ નથી," એમ આત્માનું અનુપ્રેક્ષન હોય છે. (હેતુ છે.)

માર્ગ૦ વદ ૦)) ગુરૂ, ૧૯૫૫, ઇડરથી.

(૩૦)

કાગળ મળ્યો. વિશેષ યથાવસર.

માર્ગ વદ ૦)) ગુરૂ, ૧૯૫૫, ઇડરથી.

(૩૧)

૧. 'તાકે રૂપ નિહાળતાં' એ ચરણનો અર્થ વીતરાગમુદ્રાસૂચક છે. રૂપાવલોકન દૃષ્ટિથી સ્થિરતા પ્રાપ્ત થયે સ્વરૂપાવલોકનદૃષ્ટિમાં પણ સુગમતા પ્રાપ્ત થાય છે.

૨. 'દર્શન મોહ'નો અનુભાગ ઘટવાથી સ્વરૂપાવલોકન દૃષ્ટિ પરિણમે છે.

૩. મહંત પુરુષોનો નિરંતર અથવા વિશેષ સમાગમ, વીતરાગશ્રુત ચિંતવન અને ગુણ જિજ્ઞાસા દર્શનમોહનો અનુભાગ ઘટવાનો મુખ્ય હેતુ છે. –તેથી સ્વરૂપદૃષ્ટિ સહજમાં પરિણમે છે.

ફાગણ શુદ ૧, રવિ, ૧૯૫૫, મોરબી.

(૩૨)

ઓમ્ નમઃ

'પુરુષાર્થસિદ્ધયુપાય'નું ભાષાન્તર ગુર્જર ભાષામાં કરતાં આજ્ઞાનો અતિક્રમ નથી આત્મસિદ્ધિશાસ્ત્ર સ્મરણાર્થે યથાવસર આજ્ઞા પ્રાપ્ત થવા યોગ્ય છે.

શિથિલતા ઘટવાનો ઉપાય જીવ કરે, તો સુગમ છે.

ફાલ્ગુન શુદ ૧, રવિ ૧૯૫૫, મોરબીથી.

(૩૩)

આત્માર્થીએ બોધ ક્યારે પરિણમી શકે છે એ ભાવ સ્થિર ચિત્તે વિચારવા યોગ્ય છે; જે મૂળભૂત છે.

અમુક અસદ્વૃત્તિઓનો પ્રથમ અવશ્ય કરી નિરોધ કરવા યોગ્ય છે. જે નિરોધના હેતુને દૃઢતાથી અનુસરવુંજ જોઇએ; તેમાં પ્રમાદ યોગ્ય નથી.

વવાણીઆ, ફાગણ વદ ૧૦ બુધ. ૐ

(૩૪)

ૐ

આત્મહિત અતિ દુર્લભ છે, એમ જાણી વિચારવાન પુરુષો અપ્રમત્તપણે તેની ઉપાસના કરે છે.

સં. ૧૯૫૫, ચૈત્ર વદ ૯, ગુરૂવાર.

(૩૫)

હવે સ્થંભતીર્થથી કિસનદાસજીકૃત 'ક્રિયાકોષ' નું પુસ્તક પ્રાપ્ત થયું હશે. તેનું આદ્યંત અધ્યયન કર્યા પછી સુગમ ભાષામાં એક નિબંધ તે વિષે લખવાથી વિશેષ અનુપ્રેક્ષા થશે; અને તેવી ક્રિયાનું વર્તન પણ સુગમ છે એમ સ્પષ્ટતા થશે એમ સંભવે છે. સોમવાર પર્યંત સ્થિતિનો સંભવ છે.

રાજનગરમાં પરમતત્ત્વદૃષ્ટિનો પ્રસંગોપાત્ત ઉપદેશ થયો હતો તે અપ્રમત્ત ચિત્તથી વારંવાર એકાંત યોગમાં સ્મરણ કરવા યોગ્ય છે. એજ વિનતિ.

ઇડરથી, વૈશાખ વદ ૧૦, શનિ ૧૯૫૫.

(૩૬)

વ્યવહારપ્રતિબંધથી વિક્ષેપ ન પામતાં ધૈર્ય રાખી ઉત્સાહમાન્ વીર્યથી સ્વરૂપનિષ્ટ વૃત્તિ કરવી યોગ્ય છે.

મુંબઇ, જ્યેષ્ઠ વદ ૭, શુક્રવાર ૧૯૫૫.

(૩૭)

ૐ નમ:

"બિના નયન પાવૈ નહીં, બિના નયનકી બાત" એ વાક્યનો હેતુ મુખ્ય આત્મદૃષ્ટિ પરત્વે છે. સ્વાભાવિક ઉત્કૃષ્ટાર્થે એ વાક્ય છે. સમાગમના યોગે સ્પષ્ટાર્થ સમજવા યોગ્ય છે; તેમજ બીજા પ્રશ્નોનાં સમાધાન માટે હાલ પ્રવૃત્તિ બહુ અલ્પ વર્તે છે. ગમનાગમનના યોગમાં સહજમાં સમાધાન થવા યોગ્ય છે.

"બીના નયનાદિ" વાક્યની સ્વકલ્પનાથી કંઇપણ વિચાર ન કરતાં અથવા શુદ્ધ ચૈતન્યદૃષ્ટિ પ્રત્યેનું વલણ તેથી વિક્ષેપ ન પામે, એમ વર્તવું યોગ્ય છે.

દુષમ કાળ છે, આયુષ્ અલ્પ છે; સત્સમાગમ દુર્લભ છે; મહાત્માઓનાં પ્રત્યક્ષ વાક્ય, ચરણ અને આજ્ઞાનો યોગ કઠણ છે; જેથી બળવાન અપ્રમત્ત પ્રયત્ન કર્ત્તવ્ય છે. તમારી સમીપ વર્ત્તતા મુમુક્ષુઓને યથાવિનય પ્રાપ્ત થાય.

અશાડ વદ ૮, શનિ, ૧૯૫૫ મુંબઇ.

શાંતિ.

(૩૮)

તમારા કાગળમાં ન્યૂનાધિક લખાયું હોય એવો વિકલ્પ દર્શાવ્યો તેવું કાંઇ ભાસ્યમાન્ થયું નથી. નિર્વિક્ષિપ્ત રહેશો. ઘણું કરીને અત્ર તેવો વિકલ્પ સંભવિત નથી.

ઇંદ્રિયોના નિગ્રહપૂર્વક સત્સમાગમ અને સત્શ્રુત ઉપાસનીય છે.

(૩૯) ઓમ્

ભાદ્રપદ શુદ ૫, રવિ, ૧૯૫૫, મુંબઇ.

ઓમ્

કાગળ મળ્યો છે. કોઇ માણસે જણાવેલ સ્વપ્નાદિ પ્રસંગ સંબંધી નિર્વિક્ષિપ્ત રહેશો, તથા અપરિચયી રહેશો તે વિષે કંઇ ઉત્તર પ્રત્યુત્તરાદિનો પણ હેતુ નથી.

ઇંદ્રિયોના નિગ્રહપૂર્વક સત્સમાગમ, સત્શ્રુત ઉપાસનીય છે. આજ દિવસ પર્યંત તમારા પ્રત્યે તથા તમારા સમીપવસતા બાઇઓ ભાઇઓ પ્રત્યે યોગના પ્રમત્ત સ્વભાવવડે કિંચિત્ જે અન્યથા થયું હોય તે અર્થે નમ્રતાભાવથી ક્ષમા માગીએ છીએ.

મુબઇ, ભાદ્રપદ શુદ ૫, રવિ, ૧૯૫૫.

(૪૦)

મહાત્મા મુનિવરોના ચરણની, સંગની ઉપાસના અને સત્શાસ્ત્રનું અધ્યયન મુમુક્ષુઓને આત્મબળની વર્દ્ધમાનતાના સદુપાય છે.

જેમ જેમ ઇંદ્રિયનિગ્રહ, જેમ જેમ જેમ નિવૃત્તિયોગ, તેમ તેમ તે સત્સમાગમ અને સત્શાસ્ત્ર અધિક અધિક ઉપકારી થાય છે.

ઓમ્ શાંતિ: શાંતિ: શાંતિ:

મહાત્મા મુનિવરોને સપ્રેમભક્તિથી નમસ્કાર સંપ્રાપ્ત થાય.

મોહમયી ક્ષેત્ર, પોશ વદ ૧૨, રવિવાર, ૧૯૫૬.

(૪૧)

'અષ્ટપ્રાભૃત' ના ૧૧૫ પાનાં સંપ્રાપ્ત થયાં.

સ્વામી વર્દ્ધમાન જન્મતિથિ, સં. ૧૯૫૬, ધર્મપુર.

(૪૨)

## શ્રીમત પરમગુરુભ્યો નમ:

જનવૃત્તિ જ્યાં સંકુચિત ન સંભવતી હોય અને નિવૃત્તિને યોગ્ય વિશેષ કારણો જ્યાં હોય તેવાં ક્ષેત્રે મહાપુરુષોએ વિહાર-ચાતુર્માસ સ્થિતિ કર્તવ્ય છે.

ચૈત્ર વદ ૫, શુક્ર, ૧૯૫૬, ધર્મપુર.

શાંતિ:

(૪૩)

ૐ

મુમુક્ષુઓ:—

તમે લખેલો કાગળ મુંબઇ મળ્યો હતો. અત્ર વીશ દિવસ થયાં સ્થિતિ છે.

કાગળમાં તમે લખેલા બે પ્રશ્નોનું સમાધાન અત્ર સંક્ષેપમાં લખ્યું છે.

૧. ઉપશમ શ્રેણિમાં મુખ્યપણે 'ઉપશમસમ્યક્ત્વ' સંભવે છે.

૨. ચાર ઘનઘાતી કર્મનો ક્ષય થતાં 'અંતરાયકર્મ'ની પ્રકૃતિનો પણ ક્ષય થાય છે, અને તેથી 'દાનાંતરાય, લાભાંતરાય, ભોગાંતરાય, અને ઉપભોગાંતરાય એ પાંચ પ્રકારનો અંતરાય ક્ષય થઇ, અનંત દાનલબ્ધિ, અનંત લાભલબ્ધિ, અનંતવીર્યલબ્ધિ, અનંતભોગલબ્ધિ, અને અનંત ઉપભોગલબ્ધિ સંપ્રાપ્ત થાય છે; જેથી તે અંતરાયકર્મ ક્ષય થયું છે એવા પરમ પુરુષ અનંત-દાનલબ્ધિ આપવાને સંપૂર્ણ સમર્થ છે, તથાપિ પુદ્ગલદ્રવ્યરૂપે એ દાનાદિલબ્ધિની પરમપુરુષ પ્રવૃત્તિ કરતા નથી. મુખ્યપણે તો તે લબ્ધિની સંપ્રાપ્તિ પણ આત્માને સ્વરૂપભૂત છે, કેમકે ક્ષાયિક ભાવે તે સંપ્રાપ્ત છે, ઉદયિક ભાવે નથી તેથી આત્મસ્વભાવભૂત છે, અને જે અનંત સામર્થ્ય આત્મામાં અનાદિથી શક્તિરૂપે હતું તે વ્યક્ત થઇ આત્મા નિજસ્વરૂપમાં આવી શકે છે. તદ્રુપ શુદ્ધ સ્વચ્છ ભાવે એક સ્વભાવે પરિણમાવી શકે છે, તે અનંતદાનલબ્ધિ કહેવા યોગ્ય છે; તેમજ અનંત આત્મસામર્થ્યની સંપ્રાપ્તિમાં કિંચિત્‌માત્ર વિયોગનું કારણ રહ્યું નથી તેથી અનંત લાભલબ્ધિ કહેવા યોગ્ય છે વળી, અનંતસામર્થ્યની સંપ્રાપ્તિ સંપૂર્ણપણે પરમાનંદસ્વરૂપે કિંચિત્ માત્ર પણ વિયોગનું કારણ રહ્યું નથી તેથી અનંતભોગલબ્ધિ કહેવા યોગ્ય છે, તથા અનંતઆત્મસામર્થ્યની સંપ્રાપ્તિ સંપૂર્ણપણે-પરમાનંદસ્વરૂપે વારંવાર ત્રિકાળ અનુભવસ્વરૂપે પરિણમી જશે, તોપણ કિંચિત્ માત્ર પણ તેમાં વિયોગનું કારણ રહ્યું નથી; તેથી અનંત ઉપભોગલબ્ધિ કહેવાયોગ્ય છે; તેમજ અનંત આત્મસામર્થ્યની સંપ્રાપ્તિ સંપૂર્ણપણે થયા છતાં તે સામર્થ્યના અનુભવથી આત્મશક્તિ થાકે, કે તેનું

સામર્થ્ય ઝીલી ન શકે, વહન ન કરી શકે, અથવા તે સામર્થ્ય કોઇપણ પ્રકારના દેશકાળની અસર થઇ કિંચિત્ માત્ર પણ ન્યૂનાધિકપણું કરીને એવું કશું રહ્યું જ નહીં, તે સ્વભાવમાં રહેવાનું સંપૂર્ણ સામર્થ્ય ત્રિકાળ સંપૂર્ણ બળસહિત રહેવાનું છે તે અનંત વીર્યલબ્ધિ કહેવા યોગ્ય છે.

ક્ષાયિકભાવની દ્રષ્ટિથી જોતાં ઉપર કહ્યા પ્રમાણે તે લબ્ધિનો પરમ પુરુષને ઉપયોગ છે. વળી એ પાંચ લબ્ધિ હેતુવિશેષથી સમજાવવા અર્થે જૂદી પાડી છે, નહીં તો અનંતવીર્યલબ્ધિમાં પણ તે પાંચેનો સમાવેશ થઇ શકે છે.

આત્મા સંપૂર્ણ વીર્યને સંપ્રાપ્ત થવાથી એ પાંચ લબ્ધિનો ઉપયોગ પુદ્ગલ દ્રવ્યરૂપે કરે તો તેવું સામર્થ્ય તેમાં વર્ત્તે છે, તથાપિ કૃતકૃત્ય એવા પરમ પુરુષમાં સંપૂર્ણ વીતરાગસ્વભાવ હોવાથી તે ઉપયોગનો તેથી સંભવ નથી, અને ઉપદેશાદિના દાનરૂપે કૃતકૃત્ય પરમ પુરુષની પ્રવૃત્તિ છે તે યોગાશ્રિત પૂર્વબંધના ઉદયમાનપણાથી છે, આત્માના સ્વભાવના કીંચિત્ પણ વિકૃત ભાવથી નથી.

એ પ્રમાણે સંક્ષેપમાં ઉત્તર જાણશો. નિવૃત્તિવાળો અવસર સંપ્રાપ્ત કરી અધિક અધિક મનન કરવાથી વિશેષ સમાધાન અને નિર્જરા થશે. સઉલ્લાસિત ચિત્તથી જ્ઞાનની અપેક્ષા કરતાં અનંત કર્મનો ક્ષય થાય છે.

ચૈત્ર વદ ૬, શુક્ર, ૧૯૫૬.

ઓમ્ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

(૪૪)

ઓમ્ નમઃ

પત્ર અને વર્તમાનપત્ર મળ્યાં, 'આચારાંગસૂત્ર' ના એક વાક્ય સંબંધીનું ચર્ચાપત્રાદિ જોયું છે. ઘણુ કરી થોડા દિવસમાં કોઇ સુજ્ઞ પુરુષથી તેનું સમાધાન બહાર પડશે

ત્રણેક દિવસ થયાં અત્ર સ્થિતિ છે. આત્મહિત અતિ દુર્લભ છે એમ જાણી વિચારવાન પુરુષો અપ્રમત્તપણે તેમની ઉપાસના કરે છે. તમારા સમીપવાસી સર્વ આત્માર્થી જનોને યથાવિનય પ્રાપ્ત થાય.

ચૈત્ર શુદ ૯, ગુરુવાર, મોરબીથી. ઓમ

(૪૫)

ઓમ્

આર્ય મુનિવરોનાં ચરણકમળમાં યથાવિધિ નમસ્કાર પ્રાપ્ત થાય.

આહારાદિનો જનસમૂહનો સંકોચભાવ જેનો હોય ત્યાં ચાતુર્માસ યોગ્ય નથી. બાકી સર્વ ક્ષેત્ર ઉપકારી જ છે. આત્માર્થીને વિક્ષેપનો હેતુ શું હોય ? તેને બધું સમાન જ છે. આત્માર્થે વિચરતા એવા આર્ય પુરુષોને ધન્ય છે.

વવાણીઆ, વૈશાખ વદ ૧૩, શનિ, ૧૯૫૬. ઓમ્ શાંતિઃ

(૪૬)

ઓમ્

મુનિઓને અર્થે અનિક્ષેપપણું જ સંમત છે. મુમુક્ષુઓએ વિનય કર્તવ્ય છે.

'ક્ષાયોપશમિક અસંખ્ય, ક્ષાયક એક અનન્ય" મનન અને નિદિધ્યાસન કરતાં આ વાક્યથી જે પરમાર્થ અંતરાત્મવૃત્તિમાં પ્રતિભાસે તે યથાશક્તિ લખવો યોગ્ય છે.

વૈશાખ વદ ૦)) સોમ, ૧૯૫૬, વવાણીઆ. શાંતિઃ

(૪૭)

ઓમ્

આર્ય મુનિવરોને અર્થે અવિક્ષેપપણું સંમત છે. વિનયભક્તિ એ મુમુક્ષુઓનો ધર્મ છે.

અનાદિથી ચપળ એવું મન સ્થિર કરવું પ્રથમ અત્યંતપણે સામું થાય એમાં કાંઈ આશ્ચર્ય નથી. ક્રમે કરીને તે મનને મહાત્માઓએ સ્થિર કર્યું છે—શમાવ્યું—ક્ષય કર્યું એ ખરેખર આશ્ચર્યકારક છે.

વૈશાખ વદ ૦)) સોમ ૧૯૫૬, વવાણીઆ. શાંતિઃ

(૪૮)

ઓમ્

પરમકૃપાળુ મુનિવરોને સમુચિત ભક્તિથી નમસ્કાર હો !

ચાતુર્માસ સંબંધી મુનિઓને ક્યાંથી વિકલ્પ હોય ?

નિર્ગ્રંથો ક્ષેત્રને કયે છેડે બાંધે છે છેડાનો સંબંધ નથી.

નિર્ગ્રંથ મહાત્માઓનાં દર્શન અને સમાગમ મુક્તિની સમ્યક્ પ્રતીતિ કરાવે છે.

તથારૂપ મહાત્માઓનાં એક આર્ય વચનનું સમ્યક્ પ્રકારે અવધારણ થવાથી યાવત્ મોક્ષ થાય એમ શ્રીમાન્ તીર્થંકરે કહ્યું છે તે યથાર્થ છે. આ જીવમાં તથારૂપ યોગ્યતા જોઈએ.

પરમકૃપાળુ મુનિવરોને ફરી નમસ્કાર કરીએ છીએ.

વવાણીઆ, જેઠ શુદ ૧૩, સોમ, ૧૯૫૬.

શાંતિ:

( ૪૯ )

શરીરપ્રકૃતિ સ્વસ્થાસ્વસ્થ વર્તે છે. વિક્ષેપ કર્તવ્ય નથી. હે આર્ય ! અંતર્મુખ થવાનો અભ્યાસ કરો.

વવાણીઆ, જેઠ વદ ૪, ૧૯૫૬.

શાંતિ:

( ૫૦ )

—તે માટે કર જોડી, જિનવર આગળ કહિયે રે;
સમયચરણ સેવા શુદ્ધ દેજો, જેમ આનંદઘન લહિયે રે.

—શ્રીમાન્ આનંદઘનજી.

પત્રો સંપ્રાપ્ત થયા. શરીર પ્રકૃતિ સ્વસ્થાસ્વસ્થ છે, અર્થાત્ કવચિત્ ઠીક, કવચિત્ અસાતા મુખ્ય રહે છે. મુમુક્ષુભાઇઓને તે પણ લોકવિરુદ્ધ ન થાય તેમ તીર્થાર્થે ગમન કરતાં આજ્ઞાનો અતિક્રમ નથી.

અશાડ શુદ ૧, ગુરુ, ૧૯૫૩, વવાણીઆ.

શાંતિ:

( ૫૧ )

વર્તમાન દુષમ કાળ વર્તે છે. મનુષ્યોના મન પણ દુષમ જ જોવામાં આવે છે ઘણું કરીને પરમાર્થથી શુષ્ક અંતઃકરણવાળા પરમાર્થનો દેખાવ કરી સ્વેચ્છાએ વર્તે છે. એવા વખતમાં કોનો સંગ કરવો, કોની સાથે કેટલું કામ પાડવું, કોની સાથે કેટલું બોલવું, કોની સાથે પોતાના કેટલા કાર્ય વ્યવહારનું સ્વરૂપ વિદિત કરી શકાય એ બધું લક્ષમાં રાખવાનો વખત છે; નહીં તો સદ્‌વૃત્તિવાન જીવને એ બધા કારણો હાનિકર્તા થાય છે. આનો આભાસ તો આપને પણ હવે ધ્યાનમાં આવતો હશે એજ વિનંતિ.

વઢવાણ કાંપ, સં. ૧૯૫૭, કાર્તિક શુદ ૫, રવિ.

હમણાં તમારે આ તરફ આવવાનું મુળતવતાં અડચણ નથી. એજ.

ચૈત્ર શુદ ૨, શુક્ર, રાજકોટ.

ૐ શાંતિ:

(૫૪)

તમારા આત્મબોધ માટે થઈને પ્રસન્નતા થાય છે. અહીં આત્મચર્યા શ્રેષ્ટ ચાલે છે. સત્સંગની બળવત્તરતા છે.

શ્રાવણ શુદ ૧, રવિ, ભરૂચ.

વિ૦ રાયચંદના ત્રિ૦

(૫૫)[૨]

પત્ર મળ્યું. નમ્રતાથી, વિનયથી આખા વર્ષમાં થયેલો તમારા પ્રત્યેનો મારો અપરાધ મન, વચન અને કાયાના પ્રશસ્ત યોગથી ફરી ફરી ખમાવું છું. સર્વ પ્રકારે મારા અપરાધનું વિરમણ કરી આત્મશ્રેણીમાં પ્રવર્તન કર્યા રહો એ વિનંતિ છે.

ભાદ્રપદ શુદ ૪.

(૫૬)[૧]

આજ દિન પર્યંત સર્વભાવે કરી ખમાવું છું.

નીચે લખેલાં વાકય તથારૂપ પ્રસંગ વિસ્તારથી સમજવા યોગ્ય છે.

'અનુભવ પ્રકાશ' ગ્રંથમાંનો શ્રી પ્રલ્હાદજી પ્રત્યે સદ્ગુરૂ દેવે કહેલો ઉપદેશ પ્રસંગ લખ્યો તે વાસ્તવ્ય છે.

તથારૂપે નિર્વિકલ્પ અને અખંડ સ્વસ્વરૂપના અભિધ્યાન શિવાય અન્ય કોઈ સર્વ દુઃખ ઘટવાનો ઉપાય જ્ઞાની પુરુષોએ જાણ્યો નથી એજ વિનંતિ.

વવાણીઆ, ભાદ્રપદ શુદ ૯, ગુરુ.

(૫૭)[૨]

સમાગમ વિષે તમને ઈચ્છા છે અને તે પ્રમાણે અનુસરવામાં સામાન્યપણે બાધ નથી, તથાપિ ચિત્તના કારણથી હાલ વધારે સમાગમમાં આવવાનું કરવા વિષે લક્ષ થતો નથી. અત્રેથી મહા શુદ ૧૫ ઉપર નિવૃત્ત થવાનો સંભવ જણાય છે, તથાપિ તે વખતમા રોકવા જેટલો અવકાશ નથી, અને

---

૨. આ વાકયો 'શ્રીમદ્ રાજચંદ્ર' ગ્રંથની પ્રથમાવૃત્તિમાં ૧૩૨ મા પૃષ્ટ પર છપાએલ '૭૨' મ. આંકવાળા પત્રનો અને આ આવૃત્તિમાં પૃષ્ટ ·ર છપાએલ ૭૨ મા આંકવાળા પત્રનો પહેલો ભાગ છે.—સંશોધક

૧. આ પત્ર 'સં ૧૯૪૭' મા લખાયો હોય એમ જણાય છે, કેમકે એ સાલના ભાદ્રપદમાં 'વવાણીઆ' માં સ્થિરતા હતી—સંશોધક.

૨ આ પત્ર 'સ. ૧૯૫૧' માં લખાયો હોય એમ જણાય છે, કારણ કે જે અરસામાં આ પત્ર લખાયો છે તે અરસામાં મુબંઈથી વવાણીઆ તરફ આવવાનો શ્રીમદ્નો વિચાર હતો એમ માગશર વદ ૬, ૧૯૫૧ ને રોજ લખેલા એક પત્રથી જણાય છે.—સંશોધક.

મુખ્ય ઉપર જણાવ્યું છે તે કારણ છે, તોપણ જો કંઇ બાધ જેવું નહીં હોય, તો સ્ટેશનપર મળવા વિષે આગળથી તમને જણાવીશ.

મારા આવવા વિષેના ખબર વિશેષ કોઇને હાલ નહીં જણાવશો, કેમકે વધારે સમાગમમાં આવવાનું ઉદાસીનપણું રહે છે.

મુંબઇથી પોશ વદ ૦)), શનિવાર.

આત્મસ્વરૂપે પ્રણામ.

(૫૮)[3]

તેઓ સમાગમ સમયે ચિત્તની જે દશા વર્તતી હતી તે તમે લખી તે યોગ્ય છે. તે દશા ગ્રાત હતી, જ્ઞાન છે એમ જણાય તો પણ યથાવસરે આત્માથી જીવે તે દશા ઉપયોગપૂર્વક વિદિત કરવી; તેથી જીવને વિશેષ ઉપકાર થાય છે.

પ્રશ્નો લખ્યાં છે તેનું સમાગમયોગે સમાધાન થવાની વૃત્તિ રાખવી યોગ્ય છે, તેથી વિશેષ ઉપકાર થશે. આ તરફ વિશેષ વખત હાલ સ્થિતિ થવાનો સંભવ નથી.

વૈશાખ વદ ૧૩, વવાણીઆ.

(૫૯)[4]

પત્ર અને 'સમયસાર'ની પ્રત સંપ્રાપ્ત થઇ.

કુંદકુંદાચાર્યકૃત 'સમયસાર' ગ્રંથ જૂદો છે. આ ગ્રંથકર્તા જૂદા છે અને ગ્રંથનો વિષય પણ જૂદો છે. ગ્રંથ ઉત્તમ છે.

આર્ય ત્રિભુવને દેહોત્સર્ગ કર્યાના ખબર તમને મળ્યા, તેથી ખેદ થયો તે યથાર્થ છે. આવા કાળમાં આર્ય ત્રિભુવન જેવા મુમુક્ષુઓ વિરલ છે. દિનપ્રાંતદન શાંત અવસ્થાએ કરી તેનો આત્મા સ્વરૂપલક્ષિત થયો હતો. કર્મતત્ત્વને સૂક્ષ્મપણે વિચારી, નિદિધ્યાસન કરી આત્માને તદનુયાયી પરિણતિનો નિરોધ થાય એ તેના મુખ્ય લક્ષ હતો. વિશેષ આયુષ્ય હોત, તો તે મુમુક્ષુ ચારિત્રમોહને ક્ષીણ કરવા પ્રત્યે અવશ્ય પ્રવર્તત.

વવાણીઆ, જ્યેષ્ઠ શુદ ૧૩ સોમ.

શાંતિઃ શાંતિઃ શાંતિઃ

---

૩. આ પત્ર '૧૯૫૨'માં લખાયેલ હોવા સંભવ છે, કારણકે તે સમયે શ્રીમદ્ની સ્થિરતા વવાણીઆમાં હતી. —સંશોધક.

૪. આ પત્ર '૧૯૫૬'માં લખાયો છે, કેમકે તે સમયે આ પ્રસંગ બન્યો છે. —સંશોધક.

# સાલ અને મિતિ વિનાના પત્રો.*

(૬૦)

કુટુંબાદિ સંગ વિષે લખ્યું તે ખરૂં છે, તેમાં પણ આ કાળમાં એવા સંગમાં જીવે સમપણે પરિણમવું એ મહા વિકટ છે, અને જેઓ એટલું છતાં પણ સમપણે પરિણમે તે વિકટભવી જીવ જાણીએ છીએ.

આજીવિકાના પ્રપંચ વિષે વારંવાર સ્મૃતિ ન થાય એટલા માટે ચાકરી કરવી પડે તે હિતકારક છે. જીવે પોતાની ઇચ્છાએ કરેલા દોષ તીવ્રપણે ભોગવવા પડે છે, માટે ગમે તે પ્રસંગમાં પણ સ્વેચ્છાએ અશુભપણે પ્રવર્તવું ન પડે તેમ કરવું.

(૬૧)

આત્માનું કલ્યાણ સંશોધવા માટે જે તમારી અભિલાષાઓ દેખાય છે તે, મને પ્રસન્નતા આપે છે. ધર્મ-પ્રશસ્ત ધ્યાન-કરવા માટે. વિજ્ઞાપન કરી અત્યારે આ પત્ર પૂર્ણ કરૂં છું.

વઢવાણ કાંપ. રાયચંદ.

(૬૨)

પૂર્વે ઉત્પન્ન કરેલાં વેદનીય કર્મના ઉદય પ્રમાણે રોગાદિ ઉત્પન્ન થાય છે, અને તે પ્રમાણે નિર્બળ, મંદ, મ્લાન, ઉષ્ણશીતાદિ શરીરચેષ્ટા થાય છે. વિશેષ રોગના ઉદયથી અથવા શારીરિક મંદ બળથી જીવને પ્રમાદિનો ઉદય પણ વર્તે છે; તથાપિ જે પ્રમાણે જીવને વિષે બોધ અને વૈરાગ્યાદિની વાસના થઇ હોય છે તે પ્રમાણે તે રોગને તે તે પ્રસંગે ઘણું કરી વેદે છે..

(૬૩)

વીતરાગનો કહેલો પરમ શાંત રસમય ધર્મ પૂર્ણ સત્ય છે, એવો નિશ્ચય રાખવો. જીવના અનઅધિકારીપણાને લીધે તથા સત્પુરુષના યોગ વના સમજાતું નથી; તોપણ તેના જેવું જીવને સંસારરોગ મટાડવાને બીજું કોઇ હિતકારી ઔષધ નથી એવું વારંવાર ચિંતવન કરવું.

આ પરમ તત્ત્વ છે તેનો મને સદાય નિશ્ચય રહો; એ યથાર્થ સ્વરૂપ મારા હૃદયને વિષે પ્રકાશ કરો, અને જન્મમરણાદિ બંધનથી અત્યંત નિવૃત્તિ થાઓ! નિવૃત્તિ થાઓ!!

* આ પત્રો અને લેખોની સાલ કે મિતિ મળતાં નથી.—સંશોધક.

હે જીવ! આ ક્લેશરૂપ સંસાર થકી, વિરામ પામ, વિરામ; પામ કાંઈક વિચાર પ્રમાદ છોડી જાગૃત થા! જાગૃત થા!! નહીં તો રત્નચિંતામણી જેવો આ મનુષ્યદેહ નિષ્ફળ જશે.

હે જીવ! હવે મારે સત્પુરુષની આજ્ઞા ઉપાસવા યોગ્ય છે.

ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

(૬૪)[1]

કેટલીક વાતો એવી છે કે, માત્ર આત્માને ગ્રાહ્ય છે, અને મન વચન કાયાથી પર છે; કેટલીક વાતો એવી છે કે, જે વચન કાયાથી પર છે, પણ છે.

શ્રી ભગવાન
શ્રી મહ્રશાપ[1]
શ્રી બખંનાધ[2]

(૬૫)

પ્રમત્તને અલ્પભારી થનારને (પાછળથી) પશ્ચાત્તાપ કરવાનો થોડો જ અવસર મળે છે.

ગયેલી એક પળ પણ પાછી મળતી નથી અને તે અમૂલ્ય છે, તો પછી આખી આયુષ્ય સ્થિતિ—એક પળનો હિન ઉપયોગ તે એક અમૂલ્ય કૌસ્તુભ ખોવા કરતાં પણ વિશેષ હાનિકારક છે, તો તેવી સાઠ પળની એક ઘડીનો હિત ઉપયોગ કરવાથી કેટલી હાનિ થવી જોઈએ? એમજ એક દિન, એક પક્ષ, એક માસ એક વર્ષ અને અનુક્રમે આખી આયુષ્યસ્થિતિનો હિન ઉપયોગ એ કેટલી હાનિ અને કેટલાં અશ્રેયનુ કારણ થાય—એ વિચાર સફલ હૃદયથી તરત આવી શકશે.

સુખ અને આનંદ એ સર્વ પ્રાણી, સર્વ જીવ, સર્વ સત્ત્વ (?) અને સર્વ જંતુને નિરંતર પ્રિય છે, છતાં દુઃખ અને આનંદ ભોગવે છે એનું શું કારણ હોવું જોઈએ? અને તે નહિ જિંદગીનો હિન ઉપયોગ—હિન ઉપયોગ થતો અટકાવવાને પ્રત્યેક પ્રાણીની ઇચ્છા હોવી જોઈએ. પરંતુ કયા સાધનથી

(૬૪)૧, આ વચનો પત્રરૂપે છે કે શ્રીમદ્‌ના અનિત્ય ઉદ્‌ગારો છે?—સંશોધક.

૧ બારાક્ષરીનો એકેક ઉતરતો અક્ષર વાંચવાથી 'ભગવાન' થશે, ૨. બારાક્ષરીનો એકેક ચઢતો અક્ષર વાંચવાથી 'ભગવાન' થશે—સંશોધક

(૬૬)

જેમ બને તેમ સદ્વિચારનો પરિચય થાય તેમ કરવા, (ઉપાધિમાં મુંઝાઇ રહેવાથી) યોગ્યપણે ન વર્તાય તે વાત લક્ષમાં રાખવાયોગ્ય જ્ઞાનીઓએ જાણી છે

બીજા કામમાં પ્રવર્તતા પણ અન્યત્વ ભાવનાએ વર્તવાનો અભ્યાસ રાખવો યોગ્ય છે.

વૈરાગ્ય ભાવનાએ ભૂષિત એવા 'શાંત સુધારસાદિ' ગ્રંથો નિરંતર ચિંતન કરવા યોગ્ય છે, પ્રમાદમાં વૈરાગ્યની તીવ્રતા–મુમુક્ષુતા મંદ કરવા યોગ્ય નથી એવો નિશ્ચય રાખવો યોગ્ય છે

(૬૭)

આ દુષમકાળમાં સત્સમાગમ અને અસંગપણું અતિ દુર્લભ છે, ત્યાં પરમ સત્સંગ અને પરમ અસંગપણાનો યોગ ક્યાંથી બાઝે?

(૬૮)

શ્રી કૃષ્ણ ગમે તે ગતિને પ્રાપ્ત થયા હોય, પણ વિચારતાં તે આત્મભાવ ઉપયોગી હતા એમ સ્પષ્ટ જણાય છે. શ્રી કૃષ્ણે કાંચનની દ્વારિકાનું છપ્પન કોટી યાદવોએ સર્વાહિત પચવિષયના આકર્ષિત કારણોના યોગમાં સ્વામીપણું ભોગવ્યુ તે શ્રી કૃષ્ણે જ્યારે દેહ મૂકો છે ત્યારે શી સ્થિતિ હતી તે વિચારવા યોગ્ય છે, અને વિચારી આ જીવને જરૂર આકુળપણાથી મુક્ત કરવા યોગ્ય છે કુળનો સહાર થયો છે દ્વારિકાનો દાહ થાય છે તે શોકે શોકવાન એકલા વનમા ભૂમિપર આધાર કરી સૂતા છે ત્યાં જરાકુમારે બાણ માર્યું તે સમયે પણ જેણે ધીરજને અવગાહી છે તે શ્રી કૃષ્ણની દશા વિચારવા યોગ્ય છે.

સમ્યગ્દષ્ટિ અભક્ષ્ય આહાર કરે એ આદિ પ્રશ્નો લખ્યા એ પ્રશ્નોના હેતુ વિચારવાથી જણાવવા યોગ્ય છે કે, પ્રથમ પ્રશ્નમા કોઇ એક દૃષ્ટાંત ગ્રહણ કરી જીવે શુદ્ધ પરિણામની હાનિ કરવા જેવું છે મતિના અસ્થિરપણાથી જીવ પરિણામનો વિચાર નથી કરી શકતો. શ્રેણિકાદિના સંબંધમા કોઇ એક સ્થળે એવી વાત કોઇ એક ગ્રંથમા જણાવી છે, પણ તે કોઇએપ્રવૃત્તિ કરવા અર્થે જણાવી નથી. તેમજ તે વાત યથાર્થ એમજ છે તેમ પણ નથી. સમ્યગ્દષ્ટિ પુરુષને અલ્પ માત્ર વ્રત નથી હોતું તોપણ સમ્યક્દર્શન આવ્યા પછી નવમે તો વધારેમાં વધારે પંદર ભવે મોક્ષ પામે એવું સમ્યક્દર્શનનુ બળ છે એવા હેતુએ દર્શાવેલી વાણીને બીજા રૂપમા લઇ ન જવી. સત્પુરુષની વાણી વિષય અને કષાયના અનુમોદનથી અથવા રાગદ્વેષના પોષણથી રહિત હોય છે એવો નિશ્ચય રાખવો.

(૬૯)

ઉચી ભૂમિકાને પામેલા મુમુક્ષુઓને પણ સત્પુરુષોનો યોગ અથવા સત્સમાગમ આધારભૂત છે એમાં સંશય નથી. નિવૃત્તિમાન્ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવનો યોગ બનવાથી જીવ ઉત્તરોત્તર ઉચી ભૂમિકાને પામે છે. નિવૃત્તિમાન્ ભાવ પરિણામ થવાને નિવૃત્તિમાન્ દ્રવ્ય, ક્ષેત્ર અને કાળ જીવે પ્રાપ્ત કરવા યોગ્ય છે. શુદ્ધમાનવગગના આ જીવને કોઇપણ યોગથી શુભેચ્છા-કલ્યાણ કરવાની ઇચ્છા પ્રાપ્ત થાય, અને નિસ્પૃહ પરમ પુરુષોનો યોગ બને તો જ આ જીવને ભાન આવવું યોગ્ય છે તે વિયોગમાં સત્શાસ્ત્ર અને સદાચારનો પરિચય કર્તવ્ય છે-અવશ્ય કર્તવ્ય છે.

જીવને પરમાર્થ પામવામાં અપાર અંતરાય છે તેમાં પણ આવા કાળને વિષે, તો તે અંતરાયનું અવર્ણનીય બળ હોય છે શુભેચ્છાથી માંડી કેવળ પર્યંતની ભૂમિકાએ પહોંચતાં ઠામઠામ તે અંતરાયો જોવામાં આવે છે, અને જીવને વારંવાર તે અંતરાયો પરમાર્થ પ્રત્યે પાડે છે. જીવને મહત્પુણ્યના ઉદયથી જો સત્સમાગમનો અપૂર્વ લાભ રહ્યા કરે, તો તે નિર્વિકલ્પપણે કેવળ પર્યંતની ભૂમિકાએ પહોંચી જાય છે સત્સમાગમના વિયોગમાં જીવે આત્મબળને વિશેષ જાગૃત રાખી સત્શાસ્ત્ર અને શુભેચ્છાસંપન્ન પુરુષોના સમાગમમાં રહેવાયોગ્ય છે

શ્રી ડુંગરની દશા લેખી તે જાણી છે. શ્રી સોભાગ્યના વિયોગથી તેમને સૌથી વધારે ખેદ થવાયોગ્ય છે. એક બળવાન સત્સમાગમનો યોગ જવાથી આત્માર્થીના અંતઃકરણમાં બળવાન ખેદ થવાયોગ્ય છે તમે સર્વ મુમુક્ષુઓ નિરંતર સત્શાસ્ત્ર પરિચય રાખવાનું ચૂકશો નહીં. કોઈ કંઈ પ્રશ્ન અને લખ્યા છે તેનો ઉત્તર ઘણું કરીને હાલ લખવાનું બનતું નથી. તેથી કોઇપણ વિકલ્પમાં ન પડતાં અનુક્રમે તે ઉત્તર મળી જશે એમ વિચારવું યોગ્ય છે થોડા દિવસ પછી ઘણું કરીને શ્રી ડુંગર પ્રત્યે એક પુસ્તક તેમને નિવૃત્તિનું પ્રાધાન્યપણું રહે તેવું વાંચવા અર્થે મોકલવાનું થશે.

સત્શાસ્ત્રનો પરિચય નિયમપૂર્વક નિરંતર કરવાયોગ્ય છે. એક બીજાના સમાગમમાં આવતા આત્માર્થવાર્તા કર્તવ્ય છે.

આર્ય સોભાગ્યનો સમાગમ વિશેષ વખત તમને રહ્યો હોત તો ઘણો ઉપકાર થાત, પણ ભાવી પ્રબળ છે, તે માટે ઉપાય એ છે કે, તેમના ગુણોનું વારંવાર સ્મરણ કરીને જીવને વિષે તે ગુણો ઉત્પન્ન થાય એવું વર્તન, નિયમિતપણે નિત્ય સદ્ગ્રંથનું વાંચન તથા મનન રાખવું યોગ્ય છે.

"કયા ગુણો અંગમાં આવવાથી માર્ગાનુસારીપણું તથારૂપે કહેવાય?", "કયા ગુણો અંગમાં આવવાથી સમ્યક્દૃષ્ટિપણું તથારૂપે કહેવાય?", "કયાં ગુણો અંગમાં આવવાથી શ્રુતકેવળજ્ઞાન થાય, અને કેવી દશા આવવાથી કેવળજ્ઞાન થાય, અને કેવી દશા આવવાથી કેવળજ્ઞાન તથારૂપપણે થાય, અથવા કહી શકાય?" એ પ્રશ્નનો ઉત્તર લખાવવા માટે શ્રી ડુંગર કરશો. (વિચાવાનને આ પ્રશ્ન હિતકારી છે.)

પરમપુરુષની મુખ્ય ભક્તિ ઉત્તરોત્તર ગુણની વૃદ્ધિ થાય એવા સદ્વર્તનથી પ્રાપ્ત થાય છે. ચરણપ્રતિપત્તિ શુદ્ધ અચરણની ઉપાસનારૂપ સદ્વર્તન જ્ઞાનીની મુખ્ય આજ્ઞા છે; જે આજ્ઞા પરમ પુરુષની મુખ્ય આજ્ઞા છે.

ઉત્તરોત્તર ગુણની વૃદ્ધિ થવામાં ગૃહવાસી જનેએ સદુદ્યમરૂપ આજીવિકાદિ વ્યવહારસહિત પ્રવર્તન કરવું યોગ્ય છે.

ઘણા શાસ્ત્રો અને વાકયોના અભ્યાસ કરતાં જો જ્ઞાની પુરુષોની એકેક આજ્ઞા જીવ ઉપાસે, તો ઘણા શાસ્ત્રોથી થતું ફળ સહજમાં પ્રાપ્ત થાય

(૭૧)

આ જીવને ઉતાપનાનો મૂળ હેતુ શું છે? તથા તેની કેમ નિવૃત્તિ થાય અને કેમ થતી નથી? એ પ્રશ્ન વિશેષ કરી વિચારવાયોગ્ય છે. અંતરમાં ઉતારીને વિચારવાયોગ્ય છે. જ્યાંસુધી એ ક્ષેત્ર સ્થિતિ ન રહે ત્યાંસુધી ચિત્તને વધારે દૃઢ (?) રાખી વર્તવું.

(૭૨)

ૐ

મિથ્યા જગત્ વેદાન્ત કહે છે તે ખોટું શું છે?

અવિષમભાવ વિના અમને પણ અબંધપણા માટે બીજો કોઇ અધિકાર નથી. મૌનપણું ભજવાયોગ્ય માર્ગ છે!

બધુંય હરિને આધીન છે. પત્રપ્રાસાદિ પ્રાપ્ત થઇ છે. અત્ર સમાધિ. વિગતવાર હવે પછી. નિરૂપાયતાને લીધે લખી શકતો નથી.

—શ્રદ્ધાજ્ઞાન લહ્યું છે તોપણ,
જો નવી જાય પમાયો (પ્રમાદ) રે;
વંધ્યતરૂ ઉપમ તે પામે,
સંયમઠાણ જો નાયો રે.
ગાયો, ગાયો, ભલે વીર જગત્ ગુરૂ ગાયો.

અનુક્રમે શું થાય છે તે જોવું યોગ્ય છે. "ભગવત્ ભગવતનું સંભાળશે, પણ જીવ જ્યારે પોતાપણું મૂકશે ત્યારે" એવું જે ભક્તજનોનું વચન તે પણ વિચારતાં હિતકારી છે. આપ કાંઈ જ્ઞાનકથા લખશો.

છૂટા મનથી ખુલાસો આપી શકાય એવી તમારી ઇચ્છા રહે છે, તે ઇચ્છા હોવાને લીધેજ છૂટા મનથી ખુલાસો આપવાનું બન્યું નથી; અને હવે પણ તે ઇચ્છા નિરોધ્ય સિવાય તમને બીજું વિશેષ કર્તવ્ય નથી. અમે છૂટાચિત્તથી ખુલાસા આપીશું એમ ગણી તે ઇચ્છા નિરોધવી ઘટે નહીં, પણ સત્પુરુષોના અગનું માહાત્મ્ય જળવાય તે ઇચ્છા સમાવવી ઘટે છે, એમ વિચારીને સમાવવી ઘટે છે. સત્સંગની ઇચ્છાથીજ જો અસારપ્રતિબંધ ટળવાને સ્થિતિ સુધારવાની ઇચ્છા રહેતી હોય તોપણ હાલ જતી કરવી યોગ્ય છે, કેમકે અમને એમ લાગે છે કે વારંવાર તમે લખો છો તે કુટુંબ મોહ છે, સંકલેશ પરિણામ છે અને અસાતા નહીં સહન કરવાની કંઈપણ અંશે બુદ્ધિ છે, અને જો પુરુષને તે વાત ભક્તજને લખી હોય તો તેથી તેનો રસ્તો કરવાને બદલે એમ થાય છે કે, આવી નિદાન બુદ્ધિ ત્યાંસુધી સમ્યક્ત્વનો નિરોધ રહે ખરો, એમ વિચારી ઘણીવાર ખેદ થઈ આવે છે, તેને લખવું તે તમારે યોગ્ય નથી

(૭૦)

ગમે તે ક્રિયા જપ તપ કે શાસ્ત્રવાચન કરીને પણ એક જ કાર્ય સિદ્ધ કરવાનું, તે એ કે જગતની વિસ્મૃતિ કરવી, અને સતના ચરણમાં રહેવું.

અને એ એકજ લક્ષ ઉપર પ્રવૃત્તિ કરવાથી જીવને પોતાને શું કરવું યોગ્ય છે, અને શું કરવું અયોગ્ય છે તે સમજાય છે—સમજાતું જાય છે.

એ લક્ષ આગળ થયા વિના જપ, તપ, ધ્યાન કે દાન કોઈની યથાયોગ્ય સિદ્ધિ નથી, અને ત્યાંસુધી ધ્યાનાદિક નહીં જેવા કામના છે.

માટે એમાંથી જે જે સાધનો થઈ શકતા હોય તે બધાં એક લક્ષને થવાને અર્થે કરવાં કે જે લક્ષ અમે ઉપર જણાવ્યો છે જપતપાદિ કંઈ નિષેધવાયોગ્ય નથી તથાપિ તે બધાં એક લક્ષને અર્થે છે, અને એ લક્ષ વિના જીવને સમ્યક્ત્વસિદ્ધિ થતી નથી.

વધારે શું કહીયે? ઉપર જણાવ્યું છે તેટલું જ સમજવાને માટે સઘળાં શાસ્ત્રો પ્રતિપાદિત થયાં છે.

(૭૪)

## નિસ્પૃહી મહાત્માઓને અભેદ ભાવે નમસ્કાર.

"અનંતકાળ થયાં જીવને પરિભ્રમણ કરતાં છતાં તેની નિવૃત્તિ કેમ થતી નથી?" અને "તે શું કરવાથી થાય?"

એ વાકયમાં અનેક અર્થ સમાયેલા છે. તેને વિચાર્યા વિના કે દ્રઢ વિશ્વાસ કર્યા વિના માર્ગના અંશનું અલ્પભાન થતું નથી. બીજા બધા વિકલ્પો દૂર કરી આ એક ઉપર લખેલું સત્પુરુષોનું વચનામૃત વારંવાર વિચારી લેશો.

સંસારમાં રહેવું અને એક મોક્ષ થવા કહેવું એ બનવું અસુલભ છે.

મૈત્રિઃ—સર્વ જીવ પ્રત્યે હિતચિંતવના.

પ્રમોદ—ગુણજ્ઞ જીવ પ્રત્યે ઉલ્લાસ પરિણામ.

કરૂણાઃ—કોઇ પણ જીવ જન્મ મરણથી મુક્ત થવો (થવાનું કરવું).

મધ્યસ્થતાઃ—નિર્ગુણી જીવ પ્રત્યે ઉદાસીનતા.

(૭૫)

પ્રારબ્ધયોગથી જે બને તે પણ શુદ્ધ ભાવના અનુસંધાનપૂર્વક થવું ઘટે છે.

મહાત્માઓએ નિષ્કારણ કરૂણાથી પરમપદનો ઉપદેશ કર્યો છે તેથી એમ જણાય છે કે, તે ઉપદેશનું કાર્ય પરમ મહત્તજ છે. સર્વજીવ પ્રત્યે બાહ્ય દયામાં પણ અપ્રમત્ત રહેવાનો જેના યોગનો સ્વભાવ છે તેનો આત્મસ્વભાવ સર્વ જીવને પરમપદના ઉપદેશનો આકર્ષક હોય તેવી નિષ્કારણ કરૂણાવાળો હોય તે યથાર્થ છે.

(૭૬)

"મનઃપર્યવજ્ઞાન કેવી રીતે પ્રગટે?"

સાધારણપણે દરેક જીવને મતિજ્ઞાન હોય છે. તેને આશ્રયે રહેલા શ્રુતજ્ઞાનમાં વધારો થવાથી તે મતિજ્ઞાનનું બળ વધારે છે; એમ અનુક્રમે મતિજ્ઞાન નિર્મળ થવાથી આત્માનું અસંયમપણું ટળી સંયમપણું થાય છે, ને તેથી મનઃપર્યવજ્ઞાન પ્રગટે છે. તેને યોગે આત્મા બીજાનો અભિપ્રાય જાણી શકે છે. લિંગ દેખાવ ઉપરથી બીજાનો ક્રોધાદર્યાદિ ભાવ જાણી શકાય છે તે મતિજ્ઞાનનો વિષય છે. તેવા દેખાવને અભાવે જે ભાવ જાણી શકાય તે મનઃપર્યવજ્ઞાનનો વિષય છે.

(૭૭)

પાંચ ઇંદ્રિયોના વિષય સંબંધી.

જે જીવને મોહનીય કર્મરૂપી કષાયનો ત્યાગ કરવો હોય તે તેનો એકદમ ત્યાગ કરવા ધારશે ત્યારે કરી શકાશે તેવા વિશ્વાસ ઉપર રહી તેનો ક્રમે

ત્યાગ કરવાનો અભિપ્રાય નથી કરતો તે એકદમ ત્યાગ કરવાનો પ્રસંગ આવે મોહનીય કર્મના બળ આગળ ટકી શકતો નથી; કારણ કર્મરૂપ શત્રુને ધીરે ધીરે નિર્બળ કર્યા વિના કાઢી મૂકવાને એકદમ અસમર્થ બને છે. આત્માના નિર્બળપણાને લઈને તેના ઉપર મોહનું બળવાનપણું છે. તેનું જોર ઓછું કરવાને આત્મા પ્રયત્ન કરે, તો એકી વખતે તેના ઉપર જય મેળવવાની ધારણામાં તે ઠગાય જ છે. જ્યાંસુધી મોહવૃત્તિ લડવા સામી નથી આવી ત્યાંસુધી મોહવશ આત્મા પોતાનું બળવાનપણું ધારે છે, પરંતુ તેવી કસોટીનો પ્રસંગ આવ્યે આત્માને પોતાનું કાયરપણું સમજાય છે, માટે જેમ બને તેમ પાંચ ઇંદ્રિયોના વિષય મોળા કરવા તેમાં મુખ્યત્વે ઉપસ્થ ઇંદ્રિય અમલમાં લાવવી; એમ અનુક્રમે બીજી ઇંદ્રિય—( અપૂર્ણ. )

(૭૮)

જે જે ઇચ્છાઓ તેમાં જણાવી છે તે કલ્યાણકારક જ છે, પરંતુ એ ઇચ્છાની સર્વ પ્રકારની સ્ફુર્ણા તો સાચા પુરુષના ચરણકમળની સેવામાં રહી છે. આ નિઃશંક વાક્ય સર્વ અનંત જ્ઞાનીઓએ સમ્મત કરેલું આપને જણાવ્યું છે અને ઘણા પ્રકારે સત્સંગમાં રહી છે. ( અપૂર્ણ )

(૭૯)

ઘણીવાર તમ વગેરેથી લિખિત પત્રો અમને મળ્યાં હોય છે; અને તેની પહોંચ પણ લખવાનું અશક્ય થઇ આવે, અથવા તો તેમ કરવું યોગ્ય ભાસે છે. આટલી વાત સ્મરણમાં રહેવા લખી છે. તેવા પ્રસંગ બન્યે જીવને વિષે કંઇ તમારા પત્રાદિના લેખન દોષથી એમ બન્યું હશે કે કેમ એ આદિ વિકલ્પ ન થવા અર્થે આ સ્મરણ રાખવાને લખ્યું છે.

જેની ભક્તિ નિષ્કામ છે એવા પુરુષોનો સત્સંગ કે દર્શન એ મહત પુણ્યરૂપ જાણવા યોગ્ય છે.

તમારા સમીપ સત્સંગીઓને સમસ્થિતિએ યથા૦

(૮૦)

ઓમ્ નમઃ

અપૂર્વ શાંતિ અને સમાધિ અચળપણે વર્તે જ છે. કુંભક, રેચક પાંચે વાયુ સર્વોત્તમને ગતિને આરોગ્યબળ સહિત આપે જ છે.[1]

---

૧ આ વાક્યમાં કંઇક ક્લિષ્ટતા અને અસ્પષ્ટતા લાગે છે અમને મૂળપત્ર મળ્યો નથી, પણ બીજે કરેલી નકલ ઉપરથી અમે આ ઉતારો કર્યો છે.—સંશોધક.

(૮૧)

ૐ

સર્વ પ્રકારના ભયને રહેવાના સ્થાનકરૂપ એવા આ સંસારને વિષે માત્ર એક વૈરાગ્ય જ અભય છે એ નિશ્ચયમાં ત્રણે કાળને વિષે શંકા થવાયોગ્ય નથી.

યોગ અસંખ જે જિન કહ્યા,
 ઘટમાંહિ રિદ્ધિ દાખી રે;
નવપદ તેમજ જાણજો,
 આતમરામ છે સાખી રે.

આત્માને વિષે વર્ત્તે છે એવા જ્ઞાની પુરુષો સહજપ્રાપ્ત પ્રારબ્ધ પ્રમાણે વર્ત્તે છે. વાસ્તવ્ય તો એમ છે કે, "જે કાળે જ્ઞાનથી અજ્ઞાન નિવૃત્ત થયું તેજ કાળે જ્ઞાની મુક્ત છે." દેહાદિને વિષે અપ્રતિબદ્ધ છે; સુખ દુઃખ, હર્ષ શોકાદિને વિષે અપ્રતિબદ્ધ છે; એવા જે જ્ઞાની તેને આશ્રય કે આલંબન નથી. ધીરજ પ્રાપ્ત થવા "ઇશ્વરેચ્છાદિ" ભાવના તેને થવા યોગ્ય નથી. ભક્તિમાનને જે કાંઇ પ્રાપ્ત થાય છે તેમાં કોઇ કલેશના પ્રકાર દેખી, તટસ્થ ધીરજ રહેવા તે ભાવના કોઇ પ્રકારે યોગ્ય છે. જ્ઞાનીને "પ્રારબ્ધ," "ઇશ્વરેચ્છાદિ" બધા પ્રકારે એકજ ભાવના સરખા મુખ્યના (એ) છે. તેને સાતા અસાતામાં કંઇ કાંઇ પ્રકારે રાગદ્વેષાદિ કારણ નથી. તે બન્નેમાં ઉદાસીન છે, જે ઉદાસીન છે તે મૂળ સ્વરૂપે નિરાલંબન છે. નિરાલંબન એવું જેનુ ઉદાસીનપણું એ ઇશ્વરેચ્છાથી પણ બળવાન જાણીએ છીએ. 'ઇશ્વરેચ્છા' એ શબ્દ પણ અર્થાંતરે જાણવાયોગ્ય છે. ઇશ્વરેચ્છારૂપ આલંબન એ એ આશ્રયરૂપ એવી ભક્તિને યોગ્ય છે. નિરાશ્રય એવા જ્ઞાનીને બધુએ સમ છે, અથવા જ્ઞાની સહજ પરિણામી છે, સહજ સ્વરૂપી છે. સહજપણે સ્થિત છે. સહજપણે પ્રાપ્ત ઉદય ભોગવે છે; સહજપણે જે કંઇ થાય તે થાય છે જે ન થાય તે ન થાય છે. તે કર્તવ્યરહિત છે. કર્તવ્યભાવ તેને વિષે વિલયપ્રાપ્ત થાય છે માટે તમને–તે જ્ઞાનીના સ્વરૂપને–વિષે પ્રારબ્ધનુ ઉદયનું સહજ પ્રાપ્તપણું તે વધારે યોગ્ય છે એમ જાણવું યોગ્ય છે ઇશ્વરને વિષે કોઇ પ્રકારે ઇચ્છા સ્થાપીને કરી તે ઇચ્છાવાન કહેવા યોગ્ય છે. જ્ઞાની ઇચ્છારહિત છે. ઇચ્છા સહિત એમ કહેવું બનતુ નથી. તે સહજસ્વરૂપ છે.

(૮૨)

વૈરાગ્યભાવનાએ ભૂષીત એવા 'શાંત સુધારસાદિ' ગ્રંથો નિરંતર ચિંતવવાયોગ્ય છે. વૈરાગ્યની તીવ્રતા મુમુક્ષુ-મંદ કરવા યોગ્ય નથીઃ એ નિશ્ચય રાખવાયોગ્ય છે.

(૮૩)[1]

મુનિ શ્રી.............પ્રતિ:

સહજ સમાગમ થઈ આવે અથવા એ લોકો ઇચ્છીને સમાગમ કરવા આવતા હોય તો સમાગમ કરવામાં શું હાનિ? કદાપિ વિરોધવૃત્તિથી એ લોકો સમાગમ કરવાનું કરતા હોય તો પણ શું હાનિ છે? આપણે તો તેના પ્રત્યે કેવળ હિતકારીવૃત્તિથી-અવિરોધ દૃષ્ટિથી સમાગમમાં પણ વર્તવું છે. ત્યાં કંઈ પરભાવ છે? માત્ર ઉદાસીન કરીને સમાગમ કરવાનું હાલ કારણ નથી. તેમ સર્વ મુમુક્ષુઓના આચાર વિષે તેમને કંઈ સંશય હોય, તો પણ વિકલ્પનો અવકાશ નથી.........સમાગમ...આદિનું પ્રશ્ન કરે તો તેના ઉત્તરમાં તો એટલું જ કહેવું યોગ્ય છે કે "તમે ત્યાગે તો આત્મહિતની કામનાએ નીકળ્યા છીએ; અને ઇચ્છાયોગ પણ તેજ છે. તે પુરુષના સમાગમમાં અમે આવ્યા છીએ; તેમના સમાગમમાં તમે આવીને પ્રતીતિ કરી જોશો કે તેમના આત્માની દશા કેમ છે? અને તેઓ આપણને કેવા ઉપકારના કર્તા છે. હાલ એ વાત આપ જવા દ્યો.........સુધી સહેજે પણ જવું થઈ શકે, અને આ તો જ્ઞાન .. ઉપકારરૂપ સમાગમ જવું થયું છે એટલું આવ્યા          વિકલ્પ કરવા ઘટતો નથી. રાગદ્વેષ પરિ          ઉપદેશ કંઈપણ સમજાય. એ દશા એ તેવા પુરુષની કેવા          તેમજ શાસ્ત્રદૃષ્ટિથી વિચારી નથી.

તમારો મુનિપણાનો સામાન્ય વ્યવહાર એવો છે કે, બાહ્ય અવિરતિ પુરુષ પ્રત્યે વંદનાદિ વ્યવહાર કર્તવ્ય નહીં. તે વ્યવહાર તમારે પણ સાચવવો. તે વ્યવહાર તમે રાખો તેમાં તમારો સ્વચ્છંદ નથી, માટે રાખવાયોગ્ય છે. ઘણા જીવોને સંશયનો હેતુ નહીં થાય. અમને કંઈ વંદનાદિની અપેક્ષા નથી.

"બીજું, કંઈ સન્માર્ગરૂપ આચારવિચારમાં અમારી શિથિલતા થઈ હોય તો તેમ કહો, કેમકે તેની નિવૃત્તિ કરવાને ટલ્યા વિના હિતકારી માર્ગ પ્રાપ્ત નહીં, એમ અમારી દૃષ્ટિ છે" એ આદિ પ્રસંગે કહેવું ઘટે તો કહેવું. અને તેમના પ્રત્યે અદ્વેષભાવ છે એવું બધું તેમના ધ્યાનમાં આવે તેવી વૃત્તિઓ તથા રીતિએ વર્તવું તેમાં સંશય કર્તવ્ય નથી.'

---

૧. આ પત્ર ફાટેલો મળ્યો છે. જે કેટલાક અક્ષરો ગયા છે તે સ્થળે અવકાશ રાખ્યો છે.—સંશોધક.

બીજું સાધુ વિષે તમારે કંઇ કહેવું કર્તવ્ય નથી. સમાગમમાં પછી પણ કંઇ ન્યૂનાધિકપણું તેમના ક્ષેપ પામવા નહીં, પ્રત્યે બળવાન્ અરેપ.

વવાણીઆ ગંવત્

( ૮૪ )

......વગેરેને જે ઉપાધિ કાંઇ કરવા વિષે અધીરજથી આર્ત જેવાં પરિણામથી પરની આજીવિકાનો ભંગ થાય છે તે જાણ્યા છતાં રાજકાજમાં અલ્પ કારણમાં વિશેષ સંબંધ કરવા યોગ્ય નથી; તે થાય એવું કારણ છતાં જેમાં તુચ્છ એવા દ્રવ્યાદિનો પણ વિશેષ લાભ નથી, છતાં તે માટે ફરી ફરી લખવાનું થાય છે તે શું યોગ્ય છે? તેવા વિકલ્પને તમ જેવા પુરુષ મોળો નહીં પાડી શકે, તો આ દુષમકાળમાં કોણ સમજીને સમાઇ રહેશે?

કેટલી રીતે નિવૃત્તિને અર્થે અત્ર સત્સમાગમને અર્થે તે ઇચ્છા રાખો છો તે વાત લક્ષમાં છે; તથાપિ એકલી જ જો તે ઇચ્છા હોય તો આ પ્રકારની ધીરજ આદિ હોવા યોગ્ય ન હોય.......વગેરેને પણ હાલ ઉપાધિ સંબંધમાં લખવું ઘટતું નથી. જેમ થાય તેમ જોયા કરવું એજ યોગ્ય છે.

આ વિષે જેટલો ઠપકો લખવો જોઇએ તેટલો લખ્યો નથી, તોપણ તે વિશેષતાથી આ ઠપકો વિચારશો.

( ૮૫ )

કોઇ જનની ક્રિયા જો કે ઉત્થાપવામાં નહીં આવતી હોય તોપણ તેઓને લાગે છે તેનું કંઇ કારણ હોવું જોઇએ. જે કારણ ટાળવું એ કલ્યાણરૂપ છે.

પરિણામે 'સત'ને પ્રાપ્ત કરાવનારી પ્રારંભમાં 'સત્ત'ની હેતુભૂત એવી તેમની રુચિને પ્રવર્તતા આપનારી વૈરાગ્યકથાનો પ્રસંગોપાત તેમનાથી પરિચય કરવો, તો તેમના સમાગમથી પણ કલ્યાણ જ વૃદ્ધિ પામશે, અને પેલું કારણ પણ ટળશે.

જેમાં પૃથ્વ્યાદિકનો વિસ્તારથી વિચાર કર્યો છે એવાં વચનો કરતાં "વૈતાલિક અધ્યયન' જેવાં વચનો વૈરાગ્યની વૃદ્ધિ કરે છે, અને બીજા મતભેદવાળાં પ્રાણીઓને પણ તેમાં અરુચિ થતી નથી.

જે સાધુઓ તમને અનુસરતા હોય તેમને સમયપરત્વે જણાવતાં રહેવું કે, 'ધર્મ' તેનું નામ આપી શકાય કે જે ધર્મ થઇને પરિણમે. 'જ્ઞાન' તેનું નામ આપી શકાય કે, જે જ્ઞાન થઇને પરિણમે. આપણે આ બધી ક્રિયા અને વાંચના ઇત્યાદિક કરીએ છીએ તે મિથ્યા છે; એમ કહેવાનો મારો

તેનુ તમે સમજો નહીં, તો હું તમને કંઈ કહેવા ઇચ્છું છું આમ જણાવી તેમને જણાવવું કે “આ જે કાંઇ આપણે કરીએ છીએ તેમાં કાંઇ એવી વાત રહી જાય છે કે જેથી ‘ધર્મ’ અને ‘જ્ઞાન’ આપણને પોતાને રૂપે પરિણમતાં નથી; અને કષાય તેમજ મિથ્યાત્વ (સંદેહ) નુ મંદત્વ થતુ નથી, માટે આપણે જીવના કલ્યાણનો ફરી ફરી વિચાર કરવા યોગ્ય છે, અને તે વિચારે કંઈક આપણે ફળ પામ્યા વિના રહેશુ નહીં. આપણે બધું જાણવાનુ કરીએ છીએ, પણ આપણો ‘સંદેહ’ કેમ જાય? તે જાણવાનો પ્રયત્ન કરતા નથી, એ જ્યાંસુધી નહીં કરીએ ત્યાંસુધી ‘સંદેહ’ કેમ જાય? અને સંદેહ હોય ત્યાં સુધી જ્ઞાન પણ નહોય, માટે સંદેહ જવાનો પ્રયત્ન કરવો જોઇએ. એ સંદેહ એ છે કે આ જીવ ભવ્ય છે કે અભવ્ય? મિથ્યાદૃષ્ટિ છે કે સમ્યગ્‌દૃષ્ટિ? સુલભબોધી છે કે દુર્લભબોધી? તુચ્છસંસારી છે કે અધિકસંસારી? આ આપણને જણાય તેવો પ્રયત્ન કરવો જોઇએ” આવી જાતની જ્ઞાનકથાનો તેમનાથી પ્રસંગ રાખવો યોગ્ય છે

(૮૬)

પરમ વીતરાગોએ આત્મસ્થ કરેલુ યથાખ્યાત ચારિત્રથી પ્રગટેલુ એવુ પરમ અસંગપણુ નિરંતર વ્યક્તાવ્યક્તપણે સંભારું છુ.

(૮૭)

સત્સમાગમનો પ્રતિબંધ કરવાને જણાવે, તો તે પ્રતિબંધ ન કરવાની વૃત્તિ જણાવી તે યોગ્ય છે–યથાર્થ છે. તે પ્રમાણે વર્તનો સત્સમાગમનો પ્રતિબંધ કરવો યોગ્ય નથી. તેમ સામાન્યપણે તેમની સાથે સમાધાન રહે, એમ વર્તન થાય તેમ હિતકારી છે પછી જેમ વિશેષ સંગમાં આવવુ ન થાય એવા ક્ષેત્રે વિચરવુ યોગ્ય છે, કે જે ક્ષેત્રે આત્મસાધન સુલભપણે થાય

પરમ શાંત શ્રુતના વિચારમાં ઇંદ્રિયનિગ્રહપૂર્વક આત્મપ્રવૃત્તિ રાખતાં સ્વરૂપસ્થિરતા અપૂર્વપણે પ્રગટે છે

ૐ શાંતિ:

(૮૮)

હે પરમકૃપાળુ દેવ! જન્મ, જરા, મરણાદિ સર્વ દુઃખોનો અત્યંત ક્ષય કરનારો એવો વીતરાગ પુરુષનો મૂળ ધર્મ અનંત કૃપા કરી આપ શ્રીમને મને આપ્યો, તે અનંત ઉપકારનો પ્રતિઉપકાર વાળવા હું સર્વથા અસમર્થ છુ વળી આપ શ્રીમત્ કંઇપણ લેવાને સર્વથા નિસ્પૃહ છો, જેથી હું મન, વચન, કાયાની એકાગ્રતાથી આપના ચરણારવિંદમાં નમસ્કાર કરૂં છુ

આપની પરમ ભક્તિ અને વીતરાગ પુરુષના મૂળધર્મની ઉપાસના મારા હૃદયને વિષે ભવપર્યંત અખંડ જાગૃત રહો એટલું માગું છું તે સફળ થાઓ.

ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

(૮૯)

પ્રાણીમાત્રનો રક્ષક, બાંધવ અને હિતકારી એવો કોઈપણ ઉપાય હોય તો તો વીતરાગનો ધર્મજ છે.

(૯૦)

એમ સત્શ્રુત.

શ્રી પાંડવ પુરાણ પ્રદ્યુમ્ન ચરિત્ર

શ્રી પુરુષાર્થ સિદ્ધિ ઉપાય,

શ્રી પદ્મનંદિ પંચવિંશતિ,

શ્રી ગોમટ્ટસાર,

શ્રી રત્નકરંડ શ્રાવકાચાર,

શ્રી આત્માનુશાસન,

શ્રી મોક્ષમાર્ગપ્રકાશ,

શ્રી કાર્તિકેયાનુપ્રેક્ષા,

શ્રી યોગદૃષ્ટિસમુચ્ચય,

આદિ અનેક છે, ઇંદ્રિયનિગ્રહના અભ્યાસપૂર્વક એ સત્શ્રુત સેવવા યોગ્ય છે. એ ફળ અલૌકિક છે—અમૃત છે.

(૯૧)

જ્ઞાનીને ઓળખો, ઓળખી એઓની આજ્ઞા આરાધો." જ્ઞાનીની એક આજ્ઞા આરાધતા અનેકવિધ કલ્યાણ છે.

(૯૨)

જ્ઞાનીઓ જગતને તૃણવત્ ગણે છે એ એઓના જ્ઞાનનો મહિમા સમજવો.

કોઈ મિથ્યાભિનિવેશી જ્ઞાનનો ડોળ કરી જગતનો ભાર મિથ્યા શીર વહતો હોય તો, તે હાસીપાત્ર છે.

(૯૩)

જે જે બદ્ધ ભોગવાય છે તે તે બદ્ધ ક્ષીણ થાય છે કર્મ ભોગવતા (સમતાએ) નિર્જરે છે. શારીરિક વિષય ભોગવતા શારીરિક શક્તિ ક્ષીણ થાય છે.

(૯૪)

એ માર્ગ જ્ઞાનીને સુલભ છે, પણ તે પામવો દુર્લભ છે; એ માર્ગ વિકટ નથી. સીધો છે, પણ તે પામવો વિકટ છે.

ગીચ ઝાડીમા ભૂલા પડેલા માણસને વનોપડે જવાનો માર્ગ કોઈ દેખાડે કે, "જા, નીચે નીચે ચાલ્યો જા. રસ્તો સુલભ છે. આ રસ્તો સુલભ છે," પણ એ ભૂલા પડેલા માણસને જવું વિકટ છે, એ માર્ગ જતાં પહોંચશું કે નહીં એ શંકા નડે છે.

શંકા કર્યા વિના જ્ઞાનીઓનો માર્ગ આરાધે તો તે પામવો સુલભ છે.

(૯૫)

વસ્તુતઃ બે વસ્તુઓ છે. જીવ અને અજીવ

સુવર્ણનામ લોકોએ કલ્પિત આપ્યું. તેની ભસ્મ થઇને પેટમાં ગયું. વિષ્ટા પરિણમી ખાતર થયું, ક્ષેત્રમાં ઉગ્યું; ધાન્ય થયું; લોકોએ ખાધું; કાલાંતરે લોહું થયું. વસ્તુતઃ એક દ્રવ્યના જૂદા જૂદા પર્યાયોને કલ્પનારૂપે જૂદા જૂદા નામ અપાયાં. એક દ્રવ્યના ભિન્ન ભિન્ન પર્યાયો વડે લોક ભ્રાન્તિમાં પડી ગયું. એ ભ્રાન્તિએ મમતાને જન્મ આપ્યો.

રૂપીઆ વસ્તુતઃ છે, છતાં લેણદાર દેણદારને મિથ્યા ઝઘડા થાય છે. લેણદારની અધીરાઇથી એને "મન" રૂપીઆ ગયા જાણે છે.

વસ્તુતઃ રૂપીઆ છે, તેમજ જૂદી જૂદી કલ્પનાએ ભ્રમજાળ પાથરી દીધી છે તેમાંથી જીવ જીવનો જડ ચૈતન્યનો ભેદ કરવો એ વિકટ થઇ પડયું છે.

ભ્રમજાળ યથાર્થ લક્ષમાં ઉતરે, તો જડ ચૈતન્ય ક્ષીરનીરવત્ ભિન્ન સ્પષ્ટ ભાસે.

---

(૯૬)

## જ્ઞાનના બે બોલ.

| પ્રશ્નો. | ઉત્તર. |
|---|---|
| ૧ જગતમાં આદરવા યોગ શું છે? | ૧ સદ્ગુરૂનું વચન. |
| ૨ શીઘ્ર કરવા યોગ્ય શું? | ૨ કર્મનો નિગ્રહ. |
| ૩ મોક્ષતરૂનું બીજ શું? | ૩ ક્રિયા સહિત સમ્યગ્જ્ઞાન. |

| | |
|---|---|
| ૪ સદા ત્યાગવા યોગ્ય શું? | ૪ અકાર્ય કામ. |
| ૫ સદા પવિત્ર કોણ? | ૫ જેનું અંતઃકરણ પાપથી રહિત હોય તે. |
| ૬ સદા યૌવનવંત કોણ? | ૬ તૃષ્ણા (લોભદશા). |
| ૭ શૂરવીર કોણ? | ૭ જે સ્ત્રીના કટાક્ષથી વિંધાય નહીં તે |
| ૮ મહત્તાનું મૂળ શું? | ૮ કોઇની પાસે પ્રાર્થના (યાચના) ન કરવી તે. |
| ૯ સદા જાગૃત કોણ? | ૯ વિવેકી. |
| ૧૦ આ દુનિયામાં નરક જેવું દુઃખ શું? | ૧૦ પરતંત્રતા (પરવશ રહેવું તે). |
| ૧૧ અસ્થિર વસ્તુ શું? | ૧૧ યૌવન, લક્ષ્મી અને આયુષ્ય. |
| ૧૨ આ જગતમાં અતિ ગહન શું? | ૧૨ સ્ત્રીચરિત્ર અને તેથી તેથી વધારે પુરુષચરિત્ર. |
| ૧૩ ચંદ્રમાના કિરણો સમાન શ્વેત-કીર્તિને ધારણ કરનાર કોણ? | ૧૩ સુમતિ ને સજ્જન. |
| ૧૪ જેને ચોર પણ લઇ શકે નહીં તેવો ખજાનો શું? | ૧૪ વિદ્યા, સત્ય અને શીયલવ્રત. |
| ૧૫ જીવનું સદા અનર્થ કરનાર કોણ? | ૧૫ આર્ત્ત અને રૌદ્રધ્યાન. |
| ૧૬ અંધ કોણ? | ૧૬ કામી અને રાગી. |
| ૧૭ બહેરો કોણ? | ૧૭ જે હિતકારી વચનને સાંભળે નહીં તે. |
| ૧૮ મુંગો કોણ? | ૧૮ જે અવસર આવ્યે પ્રિયવચન ન બોલી શકે તે. |
| ૧૯ શલ્યની પેઠે સદા દુઃખ દેનાર શું? | ૧૯ છાનું કરેલું કર્મ. |
| ૨૦ અવિશ્વાસ કરવો યોગ્ય કોણ? | ૨૦ યુવતિ અને અસજ્જન (દુર્જન) માણસ. |
| ૨૧ સદા ધ્યાનમાં રાખવા યોગ્ય શું? | ૨૧ સંસારની અસારતા. |
| ૨૨ સદા પૂજનીક કોણ? | ૨૨ વીતરાગ દેવ, સુસાધુ અને સુધર્મ. |

તા. ૧૪-૬-૯૦ સંવત ૧૯૪૬.

(૯૭)

શુભ બંધ મોળો હોય અને તેને કોઇ શુભ કર્મનો જોગ બને તો શુભ બંધ મૂળ મોળો હોય તેના કરતાં મોળો થાય છે.

શુભ બંધ મોળો હોય અને તેમાં કોઇ શુભ કર્મયોગનું મળવું થાય તો મૂળ કરતાં વધારે દઢ થાય છે, અથવા નિકાચિત થાય છે.

અશુભ બંધ મોળો હોય અને તેને કોઇ એક શુભ કર્મનો જોગ અને તો મૂળ કરતાં અશુભ બંધ ઓછો મોળો થાય છે.

અશુભ બંધ મોળો હોય તેમાં અશુભ કર્મનું મળવું થયે તો અશુભ બંધ વધારે મજબુત થાય છે, અથવા નિકાચિત થાય છે.

અશુભ બંધને અશુભ કર્મ ટાળી ન શકે અને શુભ બંધને, શુભ કર્મ ટાળી ન શકે.

શુભ કર્મબંધનું ફળ શુભ થાય, અને અશુભ કર્મબંધનું ફળ અશુભ થાય. બન્નેના ફળ તો થવાંજ જોઇએ. નિષ્ફળ ન થઇ શકે.

રોગ વગેરે છે તે ઓસડથી ટળી શકે છે તેથી કોઇને એમ લાગે કે પાપવાળું ઓસડ કરવું તે અશુભ કર્મરૂપ છે, છતાં તેનાથી રોગ જે અશુભ કર્મનું ફળ તે મટી શકે છે; એટલે કે અશુભથી શુભ થઇ શકે છે; આવી શંકા થાય એવું છે; પણ એમ નથી. એ શંકાનો ખુલાસો નીચે પ્રમાણે છેઃ—

કોઇ એક પુદ્ગલના પરિણામથી થયેલી વેદના (પુદ્ગલવિપાકીવેદના) તથા મંદ રસની વેદના કેટલાક સંજોગોથી ટળી શકે છે; અને કેટલાએક સંજોગોથી વધારે થાય છે; અથવા નિકાચિત થાય છે. તેવી વેદનામાં ફેરફાર થવામાં બાહ્ય પુદ્ગલરૂપી ઓસડ વગેરે નિમિત્ત કારણ જોવામાં આવે છે; બાકી ખરી રીતે જોતાં તો તે બંધ પૂર્વેથી જ એવો બાંધેલો છે કે, તે જાતના ઓસડ વગેરેથી ટળી શકે. ઓસડ વગેરે મળવાનું કારણ એ છે કે, અશુભ બંધ મોળો બાંધ્યો હતો; અને બંધ પણ એવો હતો કે તેને તેવાં નિમિત્ત કારણો મળે તો ટળી શકે; પણ તેથી એમ કહેવું બરાબર નથી કે પાપ કરવાથી તે રોગનો નાશ થઇ શક્યો; અર્થાત્ પાપ કરવાથી પુણ્યનું ફળ મેળવી શકાયું. પાપવાળા ઓસડની ઇચ્છા, અને તે મેળવવા માટેની પ્રવૃત્તિથી અશુભ કર્મ બંધાવાયોગ્ય છે અને તે પાપવાળી ક્રિયા અશુભ ઉદય આવ્યે ભોગવવી પડે છે, એટલે તે પાપવાળી ક્રિયાથી કંઇ શુભ ફળ થતું નથી. એમ લાગે કે, અશુભ કર્મના ઉદયરૂપ અસાતાને તેણે ટાળ્યું તેથી તે શુભરૂપ થઇ

તો તે સમજવા ફેર છે; અશાતા જ એવી જાતની હતી કે તે રીતે મટી શકે અને તેટલી આર્તધ્યાન આદિની પ્રવૃત્તિ કરાવીને બીજો બંધ કરાવે.

પુદ્ગલવિપાકી એટલે જે કોઈ બહારના પુદ્ગલના સમાગમથી પુદ્ગલ વિપાકપણે ઉદય આવે અને કોઈ બાહ્ય પુદ્ગલના સમાગમથી નિવૃત્તિ પણ થાય; જેમ ઋતુના ફેરફારના કારણથી શરદીની ઉત્પત્તિ થાય છે અને ઋતુફેરથી તે નાશ થાય છે; અથવા કોઈ ગરમ ઓસડ વગેરેથી નિવૃત્ત થાય છે.

નિશ્ચયમુખ્ય દૃષ્ટિએ તો ઓસડ વગેરે કહેવામાત્ર છે. બાકી તો જે થવાનું હોય તેજ થાય છે.

(૯૮)[1]

[ પ્રથમ શતકઃ—શાર્દૂલવિક્રિડિત વૃત્તઃ ]

ગ્રંથારંભ પ્રસંગ રંગ ભરવા, કોડે કરૂં ભામના;
ખોધું ધર્મદ મર્મ ભર્મ હરવા, છે અન્યથા કામના;
ભાખું મોક્ષ સુબોધ ધર્મ ધનના, જોડે કયુ કામના;
એમાં તત્ત્વ વિચાર સત્ય સુખદા, પ્રેરો પ્રભુ કામના. ૧.

[ છપ્પય. ]

નાભી નંદનનાથ, વિશ્વ વંદન વિજ્ઞાની;
ભવ બંધનના ફંદ, કરણ ખંડન સુખદાની;
ગ્રંથ પંથ આદ્યંત, અંત પ્રેરક ભગવંતા,
અખંડીત અરિહંત, તંત હારક જયવંતા;
શ્રી મરણ હરણ તારણ તરણ વિશ્વોધ્ધારણ અઘ હરે;
તે ઋષભદેવ પરમેશ પદ, રાયચંદ વંદન કરે.

પ્રભુપ્રાર્થના.

[ દોહરા. ]

જળ હળ જ્યોતિ સ્વરૂપ તું, કેવળ કૃપાનિધાન;
પ્રેમ પુનિત તુંજ પ્રેરજે, ભય ભંજન ભગવાન
નિત્ય નિરંજન નિત્ય છો, ગંજન ગંજ ગુમાન;

---

[1] આ કાવ્યો શ્રીમદે કોઈ ગ્રંથ લખવા ધારેલો તેના મંગલાચરણરૂપ છે. દયા વિષયપર ગ્રંથ લખવાની તેમની ધારણા હતી અને કયા વર્ષમાં તેનો ઈતિહાસ જો કે નિશ્ચિતપણે જાણવામાં નથી આવતો, પરંતુ ભાષાશૈલી જોતાં એમ લાગે છે કે "ભાવનાબોધ" અને "મોક્ષમાળા" ની રચના તેઓએ સંવત્ ૧૯૪૦ ની લગભગમાં કરી તે પહેલાના વર્ષોમાં આ પ્રયાસ હશે.—સંશોધક.

અભિનંદન અભિવંદના, ભય ભંજન ભગવાન. ૨.
ધર્મ ધારણ તારણ, તરણ શરણ ચરણ સન્માન;
વિઘ્ન હરણ પાવન કરણ, ભય ભંજન ભગવાન. ૩.
ભદ્ર ભરણ ભીતી હરણ, સુધા ઝરણ શુભવાન;
ક્લેશ હરણ ચિંતા ચુરણ, ભય ભંજન ભગવાન. ૪.
અવિનાશી અરિહંત તું, એક અખંડ અમાન;
અજર અમર અણ જન્મ તું, ભય ભંજન ભગવાન. ૫.
આનંદી અપવર્ગી તું, અકળ ગતી અનુમાન,
આશિષ અનુકૂળ આપજે, ભયભંજન ભગવાન. ૬.
નિરાકાર નિર્લેપ છો, નિર્મળ નીતિ નિધાન;
નિર્મોહક નારાયણા, ભયભંજન ભગવાન. ૭.
સચરાચર સ્વયંભૂ પ્રભુ, સુખદ સોંપજે સાન,
સૃષ્ટિનાથ સર્વેશ્વરા, ભયભંજન ભગવાન. ૮.
સંકટ શોક સકળ હરણ, નૌતમ જ્ઞાન નિદાન;
ઇચ્છા વિકળ અચળ કરો, ભયભંજન ભગવાન. ૯.
આધિવ્યાધિ ઉપાધિને, હરો તંત તોફાન;
કરૂણાળુ કરૂણા કરો, ભયભંજન ભગવાન. ૧૦.
કિંકરની કંકર મતી, ભૂલ ભયંકર ભાન,
શંકર તે સ્નેહે હરો, ભયભંજન ભગવાન. ૧૧.
શક્તિ શિશુને આપશો, ભક્તિ મુક્તિનું દાન;
તુજ યુક્તિ જાહેર છે, ભયભંજન ભગવાન. ૧૨.
નીતિ પ્રીતિ નમ્રતા, ભલી ભક્તિનું ભાન;
આર્ય પ્રજાને આપશો, ભયભંજન ભગવાન. ૧૩.
દયા શાંતિ ઔદાર્યતા, ધર્મ મર્મ મન ધ્યાન;
સંપ જંપ વણ કંપ દે, ભયભંજન ભગવાન. ૧૪.
હર આળસ એદીપણું, હર અઘ ને અજ્ઞાન;
હર ભ્રમણાં ભારત તણી, ભયભંજન ભગવાન. ૧૫.
તન મન ધનને અન્નનું, દે સુખ સુધા સમાન;
આ અવનીનું કર [illegible], ભયભંજન ભગવાન. ૧૬.
વિનય વિનતિ રાયની, ધરો કૃપાથી ધ્યાન;
માન્ય કરો મહારાજને, ભયભંજન ભગવાન. ૧૭.

(૧૦૦)

ત્રણ પ્રકારનાં સમક્તિની વ્યાખ્યા લખી છે તે ત્રણેમાંથી ગમે તે સમક્તિ હોય તોપણ વધારેમાં વધારે પંદર ભવે મોક્ષ થાય. પણ જો તે સમક્તિ વમ્યું હોય તો વધારેમાં વધારે અર્ધપુદ્‌ગલપરાવર્તન કાળ સુધી સંસારપરિભ્રમણ કરીને મોક્ષ પામે.

"અજ્ઞાન" શબ્દનો સાધારણ ભાષામાં "જ્ઞાનરહિત" અર્થ થાય છે. પણ નિર્ગ્રંથપરિભાષામાં તેનો "મિથ્યાત્વ સહિત જ્ઞાન" એવો અર્થ થાય છે. નિર્ગ્રંથપરિભાષા પ્રમાણે અજ્ઞાન અરૂપી છે; માત્ર વિપરીત રીતે જાણે છે; માટે તે અજ્ઞાન કહેવાય છે, પણ જાણવા રૂપ સ્વભાવથી કંઇ તે રહિત નથી

(૧૦૧)

હે શ્રી.........! તમે શંકારૂપ વમળમાં વારંવાર વહો છો તેનો અર્થ શો છે? નિઃસંદેહ થઇને રહો, અને એ જ તમારો સ્વભાવ છે.

હે અંતરાત્મા! તમે કહ્યું જે વાક્ય તે યથાર્થ છે: નિઃસંદેહપણે સ્થિતિએ સ્વભાવ છે, તથાપિ સંદેહના આવરણનો કેવળ ક્ષય જ્યાં સુધી કરી શકાયો ન હોય ત્યાં સુધી તે સ્વભાવ ચલાયમાન અથવા અપ્રાપ્ત રહે છે, અને તે કારણથી અમને પણ વર્તમાન દશા છે.

હે શ્રી.........! તમને જે કંઇ સંદેહ વર્તતા હોય તે સંદેહ સ્વવિચારથી અથવા સત્સમાગમથી ક્ષય કરો.

હે અંતરાત્મા! વર્તમાન આત્મદશા જોતાં જો પરમસત્સમાગમ પ્રાપ્ત થયો હોય, અને તેમના આશ્રયે વૃત્તિ પ્રતિબંધ પામી હોય તો તે સંદેહની નિવૃત્તિનો હેતુ થવો સંભવે છે. બાકી બીજો કોઇ ઉપાય દેખાતો નથી, અને પરમ સત્સમાગમ અથવા સત્સમાગમ પણ પ્રાપ્ત થવો મહા કઠણ છે.

હે શ્રી.........? તમે કહોછો તેમ સત્સમાગમનું દુર્લભપણું છે, એમાં સંશય નથી, પણ તે દુર્લભપણું જો સુલભ ન થાય તેમ વિશેષ અનાગતકાળમાં પણ તમને દેખાતુ હોય તો તમે શિથિલતાનો ત્યાગ કરી સ્વવિચારનું દૃઢ અવલંબન ગ્રહણ કરો, અને પરમપુરુષની આજ્ઞામાં ભક્તિ રાખી સામાન્ય સત્સમાગમમાં પણ કાળ વ્યતીત કરો.

હે અંતરાત્મા! તે સામાન્ય સત્સમાગમની અમને પૃચ્છી, સંદેહની નિવૃત્તિ કરવા ઇચ્છે છે, અને અમારી આજ્ઞાએ પ્રવર્તવું કલ્યાણરૂપ છે એમ જાણી વશવર્ત્તિપણે વર્ત્યા કરે છે. જેથી અમને તેમના સમાગમમાં તો નિજ વિચાર

કરવામાં પણ તેમની સંભાળ લેવામાં પડવું પડે, અને પ્રતિબંધ થઈ સ્વવિચારદશા બહુ આગળ ન વધે એટલે મોહ તો તેમજ રહે, એવું મોહ મંદિ તાપણું હોય ત્યાં સુધી બીજા જીવોના એટલે, સામાન્ય મનુષ્યમાર્ગમાદિમાં, પ્રણ આવવું ન ઘટે માટે શું કરવું તે સૂઝતું નથી

(૧૦૨)

જેમ છે તેમ નિજસ્વરૂપ સંપૂર્ણ પ્રકાશે ત્યાંસુધી નિજસ્વરૂપમાં નિદિધ્યાસનમાં સ્થિર રહેવાને જ્ઞાનીપુરુષના વચનો આધારભૂત છે, એમ પરમ પુરુષ શ્રી તીર્થંકરે કહ્યું છે-તે સત્ય છે, બારમે ગુણસ્થાનકે વર્તતા જીવનો નિદિધ્યાસનરૂપ ધ્યાનમાં શ્રુતજ્ઞાન એટલે મુખ્ય એવા જ્ઞાનીના વચનોનો આશય ત્યાં આધારભૂત છે, એવું પ્રમાણ જિનમાર્ગને વિષે વારંવાર કહ્યું છે

બોધબીજની પ્રાપ્તિ થયે નિર્વાણમાર્ગની યથાર્થ પ્રતીતિ થયે પણ તે માર્ગમાં યથાસ્થિત સ્થિતિ થવાને અર્થ જ્ઞાની પુરુષનો આશ્રય મુખ્ય સાધન છે, અને તે ઠેઠ પૂર્ણ દશા થતા સુધી છે નહીં તો જીવને પતીત થવાનો ભય છે એમ માન્યું છે તો પછી પોતાની મેળે, અનાદિથી ભ્રાન્ત એવા જીવને સદ્ગુરુના યોગ વિના નિજ સ્વરૂપનું ભાન થવું, અશક્ય છે, એમાં સંશય કેમ હોય?

નિજસ્વરૂપનો દૃઢ નિશ્ચય વર્ત્તે છે તેવા પુરુષને પ્રત્યક્ષ જગત વ્યવહાર ચૂકી દે એવા પ્રસંગ પ્રાપ્ત કરાવે છે, તો પછી તેથી ન્યૂન દશામાં ચૂકી જવાય એમાં આશ્ચર્ય શું છે?

પોતાના વિચારમાં જે ખરી-સત્સંગ-સત્શાસ્ત્રનો આધાર ન હોય તેવા પ્રસંગમાં આ જગત વ્યવહાર વિશેષ બળ કરે છે અને ત્યારે વારંવાર શ્રી સદ્ગુરુનું માહાત્મ્ય અને આશ્રયનું સ્વરૂપ તથા સાર્થકપણું અત્યંત અપરોક્ષ પ્રત્યક્ષ દેખાય છે

(૧૦૩)

શ્રી અત્રે સુધારસ સંબંધી વાતચિત કરવાનો અવસર તમને પ્રાપ્ત થાય તો કરશો

જે દેહ યુવાવસ્થામાં અને સંપૂર્ણ આરોગ્યતામાં દેખાતાં છતાં પણ ક્ષણભંગુર છે તે દેહમાં પ્રીતિ કરીને શું કરીએ?

જગતના સર્વ પદાર્થ કરતાં જે પ્રત્યે સર્વોત્કૃષ્ટ પ્રીતિ છે એવો આ દેહ તે પણ દુઃખનો હેતુ છે તો બીજા પદાર્થમાં સુખના હેતુની શું કલ્પના કરવી?

જે પુરુષોએ વસ્ત્ર જેમ શરીરથી જુદું છે એમ આત્માથી શરીર જૂદું છે એમ દીઠું કે તે તે પુરુષોને ધન્ય છે.

બીજાની વસ્તુ પોતાથી ગ્રહણ થઇ હોય તે જ્યારે એમ જણાય કે બીજાની છે ત્યારે તે આપી દેવાનું જ કાર્ય મહાત્મા પુરુષો કરે છે.

દુષમકાળ છે એમાં સંશય નથી.

તથારૂપ પરમજ્ઞાની આપ્ત પુરુષનો પ્રાયે વિરહ છે.

વીરલા જીવો સમ્યગદ્રષ્ટિપણું પામે એવી કાળસ્થિતિ થઇ ગઇ છે.

જ્યાં સહજ સિદ્ધ આત્મચારિત્ર દશા વર્તે છે એવું કેવળજ્ઞાન પામવું કઠણ છે એમાં સંશય નથી.

પ્રવૃત્તિ વિરામ પામતી નથી. વિરક્તપણું ઘણું વર્તે છે.

વનને વિષે અથવા એકાંતને વિષે સહજ સ્વરૂપને અનુભવતો એવો આત્મા નિર્વિષય કેવળ પ્રવર્તે એમ કરવામાં સર્વ ઇચ્છા રોકાણી છે.

(૧૦૪)

ત્યારપછી અર્ધી ઘડીમાં ભક્તિની, વૃત્તિ ઉજમાળ કરનાર એવા પદો (આજ્ઞાનુસાર) ઉચ્ચારવાં.

અર્ધી ઘડીમાં કાર્યોત્સર્ગરૂપે "પરમગુરૂ" શબ્દનું રટણ કરવું-તથા "સર્વજ્ઞ દેવ" એ નામની પાંચ માળા ગણવી.

હાલ અધ્યયન કરવા યોગ્ય શાસ્ત્રો:—વૈરાગ્ય શતક, ઇંદ્રિયપરાજયશતક, શાંત સુધારસ, અધ્યાત્મ કલ્પદ્રુમ, યોગદ્રષ્ટિસમુચ્ચય, નવતત્વ, મૂળ પદ્ધતિ કર્મગ્રંથ ધર્મબિંદુ, આત્માનુશાસન, ભાવનાબોધ, મોક્ષમાર્ગપ્રકાશ, મોક્ષમાળા, ઉપમિતિભવપ્રપંચ, શ્રી આનંદઘનજી ચોવીશીમાંથી નીચે લખેલાં સ્તવનો:—
૧-૩-૫-૭-૮-૯-૧૦-૧૩-૧૫-૧૬-૧૭-૧૯-૨૨.

(૧૦૫)

અથ સપ્તવ્યસન નામ ચોપાઇ.

૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭
જૂવા આમિષ મદિરા દારી, આહેટક ચોરી પરનારી;
એહી સપ્ત વ્યસન દુઃખદાઇ, દુરિત મૂલ દુર્ગતિ કે ભાઇ,
એ સપ્ત વ્યસન ત્યાગ.

રાત્રિ ભોજનનો ત્યાગ.

અમુક સિવાય સર્વ વનસ્પતીનો ત્યાગ.

અમુક તિથિએ અત્યાગ વનસ્પતીનો પણ પ્રતિબંધ.

અમુક રસનો ત્યાગ.

અબ્રહ્મચર્યનો ત્યાગ.

પરિગ્રહપ્રમાણ.

(૧૦૬)

## શ્રીમત પરમગુરુભ્યો નમઃ

---

શરીરમાં વિશેષ રોગાદિ ઉપદ્રવથી, બેભાનપણાથી રાજા અથવા દેવાદિના બળાત્કારથી અત્રે વિદિત કરેલા નિયમમાં પ્રવર્તવા અશક્ય થાઉં તો તે માટે પશ્ચાતાપનું સ્થાનક સમજુ છું. સ્વેચ્છાએ કરીને તે નિયમમાં કંઇ પણ ન્યૂનાધિકતા કર્યાની પ્રતિજ્ઞા છે. સત્પુરુષની આજ્ઞાએ તેમાં ફેરફાર કરવાથી નિયમ ભંગ નહીં.

(૧૦૭)

## શ્રીમત્ પરમગુરુભ્યોનમઃ

---

સવારમાં ઉઠીઃ—ઇર્યાપથિક પ્રતિક્રમી–રાત્રિ દિવસ જે કંઇ અઢાર પાપસ્થાનકમાં પ્રવર્ત્તિ થઇ હોય, સમ્યક્ જ્ઞાન, ચારિત્ર અને તપરૂપ મોક્ષમાર્ગ સંબંધી કિંચિત્ પણ જે મારાથી અપરાધ થયો હોય, તથા પંચ પરમપદ સંબંધી જે કંઇ અપરાધ થયો હોય, કોઇ પણ જીવ પ્રત્યે કિંચિત્ માત્ર પણ મેં અપરાધ કર્યો હોય તે જાણતાં અથવા અજાણતાં થયો હોય તે સર્વ ક્ષમાવવો. તે અપરાધને નિંદવા, વિશેષ નિંદવા, આત્મામાંથી તે અપરાધ વિસર્જન કરી નિશલ્ય થવું.

(રાત્રીએ શયન કરતી વખતે પણ એજ પ્રમાણે કરવું.)

શ્રી સત્પુરુષના દર્શન કરી ચાર ઘડી માટે સર્વ સાવદ્ય વ્યાપારથી નિવૃત્તી એક આસનપર સ્થિતિ કરવી. તે સમયમાં "પરમગુરૂ" એ શબ્દની પાંચ માળાઓ ગણી સતશાસ્ત્રનું બે ઘડી સુધી અધ્યયન કરવું.

ત્યારે પછી એક ઘડી કાયોત્સર્ગ કરી શ્રી સત્પુરુષોના વચનોનું તે કાયોત્સર્ગમાં રટણ કરી સદ્‌વૃત્તિનું અનુસંધાન કરવું.

## જ્ઞાન.

જ્ઞાન જીવનું રૂપ છે માટે તે અરૂપી છે, ને જ્ઞાન વિપરિતપણે જાણવાનું કાર્ય કરે છે, ત્યાં સુધી તેને અજ્ઞાન કહેવું એવી નિર્ગ્રંથપરિભાષા કરી છે, પણ એ સ્થળે જ્ઞાનનું બીજું નામજ અજ્ઞાન છે એમ જાણવું.

જ્ઞાનનું બીજું જ નામ અજ્ઞાન હોય તો જેમ જ્ઞાનથી મોક્ષ થાય એમ કહ્યું છે, તેમ અજ્ઞાનથી પણ મોક્ષ થવો જોઇએ, તેમજ મુક્ત જીવમાં પણ જ્ઞાન કહ્યું છે, તેમ અજ્ઞાન પણ કહેવું જોઇએ; એમ આશંકા કરી છે તેનું આ પ્રમાણે સમાધાન છેઃ—

આંટી પડવાથી ધુંચાએલું સૂત્ર, અને આંટી નીકળી જવાથી વગર ધુંચાયેલું સૂત્ર, એ બન્ને સૂત્ર જ છે; છતાં આંટીની અપેક્ષાથી ધુંચાયેલું સૂત્ર, અને વગર ધુંચાએલું સૂત્ર એમ કહેવાય છે; તેમ મિથ્યાત્વ જ્ઞાન તે, અજ્ઞાન અને સમ્યગ્જ્ઞાન તે "જ્ઞાન" એમ પરિભાષા કરી છે, પણ મિથ્યાત્વ જ્ઞાન તે જડ, અને સમ્યગ્જ્ઞાન તે ચેતન એમ નથી. જેમ આંટીવાળું સૂત્ર અને આંટી વગરનું સૂત્ર બન્ને સૂત્રજ છે; તેમ મિથ્યાત્વ જ્ઞાનથી સંસાર પરિભ્રમણ થાય, અને સમ્યગ્જ્ઞાનથી મોક્ષ થાય. જેમ અત્રેથી પૂર્વ દિશા તરફ દશ ગાઉ ઉપર એક ગામ છે ત્યા જવાને અર્થે નીકળેલો માણસ દિશાભ્રમથી પૂર્વને બદલે પશ્ચિમ તરફ ચાલ્યો જાય, તો તે પૂર્વ દિશાવાળું ગામ પ્રાપ્ત ન થાય, પણ તેથી તેણે ચાલવારૂપ ક્રિયા કરી નથી એમ કહી ન શકાય; તેમજ દેહ અને આત્મા જુદા છતાં દેહ, અને આત્મા એક જાણ્યો છે તે જીવ દેહબુદ્ધિએ કરી સંસાર પરિભ્રમણ કરે છે, પણ તેથી તેણે જાણવા-રૂપ કાર્ય કર્યું નથી એમ કહી ન શકાય. પૂર્વથી પશ્ચિમમાં ચાલ્યો છે, એ પૂર્વને પશ્ચિમ માનવારૂપ જેમ ભ્રમ છે, તેમ દેહ અને આત્મા જૂદા છતાં બેયને એક માનવારૂપ ભ્રમ છે; પણ પશ્ચિમમાં જતાં, ચાલતાં જેમ ચાલવા-રૂપ સ્વભાવ છે, તેમ દેહ અને આત્માને એક માનવામાં પણ જાણવારૂપ સ્વભાવ છે. જેમ પૂર્વને બદલે પશ્ચિમને પૂર્વ માનેલ છે, તે ભ્રમ તથારૂપ હેતુ સામગ્રી મળ્યે સમજાવાથી પૂર્વ પૂર્વજ સમજાય છે, અને પશ્ચિમ પશ્ચિમજ સમજાય છે ત્યારે તે ભ્રમ ટળી જાય છે, અને પૂર્વ તરફ ચાલવા લાગે છે, તેમ દેહ અને આત્માને એક માનેલ છે, તે સદ્‌ગુરૂ, ઉપદેશાદિ સામગ્રી મળ્યે

બન્ને જૂદાં છે, એમ યથાર્થ સમજાય છે, ત્યારે ભ્રમ ટળી જઇ આત્મા પ્રત્યે જ્ઞાનોપયોગ પરિણમે છે. ભ્રમમાં પૂર્વને પશ્ચિમ અને પશ્ચિમને પૂર્વ માન્યા છતાં પૂર્વ તે પૂર્વ અને પશ્ચિમ તે પશ્ચિમ દિશા જ હતી. માત્ર ભ્રમથી વિપરીત ભાસતું હતું. તેમ અજ્ઞાનમાં પણ દેહ તે દેહ અને આત્મા તે આત્મા જ છતાં તેમ ભાસતા નથી એ વિપરીત ભાસવું છે. તે યથાર્થ સમજાયે, ભ્રમ નિવૃત્ત થવાથી દેહ દેહજ ભાસે છે, અને આત્મા આત્મા જ ભાસે, અને જાણવારૂપ સ્વભાવ વિપરીતપણાને ભજતો હતો તે સમ્યક્‌પણાને ભજે છે. દિશાભ્રમ વસ્તુતાએ કંઇ નથી અને ગમનરૂપ ક્રિયાથી ઇચ્છિત ગામ પ્રાપ્ત થતું નથી, તેમ મિથ્યાત્વ પણ વસ્તુતાએ કંઇ નથી, અને તે સાથે જાણવારૂપ સ્વભાવ પણ છે. પણ સાથે મિથ્યાત્વરૂપ ભ્રમ હોવાથી સ્વસ્વરૂપતામાં પરમ સ્થિતિ થતી નથી. દિશાભ્રમ ટળ્યેથી ઇચ્છિત ગામ તરફ વળ્યા પછી મિથ્યાત્વ પણ નાશ પામે છે અને સ્વસ્વરૂપ શુદ્ધ જ્ઞાનાત્મપદમાં સ્થિતિ થઇ શકે એમાં કંઇ સંદેહનું ઠેકાણું નથી.

(૧૦૯)

ગયા કાગળમાં અત્રેથી ત્રણ પ્રકારના સમકિત જણાવ્યાં હતાં. તે ત્રણે સમકિતમાંથી ગમે તે સમકિત પામ્યાથી જીવ વધારેમાં વધારે પંદર ભવે મોક્ષ પામે. જઘન્ય તે ભવે પણ મોક્ષ થાય અને જો તે સમકિત વમે, તો વધારેમાં વધારે અર્ધપુદ્ગલપરાવર્તનકાળ સુધી સંસારપરિભ્રમણ કરીને પણ મોક્ષ પામે. સમકિત પામ્યા પછી વધારેમાં વધારે અર્ધપુદ્ગલપરાવર્તન સંસાર હોય. ક્ષયોપશમ સમકિત અથવા ઉપશમ સમકિત હોય, તો તે કોઇ જીવ વમી શકે, પણ ક્ષાયિકસમકિત હોય તો તે વમાય નહીં. ક્ષાયિકસમકિતી જીવ તે જ ભવે મોક્ષ પામે, વધારે ભવ કરે તો ત્રણ ભવ કરે, અને કોઇ એક જીવની અપેક્ષાએ ક્વચિત્ ચાર ભવ થાય. યુગલીઆનું આયુ બંધાયા પછી ક્ષાયિક સમકિત આવ્યું હોય, તો ચાર ભવ થવાનો સંભવ છે, ઘણું કરીને બીજાં જીવને આમ બને છે.

ભગવત્ તીર્થંકરના નિર્ગ્રંથ, નિર્ગ્રંથીઓ, શ્રાવક, તથા શ્રાવિકાઓ કંઇ સર્વેને જીવાજીવનું જ્ઞાન હતું તેથી તેને સમકિત કહ્યું છે, એવો સિદ્ધાંતનો અભિપ્રાય નથી. તેમાંથી કેટલાક જીવોને તીર્થંકર સાચા પુરુષ છે, સાચા મોક્ષમાર્ગના ઉપદેષ્ટા છે, જેમ તે કહે છે તેમજ મોક્ષમાર્ગ છે એવી પ્રતીતથી એવી રુચિથી અને શ્રી તીર્થંકરના આશ્રયથી નિશ્ચયથી સમકિત કહ્યું છે એવી

પ્રતીતિ—એવી રુચિ અને એવા આશ્રયનો તથા આજ્ઞાનો નિશ્ચય છે તે પણ એક પ્રકારે જીવાજીવના જ્ઞાનસ્વરૂપ છે, પુરુષ સાચા છે; અને તેની પ્રતીતિ સાચી આવી છે કે જેમ આ પરમ કૃપાળુ કહે છે તેમજ મોક્ષમાર્ગ છે, તેમજ મોક્ષમાર્ગ હોય, તે પુરુષના લક્ષણાદિ પણ વીતરાગપણાની સિદ્ધિ કરે છે. જે વીતરાગ હોય તે પુરુષ યથાર્થ વક્તા હોય, અને તેજ પુરુષની પ્રતીતિએ મોક્ષમાર્ગ સ્વીકારવા યોગ્ય હોય એવી સુવિચારણા તે પણ એક પ્રકારનું ગૌણતાએ જીવાજીવનું જ જ્ઞાન છે. તે પ્રતીતિથી, તે રુચિથી, અને તે આશ્રયથી પછી સ્પષ્ટ, વિસ્તારસહિત જીવાજીવનું જ્ઞાન અનુક્રમે થાય છે. તથારૂપ પુરુષની આજ્ઞા ઉપાસવાથી રાગ, દ્વેષનો ક્ષય થઈ વીતરાગદશા થાય છે. તથારૂપ સત્પુરુષના પ્રત્યક્ષ યોગ વિના એ સમકિત આવવું કઠણ છે. તેવા પુરુષના વચનરૂપ શાસ્ત્રથી કોઈક પૂર્વે આરાધક હોય એવા જીવને સમકિત થવું સંભવે છે; અથવા કોઈ એક આચાર્ય પ્રત્યક્ષપણે તે વચનના હેતુથી કોઈક જીવને સમકિત પ્રાપ્ત કરાવે છે.

(૧૧૦)[1]

ૐ

**આત્મા.**

આત્મા.

સચ્ચિદાનંદ

**સચ્ચિદાનંદ.**

સર્વવ્યાપક, સત્ ચિત્ આનંદ એવો હું આત્મા એક છું, એમ વિચારવું, ધ્યાવવું.

નિર્મળ, અત્યંત પરમ શુદ્ધ ચૈતન્યઘન પ્રગટ આત્મસ્વરૂપ છે.

સર્વને બાદ કરતાં કરતાં અબાધ્ય અનુભવ રહે છે તે આત્મા છે.

---

૧. પ્રથમાવૃત્તિના પૃષ્ઠ ૪૦૬-૪૦ ઉપર (ઓળ ૮ પછી) અને આ દ્વિતીયાવૃત્તિના પૃષ્ઠ ૪૨૮ ઉપર (ઓળ ૫ પછી) પ્રગટ થયેલ વિચારોનો મૂળ લેખ પ્રથમ અને દ્વિતીય આવૃત્તિઓનો તે ભાગ મુદ્રિત થયા પછી પ્રાપ્ત થયેલ છે તે ઉપરથી જણાય છે કે, "અસદ્ ગુરુઓ આવાં ખોટાં આલંબન દે છે" એ વાક્ય પૂર્ણ થયા પછી જે વિષય આવે છે અને જે "તથારૂપપ્રતીતિ થયે અન્ય ભાવ સંબંધી અહંમમત્વાદિ હર્ષ શોક, ક્રમે કરી ક્ષય થાય." એ વાક્ય પર્યંત છપાયું છે તે વિષય શ્રીમદ્‌ના મૂળપત્ર જોતાં આ પ્રમાણે છે.—સંશોધક.

સર્વને જે જાણે છે તે આત્મા છે.
સર્વ ભાવને પ્રકાશે છે તે આત્મા છે.
ઉપયોગમય આત્મા છે.
અવ્યાબાધ સમાધિ સ્વરૂપ આત્મા છે.
આત્મા છે.
આત્મા અત્યંત પ્રગટ છે, કેમકે સ્વસંવેદન પ્રગટ અનુભવમાં છે.
તે આત્મા નિત્ય છે-અનુત્પન્ન અને અમલિન સ્વરૂપ હોવાથી.
ભ્રાન્તિપણે પરભાવનો કર્તા છે.
તેના ફળનો ભોક્તા છે.
ભાન થયે સ્વભાવપરિણામી છે. સર્વથા સ્વભાવ પરિણામ તે મોક્ષ છે.

સદ્ગુરૂ, સત્સંગ, સત્શાસ્ત્ર સદ્વિચાર અને સંયમાદિ તેના સાધન છે.
આત્માના અસ્તિત્વથી માંડીને નિર્વાણ સુધીના પદ સાચાં છે. અત્યંત સાચાં છે, કેમકે પ્રગટ અનુભવમાં આવે છે.

ભ્રાંતિ પણે આત્મા પરભાવનો કર્તા હોવાથી શુભાશુભ કર્મની ઉત્પત્તિ થાય છે.

કર્મ સફળ હોવાથી તે શુભાશુભ કર્મ આત્મા ભોગવે છે.

ઉત્કૃષ્ટ શુભથી ઉત્કૃષ્ટ-અશુભ સુધીના સર્વ ન્યૂનાધિક પર્યાય ભોગવવા-રૂપ ક્ષેત્રે માટે અવશ્ય છે.

નિજસ્વભાવજ્ઞાનમાં કેવળ ઉપયોગે તન્મયાકાર સહજ સ્વભાવે નિર્વિકલ્પપણે આત્મા પરિણમે તે કેવળજ્ઞાન છે.

તથારૂપ પ્રતીતિપણે પરિણમે તે સમ્યક્ત્વ છે. નિરંતર તે પ્રતીતિ વર્ત્યા કરે તો તે ક્ષાયિક સમ્યક્ત્વ કહીએ છીએ.

ક્વચિત્ મંદ, ક્વચિત્ તીવ્ર, ક્વચિત્ વિસર્જન, ક્વચિત્ સ્મરણરૂપ એમ પ્રતીતિ રહે તેને ક્ષયોપશમ સમ્યક્ત્વ કહીએ છીએ ને પ્રતીતિને સત્તાગત આવરણ ઉદય આવ્યાં નથી સંસુધી ઉપશમ સમકિત કહીએ છીએ. ઉદય આવરણ આવ્યે આત્મા તે પ્રતીતિને પડી જાય તેને સાસ્વાદન સમ્યક્ત્વ કહીએ છીએ. અત્યંત પ્રતીતિ થવાના યોગમાં સત્તાગત અલ્પ પુદ્ગલનું વેદવું જ્યાં રહ્યું છે તેને વેદક સમ્યક્ત્વ કહીએ છીએ.

તથારૂપ પ્રતીતિ થયે અન્યભાવ સંબંધી અહંમમત્વાદિ હર્ષ શોક ક્રમે ક્રમે ટળી ક્ષય થાય.

(૧૧૧)[1]

ॐ

તે શ્રીમાન્ પુરુષોત્તમ, સત્-ચિત્-આનંદરૂપે સર્વત્ર ભરપૂર છે. મૂર્તિમાન! સ્વરૂપ અક્ષય ધામમાં બિરાજે છે. અમે તે (ગુરુગમ) મૂર્તિમાન સ્વરૂપને શું વર્ણવીએ? એ સ્વરૂપ વિચારતાં-સંભારતાં અમને તો પરમ સમાધિ આવે છે. અહો તે સ્વરૂપ! અહો અમારું મહાભાગ્ય કે આ જન્મને વિષે અમને તેની ભક્તિની દૃઢ રુચિ થઈ!

(૧૧૨)[2]

ॐ

સત્

શ્રીમાન્ પુરુષોત્તમ, શ્રી સદ્‌ગુરુ અને સંત એ વિષે અમને ભેદબુદ્ધિ છે જ નહીં. ત્રણે એકરૂપ જ છે.

આ સમસ્ત વિશ્વ ભગવદ્‌રૂપ જ છે તે ભગવદ્ જ સ્વેચ્છાએ જગદાકાર થયા છે.

ત્રણે કાળમાં ભગવત્ ભગવત્‌સ્વરૂપ જ છે. વિશ્વાકાર થયા (છતાં?) છતાં નિર્બાધ જ છે. જેમ સર્પ કુંડલાકાર થાય તેથી કોઈ પણ પ્રકારના વિકારને પામતો નથી, અને સ્વરૂપથી ચ્યુત થતો નથી તેમ શ્રીહરિ જગદાકાર થયા છતાં સ્વસ્વરૂપમાં જ છે.

અમારો અને સર્વ જ્ઞાનીઓનો નિશ્ચય છે કે, અનંત સ્વરૂપે એક તે ભગવત્ જ છે.

અનંત કાળ પહેલાં આ સમસ્ત વિશ્વ તે શ્રીમાન્ ભગવત્‌થી ઉત્પન્ન થયું હતું. અનંતકાળે લય થાય તે ભગવત્ રૂપજ થશે.

---

૧-૨. શ્રીમદે આ વિષય ક્યારે લખેલો તે નિર્ણયપૂર્વક કહી શકાતું નથી. સંવત્ ૧૯૪૭ (તેઓનું ૨૩ મું વર્ષ) પૂર્વે જ્યારે તેઓ સર્વ દર્શનની તુલનાત્મક પર્યાલોચના (Comparative observation) કરતા હતા ત્યારે આ વિષય લખાવાયોગ્ય છે કે કેમ તે શોધવાયોગ્ય છે. આ વિષયમાં આત્માને કયા દર્શનનો અભિપ્રાયપૂર્વક ગાયો છે તે પણ શોધવા યોગ્ય છે. સર્વ દર્શનોની તુલનાત્મક પર્યાલોચના પછી સર્વ દર્શનોના સંબંધમાં તેઓ જે નિર્ણયપર આવ્યા હતા તે નિર્ણય પ્રથમાવૃત્તિના પૃષ્ઠ ૫૦૮ (આંક ૫૬૫) અને દ્વિતીયાવૃત્તિના પૃષ્ઠ ૫૬૩ (પૃષ્ઠ ૫૦૭) પરથી જાણવા યોગ્ય છે;— સંશોધક.

ચિત્ અને આનંદ એ બે પદાર્થ જડને વિષે ભગવતે તિરોભાવે કર્યા છે. જીવને વિષે એક આનંદ જ તિરોભાવ કરેલ છે. સ્વરૂપે તો સર્વ સત્ ચિત્ આનંદરૂપ જ છે. સ્વરૂપલીલા ભજવાને અર્થે ભગવતની આવિર્ભાવ અને તિરોભાવ નામની શક્તિઓ પ્રવર્તે છે

એ જડ કે જીવ ક્યાંય બીજેથી આવ્યા નથી. તેની ઉત્પત્તિ શ્રીમાન્ હરિથી જ છે. તેના તે અંશ જ છે—બ્રહ્મરૂપ જ છે—ભગવત્ રૂપ જ છે.

સર્વે આ જે કાંઇ પ્રવર્ત્તે છે તે શ્રીમાન્ હરિથી જ પ્રવર્ત્તે છે. સર્વ તે છે. સર્વ તે જ રૂપ છે. ભિન્નભાવ અને ભેદાભેદનો અવકાશ જ નથી. તેમ છે જ નહીં. ઇશ્વરેચ્છાથી તેમ ભાસ્યુ છે. અને તે તેને (શ્રીમાન્ હરિ) જ ભાસ્યું છે, અર્થાત્ તુ તે જ છે. [तत्त्वमसि]

આનંદનો અંશ આવિર્ભાવ હોવાથી જીવ તે શોધે છે. અને તેથી જેમાં ચિત્ અને આનંદ એ બે અંશો તિરોભાવે કર્યાં છે એવા જડમાં શોધવાના ભ્રમમાં પડ્યો છે. પણ તે આનંદ સ્વરૂપે તો ભગવત્માં જ પ્રાપ્ત થવાનું છે. જે પ્રાપ્ત થયે—આવો અખંડ બોધ થયે—આ સમસ્ત વિશ્વ બ્રહ્મરૂપ જ—ભગવદ્રૂપજ ભાસશે. એમ છે જ. એમ અમારો નિશ્ચય અનુભવ છે જ.

જ્યારે આ સમસ્ત વિશ્વ ભગવદ્ સ્વરૂપ લાગશે ત્યારે જીવભાવ મટી જઇ સત્ ચિત્ આનંદ એવું બ્રહ્મરૂપ પ્રાપ્ત થશે

अहं ब्रह्मास्मि.

[અપૂર્ણ]

(૧૧૩)

દર્શનો.

બૌદ્ધ નૈયાયિક, સાંખ્ય, જૈન અને મીમાંસા એ પાંચ આસ્તિક દર્શનો એટલે બંધ મોક્ષાદિ ભાવને સ્વીકારનારા દર્શનો છે.

નૈયાયિકના અભિપ્રાય જેવો જ વૈશેષિકનો અભિપ્રાય છે. સાંખ્ય જેવો જ યોગનો અભિપ્રાય છે સહજ ભેદ છે તેથી તે દર્શન જૂદાં ગણ્યાં નથી

પૂર્વ અને ઉત્તર એમ મીમાંસા દર્શનના બે ભેદ છે, પૂર્વ મીમાંસા અને ઉત્તર મીમાંસામાં વિચારનો ભેદ વિશેષ છે, તથાપિ મીમાંસા શબ્દથી બન્નેનું ઓળખાણ થાય છે, તેથી અત્રે તે શબ્દથી બેય સમજવા. પૂર્વ મીમાંસાનું જૈમિનીય અને ઉત્તર મીમાંસાનું 'વેદાન્ત' એવું નામ પણ પ્રસિદ્ધ છે.

બૌદ્ધ અને જૈન સિવાયનાં બાકીનાં દર્શનો વેદને મુખ્ય રાખી પ્રવર્ત્તે છે; માટે વેદાશ્રિત દર્શન છે; અને વેદાર્થ પ્રકાશી પોતાનું દર્શન સ્થાપવાનો પ્રયત્ન કરે છે.

બૌદ્ધ અને જૈન વેદાશ્રિત નથી. સ્વતંત્ર દર્શન છે.

આત્માદિ પદાર્થને નહીં સ્વીકારતું એવું ચાર્વાક નામે છઠ્ઠું દર્શન છે.

બૌદ્ધ દર્શનના મુખ્ય ચાર ભેદ છે.

૧. સૌત્રાંતિક, ૨ માધ્યમિક ૩ શૂન્યવાદિ અને ૪ વિજ્ઞાનવાદી–તે જૂદે જૂદે પ્રકારે ભાવોની વ્યવસ્થા માને છે.

જૈનદર્શનના સહજ પ્રકારાંતરથી બે ભેદ છે; દિગમ્બર અને શ્વેતામ્બર.

પાંચે આસ્તિક દર્શનને જગત્ અનાદિ અભિમત છે.

બૌદ્ધ, સાંખ્ય અને પૂર્વ મીમાંસાને અભિપ્રાયે સૃષ્ટિકર્ત્તા એવો કોઇ ઇશ્વર નથી.

નૈયાયિકને અભિપ્રાયે તટસ્થપણે ઇશ્વર કર્ત્તા છે. વેદાંતને અભિપ્રાયે આત્માને વિષે જગત્ વિવર્તરૂપ એટલે કલ્પિતપણે ભાસે છે અને તે રીતે ઇશ્વર કલ્પિતપણે કર્ત્તા સ્વીકાર્યો છે. યોગને અભિપ્રાયે નિયંતાપણું ઇશ્વર પુરુષ વિશેષ છે.

બૌદ્ધને અભિપ્રાયે ત્રિકાળ એક વસ્તુ સ્વરૂપ આત્મા નથી, ક્ષણિક છે. શૂન્યવાદી બૌદ્ધને અભિપ્રાયે વિજ્ઞાન માત્ર છે; અને બૌદ્ધને અભિપ્રાયે દુઃખાદિ તત્વ છે. તેમાં વિજ્ઞાન સ્કંધ ક્ષણિકપણે આત્મા છે.

નૈયાયિકને અભિપ્રાયે સર્વવ્યાપક એવા અસંખ્ય જીવ છે. ઇશ્વર પણ સર્વવ્યાપક છે. આત્માદિને મનના સાનિધ્યથી જ્ઞાન ઉપજે છે.

સાંખ્યને અભિપ્રાયે સર્વવ્યાપક એવા અસંખ્ય આત્મા છે. તે નિત્ય અપરિણામી અને ચિન્માત્રસ્વરૂપ છે.

જૈનને અભિપ્રાયે અનંત દ્રવ્ય આત્મા છે. પ્રત્યેક જૂદા છે. જ્ઞાનદર્શનાદિ ચેતના સ્વરૂપ નિત્ય અને પરિણામી પ્રત્યેક આત્મા અસંખ્યાત પ્રદેશી સ્વશરીરાવગાહવર્ત્તિ માન્યો છે.

પૂર્વ મીમાંસાને અભિપ્રાયે જીવ અસંખ્ય છે. ચેતન છે.

ઉત્તર મીમાંસાને અભિપ્રાયે એક જ આત્મા સર્વવ્યાપક સચ્ચિદાનંદમય ત્રિકાલાબાધ્ય છે.

[હેમના નિકષ-(કસ)-Touchનો નિર્ધાર કરવામા જેમ હેમનું નિકષોપલ-કસોટી-(touch-stone) સાધન છે તેમ જ્ઞાનના નિકષનો નિર્ધાર કરવામા વ્યવહારજીવન (wordly life) એક નિકષોપલ-કસોટી-રૂપ છે. વ્યાપારજીવન (Business life) એ વ્યવહારજીવનનો એક દેશ અર્થાત્ વિભાગ છે વ્યાપારના પ્રલોભનો (Business temptations) મા પણ નૈતિક ચિંતા (moral responsibility) પૂર્વક નિર્જીવ લાભના વ્યાપારથી માંડી બળવાન લાખના વ્યાપારમા પણ સૂક્ષ્મ લક્ષ, દીર્ઘદર્શિતા, નિપુણતા, વ્યાપારનિગ્રહ અને સરલતા (all-roundness) આદિ વ્યાપારીના લક્ષણો (Business qualifications) નો અભિપ્રાય કરવા અર્થે આ થોડાક વ્યાપાર વિષયક પત્રો અત્ર સ્થિર કર્યા છે. વ્યાપારવ્યવસાયમાં ધીરતાપૂર્વક નિવાસ છતાં શ્રીમદ્‌ની આત્મસંમુખતા કેવા પ્રકારની હતી તેનો નિર્ણય કરવા માટે વ્યાપારવિષયક વિચારો અને આત્મજ્ઞાનચર્ચક વિચારો નિકટ નિકટ (side by side) ગણી અવલોકવાની અગત્ય છે.-સંશોધક.]

# વ્યાપારવિષયક પત્રો.

—:०:—

## (૧)[1]

સાયલા, ભાદ્રપદ વદ ૪, રવિવાર, ૧૯૫૧.

### ભાઈ રેવાશંકર જગજીવનની કંપની, શ્રી મુંબઇ.

અત્રે ગઇકાલે આવવું થયું છે. તમારૂં પત્ર મળ્યું છે. વાંચી વીગત જાણી છે. તમારી તરફ મંચરી ઘેલા વાલજીનું રેશમી કપડનું કંઇ કામકાજ આવે તો બરાબર તપાસીને કરશો. ભાઇ અમૃતલાલને જણાવશો. તેમને અવકાશ હોય તે વખતે સાથે લઇ ખરીદ કરશો. રેશમી ઓઢણીઓ મગાવે તો પોત, પનો, રંગ વગેરે બરાબર તપાસીને લેશો. બાંધણી ચોખી જોઇને લેશો. ભીમજી વલભજીને ત્યાં નંગ સારાં હોય છે. પણ કાંઇક પૈસા વધારે પડે છે, અને બાંધતણીએ નાકાપર જે ખત્રી બેસે છે તેને ત્યાંથી આપણે કેટલીકવાર લઇએ છીએ તે કંઇક ઓછું લે છે. માટે નંગ બરાબર તપાસી ભીમજી વલભજીના જેવાં તેમની પાસેથી મળે તો લેશો. ભીમજી વલભજીનો અને તેનો એક જ ભાવ હોય તો જેનાં નંગ સારાં હોય તેનાં લેશો. ઓઢણીમાં આના બે આના મોંઘાં પણ લોકો લેતાં અટકે છે એટલું ધ્યાનમાં રાખશો. માદીનના અર્ધીઆ મંગાવે તે રંગ, બોજ, ચળકાટ, ક્રમાશ સારાના તેને ત્યાં ચાલે છે. બાર-ટી. અથવા તેથી રૂપિયે મોંઘી પણ સારા માર્કાની માદીન તેને ચાલશે રૂ. ૨૦ થી ૨૧ કે જે તેણે ભાવ લખ્યો હોય તે આશરાની લેશો. રેશમી અતલસ કંઇ રંગાવવાની હોય તે ભાઇ અમૃતલાલનું ધ્યાન પહોંચે ત્યાં રંગાવશો. રંગબોજ, ક્રમાશ ઠીક થાય તેમ કરાવશો. મંચરી

[૧. આ કાપડ મોકલતાં શ્રીમદ્‌ની પેઢીને બહુ તો ગાંઠ બે રૂપીઆની હકસાઈ (Commission Charge) મળવાની હતી. મોતી જેવા પ્રબળ વ્યાપારની ઉપાધિઓ અને આકર્ષણો (attractions) છતાં આવા નિર્જીવ લાભના પ્રસંગમાં પણ તેઓની કર્તવ્ય બુદ્ધિ કેવી હતી તેનો ખ્યાલ આપવા અર્થે આ પત્ર અત્ર મૂકયો છે—સંશોધક.]

જર્મનવાળાં પાર્સલો વગેરેપર હુંડી લખી છે, તેને અંવજ હાલ ફરામજી સન્સને સાં ગખવામાં અડચણ નથી અમુક રકમ જમે રખાવી હોય તે જણાવશો.

દીવાનખાનામાં બે ભાગ પડાવવા ભાઇ મનસુખે લખ્યું તે ખુલાસો હવે પછી લખીશું. અત્રેથી રવિવારે વિદાય થવાનો વિચાર છે. તેનું ઠેકાણું તમને જણાવવાનું ન બને ત્યાંસુધી અત્રેને શીરનામે પત્ર લખશો એ જ વિનંતિ.

વિ. રાયચંદના યથાયોગ્ય.

(૪)[1]

ખંભાત પાસે, આમો સુદ ૬, ભોમે, ૧૯૫૧.

**ભાઇશ્રી રેવાશંકર જગજીવનની કંપની પ્રત્યે તથા ભાઇશ્રી નગીનભાઇ પ્રત્યે. શ્રી મુંબઇ.**

તમારું લખેલુ પત્ર એક ગઇ કાલે મળ્યું છે.

જેમાં નં ૧૭૭ ના વેચાણુની તથા તા. ૨૪-૧-૮૨ વગેરેની માગણી લખી તે વાંચી છે. તથા સીરી ભુકા વગેરેની ખરીદ લખી

૧. શ્રીમદે પોતાના બાવીશમા વર્ષે—સંવત્ ૧૯૪૬ની સાલમાં વ્યાપારમાં પ્રવેશ કર્યો. મોરબી નિવાસી ભાઇ રેવાશંકર જગજીવનના ભાગમાં મુંબઈમાં આડત અને સરાફી વહિવટનું કામકાજ પ્રારભ્યું. શ્રીમદની અવધાન-અવસ્થામાં વડોદરાવાળા ભાઇ માણેકલાલ ઘેલાભાઇ ઝવેરીને શ્રીમદનો પરિચય થયો હતો. સંવત્ ૧૯૪૮-૪૯ માં ભાઇ માણેકલાલદ્વારાએ સુરતવાળા ઝવેરી રાવબહાદુર નગીનચંદ ઝવેરચંદને શ્રીમદનો પરિચય થયો. પરસ્પર અનુમતિથી શ્રીમદ, ભાઇ રેવાશંકર, ભાઇ માણેકલાલ અને ભાઇ નગીનચંદે મોતીનો વ્યાપાર સહચારીપણાપૂર્વક આદર્યો. પ્રસંગથી સુરતના કેટલાક ઝવેરીઓ તથા અમદાવાદવાળા ઝવેરી છોટાલાલ લલ્લુભાઇ જોડાયા. જે સમયે મોતીનો વ્યાપાર આ મંડળીએ શરૂ કર્યો તે સમયમાં આ વ્યાપાર આજ જે વિસ્તૃત સ્થિતિએ પહોંચ્યો છે તેટલી વિસ્તૃત સ્થિતિએ પહોંચેલો નહોતો તે સમય આજના મોતીના વિસ્તૃત વ્યાપારનો પ્રારંભ સમય હતો. આ મંડળીના વ્યાપારના પ્રારંભ કાળમાં સર્વ સહચારીઓની આર્થિક સ્થિતિ મોતીના જેવા બળવાન વ્યાપારને પહોંચી વળવાના સંપૂર્ણ સામર્થ્યવાળી નહોતી. આ મંડળીના ઝવેરીવિભાગમાં માલની પસંદગીનો આધાર અગ્રતાએ ભાઇ નગીનચંદપર રહેતો, અને આર્થિક-નાણા વિષયક ધ્યાન અને વિલાયતના કામકાજનો વ્યવસાય મુખ્યતાએ શ્રીમદ્પર હોઇ તેઓ આ મંડળીના વ્યાપારના કામંદીય નિયંતા (Regulator) જેવા હતા. અન્ય સહચારીઓ આ વ્યાપારનો

તે જાણી છે. તે સીરી ભુકા અરબસ્થાનના કયા આરબના અથવા કયા પ્રગણાનાં, કેવો માલ છે એ વગેરે લખવામાં તમારી તરફથી અગાઉ આવ્યું નથી, એટલે તે વિષે વધારે અભિપ્રાય આપવાનું બની શકવું કઠણ છે. પણ એટલું અનુમાનમાં આવી શકે છે કે ગયા વર્ષમાં-૧૫-૧૬-૧૭-૧૮-૧૯ એ આદિ ભાવના સુરાના ભાવ આ વર્ષમાં કંઇ વાંચવામાં આવ્યા નહીં. અને વિલાયતવાળાના તરફથી વધારે ભાવ મળવામાં પુરી મહેનત પડશે, અથવા વખતે ભુકામાં કાંઇ ઠીક પરિણામ આવશે, પણ સીરીને માટે તો અમને અંદેશો રહે છે. વળી હુંડી પણ કાંઇ વધી છે. સીરી ગયા વર્ષ કરતાં સારી હોય તો પણ દશ પંદર ટકા ફેર સારી સુધી તો

---

ભિન્નભિન્ન કાર્યવિભાગોની કુશલતા ધરાવતા હતા. આવા સંબંધપૂર્વક મંડળીએ સંવત્ ૧૯૫૧-૫૨ પર્યંત મોતીનો સમર્થ અને વિસ્તૃત વ્યાપાર ખેડ્યો. આ સમયમાં મુંબઈના મોતીના બજારમાં આ પેઢી સૌથી અગ્રપદ ધરાવતી પેઢીઓમાંની એક હતી. આ પ્રકારે વ્યાપાર ખેડવાના પરિણામમાં આ સહકારીઓને સારો લાભ તે સમયની અપેક્ષાએ થયો સામાન્યતઃ હિંદનું મોતીનું બજાર વ્યાપારમાં ઠીક લાભ દેખાયા પછી, ઘણું કરી આવશ્યક વ્યાપારનિગ્રહ રાખી શકતું ન હોઈ તેના પરિણામમાં તેને વારંવાર ચિંતાયુક્ત થવું પડે છે એવા અભિપ્રાયથી શ્રીમદે આ બે પત્રો લખ્યા છે આ મંડળીમાં શ્રીમદ્‌થી સંબદ્ધ ભાગીદારો ભાઇ રેવાશંકર અને ભાઇ માણેકલાલ હતા અન્ય ભાગીદારો ભાઈ નગીનચંદથી સંબદ્ધ થયેલા હતા. ભાઇ નગીનચંદની મુખ્યતા તળે તેઓ અને તેઓથી સંબદ્ધ થયેલ ભાગીદારોએ વ્યાપાર નિગ્રહપૂર્વક વ્યાપાર કરવા કરતાં સાહસપૂર્વક વ્યાપારના નિયમોને હવે-લાભ મેળવ્યા પશ્ચાત્-પ્રથમપદ આપવા માંડ્યું. સંવત્ ૧૯૫૭ ના આસો શુદ ૬ ને રોજ પોતાની પેઢી અને ભાઈ નગીનચંદ પ્રત્યે ક... પત્રથી ભાઈ નગીનચંદને નિગ્રહપૂર્વક વ્યાપાર કરવા માટે ... કળવકળ (Tact), દીર્ઘદર્શિતા (farseeingness) અને ... (shre-wdness) પૂર્વક સમજાવવા માટે શ્રીમદે પ્રયત્ન કર્યો જણાય છે. આ ... બીજે જ દિવસે એટલે સંવત્ ૧૯૫૭ ના આસો શુદ ૭ ને રોજ પોતાની પે... લખેલા એક અંગત (private) પત્રમાં ભાઈ નગીનચંદ આદિ સહચારીઓ વ્યાપારનિગ્રહના નિયમો કરતાં સાહસના નિયમોને વિશેષ ધ્યાન આપે તો તે નિયમોને ન અનુસરતાં ભાગીદારી બંધ થવાનો પ્રસંગ આવે, તો તે સ્વીકાર કરવા માટે તત્પર રહેવું. પોતાની પેઢીને શ્રીમદે સૂચન કરેલું આસો શુદ ૭ ના પત્રથી જણાય છે. બહુધા આવા જ કારણવશાત્ પણ સ્નેહપૂર્વક આ ભાગીદારી સંવત્ ૧૯૫૮ ની સાલમાં બંધ પડી—સંશોધક.

ઘેલા વાલજીએ કહ્યું કે આ કપડ મંગાવવું છે, અને તમારી ત્યાં હાજરી નથી તેથી અણબર વખતે નહીં આવે તો, તેના ઉત્તરમાં મેં કહ્યું હતું કે કોઈ જાતની અડચણ નહીં આવે. ત્યાં મારાથી ગોઠ ગમ થઈ શકશે. ભાઈ અમૃતલાલપર લખી આપીને આ ઉત્તર આપ્યા છે. હેવી ભાઈ. અમૃતલાલને સાથે લઈ જેમ મંગાવનારને ગમાય આપ તેમ કરશો. આટલી નાની બાબત વિશેષ કરીને લખી છે તેનું કારણ એ છે કે રેશમી કપડમાં કાંઈ ફેરફાર આવે તો માણસના મનમાં ઘણું દુઃખ લાગે અને કામ બગાડ થશે એમ મેં કહ્યું હતું ને પોતું કહેણ જેવા વચન આવે. મોતી સંબંધી વીગત લખી તે ઠીક છે.

દુકાન સંબંધી કામકાજમાં કંઈ મુઝવણ જેવું દેખાય તો પણ ધીરજથી તથા ભાઈ અમૃતલાલ વગેરેની મદદથી કામ લેશો.

અત્રે સુખશાંતિ છે. બેન ઝબુ તથા બેન મેનાને આશિષ કહેશો. આગળ શુદમાં મુંબઈ આવવાનો વિચાર રાખ્યો છે. તેવામાં માતુશ્રી વગેરે ત્યાં આવે એવો વિચાર રાખ્યો છે તેમ જણાવશો

ત્યાં તરતમાં મારે આવવાની જરૂર તમને લાગતી હોય તો લખશો.

એ જ વિનંતિ સં. ૧૯૫૧ ના ભાદ્ર વદ ૪, રવિવાર.

લી. રાયચંદના પ્ર૦

(૨)[1]

આજે પત્ર મળ્યું, છે. વસંતનું પાર્સલ પાછું આવવા સંબંધી લખ્યું તે ... સંભાળથી તરત એવા તેનો ભારી દેખો. જમીનેનું

૨૯૨૮) પૌંડની હુંડી લખી છે, તે ઉપરથી એમ જણાય છે કે, તેણે રીટર્ન કમીશન ટકા એક લેખે ચડાવ્યું છે; તે કમીશન ન લેવા માટે આપણને તેણે લખી આપ્યું છે. જે કાગળ ફાઇલમાં છે. અઠાવીશ પૌંડ ઓછા ભરી શકાય કે કેમ? તે બનાજી વગેરેને પુછી તજવીજ કરશો. વળી, કદી મોહનલાલ મગનલાલ (તેમના એજંટ) એમ જણાવે કે જેટલી હુંડી આપી હોય તેની ટકા એક લેખે આડત લે છે, પણ આપણે આ વખતે તે આડત આપવાનો ઠરાવ નથી; વેચાત તો આપવી પડત. આ વિષે જેઠાશાને પણ પુછશો. તમે તથા નગીનભાઇ પુરી તજવીજ કરશો. ઉતાવળમાં અઠાવીશ પૌંડ ભરાયા પછી તેની પંચાત પડે. આવતી કાલે વિગતથી પત્ર લખીશ.

વવાણીઆ, સં. ૧૯૫૨ ના શ્રાવણ વદ ૦))

લી. રાયચંદ.

શાહ રેવાશંકર જગજીવનની કંપની.

મુંબઇ.

લેવા યેગ્ય છે. એક બીજાને અરસપરસનો સંબંધ છે. ત્યાં હજાર પાંચસેના નુકશાન ઉપર ધ્યાન આપી આ લખ્યું નથી. પણ આપણે સૌને કંઇપણ આ વાત ધ્યાનમાં રહેતી હોય અને કામ થયા કરતું હોય તો લાંબા વખત સુધી.તે કામ ટકે, એવા હેતુથી લખ્યું છે. આ પત્ર નગીનભાઇને આપશો. જો તેઓ જણાવે તો તમે વાંચી સંભળાવશો એ જ વિનંતિ.

**લી. રાયચંદના પ્રણામ.**

શ્રી ખંભાત પાસે આસો શુદ ૭ બુધે, ૧૯૫૧.

(૫)[1]

## ભાઈ શ્રી રેવાશંકર જગજીવનની કંપની પ્રત્યે, શ્રી મુંબઇ.

ગઇ કાલે અત્રેથી પત્ર નગીનભાઇના નામનું કવર લખી બીડયું હતું તે પહોંચ્યું હશે. એ કવર અત્રેથી બીડવામાં સરતચુક થઇ છે. કેમકે તે પત્ર વાંચીને તમે બીડી આપ્યું હોત તો અડચણ જેવું નહોતું. સીરીના ભાવ ઘણા સખત છે. એથી મને ભય રહે છે કે ગઇ સાલની પેઠે વેડ કરવા જેવું થશે. અથવા નુકશાનમાં ઉતરવા જેવું થશે. માટે વિચારીને ધીરજથી કામ લેવા જેવું છે. એ વગેરે ભાવાર્થે તે પત્રમાં નગીનભાઇ પ્રત્યે લખ્યો છે. કંઇ પણ તેને અસર થાય એવી રીતે લખવાનું પ્રયત્ન કર્યું છે. જો કે તેનાથી તેમ વર્ત્તાવવું બહુ મુશ્કેલ છે. સીરીમાં લાભ નીકળવાના સંભવ કરતાં ત્રોટાનો ભય વિશેષ છે. વળી ગઇ કાલે તમારૂં પત્ર મળ્યું તે પરથી તમારા વિચારમાં પણ એમ આવ્યું. તમારૂં તે પત્ર મળ્યા પહેલાં અમે તો પત્ર લખી ટપાલમાં નખાવ્યું હતું, પણ તમારા મનમાં પણ સીરી વગેરે સબંધી ખ્યાલમાં આવ્યું, અને તે તમે અમને લખ્યું. એટલી સરળતા માટે ચિત્તને સંતોષ થયો છે.

અત્રેથી આસો શુદ દશમે વિદાય થઇ સુદ ૧૧ ની સવારે તમારી તરફ આવવાનો વિચાર રહે છે, તે પ્રથમ.કંઇ માલ લેવાનું કારણ હોય તો તમારા વિચાર પર રાખીએ છીએ. જેટલી સંભાળ

તેમાંનો તે પર હુંડી લખી નહોતી. ખરાજાતની વિગત:—

પાં. ૦–૦–૮ જતાં આવતાંનો વીમો.

૦–૯–૯ તાર તથા પોસ્ટેજ.

૦–૮–૦ પાં ૪૦ નું વેંચુ કર્યું હતું તે પ્રમાણે આડત ટકા ૧ લેખે પાછુ આવ્યાની

---

૧–૭–૮ પ્રત ૧–૩–૮ રૂા. ૧૮–૨–૦.

૦૨–૧૪–૬ ત્રણ ભાગ ખાતે ઉધાર: લંડન પાર્સલ નંબર ૬૩૫–૭ પાછાં આવ્યાં તેના રૂ ભરવા પડયા તેની વિગત —

પાં. ૧૦૦–૦–૦ અત્રેથી હુંડી લખી હતી તેનાં.

૦–૬–૧૦ હુંડી પાકયા પછી દિ. ૨૫ નું વ્યાજ.

૩–૩–૭ ખરાજાત.

૦–૧૧–૪ જતા આવતાંનો વીમો.

૧–૭–૩ તાર અને પોસ્ટેજ પાછુ આવતાં.

૧–૪–૦ વેંચુ પાં. ૮૦–૦–૦ પાછાં આવતા આડત ટકા ૧ લેખે.

૦–૧–૦ બીલ સ્ટેમ્પનો વગડ

---

૩–૩–૭

---

૧૦૩–૧૦–૫ તેના પ્રત ૧–૩–૮ લેખે રૂ. ૧૬૦૨–૧૪–૬.

કુલ પાંડ ૫૧૬–૧૭–૩

વિ: રાયચંદ.

(૭)

મદ્રાસ, જ્યેષ્ટ વદી ૦)), શુક્રવાર સં. ૧૯૫૫.

તમારો કાગળ ૧ આજે મળ્યો.

તમે ચાંદી મોકલી હશે, ન મોકલી હોય તો તરતજ મોકલી આપશો. વખતે લોકોએ ત્યાં કોઇ વેપારીને આપવી કરી હશે. કટકામાં કાપ સારો આવે તેમ કરશો.

અમારે અવેજની બીલકુલ જરૂર નહી પડે, માટે તમે અમારે માટે થઇ ચાંદી મોકલતાં અટકશો નહીં. ડાલરની સગવડ હોય તો તે પણ મોકલાવશો. નવો મેલ આવ્યે ભાવ ઘટવાની વકી રહેતી હોય તો ખમશો. અત્રેથી ગીની મોકલી છે. માટે તમે મોકલશો નહી.

અત્રેથી ઘણું કરીને આવતી કાલે પાંચથી દશ હજાર રૂ. તમને તારથી મોકલાવીશું.

ઘણું કરી રવીવાર સુધી અહી રોકાવું થશે.

બપોરના ત્રણ વાગે.

**લી૦ રાયચંદના પ્ર૦**

(૮)[1]

બીજા જેઠ સુદ એકમને દીવસથી વ્યાપારમાંથી ભાગનો સંબંધ અમે છોડી દીધો છે, તે વાત તમને જણાવવાનો તેવામાંજ વિચાર હતો. પણ કંઇક પ્રસંગોને લઇને તેમ કરતાં વિલંબ થયેલ છે.

---

૧. આ પત્ર વડોદરાવાળા ઝવેરી શ્રીયુત માણેકલાલ ઘેલાભાઈ પ્રત્યે સંવત્ ૫૨ ના વર્ષમાં શ્રીમદ્ રાજચંદ્રે લખેલો જણાય છે સુરત નિવાસી રાવ બહા- નગીનચંદ ઝવેરચંદ ઝવેરી અને અમદાવાદ નિવાસી ઝવેરી છોટા લાલ લલુભાઈ દિ ભાગીદારોની સાથે મોતીના વ્યાપારનો સબંધ નિવૃત્ત કર્યા પછી શ્રીમદ્‌ની ત્ત વ્યાપારવ્યવસાયથી નિવૃત્તવાની હોઈ તેઓએ એક સમયે અર્થાત્ આ પત્ર ાયો તે સમયે ભાગીદારીથી નિવૃત્તિ કર્યારૂપ સંકેત કરેલો આ લેખકની સ્મર- શક્તિ યોગ્ય હોય તો શ્રી રેવાશંકરભાઈ અને આ લેખકને (શ્રીમદ્‌નો ભાઈને) મદ્‌ની વ્યાપાર નિવૃત્તિનો સંકેત એક હોવાથી તેમજ ભાઇ માણેકલાલનો ાગ્રહ પણ તથાપ્રકારનો હતો (જુઓ આ પત્ર પછીનો પત્ર) એ કારણથી ીમદ્‌ને પોતાના સંકેતનો પરિત્યાગવો પડ્યો હતો. જે સમયમાં આ પત્ર લખાયો તે સમયમા શ્રીમદે પોતાનો વ્યાપાર નિવૃત્તિને અંગે વિચારેલો સંકેત ભાઈ ાણેકલાલને એવા ઉદ્દેશથી દર્શાવ્યો છે કે, ઝવેરી છોટાલાલ અને ઝવેરી નાનચંદ

ઇચ્છા તથા તમારી ઇચ્છા અને તેમની ઇચ્છા અરસપરસ સહચારી-પણે રહેવાની હોય તો તમારે ત્યાંએ ઇચ્છાનુસાર કરવું. એ પ્રકારે અમારી વિનંતિ છે.

(૯)[1]

બીજા જેઠ શુદ ૧ શનિએ આપના પ્રત્યે લખેલું પત્ર. × ×

જેમ ચાલ્યું આવ્યું છે તેમ ચાલ્યું આવે અને મને કાંઇ કંઇ પ્રતિબંધથી વર્તવાનું કારણ નથી એવો ભાવાર્થ આપે લખ્યો તે વિષે સંક્ષેપમાં જાણવા અર્થે નીચે લખું છું.

જૈનદર્શનની રીતિએ જોતાં સમ્યગ્દર્શન અને વેદાન્તની રીતિએ જોતાં કેવલજ્ઞાન અમને સંભવે છે. જૈનમાં કેવલજ્ઞાનનું સ્વરૂપ લખ્યું છે તે જ માત્ર સમજાવું મુશ્કેલ થઇ પડે છે.

વળી વર્તમાનમાં તે જ્ઞાનનો તેણેજ નિષેધ કર્યો છે; જેથી તત્સંબંધી પ્રયત્ન કરવું પણ સફળ ન દેખાય.

જૈન પ્રસંગમાં અમારો વધારે નિવાસ થયો છે તો કોઇ પણ પ્રકારે તે માર્ગનો ઉદ્ધાર અમ જેવાને દ્વારે વિશેષ કરીને થઇ શકે, કેમકે તેનું સ્વરૂપ વિશેષે કરીને સમજાયું હોય એ આદિ........ વર્તમાનમાં જૈનદર્શન એટલું બધું અવ્યવસ્થિત અથવા વિપરીત સ્થિતિમાં જોવામાં આવે છે કે, તેમાંથી જાણે જિનના * * * છે, અને લોકો માર્ગ પ્રરૂપે છે. બાહ્ય કુટારો બહુ બહુ વધારી દીધો છે, અને અંત (અંતર ?—) માર્ગનું ઘણું કરી જ્ઞાન વિચ્છેદ જેવું થયું છે. વેદોક્ત માર્ગમાં બસેં ચારસેં વર્ષે કોઇ કોઇ મોટા આચાર્ય થયા દેખાય છે કે, જેથી લાખો માણસને વેદોક્ત રીતિ સચેત થઇ પ્રાપ્ત થઇ હોય. વળી, સાધારણ રીતિ કોઇ કોઇ આચાર્ય અથવા તે માર્ગના જાણનારા પુરુષો થયા કરે છે, અને જૈનમાર્ગમાં ઘણાં

---

૧. આ પત્ર ભાઈ માણેકલાલ ઉપર લખેલું હોય એમ લાગે છે. બીજા જેઠ દ ૧ ને રોજ સહચારીપણાની નિવૃત્તિનો જે પત્ર લખેલો તેના ઉત્તરમાં ભાઈ માણેકલાલને શ્રીમદ્‌ને એવા આશયપૂર્વક લખેલું જણાય છે કે, 'શ્રીમદે સહચારી-પણાથી નિવૃત્ત ન થતાં સહચારીપણું જેમ ચાલ્યું આવે છે તેમ ચાલ્યા આવવા દેવું, પરંતુ તેઓએ સહચારીનો પ્રતિબંધ ન રાખવો ' ભાઈ માણેકલાલના આવા ઉત્તરના પ્રત્યુત્તરમાં શ્રીમદે આ પત્ર લખી પોતનો જીવનનું મંતવ્ય શું છે તે જણાવ્યું હોય એમ લાગે છે; પત્ર પૂર્ણ લખ્યો જણાતો નથી.—સંશોધક.

થવાં તેવું બન્યું દેખાતું નથી. જૈનમાર્ગમાં પ્રજા પણ ઘણી થોડી રહી છે, અને તેમાં સેંકડો ભેદ વર્તે છે. એટલું જ નહીં પણ મૂળ માર્ગની સન્મુખની વાત પણ તેમને કાને નથી પડતી, અને ઉપદેશકના લક્ષમાં નથી એવી સ્થિતિ વર્તે છે. તેથી ચિત્તમાં એમ આવ્યા કરે છે કે, જો તે માર્ગ વધારે પ્રચાર પામે તો તેમ કરવું. નહીં તો તેમાં વર્તતી પ્રજાને મૂળ લક્ષપણે દોરવી.

આ કામ ઘણું વિકટ છે. વળી, જૈન માર્ગ પોતે જ સમજવો તથા સમજાવવો કઠણ છે. સમજાવતાં આડાં કારણ આવીને ઘણાં ઊભાં રહે તેવી સ્થિતિ છે એટલે તેવી પ્રવૃત્તિ કરતાં ડર લાગે છે. તેની સાથે એમ પણ રહે છે કે જો આ કાર્ય આ કાળમાં અમારાથી કાંઈ પણ બને તો બની શકે. નહીં તો હાલ તો મૂળ માર્ગ સન્મુખ થવા માટે બીજાનું પ્રયત્ન કામ આવે તેવું દેખાતું નથી. ઘણું કરી મૂળ માર્ગ બીજાનાં લક્ષમાં નથી. તેમ તેવું દૃષ્ટાન્તે ઉપદેશવામાં પરમશ્રુત આદિ ગુણો જોઈએ છીએ, તેમજ અંતરંગ કેટલાક ગુણો જોઈએ છીએ તે અત્ર છે, એવું દૃઢ ભાસે છે.

એ રીતે જો મૂળ માર્ગ પ્રકટતામાં આણવો હોય તો પ્રકટ કરનારે સર્વસંગપરિત્યાગ કરવો યોગ્ય; કેમકે તેથી ખરેખરો સમર્થ ઉપકાર થવાનો વખત આવે. વર્તમાન દશા જોતાં સત્તાના કર્મોપર દૃષ્ટિ દેતાં કેટલાક વખત પછી તે ઉદયમાં આવવો સંભવે છે. અમને સહજ સ્વરૂપે જ્ઞાન છે. જેથી યોગ સાધનની એટલી અપેક્ષા નહીં હોવાથી તેમાં પ્રવૃત્તિ કરી નથી. તેમ તે સર્વસંગપરિત્યાગમાં અથવા વિશુદ્ધ દેશ પરિત્યાગમાં સાધવા યોગ્ય છે. એથી લોકોને ઘણો ઉપકાર થાય છે; જો કે વાસ્તવિક ઉપકારનું કારણ તો આત્મજ્ઞાન વિના બીજું કાંઈ નથી.

હાલ બે વર્ષ સુધી તો તે યોગસાધન વિશેષ કરી ઉદયમાં આવે તેમ દેખાતું નથી. તેથી ત્યાર પછીની કલ્પના કરાય છે અને ત્રણથી ચાર વર્ષ તે માર્ગમાં ગાળવામાં આવ્યાં હોય તો સર્વ સંગ " (પરિત્યાગી ?) ઉપદેશકનો વખત આવે; અને લોકોનું શ્રેય થવું હોય તો થાય. નાની વયે માર્ગનો ઉદ્ધાર કરવા સંબંધી જિજ્ઞાસા વર્તતી હતી, ત્યાર પછી જ્ઞાનદશા આવ્યે ક્રમે

ફરીને તે ઉપશમ જેવી થઈ; પણ કોઈ કોઈ લોકો પરિચયમાં આવેલા તેમને કંઈક વિશેષના ભાસવાથી કાંઈક મૂળ માર્ગપર લક્ષ આવેલો; અને આ બાજુનો સેંકડો અથવા હજારો માણસો પ્રસંગમાં આવેલા. જેમાંથી કંઈક સમજણવાળા તથા ઉપદેશક પ્રત્યે આસ્થાવાળા સોએક માણસો નીકળે. એ ઉપરથી એમ જોવામાં આવ્યું કે, લોકો તરવાના કામી વિશેષ છે, પણ તેમને તેવો યોગ બાઝતો નથી; જો ખરેખર ઉપદેશક પુરુષોનો જોગ બને તો ઘણા જીવો મૂળ માર્ગ પામે તેવું છે. અને દયા આદિનો વિશેષ ઉદ્યોત થાય એવું છે, એમ દેખાવાથી કાંઈક ચિત્તમાં આવે છે કે, આ કાર્ય કોઈક કરે તો ઘણું સારું, પણ દૃષ્ટિ કરતાં તેવો પુરુષ ધ્યાનમાં આવતો નથી એટલે કાંઈક લખનાર પ્રત્યેજ દૃષ્ટિ આવે છે. પણ લખનારનો જન્મથી લક્ષ એવો છે કે, એ જેવું એકે જોખમવાળું પદ નથી અને પોતાની તે કાર્યની યથાયોગ્યતા જ્યાં સુધી ન વર્તે ત્યાં સુધી તેની ઇચ્છા માત્ર પણ ન કરવી, અને ઘણું કરી હજુ સુધી તેમ વર્તવામાં આવ્યું છે. માર્ગનું કાંઇપણ સ્વરૂપ કેકને સમજાવ્યું છે, તથાપિ કોઇને એક વ્રત પચ્ચખાણુ આપ્યું નથી અથવા તમે મારા શિષ્ય છો અને અમે ગુરુ છીએ એવો ઘણું કરીને પ્રકાર દર્શિત થયો નથી. કહેવાનો હેતુ એવો છે કે, સર્વસંગપરિત્યાગ થયે તે કાર્યની પ્રવૃત્તિ સહજ સ્વભાવે ઉદયમાં આવે તો કરવી એવી માત્ર કલ્પના છે.

તેનો ખરેખરો આગ્રહ નથી. માત્ર અનુકંપાદિ તથા જ્ઞાન-પ્રભાવ વર્તે છે તેથી ક્યારેક તે વૃત્તિ ઉઠે છે અથવા અલ્પાંશે અંગમાં તે વૃત્તિ છે, તથાપિ સ્વવશ છે એમ ધારીએ છીએ. તેમ સર્વસંગપરિત્યાગ આદિ થાય તો હજારો માણસ મૂળ માર્ગને પામે અને હજારો માણસ તે સદ્માર્ગને આરાધી સદ્ગતિને પામે. એમ અમારાથી થવું સંભવે છે. અમારા સંગમાં ત્યાગ કરવાને ઘણા જીવને વૃત્ત થાય એવો અંગમાં ત્યાગ છે. ધર્મ સ્થાપવાનું માન મોટું છે. તેની સ્પૃહાથી પણ વખતે આવી વૃત્તિ રહે; પણ આત્માને ઘણીવાર તાવી જોતાં તે સંભવ હવેની દશામાં ઓછો જ દેખાય છે અને કાંઇક સત્તાગત રહ્યો હશે તો તે ક્ષીણ થશે એમ અવશ્ય ભાસે છે, કેમકે યથાયોગ્યતા વિના દેહ છૂટી જાય એવી

દૃઢ કલ્પના હોય તો પણ માર્ગ ઉપદેશવો નહીં એમ આત્મનિશ્ચય નિત્ય વર્ત્તે છે એક એ બળવાન કારણથી પરિગ્રહાદિ ત્યાગ કરવાનો વિચાર રહ્યા કરે છે મારા મનમાં એમ રહે છે કે, વેદોક્ત ધર્મ પ્રકાશવો અથવા સ્થાપવો હોય તો મારી દશા યથાયોગ્ય છે, પણ જિનોક્ત માર્ગ સ્થાપવો હોય તો હજુ તેટલી યોગ્યતા નથી, તો પણ વિશેષ યોગ્યતા છે એમ લાગે છે.

હે નાથ ! કાં ધર્મોન્નતિ કરવારૂપ ઇચ્છા સહજપણે સમાવેશ પામે તેમ થાઓ; કાં તો તે ઇચ્છા અવશ્ય કાર્યરૂપ થાઓ. અવશ્ય કાર્યરૂપ થવી બહુ દુષ્કર દેખાય છે, કેમકે અલ્પ અલ્પ વાતમાં મતભેદ બહુ છે, અને તેના મુળ ઘણા ઉંડા ગયેલા છે મૂળ માર્ગથી લોકો લાખો ગાઉ દૂર છે, એટલુંજ નહીં પણ મૂળ માર્ગની જિજ્ઞાસા તેમને ઉત્પન્ન કરાવવી હોય તો પણ ઘણા કાળનો પરિચય થયે પણ થવી કઠણ પડે, એવી તેમની દુરાગ્રહાદિથી જડ પ્રધાનદશા વર્ત્તે છે.

* * * * * *

ઉન્નતિના સાધનોની સ્મૃતિ કરૂં છું.

બોધબીજનું સ્વરૂપનિરૂપણ મૂળ માર્ગ પ્રમાણે ઠામ ઠામ થાય.

ઠામ ઠામ મતભેદથી કાંઇજ કલ્યાણ નથી એ વાત કહેવાય.

પ્રત્યક્ષ સદ્ગુરૂની આજ્ઞાએ ધર્મ છે એમ વાત લક્ષમાં આવે

દ્રવ્યાનુયોગ—આત્મવિદ્યા પ્રકાશ થાય

ત્યાગ વૈરાગ્યના વિશેષપણાથી સાધુઓ વિચરે.

નવતત્વ પ્રકાશ

સાધુધર્મપ્રકાશ

શ્રાવકધર્મપ્રકાશ.

વિચાર.

ઘણા જીવોની પ્રાપ્તિ.

(૧)[1]

**ૐ અનંત શાંતમુર્તિ એવા ચંદ્રપ્રભુને નમોનમઃ**

અનંત શાંત જ જેનું સ્વરૂપ છે તે પ્રભુની નિરંતર ચરણ સેવા સંપ્રાપ્ત હો– રહો. ચિત્ત અવિક્ષિપ્ત રાખશો. વિશેષ યથાવસરે. દેહધારી છતાં આત્મા રૂપે રહ્યા એવા જિનવીતરાગને નમસ્કાર.

ચૈત્ર શુદ ૨, શુક્ર, ૧૯૫૭, રાજકોટ. **ૐ શાંતિ.**

(૨)[2]

ૐ અનંત શાંતમૂર્તિ એવા ચંદ્ર પ્રભુને નમસ્કાર હો, નમસ્કાર હો. હાલ શું કહીએ? યથાવસર.

---

## વૃદ્ધિપત્ર ૨ જું[3]

(૩)[4]

તે સર્વ વ્યાપક ચેતન છે?

તેના કેટલા ભાગમાં માયા સમજવી?

જ્યાં જ્યાં તે માયા ત્યાં ત્યાં ચેતનને બંધ સમજવો કે કેમ? તેમાં જૂદા જૂદા જીવ શી રીતે માનવા? અને તે જીવને બંધ શી રીતે માનવો? અને તે બંધની નિવૃત્તિ શી રીતે માનવી? તે બંધની નિવૃત્તિ થયે ચેતનનો કયો ભાગ માયારહિત થયો ગણાય? જે ભાગમાંથી પૂર્ણ મુક્ત થયા હોય તે તે ભાગ નિરાવરણ સમજવો કે શી રીતે? અને એક ઠેકાણે નિરાવરણપણું

---

૧. ૨. શ્રીમદ્‌ના દેહાન્ત પૂર્વે ૧૮ દિવસે આ બન્ને પત્રો લખાયાં છે. સંવત્ ૧૯૪૮ ના વર્ષમાં શ્રીમદ્‌ના શરીરનો તોલ ૧૩૮ રતલ હતો. આ પત્રો લખાયાં ત્યારે માત્ર ૪૫ રતલ રહ્યો હતો એવી શરીર પ્રકૃતિ નિર્બળતા પામી હતી.—સંશોધક.

૩. શ્રીમદ્‌ના દર્શન પર્યાલોચનકાળનો આ ઉહાપોહ જણાય છે આ આવૃત્તિના પૃષ્ઠ ૬૫૦ પર પ્રકટ થયેલ આંક ૧૧૨ ના વિષયની અર્થઘટના સંબંધીત કરતાં પહેલાં આ ઉહાપોહ લક્ષમાં લેવા યોગ્ય છે.—સંશોધક.

૪. આ પત્ર સંવત્ ૧૯૪૪-૪૫ ના અરસામાં લખાયો છે.—સંશોધક.

તથા બીજે દેશથી આવરણ, બીજે દેશથી નિરાવરણ એમ બને કે કેમ? તે ચિત્રીને વિચારવા.

પ્રકાશસ્વરૂપ ધામ.

તેમાં અનંત અપ્રકાશ ભાસ્યમાન અંતઃકરણ તેથી શું થાય?

જ્યાં જ્યાં તે અંતઃકરણ વ્યાપે ત્યાં ત્યાં આત્મા ભાસ્યમાન થાય.

આત્મા અસંગ છતાં સંગવાન જણાય; અકર્તા છતાં કર્તા જણાય એ આદિ વિપરીતતા તેથી શું થાય?

આત્માને અમની દશા થાય તેનું શું કરવું?

અંતઃકરણનો સંબંધ ટાળવા માટે તેનાથી પોતાનું જુદાપણું સમજવું?

જુદાપણું સમજ્યે શું થાય?

આત્મા સ્વરૂપ અવસ્થા ન વર્તે?

એક દેશ નિરાવરણ થાય કે સર્વ દેશ નિરાવરણ થાય?

(૪)

બીજું કાંઈ શોધમાં. માત્ર એક સત્પુરુષને શોધીને તેના ચરણકમળમાં સર્વભાવ અર્પણ કરી દઈ વર્ત્યો જા. પછી જો મોક્ષ ન મળે તો મારી પાસેથી લેજે.

સત્પુરુષ એ જ કે નિશદિન જેને આત્માનો ઉપયોગ છે. શાસ્ત્રમાં નથી અને સાંભળવામાં નથી છતાં અનુભવમાં આવે તેવું જેનું કથન છે. અંતરંગમાં સ્પૃહા નથી એવી જેની ગુપ્ત આચરણા છે. બાકી તો કંઈ કહી શકાય તેમ નથી

અને આમ કર્યા વિના તારો કોઈ કાળે છૂટકો થનાર નથી. આ અનુભવપ્રવચન પ્રમાણિક ગણજે.

વિ૦ રાયચંદના પ્રણામ.

આસો વદ ૧૦, શનિ, મોહમયી.

એક સત્પુરુષને શોધ કરવામાં, તેની સર્વ ઇચ્છાને પ્રશંસવામાં, તેને જ સત્ય માનવામાં આખી જિંદગી ગઈ તો ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ પંદરભવે અવશ્ય મોક્ષે જશો.

મિતિ અને લેખક એ જ.

# નીતિવચનો.[1]

૧ સત્ય પણ કરૂણામય બોલવું.
૨ નિર્દોષ સ્થિતિ રાખવી.
૩ વૈરાગ્ય હૃદય રાખવું.
૪ આહાર વિહાર, આળસ, નિદ્રા ઇ૦ ને વશ કરવાં.
૫ ગૃહસ્થાશ્રમ વિવેકી કરવો.
૬ વિવેકી, વિનયી અને પ્રિય પણ મર્યાદિત બોલવું.
૭ સાહસ કર્ત્તવ્ય પહેલાં વિચાર રાખવો.
૮ પ્રત્યેક પ્રકારથી પ્રમાદને દૂર કરવો.
૯ સઘળું કર્ત્તવ્ય નિયમિતજ રાખવું.
૧૦ અસત્ય ઉપદેશ આપુ નહીં.
૧૧ ક્રિયા અદોષી કરૂં નહીં.
૧૨ અહંપદ રાખું કે ભાખું નહીં.
૧૩ સમ્યક્ પ્રકારે વિશ્વભણી દ્રષ્ટિ કરૂં.
૧૪ નિસ્વાર્થપણે વિહાર કરૂં.
૧૫ ધર્માનુરક્ત દર્શનથી વિચરૂં.
૧૬ સર્વ પ્રાણીમાં સમભાવ રાખુ.
૧૭ ક્રોધી વચન ભાખું નહીં.
૧૮ પાપી વચન ભાખું નહીં.
૧૯ અસત્ય આજ્ઞા ભાખું નહીં.
૨૦ સુખ દુઃખપર સમભાવ કરૂં.
૨૧ પ્રાણીને દુઃખ થાય એવું મૃષા ભાખું નહીં.
૨૨ અતિથિનું સન્માન કરૂં.
૨૩ પરમાત્મની ભક્તિ કરૂં.
૨૪ પ્રત્યેક સ્વયંબુધને સમાન માનું.
૨૫ તેને દિન પ્રતિ પુજું.
૨૬ કોઇ દર્શનને નિંદુ નહીં.
૨૭ એક પક્ષી મતભેદ બાંધું નહી.
૨૮ અજ્ઞાન પક્ષને આરાધું નહીં.
૨૯ આત્મપ્રશંસા ઇચ્છું નહીં.
૩૦ પ્રમાદ કોઇ કૃત્યમાં કરૂં નહીં.
૩૧ તૃષ્ણાને સમ વું.
૩૨ તાપથી મુક્ત થવું એ મનોજ્ઞતા માનું.
૩૩ તે મનોર્થ પાર પાડવા પરાયણ થવું.
૩૪ યોગવડે હૃદયને શુક્લ કરવું.
૩૫ અસત્ય પ્રમાણથી વાતપૂર્તિ કરૂં નહીં.

---

૧ આ નીતિવચનો શ્રીમદે પોતાની પ્રથમ અવસ્થામાં એટલે તેઓના ૧૮ મા વર્ષે સંવત્ ૧૯૪૨-માં લખ્યાં હતાં તેની સર્વ સંખ્યા ૭૦ ની છે. તેમાંથી આ નીચે ટાંક્યાં છે તેટલાં અહીં મૂક્યાં છે બાકીનાં ૩૦૦ વચનોને સાક્ષેપ રાખી, સંક્ષેપતાની સમજસમેત આ પછીની આવૃત્તિમાં આવવાયોગ્ય છે; આમાં કેટલાંક વચનો શ્રીમદે પોતાને ઉદ્દેશીને અને કેટલાંક ભિન્ન ભિન્ન પાત્રો અર્થે લખ્યાં હોય એમ જણાય છે.—સંશોધક.

૩૬ અસંભવિત કલ્પના કરૂં નહીં.
૩૭ લોક અહિત પ્રણીત કરૂં નહીં.
૩૮ જ્ઞાનીની નિંદા કરૂં નહીં.
૩૯ વૈરીના ગુણની પણ સ્તુતિ કરૂં.
૪૦ વૈરભાવ કોઇથી રાખું નહીં.
૪૧ માત પિતાને મુક્ત વાટે ચઢાવું.
૪૨ રૂડી વાટે તેમને બદલો આપું.
૪૩ તેમની મિથ્યા આજ્ઞા માનું નહી.
૪૪ સ્વસ્ત્રીમાં સમભાવથી વર્તું.
૪૫ ઉચ્છૃંખલ અભિમાન કરૂં નહીં
૪૬ ખોટો ભભકો કરૂં નહી.
૪૭ દ્વેષ માત્રનો ત્યાગ કરૂં
૪૮ રાગ દ્રષ્ટિથી એકે વસ્તુ આરાધું નહીં.
૪૯ વૈરીના સત્ય વચનને માન આપું
૫૦ ખોટી ઉદારતા સેવું નહીં
૫૧ કૃપણ થાઉં નહી.
૫૨ આજીવિકા માટે ધર્મ બોધું નહીં.
૫૩ સત્ય વસ્તુનું ખંડન કરૂં નહીં.
૫૪ તત્વ આરાધતાં લોકનિંદાથી ડરૂં નહીં.
૫૫ તત્વ આપતા માયા કરૂં નહીં.
૫૬ સ્વાર્થને ધર્મ ભાખું નહીં.
૫૭ ચારે વર્ગને મંડન કરૂં
૫૮ ધર્મ વડે સ્વાર્થ પેદા કરૂં નહી.
૫૯ ધર્મ વડે અર્થ પેદા કરૂં
૬૦ જડતા ભેદને આનંદ પામું નહીં.
૬૧ ખેદની સ્મૃતિ આણું નહીં.
૬૨ મિથ્યાત્વને વિસર્જન કરૂં.
૬૩ અસત્યને સત્ય કહું નહીં.
૬૪ હિંસાવડે સ્વાર્થ ચાહું નહીં.
૬૫ સૃષ્ટિનો ખેદ વધારૂં નહીં.
૬૬ વિનયને આરાધી રહું.
૬૭ માયા વિનાનો ત્યાગ કરૂં.
૬૮ દત્તા દાન લઉં નહીં.
૬૯ દત્તા અનીતિ લઉં નહીં.
૭૦ દુખી કરીને ધન લઉં નહીં.
૭૧ સમભાવથી મૃત્યુને જોઉં.
૭૨ મોતથી હર્ષ માનવો.
૭૩ કોઇના મોતથી હસવું નહીં.
૭૪ વિદેહી હૃદયને કરતો જોઉં.
૭૫ ગુરુનો ગુરુ બનું નહીં.
૭૬ અપૂજ્ય આચાર્યને પૂજું નહીં.
૭૭ ખોટું અપમાન તેને આપું નહીં.
૭૮ અકરણીય વ્યાપાર કરૂં નહીં.
૭૯ ગુણ વગરનું વકતૃત્વ સેવું નહીં.
૮૦ તત્વજ્ઞ તપ અકાળિક કરૂં નહીં.
૮૧ પોતાના મિથ્યા તર્કને ઉત્તેજન આપું નહી.
૮૨ સર્વે પ્રકારની ક્ષમાને ચાહું.
૮૩ મંતોષની પ્રયાસના કરૂં.
૮૪ આત્મભક્તિ કરૂં.
૮૫ સામાન્ય ભક્તિ કરૂં.
૮૬ અનન્ય ઉપાસક થાઉં.
૮૭ નિરભિમાની થાઉં.
૮૮ મનુષ્ય જાતિનો ભેદ ન ગણું.
૮૯ જયની દયા ખાઉં.
૯૦ સામાન્યથી મિત્રભાવ રાખું
૯૧ પ્રત્યેક વસ્તુનો નિયમ કરૂં.
૯૨ મનોવિરત્વની વૃદ્ધિ કરૂં.
૯૩ પ્રત્યેક પરિષહ સહન કરૂં.
૯૪ આત્માને પરમેશ્વર માનું.

૯૫ તારો સિદ્ધાંત ત્રુટે તેમ સંસાર-
વ્યવહાર ન ચલાવું.
૯૬ પ્રત્યેકને વાત્સલ્યતા ઉપદેશું.
૯૭ તત્વથી કંટાળું નહીં.
૯૮ પરિસહ પ્રત્યેક પ્રકારે સહન કરૂં.
૯૯ તત્વજ્ઞાનનો અભ્યાસ કરૂં.
૧૦૦ કોઇ વસ્તુ જોઇ રાચું નહીં.
૧૦૧ આજીવિકા માટે ઉપદેશક થઉં
નહીં.
૧૦૨ તારા નિયમને તોડું નહીં.
૧૦૩ શ્રુતજ્ઞાનની વૃદ્ધિ કરૂં.
૧૦૪ તારા નિયમનું મંડન કરૂં નહીં.
૧૦૫ રસગારવ થાઉં નહીં.
૧૦૬ કષાય ધારૂં નહીં.
૧૦૭ બંધન રાખું નહી.
૧૦૮ અબ્રહ્મચર્ય સેવું નહીં.
૧૦૯ આત્મ પરાત્મ સમાન માનું.
૧૧૦ લીધો ત્યાગ ત્યાગું નહીં.
૧૧૧ મૃષા ૪૦ ભાષણ કરૂં નહીં.
૧૧૨ કોઇ પાપ સેવું નહીં.
૧૧૩ અબંધ પાપ ક્ષમાવું.
૧૧૪ ક્ષમાવવામાં માન રાખું નહીં.
(મુનિસામાન્ય)
૧૧૫ ગુરૂના ઉપદેશને તોડું નહીં.
૧૧૬ ગુરૂનો અવિનય કરૂં નહીં.
૧૧૭ ગુરૂને આસને બેસે નહી.
૧૧૮ કોઇ પ્રકારની તેથી મહત્તા
ભોગવું નહીં.
૧૧૯ તેથી શુક્લ હૃદયે તત્વજ્ઞાનની
વૃદ્ધિ કરૂં.
૧૨૦ મનને સ્થિતિસ્થાપક ગણું...

૧૨૧ વચનને શમભાવું રાખું.
૧૨૨ કાયાને કુકર્મે રાખું.
૧૨૩ હૃદયને ભ્રમરરૂપ રાખું.
૧૨૪ હૃદયને કમળરૂપ રાખું.
૧૨૫ હૃદયને પત્થરરૂપ રાખું.
૧૨૬ હૃદયને લીંબુરૂપ રાખું.
૧૨૭ હૃદયને જળરૂપ રાખું.
૧૨૮ હૃદયને તેલરૂપ રાખું.
૧૨૯ હૃદયને અગ્નિરૂપ રાખું.
૧૩૦ હૃદયને આદર્શરૂપ રાખું.
૧૩૧ હૃદયને સમુદ્રરૂપ રાખું.
૧૩૨ વચનને અમૃતરૂપ રાખું.
૧૩૩ વચનને નિદ્રારૂપ રાખું.
૧૩૪ વચનને તૃષારૂપ રાખું.
૧૩૫ વચનને સ્વાધીનરૂપ રાખું.
૧૩૬ કાયાને કમાનરૂપ રાખું.
૧૩૭ કાયાને ચંચળરૂપ રાખું.
૧૩૮ કાયાને નિરપરાધી રાખું.
૧૩૯ કોઇ પ્રકારની ચોજના રાખું
નહીં. (પરમહંસ)
૧૪૦ તપસ્વિ છઉં; વનમાં તપશ્ચર્યા
કરૂં છું. (તપસ્વિની ઇચ્છા)
૧૪૧ શીતળ છાયા લઉં છઉં.
૧૪૨ સમભાવે સર્વ સુખ સંપાદન
કરૂં છઉં
૧૪૩ માયાથી દૂર રહું છઉં.
૧૪૪ પ્રપંચને ત્યાગું છઉં.
૧૪૫ સર્વ ત્યાગ વસ્તુને જાણું છઉં.
૧૪૬ ખોટી પ્રશંસા કરૂં નહીં.
(સામાન્ય)
૧૪૭ ખોટી વસ્તુ પ્રતીત કરૂં નહીં.

૦ તત્ત્વનેજ ગ્રહણ કરૂં.
૦૧ નિર્માલ્ય અધ્યયન કરૂં નહીં.
૦૨ વિચારશક્તિને ખીલવું.
૦૩ જ્ઞાન વિના તારે એ ધર્મ અંગીકૃત કરૂં નહીં.
૦૪ એકાંતવાદ લઉં નહીં.
૦૫ નિરાગી અધ્યયનો મુખે કરૂં.
૦૬ ધર્મકથા શ્રવણ કરૂં.
૦૭ નિર્યામિત કર્ત્તવ્ય ચુકું નહીં.
૦૮ અપરાધ શિક્ષા તોડું નહીં.
૦૯ યાચકની હાંસી કરૂં નહીં.
૧૦ સત્પાત્રે દાન આપું.
૧૧ દીનની દયા ખાઉં.
૧૨ દુઃખીની હાંસી કરૂં નહીં.
૧૩ ક્ષમાપના વગર શયન કરૂં નહીં.
૧૪ આળસને ઉત્તેજન આપું નહીં.
૧૫ નિવૃત્તિસાધન એ વિના સઘળું સાગું નહીં.
૧૬ મર્મ લેખ કરૂં નહીં.
૨૧૭ પર દુઃખે દાઝું.
૧૮ અપરાધી પર ક્ષમા કરૂં.
૧૯ અયોગ્ય લેખ લખું નહીં.
૨૨૦ આસુપ્રજ્ઞનો વિનય જાળવું.
૨૧ ધર્મકર્તવ્યમાં દ્રવ્ય આપતાં માયા ન કરૂં.
૨૨૨ નમ્ર વીરત્વથી તત્વ બોધું.
૨૨૩ પરમહંસની હાંસી કરૂં નહીં.
૨૨૪ ક્લેશને ઉત્તેજન આપું નહીં.
૨૨૫ નિંદા કરૂં નહીં.
૨૨૬ કર્તવ્ય નિયમ ચુકું નહીં.
૨૨૭ દિનચર્યાનો ગેરઉપયોગ કરૂં નહીં.
૨૨૮ ઉત્તમ શક્તિને સાધ્ય કરૂં.
૨૨૯ શક્તિ વગરનું કૃત્ય કરૂં નહીં.
૨૩૦ દેશ કાળાદિને ઓળખું.
૨૩૧ કૃત્યનું પરિણામ જોઉં.
૨૩૨ કોઇનો ઉપકાર ઓળવું નહીં.
૨૩૩ મિથ્યા સ્તુતિ કરૂં નહીં.
૨૩૪ ખોટા દેવ સ્થાપું નહીં.
૨૩૫ કલ્પિત ધર્મ ચલાવું નહીં.
૨૩૬ સૃષ્ટિ સ્વભાવને અધર્મ કહું નહીં.
૨૩૭ સર્વ શ્રેષ્ટ તત્વ લોચન્દાયક માનું.
૨૩૮ માનતા માનું નહીં.
૨૩૯ અયોગ્ય પૂજન કરૂં નહીં.
૨૪૦ માનની અભિલાષા રાખું નહીં.
૨૪૧ આલાપાદિ સેવું નહીં.
૨૪૨ ટુંકું લક્ષ રાખું નહીં.
૨૪૩ ઉન્માદ સેવું નહીં.
૨૪૪ રૌદ્રાદિ રસનો ઉપયોગ કરૂં નહીં.
૨૪૫ શાંત રસને નિંદુ નહીં.
૨૪૬ સત્કર્મમાં આડો આવું નહીં.
૨૪૭ પાછો પાડવા પ્રયત્ન કરૂં નહીં.
૨૪૮ મિથ્યા હઠ લઉં નહીં.
૨૪૯ અવાચકને દુઃખ આપું નહીં.
૨૫૦ ઓડીલાંની સુખશાંતિ વધારૂં.
૨૫૧ નીતિશાસ્ત્રને માન આપું.
૨૫૨ હિંસક ધર્મને વળગું નહીં.
૨૫૩ અનાચારી ધર્મને વળગું નહીં.
૨૫૪ મિથ્યાવાદીને વળગું નહીં.
૨૫૫ શૃંગારી ધર્મને વળગું નહીં.
૨૫૬ અજ્ઞાન ધર્મને વળગું નહીં.
૨૫૭ કેવળ બ્રહ્મને વળગું નહીં.
૨૫૮ કેવળ ઉપાસના સેવું નહીં.

૨૫૯ નિયતવાદ એવું નહીં.
૨૬૦ ભાવે સૃષ્ટિ અનાદિ અંત કહું નહીં.
૨૬૧ દ્રવ્યે સૃષ્ટિ આદિ અંત કહું નહીં
૨૬૨ પુરુષાર્થને નિંદુ નહીં.
૨૬૩ નિઃપાપીને ચંચળતાથી છળું નહીં
૨૬૪ શરીરનો ભરૂસો કરું નહીં.
૨૬૫ અયોગ્ય વચનને બોલાવું નહીં.
૨૬૬ તત્વધર્મનિંદકપર પણ રોષ ધરવો નહીં
૨૬૭ ધીરજ મૂકવી નહીં
૨૬૮ અગ્નિને અડ્ભુત કરવું.
૨૬૯ વિજય કીર્તિ યશ સર્વપક્ષી પ્રાપ્ત કરવાં.
૨૭૦ કોઇનો ઘરસંસાર તોડવો નહીં.
૨૭૧ અંતરાય નાખવી નહીં.
૨૭૨ શુદ્ધ ધર્મ ખંડવો નહીં.
૨૭૩ નિષ્કામ શીલ આરાધવું.
૨૭૪ ત્વરિત ભાષા બોલવી નહીં.
૨૭૫ પાપ ગ્રંથ ગુંથું નહીં.
૨૭૬ સ્મશાને વસ્તુ માત્ર ચાખું નહીં
૨૭૭ શાસ્ત્રની અશાતના કરૂં નહીં.
૨૭૮ ગુર્વાદિકની તેમજ.
૨૭૯ સ્વાર્થે યોગ તપ સાધું નહીં.
૨૮૦ સમય વિના અલંકાર ખોલવો નહીં.
૨૮૧ પુત્રીને ભણાવ્યા વગર રહું નહીં.
૨૮૨ સ્ત્રી વિદ્યાશાળા શોધું—કરૂં [illegible]

૨૮૫ ઉપદેશકને સન્માન આ[illegible]
૨૮૬ અનંત ગુણ ધર્મથી સૃષ્ટિ છે એમ માનું.
૨૮૭ કોઇ કાળે તત્વવડે કરી આમાંથી દુઃખ જશે એમ [illegible]
૨૮૮ દુઃખ અને ખેદ એ ભ્રમ [illegible]
૨૮૯ માલુમ થાકે તે ફરી [illegible]
૨૯૦ શરીર, વીર્ય, બુદ્ધિ ઇ૦ નો ઉપયોગ કરૂં.
૨૯૧ કોઇ કાળે મને દુઃખી માનું
૨૯૨ સૃષ્ટિનાં દુઃખ પ્રનાશન ક[illegible]
૨૯૩ સર્વ માધ્ય મનોર્થ ધારણ [illegible]
૨૯૪ પ્રત્યેક તત્વજ્ઞાનીઓને પરમ[illegible] માનું.
૨૯૫ પ્રત્યેકનું ગુણ તત્વ ગ્રહણ ક[illegible]
૨૯૬ પ્રત્યેકના ગુણને પ્રફુલીત ક[illegible]
૨૯૭ કુટુંબને સ્વર્ગ બનાવું.
૨૯૮ સૃષ્ટિને સ્વર્ગ બનાવું તો કુટુંબ[illegible] મોક્ષ બનાવું.
૨૯૯ તત્વાર્થે સૃષ્ટિને સુખી કરતા[illegible] હું સ્વાર્થ અર્પું.
૩૦૦ સૃષ્ટિના પ્રત્યેક (—) ગુણની વૃદ્ધિ કરૂં
૩૦૧ સૃષ્ટિના દાખલા તરીકે પાપ પુણ્ય છે એમ માનું.
૩૦૨ એ સદ્ધાંત તત્વધર્મનો છે, નાસ્તીકતાનો નથી એમ માનું.
૩૦૩ હૃદય શોકિત કરૂં નહીં.
૩૦૪ વાત્સલ્યતાથી વૈરીને પણ વશ કરૂં.
૩૦૫ તું જે કરે છે તેમાં અમલ[illegible]

[illegible] શંકા ન કરૂં, ઉથાપું નહીં; મંડન કરૂં.
૭ રાજા છતાં પ્રજાને સારે રસ્તે ચઢાવું.
૮ પાપીને અપમાન અ.પું.
૯ ન્યાયને ચાહું વર્તુ.
૧૦ ગુણનિધિને માન આપું.
૧૧ તારો રસ્તો સર્વ પ્રકારે માન્ય રાખું.
૧૨ ધર્માલય સ્થાપું.
૧૩ વિદ્યાલય સ્થાપું
૧૪ નગર સ્વચ્છ રાખું.
૧૫ વધારે કર નાખું નહીં.
૧૬ પ્રજાપર વાત્સલ્યતા ધરાવું.
૧૭ કોઇ વ્યસન સેવું નહીં.
૧૮ અજ્ઞાન ક્રિયા તજી દઉં.
૧૯ જ્ઞાન ક્રિયા સેવવા માટે.
[illegible] કપટને પણ જાણવું.
[illegible] ધર્મ આજ્ઞા સર્વથી શ્રેષ્ઠ માનું છઉં.
[illegible] સદ્ગતિ ધર્મનેજ સેવીશ.
[illegible] સિદ્ધાંત માનીશ, પ્રણીત કરીશ.
[illegible] ધર્મ મહાત્માઓને સન્માન દઇશ.
[illegible] જ્ઞાનવિના સઘળી યાચનાઓ ત્યાગું છઉં.
[illegible] ભિક્ષાચારી યાચના સેવું છઉં.
[illegible] પૌષધાદિ વ્રત સેવું છઉં.
[illegible] બાધેલો આશ્રમ સેવું છઉં.
[illegible] અકરણિય ક્રિયા દાન સાધું નહીં.
[illegible] પાપવ્યવહારના નિયમ બાંધું

૩૩૧ રસ સ્વાદે તન ધર્મ મિથ્યા કરૂં નહીં.
૩૩૨ એકાંત શારિર ધર્મ આરાધું નહીં
૩૩૩ અનેક દેવ પૂજું નહીં.
૩૩૪ ગુણ સ્તવન સર્વોત્તમ ગણું.
૩૩૫ સદ્ગુણનું અનુકરણ કરૂં.
૩૩૬ શૃંગારી જ્ઞાતા પ્રભુ માનું નહીં.
૩૩૭ સાગર પ્રવાસ કરૂં નહીં.
૩૩૮ કૃષ્ણાદિ પાપલેશ્યાનો ત્યાગ કરૂં છઉં.
૩૩૯ સમ્યક્ સમયમાં અપધ્યાનનો ત્યાગ કરૂં છું.
૩૪૦ નામભક્તિ સેવીશ નહીં.
૩૪૧ મિથ્યા ભાષણ કરૂં નહીં.
૩૪૨ સત્શાસ્ત્રોને સન્માન આપું.
૩૪૩ કાયાપર ગૃધ ભાવ રાખું નહીં.
૩૪૪ માનાર્થે કૃત કરૂં નહીં.
૩૪૫ કીર્ત્યાર્થે પુણ્ય કરૂં નહીં.
૩૪૬ કલ્પિત કથા દૃષ્ટાંત સત્ય કહું નહીં.
૩૪૭ શક્તિનો ગેરઉપયોગ કરૂં નહીં.
૩૪૮ અકૃત ધન લઉં નહીં.
૩૪૯ મૂલ્ય પાછળ ગજથી લેવું નહીં.
૩૫૦ વ્યાખ્યાન શક્તિને આરાધું.
૩૫૧ ધર્મનામ કેસરામાં પડું નહીં.
૩૫૨ તારા ધર્મ માટે રાજદ્વારે કેસ — — (મુકરદમો) મુકું નહીં.
૩૫૩ બને ત્યાંસુધી રાજદ્વારે ચડું નહીં.
૩૫૪ શ્રીમંતાવસ્થાએ વિ[illegible] શાળાદિ [illegible] નહીં.
૩૫૫ [illegible]